# નીરંગ-ઇ-દીન

## ( THE ORIGIN OF THE LAW )

યાને

## માઝદીયસ્ની જરથુશ્ત્રી ધર્મનું તત્ત્વજ્ઞાન



લખનાર

આથ્રવન



પ્રગટ કરનાર

ખુરશેદજી દા. દાદીશેઠ

પ્રિન્સ ઓફ વેલ્સ ડ્રાઇવ, પૂના.

## અહુનવદ ગાથાનો હા. ૩૦ મો
### ફકરો ૧ લો

(દીનની બાબદો) જાણવાને માટે અએ ખાહેશમંદો ઇશ્વરી બે શક્તિ, હોરમજદને માટે સેતાએશ, ભલા મનની આરાધના તથા રાસ્તીની મારફતે (મળેલા) ખુબીવાળા માંથ (એ બાબદો વિષે) (તમુને) હું કહી સંભળાવીશ. એ (બાબદો)ને (તેના) આતમબોધને લીધે શિખવા લાએક (તથા) ફાએદાકારક હું ગણું છું.

ફકરો ૨ જો—(પેગમ્બર જરથોસ્ત કહે છે.) (મારી) ઉત્તમ (નસીહતો)ને (તમારા) કાને સાંભળો (તથા) (તમારી) રોશન વિચારશક્તિથી તે ઉપર દરીઆફત કરો, (તે) મ્હોટા બનાવોની આગમચ, દરેક જનને પોતાને માટે (પોતાની) પસંદગીનો એતેકાદ (હોવો જોઈએ) એ બાબે હમારીથી વાકેફ થવા માટે (તમો) બીદાર (થાઓ).

સ્પેન્તોમદ ગાથાનો હા. ૫૦ મો ફકરો ૫ મો—અએ અશો હોરમજદ તારી દીનનો કલામ આશકારા કરનારને (તારી) મજબુત તથા જાહેર મદદ આપીને પુરતી રીતે તું ખચીત ખુશાલ કર કે જેથી (ઇઆને તારી મદદની કુમકને લીધે) (તે શખ્સ) પુર કોવટથી હમુને સુખ આપે.

# નીરંગ-ઈ-દીન

# (THE ORIGIN OF THE LAW)

યાને

## માજદીયસ્નની જરથુશ્ત્રી ધર્મનું તત્ત્વજ્ઞાન




લખનાર

આશ્રવન



પ્રગટ કરનાર

ખુરશેદજી દા. દાદીશેઠ

પ્રિન્સ ઓફ વેલ્સ ડ્રાઈવ, પૂના.

અશો યાદમાં

બહેસ્તનશીન એરવદ મહેરજીભાઈ પાલનજી માદન.

જેઓ પોતાની બાહોશી, લાયકી અને લોકસેવા બજાવી,

આપબળે આગળ વધીને, મુંબઇમાં એક પ્રથમ પંક્તિના

વર્તમાન પત્રકાર તથા ઉપયોગી અગ્રેસરનો દર

જ્જો ભોગવી, પોતાની પાછળ અખંડ, કીર્તિ-

વંત કારકીર્દી મૂકી ગયા છે; તેમના

તરફના અડગ ભક્તિભાવથી

ખુદાઇ માર્ગદર્શક આ

પુસ્તક તેઓ શ્રીને

અર્પણ કરૂં

છૂં.

આશાવાન

# એરવદ મહેરજીભાઈ પાલનજી માદન

એરવદ મહેરજીભાઇનો જન્મ સને ૧૮૬૦ના સપટેમ્બર માસની ૧૮મી તારીખે થયો હતો. તેમના પીતાજી જેઓ મધ્યમ સ્થીતીના પણ મોભાદાર આથ્રવન હતા. એમણે સર જમશેદજી જીજીભાઇની નીશાળમાં મેટ્રીક સુધીનો અભ્યાસ કરીને મુલ્લાં ફીરોજની મદ્રેસામાં અવસ્તા પહેલવીનું જ્ઞાન લઇ ૧૭ વરસની ઉમ્મરે મુંબઇ-સમાચારમાં નોકરી જોડાયા કેડે મહેરજીભાઇએ ટુંક મુદતમાં ખુલ્લું સાબેત કરી આપ્યું, કે જ્યારે મેટ્રીક કલાસમાં શીખતા સંખ્યાબંધ જવાનો માત્ર સરકારી શીખણ પદ્ધતિ અને પરિક્ષા પાસ કરવાની રૂઢીચુસ્ત અભ્યાસ સીમા બહાર સહેજ પણ ડોકીયું કરતા નથી. ત્યારે મહેરજીભાઇ માદન તો જરથોસ્તી ધર્મ, તેના રીવાજો અને રાહરસમ, રીવાજી ધર્મ અને અસલ ધર્મ વચ્ચેનો તફાવત અને બારીક વીગતોનું જ્ઞાન કાંઇ અજબ જેવી ચપલાઇ અને ઝડપથી, તેમજ જાતી અભ્યાસથી મેળવી ચુકયા હતા.

જાહેર છાપામાં લખાણો કેમ થાય છે અગ્રલેખો અને પરચુરણ બાબતો કેમ લખાય છે તેનું તેમને ભાન પણ હતું નહિ. આમ છતા મરહુમ. એરવદ મહેરજીભાઈ માદને પોતાને એક બહુજ જુદીજ કીસમના અને ચઢીયાતા જર્નાલીસ્ટ તરીકે પુરવાર કરી આપ્યા, "મુંબઇ સમાચારમાં મહેરજીભાઇની કારકીદીની શરૂઆત તે ગુજરાતી છાપાની હસ્તીની શરૂઆત હતી." તે વખતની માજદીયસ્નાન સભા, અને જરથોસ્તી ધર્મ ઉપર એતેકાદ વધારનારી મંડળીના મુખીઓ જેઓ અવ્વલમાં શેઠ મહેરજીભાઈના ધાર્મીક લખાણોની કાંઇક કડવી નજરથી ખબર લેતા થયા હતા. તેઓની એ કડવી નજર રફતે રફતે મીઠી નજર અને ઉત્તેજનમાં બદલાઇગઇ. અને પોતા તરફના ધાર્મીક ફતવાઓ બહાર પાડવા અગાઉ તેઓ બાઇજી મહેરજીભાઇનો મત લેવા ચુકતા નહિ. રાહનુમાં સભાના એક મુખી શેઠ નાનાભાઈ રૂસ્તમજી રાણીનાએ રાસ્ત-ગોફતાર પત્રમાં એક ખાસ લખાણ કરી "મુંબઇ-સમાચાર"માં તે વેળા પ્રગટ થતા ધાર્મીક અને સંસારી લખાણો ઉપર પારસી કોમનું લક્ષ ખેંચ્યું હતું. એટલું જ નહિ પણ કોમને તે લખાણનો અભ્યાસ

કરવા વીશેષ ભ[illegible]ણુ કરી હતી. રાજદ્વારી ક્ષેત્રના પોતાના ઉંચા જ્ઞાન માટે શેઠ મહેરજીભાઈ મોટે ભાગે દાદાભાઈ નવરોજી, સર ફીરોજશાહ મહેતા, દીનશાહ વાચ્છા, અને પોતાના શેઠ માણેકજી મીનોચહેરહોમજીને આભારી હતા, સર ફીરોજશાહના ચેમબરમાં ચાલતી તકરાર દરમ્યાન મહેરજીભાઈને પોતાની હાજરી આપવાની છુટ હતી. સર ફીરોજશાહ મહેરજીભાઇના ધાર્મીક લખાણો વાચતા હતા અને સામાન્ય રીતે લોકોને તે ઘણાં પસંદ પડતાં હતા, એવણુ ધર્મના એક અઠંગ સ્કોલર અને શોધક હતા તેમની જાહેર લડતો એક શુરવીર લડવઇયાના જેવી નીર્ભય હતી, એકવાર તકરારમાં ઉતર્યા તો મહેરજીભાઈને ત્યાંથી નહસાડવા ઘણા મુશ્કેલ હતા, જેવો તેમનો ધર્મનો, સંસારનો, અને દેશનો અભ્યાસ હતો, તેવી જ સરળ રીતે લોકોમાં તની સાદી સમજ ફેલાવવાને તેવણુને હોંશ હતી.

મહેરજીભાઇની જુવાનીમાં નોકરશાહી દેશી છાપાઓ તરફ લાગણીથી જોતી નહોતી, અંગ્રેજી છાપાઓને જે હકો, લાભો, અને સરળતા મલતાં તે દેશી વર્તમાનપત્રને નહોતાં મળતાં.

આજનો વાંચક અને છાપાનો કોઇ યુવાન રીપોર્ટર એ વાત જાણીને અજબ થશે કે બહેસ્તી મહેરજીભાઈના વખતમાં, ધારાસભા, યુનીવરસીટી સેનેટ, સેશનસ કોર્ટ, અને કોરપોરેશનના રીપોર્ટ લેવાની દેશી રીપોર્ટરોને છુટ નહોતી, મ્યુનીસીપાલીટીમાં ફક્ત એક ટાઉન કાઉન્સીલની બેઠકોમાંજ રીપોર્ટરો જતા, અને કંઇપણુ વિગત મળે તે પરથી શહેર સમાચાર તૈયાર કરતા. જામે-જમશેદમાં હતા ત્યારે મહેરજીભાઇએ ધારાસભાના રીપોર્ટો દેશી છાપાના રીપોર્ટો લઇ શકે એ ચળવળ ઉપાડી હતી, એવણે તે વખતના કાઉન્સીલના સેક્રેટરી પાસે ધારાસભામાં પોતાને બેસવા દેવાની અને રીપોર્ટ લેવા દેવાની પરવાનગી મેળવી લાવેલા. એજ પ્રમાણે એવણે સેશન્સકોર્ટ અને કોરપોરેશનના રીપોર્ટો માટે પણુ ચળવળ ચલાવેલી. એક વખત એવો હતો કે ચોક્કસ ગવર્નર યુનીવર્સીટી સેનેટની બેઠકોમાં ચાનસેલર તરીકે પ્રમુખસ્થાનેથી ડોળા કહાડી દેશી મેમ્બરોને સરકારની વીરૂદ્ધ બોલતા બંધ કરી બેસાડી દેતા, ત્યાં છાપાઓની વાત તો શું કરવી? તે વખતે સરકારી અમલદારોની કડક વલણુ અને પ્રેસ એકટની સખતાઇ એટલી બધી હતી, કે જો કોઈ પત્રકાર સરકારની અપખુદ વલણુ સામે કાંઈપણુ વીરૂદ્ધનું લખાણુ કરે, તો તેઓની સખ્ત રીતે ખબર લેવામાં આવતી, અને કેટલીકવાર જેલજાત્રાએ પણુ જવાનો વખત આવતો. તે સમયે સરકારની વીરૂધ લખવું કાંઇ આજના જેવું સહેલું હતું નહિ. છતાં પણુ મક્કમપણે પ્રેસ એક્ટ સામે જુમબેસ ચાલુ રાખી, પ્રજાની મુશ્કેલીઓ સરકાર સનમુખ રજુ કરી, અને પ્રજા હક માટે

લડતો કરવા માટે, એમને કેટલીકવાર કોરટકટીમાંથી પસાર થવું પણું હતું.

પારસી પત્રોમાં શુદ્ધ ગુજરાતી લખવાની શરૂઆત પણ એવણેજ કરી હતી. ગુજરાતી પત્રકારીત્વની તેમણે બજાવેલી અમુલ્ય સેવા લક્ષમાં લઈને સને ૧૯૨૫ ના નવેમ્બર મહિનાની ૧લી તારીખે અમદાવાદ ખાતે મળેલી પહેલી ગુજરાતી પત્રકાર પરીષદના પ્રમુખસ્થાને બીરાજવાના માનની તેમનાપર નવાજેશ થએલી, એ સ્થાનેથી આપેલાં વ્યાખ્યાનમાં તેમણે કેટલીક વહેવારૂ સુચેના કીધી હતી.

એ પ્રસંગે પત્રકારની ફરજ સમજાવતાં તેમણે કહેલું કે "એક સાચા પત્રકારની ફરજ પ્રજામત કેળવવાની તેને દરેક દીશામાં આગળ વધવાનો માર્ગ બતાવવાની અને સરકાર તથા પ્રજાને એકબીજાની નેમ સમજાવી તેઓ વચ્ચેના સંબંધને બની શકે એટલો વિશ્વાસ અને એખલાસ ભરેલો બનાવવાની છે." લગભગ આખું જીવન પત્રકારના વ્યવસાયને અર્પણ કરનારા મહેરજીભાઈની જીંદગીમાંથી પત્રકારોને ઘણું શીખવાનું મળે છે.

અત્યારે જમાનો બદલાયો છે, જ્યારથી ડીરેકટર ઓફ ઇન્ફોરમેસનનું ખાતું ઇલાકામાં હસ્તીમાં આવ્યું છે, ત્યારથી તેના બાહોશ અને દીલસોઝ મી. જેનીંગસની લાગણીથી, દેશી છાપાઓનો મોભો પણ અંગ્રેજી પત્ર જેટલોજ વધ્યો છે, શરૂઆતના જમાનામાં દેશી પત્રોની આબરૂ વધારવામાં અને તેમને માટે હકો મેળવવામાં જેમણે લડત ચલાવેલી તેમાં મહેરજીભાઇનો જેવો તેવો હીસ્સો નહતો.

જેવી રીતે ધાર્મિક તથા રાજદ્વારી બાબદોમાં એવણના લખાણો સત્તા· સમાન ગણાતાં હતાં તેજ પ્રમાણે એવણે વેપારી (વાણીજ્ય) બાબદમાં પણ આગળ પડતો ભાગ લેતા હતા.

એમના તંત્રીપણા નીચે જે અગ્રલેખો લખાતા હતા તેની મુંબઇ ઇલાકાના વેપારીઓનો મોટો ટેકો હતો, અને તેથીજ મુંબઇ–સમાચાર પત્ર ઇલાકામાં અગ્રસ્થાને હતું. વેપારી સભાઓમાં તેઓ ઘણી ઉલટ લેતા હતા, અને મુંબઇની દેશી વેપારી ચેમ્બરની સ્થાપના તેમણા લખાણ અને લડતને આભારી છે. એમ એ ચેમ્બરના આગેવાનોએ અનેક વખતે કબુલ કર્યું છે. સરકારની ચલણની રાજ્યનીતી સંબંધી લોર્ડ કર્ઝનની સરકાર સાથે પત્રવહેવાર ચલાવ્યો હતો. અને હિંદીઓનું દ્રષ્ટીબીંદુ અચ્છી રીતે રજુ કર્યું હતું. દેશી સ્ટીમરોનો કાફલો ઉભો કરવાની પણ તેમને ભારે હીમાયત કરી, સરકાર સાથે પત્ર વહેવાર ચલાવ્યો હતો, વ્યાપારી પ્રશ્નોમાં તેઓ એટલો રસ લેતા હતા કે ચેમ્બરના સભ્યોએ

તેમણે કારોબારી કમિટીમાં નેમ્યા હતા, લડાઈ વખતે "મુંબઈ-સમાચાર"ના અગ્રલેખો પ્રજા વર્ગ વચ્ચે ઘણા ખેંચાણકારક થઈ પડયા હતા, દેશ પરદેશના મામલાને અને ખાસ કરીને યુરોપની રાજદ્વારી સ્થિતિનો તેમનો અભ્યાસ ઘણો ઉંડો હતો. તેઓ સુધારક પક્ષના હતા અને પોતાના જ્ઞાનને પ્રતાપે જુના વિચાર-વાળાઓને કેટલાક વિષયમાં એવા મહાત કરતા હતા કે, કેટલીક વાર દસ્તુરજીઓ તેમની મદદ માગતા હતા, પારસી સવાલોમાં તેઓ આગળ પડતો ભાગ લેતા હતા. ડુંગરવાડીની જમીન શહેર સુધારા ટ્રસ્ટ હસ્તક જવાની તૈયારીમાં હતી ત્યારે તેમને ટ્રસ્ટીઓ સામે બાથોબાથ લડત ચલાવી પારસી આલમની આંખ ઉઘાડી ડુંગરવાડીની જમીન ટ્રસ્ટ હસ્તક જતી અટકાવી હતી, પંચાયતના વહીવટમાં સુધારા કરાવવાના સવાલ બાબેની જુંએસ જરથોસ્તી કોન્ફરન્સમાં પણ આગળ પડતો ભાગ લીધો હતો, અને તેના સ્થંભરૂપ થઈ પડયા હતા, નેશનલ કોંગ્રેસમાં પણ શરૂઆતથીજ જોડાયા હતા, પણ નવીન કોંગ્રેસના એક્ષ્ટ્રીમીસ્ટો સામે લડત ચલાવી હતી, વહોરા કોમના સુધારાની હીમાયત, થીઓસોફીસ્ટ પંથ સામેના ધુજારા પારસીઓના ધાર્મિક તથા સંસારસુધારા સંબંધી નુકતેચીની, અસહકારના અતેરાં તથા દારૂતાડીના પ્રોહીબીશનના ઉઘાડાં પાડેલાં ખોટારાં, વીગેરે અસંખ્ય બાબદોની ચર્ચામાં એવણે મોટો ભાગ લીધો હતો.

તકરારના મેદાનમાં દલીલો કરવાની તેવણની કુનેહ અને બાહોશી અજબ પ્રકારની હતી. તેવણ જે બાબતો ઉપર લખતા તેમાં તેવણનો પુખ્ત અને ઉંડો અભ્યાસ જણાતો. પોતે જે જાણતા અને સમજતા હતા તે સઉને જણાવવા, લોકોનું મત કેળવવાને તેવણને ઘણી ઉલટ હતી. તે ઉલટ ઘણીજ વખાણવાજોગ હતી.

એવણે સને ૧૯૧૫માં "મુંબઈ સમાચાર" સાથનો સંબંધ છુટો કરી "તાતા પબ્લીસીટી કોરપોરેશન"ની માલિકીના "પ્રજા મિત્ર અને પારસી"ના અધિપતી તરીકે તેઓ જોડાયા, અને એ સ્થાને ૧૯૨૩ની આખરી સુધી ચાલુ રહ્યા. ત્યાર પછી સને ૧૯૨૪માં તેવણે "સત્ય મિત્ર" નામનું સાપ્તાહીક (Weekly) શરૂ કર્યું અને તે પાછળ પોતાની ગીરોના નાંણા ખરચવા છતાં એ પત્ર લાંબું આયુષ્ય પામવાને સર્જાયું નહોતું, તેથી તેની સાથનો સંબંધ છુટો કરી ફારેગ થયા હતા, ફારેગ થયા પછી પણ એવણે પોતાની કલમ હાથમાંથી છોડી નહોતી, જુદાં જુદાં વર્તમાન પત્રોમાં જુદે જુદે તખ્ખલુસે લખાણો કરી જન સેવાના કાર્યોનો ચાલુજ રાખ્યાં હતાં, ૭૧ વરસની બુઝર્ગ વયે પણ આજના જુવાનીયાઓને પણ બાજુએ મુકે તેવો, એવણનો ઉત્તસાહ હતો. તેઓના જીવનનો ખરો મર્મ નીચલી આંઠ લીટીઓમાંથી મળશે.

"I live to learn their story,
Who've suffered for my sake;
To emulate their glory,
And follow in their wake;
Bards, martyrs, patriots, sages,
The noblest of all ages;
Whose deeds crown history's pages,
And times great volume make."

"જેઓએ મારે માટે મુસીબતો વેઠી છે, તેઓના દાસ્તાનોથી માહીતગાર થવા, તેઓની જશવંત કારકીદીની નકલ કરવા, અને તેઓના મુબારક કદમે ચાલવા હું જીવું છું. દરેક અઈયામના નામવર કવીઓ, ભલાં માટે ભોગ આપનારાઓ, દેશદાઝનું ઝીન હઇએ ધરનારાઓ, અને ઇશ્વર ભક્તિભાવ ધરાવનારાઓ, કે જેઓના મહાન કાર્યોના અહેવાલ તવારીખના સોનેરી સફાઓ શણગારે છે, અને લખતનું મોટું દફતર બનાવે છે. તે જોવા હું જીવું છું."

તેવણે પોતાની જીંદગીમાં ઘણું સહન કર્યું, ઘણું લડ્યા, ઘણી તકરારો કરી, પણ કદી કોઇથી બીધા કે ગભરાયા નહિ. પોતાના અભ્યાસ અને કલમના જોર ઉપરની તેવણની મુસ્તાકી તેવણને કદી કોઇથી હરાવે કે દબરાવે એવી નહોતી. ગમે એવા જોરાવર હરીફને પણ તકરાર અને દલીલોથી મહાત કરતા. એવી દ્રઢતા, મનની ચીવટઇ અને મક્કમપણું ધરાવવું, એ ખરેખર માણસનો એક વખાણવા લાયક ગુણજ કહેવાય.

તેવણ દેખાવમાં તદ્દન સાદા હતા તેવણમાં કેટલું ભંડોલ અને ગ્નાન હતું તે બતાવવાને તેવણ પોતાની કશી વડાઈ કરતા નહોતા.

તેવણની જીંદગીનો ઇતીહાસ એટલો રસીલો, એટલો લંબાણ, અને જાણવા જોગ વીગતોથી ભરપુર હતો, કે તેને અહિ એકી વખતે સામટો ઇન્સાફ આપવો પણ મુશ્કેળ અને અઘરો છે, એવણને પ્રમાણીકપણું, ત્યાગ, અને સેવા વધારે વહાલાં હતાં, એવણનું જીવન ખરેખરૂં અસલના રૂષિ મુનીઓ જેવું. સુદ્ધ અને સાધુ જીવન હતું. એટલે એવણ સાદાઇમાજ જીવ્યા, અને સાદાઇમાંજ એક સાચા આથ્રવન તરીકેની ખુદા તરફની પોતાની ફરજ અદા કરી તા. ૨૭ જુન સને ૧૯૩૧ના દીને ૭૧ વરસની વયે બહેસ્તનશીન થયા, પરવરદેગાર એવણના રૂહને મીનોઇ જહાનમાં શાંતી બક્ષે. એવી દુઆ ગુજારી આ લેખ અત્રે ખતમ કરૂં છું.

આથ્રવન

# પ્રસ્તાવના

"બ નામે યજદે બક્ષાયેન્દેહે બક્ષાયેશગરે મહેરબાન"

દાદાર હોરમજદની ખુશ્નુદી થાઓ, એ દાતાલા જે નેઆમતનો બખશનાર ગુનાહ મફ કરનાર માયાળુ કે જે હમેશાં હતો, હમેશાં છે, તથા હમેશ સુધી રહેશે તેના મુબારક નામની મદદથી, અને એની વૃદ્ધિ કરનાર સર્વ શક્તિવાન સાહેબની પ્રેરણાથી આ પુસ્તક લખ્યું છે. અને એ લખવાની મકસદ (હેતુ) આપણો ધર્મ કેવો ખાલેસ, સાદો, અને વ્યહવારૂ છે, તે બીજા ધર્મોના મુકાબલા કરી દેખરાવી આપ્યો છે.

જેને ધર્મનું તત્વજ્ઞાન અથવા ફીલસુફી જાણવાની જીજ્ઞાસા હોય તેને પોતાની જાતને પહેલો અજ સવાલ પુછવો કે હું કોણ છું. કયાંથી આવ્યો છું. આ દુન્યામાં મારી શું ફરજ છે, (અથવા મારૂં શું કર્તવ્ય છે) અને હવે પછી મારે કયાં જવું છે. જો આની ઉપર જ ઉંડો વિચાર કરવામાં આવશે, તો માલમ પડશે કે હું કાંઈ શરીર નથી. પણ અમર આત્મા છું. શરીરતો જડ અને નાશવંત છે. મારો નાશ નથી, હુ તે સાહેબમાંથી જ આવ્યો છુ. અને છેવટે તે અહુરમજદમાંજ મળી જવશ. બસ આટલુંજ તત્ત્વ (સાર) જાણવાની કોશેશ કરવી જોઇએ. ધર્મ સંબંધી બાતેની જ્ઞાન (તત્ત્વ જ્ઞાન) મેળવવાને કેવો પુરૂષાર્થ કરવો જોઈએ તે વીષેના થોડાક વિચારો વાંચકો સમક્ષ રજુ કરૂં છું. આ મારો પહેલોજ પ્રયાસ છે. તેથી લખાણોમાં કાંઈ ભુલ ચુકો. તથા કોઈ અસંગત બાબદો લખાઇ ગઇ હશે. તે ભુલો સુધારીને વાંચવાની મારા સુજ્ઞ વાંચકોને વિનતી કરૂં છું.

આ મારાં લખાણો આજથી ૧૫ વર્ષ અગાઉ લખાયાં હતા, અને એ

લખાણો કેટલાક ગૃહસ્થોને વાંચવા આપેલાં, અને તેઓને આ લખાણોમાંથી જે કાંઈ લખાણો સારાં લાગે તે પ્રગટ કરવાની પણ તેઓને સંમતી આપેલી. તેથી આ પુસ્તકમાંના કેટલાંક લખાણો (આબદે.) અત્યાર આગમચ કેટલીક ધાર્મીક ચોપડીઓમાં, તથા ધાર્મીક ચોપાન્યામાં પણ આવી ગયાં છે. તેથી વાંચનારાઓએ એમ નહિ સમજવું. કે મેં તે લોકોના પુસ્તકમાંથી ઉતારા આપેલા છે. જે જે મહાન પુરૂષોના લખાણોના જ્યાં જ્યાં ઉતારા આપ્યા છે ત્યાં ત્યાં મેં તે પુરૂષોના નામો તથા પુસ્તકોના નામો આપેલાં છે.

આ ભેદો કેમ ખોલવા તેને માટે મવલાના રૂમ કહે છે કે.

"ગરઝ સીરરે મારેફત આગાહ શવી
લફ્ઝ બ ગુઝારી સુએ માઅની શવી"

અર્થ=જો ખુદાઈ જ્ઞાનનું રહસ્ય સમજવું હોય તો શબ્દોને છોડી દે, અંદર જે ભેદ સમાયલો છે તેને વળગ, આવો ખ્યાલ થાય તોજ જ્ઞાનની ખુબીઓ માલમ પડે છે, અને ખુદાના રસ્તામાં આગળ વધાય છે.

આંધળાં એકીનથી કોઈપણ બાબદ માની લેવી તેના કરતાં પ્રમાણીક શંકા કરવી વધારે સારી છે. પ્રમાણીક શંકા જેમ વધુ બળવાન, તેમ તેનું સમાધાન થયેથી શ્રદ્ધા (એકીન) પણ વધુ દ્રઢ બને છે. અજ્ઞાની મનુષ્યનું સમાધાન અને તત્ત્વવિચારકના જ્ઞાન પ્રાપ્ત રહય સમાધાન વચ્ચે ફેર છે. તત્ત્વવિચારકના જ્ઞાન પ્રાપ્ત રહય સમાધાન તેજ ખરૂં સમાધાન છે.

આજની પશ્ચિમની કેળવણીએ મનુષ્યને બુદ્ધિવાન દંભી અને સ્વાર્થી બનાવ્યું છે. પણ ચરિત્રવાન બનાવી શકતી નથી. આજના આ બહુમોલા દંભી ઉપદેશકોના ઉપદેશની સાધારણ મનુષ્યો ઉપર ઘણી અસર થાય છે. તેનું કારણ તેઓમાં સ્વતંત્ર રીતે વિચાર કરવાની બુદ્ધિ નથી.

જેવી રીતે એક મોટાં ઝાડ નીચે નાનાં ઝાડનો વિકાશ (યાને ફેલાવો) થતો નથી. તેવી રીતે આજની કેળવણી લીધેલા દંભી ભાષણકર્તાઓના ઓહથી બીચારા ઓછું શીખેલા દબાઇ જાય છે દલીલો કરી શકતા નથી. પણ જે મનુષ્ય સ્વતંત્ર રીતે વિચાર કરી શકે છે. તેજ પોતાના સિદ્ધાંતમાં મક્કમ રહી શકે છે. મોટા માણસોના ઓહથી અંજાઇ જાય એવા મનુષ્યોએ આ લોંગફેલોની કવીતા યાદ રાખવી.

In the world's broad field of battle,
In the bivouac of Life;
Be not like dumb driven cattle,
Be a hero in the strife;

આ પુસ્તકમાં (Reasoning) તર્ક શક્તિથી જે જે ભેદો ખોલવામાં આવ્યા છે તે બધા ખરાજ છે, એમ માની લેવાનું નથી. કારણ કે આવી રીતે ભેદો ખોલવાનો આ પહેલોજ પ્રયાસ છે. એટલે મારા વિચારોમાં કેટલેક ઠેકાણે ભુલો પણ થઇ હશે. પણ ભવિષ્યની ઓલાદને આ ચાવીથી ભેદો ખોલવાનું સુગમ થઇ પડે તેટલા માટે આ રીતનું અનુકરણ કરવાની જીજ્ઞાસુઓને મારી વિનતી છે.

આવાં ભેદી લખાણો દુન્યાના દરેક ધર્મમાં છે. અને ગ્રીક લોકોના દેવતાઓ (આપણા ફરેસ્તાઓ)ના ભેદો એક અંગ્રેજે કેવી રીતે ખોલી દેખરાવ્યા છે તે નીચેના લખાણ પરથી માલમ પડશે.

## " GREEK MYTHOLOGY "

The Greek theogony, or system of the Gods will be found, puzzling at first; but keeping in mind, that each god, or goddess, represents and active principle or attribute aspect or power of the one Absolute and ineffable, God, the student will be able in due time to reduce, the apparently chaotic, Olympiad to some degree of order.

The marriages of these gods and goddesses, are the combination of different powers, whilst their apparently immoral "LIAISONS" represent, the descent of a higher power, to a lower plane of action. A certain effort may be required at first to keep in mind, the lofty universal arena, in which, the events of the myths are taking place.

( We use the present tense, for they are going on to day ) They are concerned with soul history; with cosmic

evolution and involution with the emanation of the many from the One, and the re-linking in consciousness of the many with the One, as contrasted with ordinary history, which records simply earthly or physical events. The myths have reference to all time, or that which is both in and beyond time and space. One key to their meaning is the word "NOW" for the processes of evolution and involution, or "creation" and "rest" or "return" are always taking place, and the movement of the great wheel of the universe, or macrocosm, sets in motion correspondingly, the little wheels of the microcosm, or "everyman."

Therefore another key is the word "YOU" i-e yourself, Apply the myth to your real self-your soul.

( Percy Lund )

હવે આપણે આપણી ધર્મક્રીયાઓ વીષે દસ્તુર ખુરશેદજી એરચજી પાવરી શું મત અપે છે તે જુઓ, એવણુ ફસલીપંથના વડા દસ્તુર હતા, અને એવણુને મોબેદી પેશાનો લગભગ ૭ દાયકાનો અનુભવ છે. અને પોતે જાતે કેટલીક ક્રિયાઓ કીધી છે. અને ધર્મનો બારીક અભ્યાસ પણ બહુ કીધો છે, અને કેટલાંક પુસ્તકો પણ લખ્યાં છે, તેવા એક ચુસ્ત અભ્યાસીનું મત તાંકી દેખરાવ-વાની મતલબ એટલી જ છે કે ખરૂ શુ છે. તે લોકો જાણી શકે.

'દસ્તુર ખુરશેદજી પાવરીનું મત"

પાકનામ પયગંબર સાહેબ અશો જરથુસ્ત્ર તથા તે સાહેબના જાયનસીનોથી જે જુદા જુદા વિષયો તે વિષયોને બરના નામો સાથે રચાયા હતા; ને છુટા છુટા વિષયોની જાળવણી કરવાના નેક ઇરાદાથી, તેઓનો જે સંગ્રહ તે હાલની આપણી ઇજિશની નામનું (૭૨) હાનું ક્રિયાઓ સાથનું મોનેબર ભણુતર છે. ઇજિશ્નેમાં આ એકજ ભણુતરને "હમાયસ્ત" ગેની ખરીદ, નીરંગે દીન, જીંદેહ રવાન વીગેરે જુદા જુદા અનેક નામોની જુદી જુદી રીવાજી ક્રિયાઓમાં ફેરવવાનો, પ્રથમ પહેલવી લખણો, પહેલવી સરેહા, ફારસીં લખાણોમાં જ્યારે નવીન વધારો શરૂ કરવામાં આવ્યો, ત્યારે તે ક્રિયાઓ સાથે કેવળ **હૈયાત જરથોસ્તીઓની ખુદની સવાબકારી, યાને "જીંદેહ રવાનોની" ભવિષ્યની બહેતરી અને**

**ખુષ્તગીનો ઉમદા ખ્યાલ જોડાયલો હતો.**

હાદેસ્તાને દીની (પુરસેસ ૮૦ વીગેરે) પહેલવી લખાણો કરનારા સાહેબોની આ નવીન માન્યતા બરપા કરવાની મુળ નેમ "રવાન ખુષ્નગીની" છે. અને "આ રિવાજી ક્રિયાઓ" અકસર "હૈયાત જરથોસ્તીઓએ" કરવાની છે. અને તે કોઇ તકસીરોની તોજેસ, યાને ગુનાહનો બદલો વાલી આપવા માટે કરવાનો છે. અહિં સુધી મુળ મકસદ બર લાવનારી આ રીવાજી ક્રિયાઓનો આપણે અનાદર કદી કરી શકીએ નહિ.

વંદીદાદ સાદેહમાં તોજેસો કરવાના, યાને ગુનાહનો બદલો વાળવાના જે ફરમાનો આપ્યાં છે, તેઓમાં કેટલાંક ખાસ કરીને હાજતમંદ હમદીનોની દસ્તગીરી કરવાનાં સખાવતી ફરમાનો જાબજા મલે છે. અને આ વ્યવહારૂ ફરમાનોની જગા પહેલવી સરેહોમાં જુદી જુદી ક્રિયાઓથી પુરવામાં આવી છે.

બીજા બોલોમાં જ્યાં જ્યાં પરોપકાર કરવાથી ગુનાહોની માફી મલવા, અને આત્મિક મુક્તિ થવા જણાવ્યું છે, ત્યાં ત્યાં પહેલવી શરેહોમાં ભણુતર ક્રિયા કરવાના ફતવા અપાયા છે. પહેલવી શરેહોનો આ ફેરફાર અને વધારો એકલો નથી, પણ પાછળથી આ રીવાજી ક્રિયાઓની મુળ મકસદ ઉલટાવવામાં આવે છે. **"અને જે ખાસ ફરજ જીંદેહ રવાનોની આજાદેહગી માટેજ અદા કરવાની છે. તે ગુજર પામેલાં રવાનોની, સવાબ હાંસેલ કરાવવાની મરણ ક્રિયાઓમાં ઉલટાઈ જવાનો ભુલભરેલો રીવાજ જારી થયો છે."**

આ ફેરફાર મરણ પાછળની ક્રિયાઓનો અનીયમિત વધારો છે. અને તે બેસક બીનજરૂરી વધારો છે.

"રીવાજો અને રીવાજી ક્રિયાઓનું પાલન કરવામાં આપણી આ પહેલ્લી અને એકજ ભુલ નથી, પણ બીજી જે ગંભીર ગફલતની જારી રહેલી છે, તે કેટલાક ખુશાલીના અવસરો છે, તે ગમીના અવસરો તરીકે પળાય છે." અને ગાંહબારો નૌરૂઝેઆમ, નૌરૂઝે-ખાસ વીગેરે ખુશહાળીના અવસરોને આવકાર આપવાના, તેઓ માટે શુક્રગુજારી કરવામાં, અને કુદરતી નવાજેશો માટે ખુદા પાકના અહેસાનો માનવાની ખરી ફરજ અદા કરવાના ભણુતર ક્રીયાઓ, ગમીના અવસરો તરીકે પાળવાના રીવાજો જારી રહ્યા છે.

આ મુજબ દીન આઇન બાબદમાં અસલીયાતને તજી દઇ, અને અસલયાતના મુળને છોડી દઇને તેના માત્ર પડછાયાને પકડી રાખવાનું, આપણું અજ્ઞાન ચલાવી લઇ નહિ શકાય એવું ગંભીર છે. તે તરફ ભલાં દીનદાર જરથોસ્તીઓનું ધ્યાન ખેંચવાની મારી કમીની ફરજ સમજું છું.

અવસ્તા સાહીત્યના વધારે સત્તાદાર મોતેબર લખાણોમાં, ગાહમ્બારો, રપીથ્વન, બરેશનુમ, અને પાંજંદ પતેત પસેમાની વીગેરે, આગળાં અને પાછળાં ભણતર-ક્રિયાઓનાં લખાણો થયાં છે, અને તે સઘળાં હૈયાત જરથોસ્તીઓએ પોતાનાં રવાનોની બુખ્તગી સાથે, અને પોતાનાં અનુશેહરવાનોની, આસાન પુલગુજારી થવા માટે અને સેવટની બહેસ્તનશીનીની સુખી સર્જતે પહોંચવા માટે ફરજીઆતો છે. તથા ફરજીઆત ભણતરો અને ક્રિયાઓ છે.

પણ પાછળથી તે સઘળું ભુલાઈ જઈ "મરણ પાછળ કરવાના ભુલ ભરેલા, અને ભુલાવો ખવાડનારા રીવાજો જારી રહ્યા છે"

રવાન બુખ્તગીને માટે એક દીનદાર જરથોસ્તીએ "પારકાના ભાડુતી ભરૂસા ઉપર નહિ રહેવા, હાથે જાતે પોતાના જવાબદાર અમર રવાનોનો ગુનાહોથી છુટકારો કરવા, અને મુક્ત જીવતાં જીવત પોતાની કરણીથી જ મેળવવા" - દેઢ સદી ઉપર થઇ ગયલા હમવતની, નવસારીના નામીચા દસ્તુર "દારાબ પહલન" સોનેરી સખુનોમાં, સાચે સાચી નશીહત દેનારૂં ધર્મનું જે ફરમાન ટાંકી જાય છે તે આ છે.

"રવાને ખીશરા, હમખીશ ગમખુર
જનો ફરજંદરા, ગમખાર મસમુર"

અએ દીનદાર! તારાં રવાનની ફીકર તુ પોતે જ રાખ તારી ઓરત અને તારાં ફરજંદ, તારી ફીકર રાખનાર થાય તેને ભરૂસે તું ના રહે (ફરજીયાત નામેહ).

## દસ્તુર ડો. ધાલાનું મત

તા. ૩૦મી નવેમબર સને ૧૯૪૩ને દીને કાવશજી જહાંગીર હોલમાં કરાંચીના વિદ્વાન દસ્તુર ડો. ધાલાએ જે ભાષણ આપ્યું હતું તેનો ટુંક સાર (નીરંગ) સારાં કામો, સારાં વચનો, સારા વિચારો એજ આખો જરથોસ્તી ધર્મ છે.

અશોઇનો માર્ગ એજ એખલો ખરો માર્ગ છે. અને અશોઇને માર્ગેજ ચાલવાને જરથોસ્તી ધર્મ આપણને શીખવે છે. જરથોસ્ત શીખવે છે કે માણુસ જે બહારથી દેખાય છે, તે માણુસ નથી. પણ માણુસ તો તેનો આત્મા soul છે. conscience-અંતકરણ જે ખોદાઇ અવાજ છે, તે માણુસનું ચારીત્ર ઘડે છે. જરથોસ્તી ધર્મનું પહેલું અને મુખ્ય શીક્ષણ આજ છે કે, જેવી તમારી કરણી તેવીજ પાર ઉતરણી.

એક માણસ ગુજર પામે, તે પોતાના કામો આ દુન્યામાં પુરાં કરીને જાય છે. તો પછી તેના મરણ પછી તેના રૂવાનને માટે, તમે ગમે એટલીબી ક્રિયાઓ કરો, તે તેને બીલકુલ કારગત લાગતી નથી. ક્રિયાઓ તો આ દુન્યામાં ફકટ "જીવતાંઓને માટેજ" છે.

એજ ભાષણને પ્રમુખપદેથી પૂનાના વિદ્વાન દસ્તુર નોશીરવાન કેકોબાદે ભાષણ કર્ત્તાનો આભાર માનતા જે વિચારો ખુલ્લા દીલે સ્વતંત્ર રીતે જણાવ્યા છે. તે પારસી કોમને રાસ્તરાહે દોરવનારા અને ઘણા કિંમતી છે.

દસ્તુરજી સાહેબ જણાવે છે કે, ડો. ધાલાએ જે જે ચીમકીઓ લગાવી છે, તેવી ચીમકી ખમનારાઓમાં હું બી એક છું. અમો દસ્તુરો જો ભાષણોમાં સચ્ચાઇથી બધું ખુલ્લું બોલ્યે, તો તેથી મોબેદોને મોટું દુ:ખ લાગે, અને લોકો વગર સમજવે અમારી ઉપર મોટો હુમલો કરે, આથી અમો દસ્તુરોને મહોડું મુંગું રાખવું પડે છે.

હમદીનો ખોબા ભરી ભરીને પૈસા લાવી તે ક્રિયાકામોમાં વાપડવા આપે છે. ક્રિયાઓ તો આપણા પોતાના જીવતાઓને માટે છે." ગુજરેલાંઓ તો પોતાનાં કામ આ દુન્યામાં પુરાં કરીને ગયાં છે. તો તેઓની ક્રિયા કામો કરવા માટે પૈસા બગાડવાનું મુનાસેબ નથી.

## દસ્તુર ફરામરોઝ અ. બોદનું મત.

"નવયુગના કેળવાયલા જરથોસ્તીઓ તરીકે આપણે કેવી ધાર્મીક જરથોસ્તી માન્યતાઓ ધરાવી શકયે ?

એ વિષય ઉપર દસ્તુર ફરામર્ઝ અ. બોદે ન. મા. પીટીટ ફસલી આતશ કદેહમાં જે વિદ્વત્તાભર્યું ભાષણ આપ્યું હતું તેનો ટુંક સાર (નીરંગ) નીચે લખવા મુજબ છે.

વિદ્વાન દસ્તુરજીએ પોતાના વિષય ઉપર બોલતા જણાવ્યું હતું કે, ધર્મની બાબદ દરેક વ્યકિતની અંગત મતા છે. કોઇના કહેવા ઉપર આપણી ધામીંક માન્યતા આધાર રાખતી હોવી નહિ જોઇએ. દરેક વ્યકતીએ ધર્મ અંગેની આસ્થા પોતાને હાથેજ જન્માવવાની છે. માન્યતા તો અંતરની વસ્તુ છે.

જરથોસ્તી ધર્મ સાહિત્ય આજે ભાંગી તુટી દશામાં આપણે ધરાવ્યે બીએ. આપણી માન્યતા માટે ધાર્મીક સાધન તે ફકત પયગમ્બર જરથુશ્ત

સાહેબના ગાથાજ છે.

હમણા ચર્ચાતો સ્યાવનોજ દાખલો લો. સ્યાવ માટે કોઈપણ જગાએ કાંઈ પણ ફરમાન નથી. આપણી કોમ આતુરતાવાળી છે જાણવાની જીજ્ઞાસા ધરાવે છે, પરંતુ સાચી રીતે કોઇ સમજાવવા, પોતાનાં સ્વાર્થને ખાતર બહાર પડતા નથી.

જે જરથોસ્તીને ખુદાપર સાચી માન્યતા નહિ હોય, તે સાચો જરથોસ્તી નથી. ખરી ધાર્મીક માન્યતામાં આપણે પછાત છીએ, જ્યારે ખોટા રીતરીવાજોની માન્યતાઓમાં આપણે ખુબ આગળ વધેલા છીએ. માત્ર લાગણીથીજ નહિ દોરવાતાં, દરેકે પોતાની વિચારશકિત પ્રમાણે વર્તવાનું છે. વિચારશકિત અને અક્કલનો ઉપયોગ કરતાં શીખો.

જ્યારે આપણામાં સાચી ધાર્મીક માન્યતા જન્મશે ત્યારે આપણામાં માનસીક-માન્યતા પેદા થશે, જાનવરમાં અક્કલ નથી, માણસમાં અક્કલનો સાચો અંશ છે. અનુભવ જ્ઞાન અને કેળવણી ઉપર આપણે આપણી માન્યતાને ઘડવી જોઇએ. ખોટી તરીકતો કરતાં પયગંબર સાહેબના અચળ ફરમાનો ઉપર આધાર રાખો. આજના જુવાન છોકરા છોકરીઓને સાચો અસલ જરથોસ્તી ધર્મ શીખવો.

રવાન અને ફરોહર બન્ને જુદાં છે, એમાં પણ આપણે હજી ભુલ કરતાં રહ્યાં છીએ. "કરણીનો ફાયદો કે ક્રિયાકામોથી મલતું બહેસ્ત (?)" એમાંથી તમે શું ઇચ્છિશો ?

તમારી વિચાશક્તિથી એ નક્કી કરજો. કરણીના અચળ કાયદામાં માન્યતા ધરાવવી એ સ્વચ્છ જરથોસ્તી ખ્યાલ છે, એમ વિચારશીલ વર્ગને સમજાવવાની સહેજ પણ જરૂર નથી. ખોટી રેવાજી માન્યતાઓથી કાંઇ વળવાનું નથી. નીરંગ એટલો તો ફકટ 'ભણતર' એવો અર્થ થાય. માત્ર સવારે સમજવા વગર નીરંગ લેવાનો કાંઈ જ અર્થ નથી માત્ર સમજીને ભણેલાં એક "અશેમ વોહુ જ" આપણને આખો સુંદર દિવસ આપશે. અશોઇને માટે અશો બનો! આજના બાળકને કોઇપણ ફતવા અસર કરી શકશે નહિ. એને તો માત્ર માજદીયસ્ની ધર્મના સ્વચ્છ ફરમાનોજ અસર કરી શકશે.

પાનાંને પાનાં ભરીને કરેલા અર્થહીન અજરથોસ્તી લવારાઓ કોઇનેજ અસર કરશે નહિ, કોઇ આજે એ બધું વાંચવાની પણ પરવા કરતું નથી.

બાહ્રુની ક્રિયાકામોથી રવાનની ઉન્નતી થાય એમ ઠસાવવું એજ અજરથોતીપણું છે.

આલાતની નકામી ચર્ચામાં માનશો કે સાચા જરથોસ્તી ફરમાનોમાં

માનશો? સાચી જરથોસ્તી માન્યતાઓમાં આસ્થા રાખી, સાચું જરથોસ્તી જીવન જીવો.

**જીવનના આતશને–અંતરના આતશને રોશન રાખો.**

**અહુરમઝદપરજ સંપૂર્ણ આસ્થા રાખો. એજ સાચો રાહનુમાય છે એના આશીર્વાદથીજ આપણા આત્મામાં નવી રોશની જન્મશે, અને આપણે નમુનેદાર જરથોસ્તી જીવન જીવી શકીશું.**

આવા વિદ્વાન દસ્તુરો તરફના સ્વતંત્ર મતો ઉપરથી સમજુ વાંચકો જોઇ શકશે કે મરણ પાછળની ક્રિયા તદ્દન નકામી અને ભુલાવો ખવાડનારી છે.

મૈત્રેયી ઉપનિષદમાં કહ્યું છે કે તત્વનો વિચાર ઉત્તમ છે, શાસ્ત્રોનો વિચાર મધ્યમ છે, મંત્રોની સાધના અધમ છે, અને તીર્થોમાં ફરવું અધમમાં અધમ છે. એટલે આપણા ધર્મનું તત્વ (યાને નીરંગ) સંબંધી થોડોક ખુલાસો અત્રે કરીશું "નીરંગ" શબ્દનો અર્થ જુદે જુદે ઠેકાણે જુદો જુદો કરવામાં આવ્યો છે. પહેલવી ભાષામાં "નીરૂક" શબ્દ "નીરંગ" પણ વાંચી શકાય છે અને "નીરૂક" શબ્દનો અર્થ કૌવત, જોર, શક્તિ (power strength, froce) થાય છે. ફારસી ભાષમાં "નીરંગ" શબ્દનો અર્થ "કાંઇ નવી ચીજ (a novel thing) "અસલ મૂળ" (origin); મોજેજો (miracle) તથા ટુંક અસરકારક ભણતર (incantation) આમ થાય છે. "નીરંગ' પોતે તાવીજ, તલેસમ, યા અફસુન (incantation; talisman; amulet;) મીસાલ પોતાની અસર ઉપજાવે છે, કારણ કે તેની અંદર મીથ્રનો જોસ સમેત (concentrated Thought Force) કરી રાખવામાં આવલો હોય છે.

આ ઉપર આપેલા બધા અર્થોમાંથી. આપણે ફકટ એકજ અર્થ દરેક ઠેકાણે ઉપયોગમાં લઇ શું (ઘટાવશું) તે એજ કે "ધર્મનું તત્વજ્ઞાન" અથવા આપણા દરેક ભણતરોનો ટુંકમાં સાર તેજ "નીરંગ" જ્યારે આજે તો બળદ, અથવા વરસ્યાના મુત્રને જ "નીરંગ" સમજવામાં આવે છે. અને એક પક્ષની ખોટી જીદને લીધે આપણા બુલંદ ધર્મનું જે ખરેખર તત્વ તે સમજાવવાનુ બાજુએ મુકી દઇને ધર્મના પાયા તરીકે આ ચાર નજીવી ચીજોને ખોટી રીતે મહત્વતા આપવામાં આવે છે. એકતો બળદનું મુત્ર, બીજી આતશની ભસ્મ (અથવા રખીયા) ત્રીજી વરસ્યાના બાળની વીટી અને ચોથી હોમ સળીઃ જ્યાં સુધી આ ચાર ચીજનેજ ધમના પાયા સમાન ગણવામાં આવશે. ત્યાં સુધી કોઇપણ વિવેકવાળો (યાને ખરાંખોટાંનું તોળ કરવાની શક્તિવાલો) જરથોસ્તી આપણી દીનપર એકીન રાખશે નહિ. અબ્બ શ્રવાજુંઓ, તથા જાહેલો, એકીન રાખશે.

આપણું જેટલું ધર્મ સાહિત્ય છે. તેમાં ઘણે ભાગે તો બધું ભેદમાંજ કહેલું છે. ખુદ ગાથામાંથી કેટલુંક ભેદમાંજ કહેલું છે. કેટલાકો એમ સમજાવે છે કે, આપણું ભણુતર ફકટ મહોડે ભણી જવાથી પણ તેની કુદરતમાં અસર થાય છે. તે વાત બીલકુલ ગલત અને ભોળા મનુષ્યોને આડે માર્ગે દોરવનારી છે. જે બંદગી અથવા ભણુતરનો તમો ભાવાર્થ જાણો નહિ. તેની કાંઇ અસર પણ નહિ. એમ સમજાવવામાં આવે છે કે આપણી બધી યસ્તો, નીઆએસો વિગેરે સ્તોત યસ્ને કાયદે રચાયલી છે. અને તેની ધ્વનીઓ Vibrations થાય છે. અને તે બધી મીનોઇ જહાનમાં દાદાર હોરમજદને પુગે છે. એ બધી બનાવટ છે. ખુદ હોરમજદ તમારી પોતાની અંદર જ રહેલો છે. અને હરવસ્પ–આગાહ યાને દુન્યામાં શું શું બનવાનું છે તે પહેલ્લેથીજ જાણે છે. તેને તમો બંદગી કરીને નવું શું જણાવવાના છો. એથી તો તમો તે સાહેબને મર્યાદીત (હદવાળે) બનાવી મુકો છો. આપણા કરતા તે સાહેબ આપણું ભલું શામાં સમાયલું છે તે તે વધુ સારી રીતે સમજે છે.

દાખલા તરીકે=જો આપણે આ ત્રણ યસ્તો, ખોરદાદ યસ્ત, શરોસ યસ્ત, અને બહેરામ યસ્નો તેના ગુહ્યાર્થ (યાને એની અંદર શું બાબદો સમાયલી છે તે જાણ્યા વગર) સમજ્યા વગર ચાલુ ભણ્યા કર્યે, તો કોઈ દિવસ પણ તેની અસર થાય ખરી કે ?

ખોરદાદ યસ્તમાં ધર્મના મૂળ પાયા સમાન જે બ્રહ્મચર્ય ( યાને વીર્યનો દુરઉપ્યોગ નહિ કરવો ) પાલવાનું જે ફરમાન છે, તે એનો અર્થ જાણ્યા વગર કેવી રીતે સમજી શકીએ. તેવીજ રીતે શરોષ યસ્તમાં વિચારની પવિત્રતા વિષે જે બ્યાન છે. અને બહેરામયસ્તમાં પુરૂષાર્થ કરવો, યાને મન ઉપર કાબુ રાખીને ઇચ્છા શકિત (will power)ને કેમ બળવાન બનાવવી તેનું જે શીક્ષણ આપ્યું છે. તે આપણે કેવી રીતે જાણી શકીએ. તેથીજ આપણું કોઇપણ ભણુતર તેનો અર્થ સમજ્યા વગર ભણુવાનું છેજ નહિ. ખાલી મહોડેથી વર્ષો સુધી પટપટારો કર્યા કરો પણ તેની કાંઇ જ અસર થશે નહિ. અસર તો ફક્ત આપણા ચોખ્ખાં અંતકરણનીજ થશે. અને ખુદા ઉપર જેટલું આપણું એકીન હશે તેટલીજ કુદરતમાં આપણી વૃદ્ધિ કરી શકીશું. A clear conscience is the best law Firm faith is the best Divinity. પવિત્ર અંતકરણ અને ખુદા ઉપર પુરતો વિશ્વાસ એજ પ્રગટીકરણમાં આગળ વધવાના બે મુખ્ય સાધનો (રસ્તા) છે.

A short prayer, in Spirit and in Truth, out of a Pure Heart and of a Good Conscience, is far more pleasing and

acceptable to God.

In prayer, it is better to have a Heart witthout words, than words without a heart.

Let not thy heart be upon the world, when thy hands are raised in prayer.

આ પુસ્તકનું નામ "નીરંગ-ઈ-દીન" યાને The Origin of the Law એવું રાખવામાં આવ્યું છે. એનો અર્થ એવો થાય છે કે "ધર્મનું તત્વ જ્ઞાન" હું આગળ લખી ગયો છું કે ધર્મમાં તો દરેક જાતનું જ્ઞાન અને જુના રીવાજો પણ એવી રીતે ભેળમભેળ થઈ ગયા છે કે સાધારણ મનુષ્ય તો એમજ સમજે કે આ બધાં ધર્મના ફરમાનો પ્રમાણે ચાલવું જોઈએ. પણ સાધારણ બુદ્ધિથી એટલું નથી સમજી શકતા કે જુના રીવાજો આજે નકામા જેવા થઈ પડયા છે રીવાજો તો દેશ, કાળ, અને સ્થીતી પ્રમાણે બદલવાજ જોઈએ. રીવાજને ધર્મ સાથે કાંઈ લેવા દેવા નથી. ધર્મને અંગ્રેજીમાં Religion કહે છે એનો મૂળ જોઈશું. ( re back and ligo I bind ) Duty to God= યાને દાદાર હોરમજદ તરફની આપણી ફરજ અથવા જે મૂળ સ્થાનમાંથી આપણે નીકલ્યા છીયે ત્યાં પાછા જવાને માટેનું જે જ્ઞાન તે "ધર્મ" અને ધર્મમાંથી તત્વજ્ઞાન સૌથી ઉત્તમ છે. કુદરતના અચલ કાયદાનું જ્ઞાન ( કે જે કાયદા કોઈબી દીવસ ફરી શકે નહિ ) અને એ મૂળ કાયદાઓનું જ્ઞાન તેજ "નીરંગ" તેથીજ એ નીરંગને આપણા ધર્મમાં પાયાસમાન ગણેલી છે. એ નીરંગ વગર ( યાને તત્વજ્ઞાન વગર ) દુન્યાનો કોઈબી ધર્મ ટકી શકે નહિ.

આપણા ધર્મમાં નીરંગ-ઈ-દીનને આટલી બધી મહત્વતા આપવાનું કારણ એ છે કે, જુદાજુદા વિચારવાળા ધર્મગુરૂઓએ સાથે મલીને ધર્મસંબંધી વાદવિવાદ કરીને જે સાર અથવા તત્વ કહડે તેજ દીનનો પવિત્ર નીરંગ કહેવાય. અને તેથીજ ભેદમાં કહેલું છે કે જે કોઈ એ નીરંગને દીલે લગાડશે (પણ ખરી રીતે જોતાં તો એ તત્વજ્ઞાનને જે કોઈ સમજશે) તો તેનાથી પણ તે સમજનારને કાંઈક ફાયદો થશે. ( પાછું ભેદમાં કહે છે કે જે કોઈ દીલે લગાડી એને ને પીએ તો તેથી તેના શરીરના બધા રોગો નીકળી જશે ) એ ભેદનો ખરો અર્થ એ છે કે જો કોઈ એ જ્ઞાન સમજી તેનો અમલ કરશે તો તેના ( અહિંયા રોગોનો અર્થ દુર્ગુણો થાય છે ) બધા દુર્ગુણો નીકળી જઈ પવિત્ર અથવા અષો થઈ જશે.

આપણી સૌથી મોતેબર ગણાતી ક્રિયા બરશનુમની છે. અને એ બર-

સનુમમાં બેઠેલા આથ્રવનને પાણી વાપરવાની મનાઈ છે. જેનો ખુલાસો ખોરદાહ વસ્તમાં આપેલો છે) પણ જેટલા દિવસ બરશનુમમાં બેઠેલા હોય તેટલા દિવસ નીરંગનોજ ઉપયોગ કરવો એમ ભેદમાં કહ્યું છે. અને એ નીરંગનો ભેદ અહિંયા ખુલ્લો થઈ જાય છે. બરશનુમમાં બેસવું એટલે એકાંતમાં પાક જગ્યાએ અન્ન ફળશાકનો સાદો ખોરાક ખાઈને તે સાહેબના ચિન્તનમાં બેસવું જેને અંગ્રેજીમાં Meditation, Deepthought contemplation. (communion with God) વીગેરે કહેવામાં આવે છે. અને એ ચીન્તનમાં બેસીને "તત્વજ્ઞાન" પ્રાપ્ત કરવું. અને એ તત્વ જ્ઞાન પ્રાપ્ત કર્યા પછીજ તેને યોજદાથ્રેગરી કરવી (અથવા પાવમહેલની ક્રિયા કરવી) યાને ધર્મનું જ્ઞાન જાહેરમાં વાએજો આપીને ફેલાવવું. જ્યારે આજે તો એ બરશનુમનો ખરો ભેદ નહિ જાણવાથી અને નીરંગને બળદનું મુત્ર સમજવાથી અર્થનો અનર્થ થઇ રહ્યો છે. અને અષોઈ અને તત્વજ્ઞાન પ્રાપ્ત કરવાને બદલે, જેટલા દિવસ બરશનુમમાં બેસે છે તેટલા દિવસ (ગોસલ કરતા નથી) નહાતા પણ નથી.

દુન્યાના દરેક ધર્મનું છેવટ જોશો તો (યાને ધર્મનું અંતીય ધ્યેય) તે એક જ આવશે કે મનુષ્યે પોતાની ચાલચલણ સુધારવી Character આ કેરેકટર ઉપર અમેરીકાના ફીલસુફ ઇમર્સને કેટલાંક પુસ્તકો લખ્યાં છે. ધર્મની અંદર એવી કોઇબી બીકટ ક્રિયાઓ કરવાનું ફરમાન આપ્યું જ નથી એ નીરંગથી જે ફાયદાઓ થાય છે તે એ કે મનુષ્ય ચારિત્રવાન. (અશો) સ્વતંત્ર, તંદરોસ્ત, અને અને આનંદી થાય છે. આપણા ધર્મનું મુખ્ય ફરમાન એજ છે કે "અષોઈ સર્વથી શ્રેષ્ઠ છે" એ અષોઈ, કેરેકટર, યા ચારિત્રથી કોઈબી ધર્મ આગળ વધી શકતો નથી. બધા અહીંજ આવી અટકે છે. તેથી કહ્યું છે કે—

If wealth is lost nothing is lost
If health is lost something is lost.
But if "Character" is lost everything is lost.

જો મનુષ્ય પ્રયત્ન કરીને આ ચાર સદગુણો અષોઈ (ચારિત્ર) સ્વતંત્રતા, તંદરોસ્તી અને આનંદ પ્રાપ્ત કરી શકે તો આ દુન્યામાં તે બહેસ્તની ખુશાળી ભોગવી શકે (યાને આ દુન્યાજ તેનું બહેસ્ત) જ્યારે એનાથી ઉલ્ટા ચાર દુર્ગુણો જેનામાં હોય અનીતીવાન, પરતંત, રોગીષ્ટ, અને અદેમો (અથવા બરીયલ) હોય તે જીવતા જીવંત આ દુન્યામાં દોજખ ભોગવી રહ્યો છે. સ્વતંત્રતા એજ રવાન બોખ્તગી, આઝાદી મુક્તિ યા નિર્વાણ અને ગુલામી એજ બદ્ધ અથવા બંધાયલા કેદી જેવો તેથીજ શેકસપીઅરે કહ્યું છે કે

It is better to reign in hell than to serve in Heaven.

દોજખમાં રહીને રાજ કરવું સારૂં, પણ બહેસ્તમાં રહીને ગુલામી કરવી ખરાબ.

આ પુસ્તકમાં પ્રાચીન કાળથી માંડીને અર્વાચીન (આધુનીક) કાળ સુધીના પયગામબરો, ઋષિઓ, યોગિઓ અને ફીલસુફોના ઉપદેશામૃતનો સંગ્રહ કરીને તેના ઉતારા આપ્યા છે, એ સિવાય મેં બીજું નવું કાંઇ કહ્યું નથી. અને આ ધરતી ઉપર હવે પછી કોઇ પણ મહાન પુરૂષ આવીને નવું કહેવાનો પણ નથી. કારણ કે આ સૂર્યની નીચે નવું કાંઇ નથી There is nothing new under the Sun. આ ઉપદેશોમાં (૬) છ દર્શનોનું જ્ઞાન સમાઇ ગયું છે. અને એ છ દર્શનોથી વિશેષ નવું કાંઇ જાણવાનું પણ નથી.

હવે ધર્મ એટલે શું ? એની વ્યાખ્યા આનન્દશંકર બાપુભાઇ ધ્રુવે આપેલાં નીચેના લખાણ ઉપરથી તેમજ આ જમાનાના મહાન યોગી શ્રી અરવીંદ ઘોષના ધર્મ સંબંધી વીચારો જાણવાથી ખાત્રી થશે

પ્રોફેસર આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ એમ. એ. એલએલ. બી. કહે છે કે "ધર્મ" એ માત્ર વિચારરૂપ, જેને શાસ્ત્રીય પરિભાષામાં "તર્ક" અથવા "પરોક્ષ જ્ઞાન" કહે છે તે નથી; માત્ર ક્રિયારૂપ પણ નથી. એટલે કે કર્તવ્ય કરવામાંજ એની પરિસમાપ્તિ નથી; તેમજ માત્ર હૃદયના ભાવરૂપ એટલે ભક્તિ કે આનન્દમાં જ એની પરિસમાપ્તિ થાય છે, એમ પણ નથી. ધર્મમાં એ ત્રણેનો અદ્‌ભુત સંગ્રહ થાય છે. અને એવી રીતે પણ ધર્મનું સર્વદેશીપણું હોવું જોઈએ. (૧) માત્ર "વિચાર" એ તત્વચિન્તન શાસ્ત્રનો વિષય છે, એથી "સમયગ્ જ્ઞાન" પ્રાપ્ત થાય છે; પણ એ જ્ઞાન, ધર્મ વિના અપરોક્ષ અનુભવ કરાવી શકતું નથી. (૨) ધર્મ એ માત્ર ક્રિયારૂપ નથી, અને તેથી કર્તવ્ય કરવામાં જ એની પરિપૂર્ણતા નથી, કર્તવ્ય કરવાથી અપાપ થવાય છે, પવિત્રપણું આવે છે. પણ જ્યાં સુધી જ્ઞાનોદય નથી, ત્યાં સુધી વિવેક આવતો નથી, અને આત્મા એક પ્રકારની જડતા અનુભવે છે, અને અપાપ (પવિત્ર) થઈને સિદ્ધ કરવાનો જે પરમ ઉદ્દેશ તે સિદ્ધ થતો નથી. (૩) વિચાર અને આચાર, જ્યાં સુધી એમાં આનન્દનો અનુભવ ન થાય, ત્યાં સુધી મનુષ્યને, પરમ સાધ્ય તરફ દોરવાને અસમર્થ છે. જ્યારે જ્ઞાન મેળવી, તદનુસાર ક્રિયા કરી, એ જ્ઞાન અને ક્રિયા બન્નેમાં આનન્દ અનુભવાય, ત્યારે ધર્મનું પ્રયોજન સિદ્ધ થયું એમ ગણાય. અમુક કર્તવ્ય સંબંધી સિદ્ધાન્ત જાણ્યા છતાં, જ્યાં સુધી કર્તવ્ય કાર્ય થાય નહિ ત્યાં સુધી જ્ઞાનની સાર્થકતા નથી. કર્તવ્ય જ્ઞાન મેળવીને તદનુસાર કાર્ય કરવામાં

પણ જ્યાં સુધી, અનિચ્છા કે ખેદ જણાય છે, અને આનન્દ આવતો નથી, ત્યાં સુધી કર્તવ્ય ભાવના અપૂર્ણ રહે છે, જ્ઞાનમાં અને ક્રિયામાં આનન્દનું સિંચન કરવું એ કામ સવિશેષ રીતે ધર્મનું છે. "ધર્મ" વિનાના શુષ્ક જ્ઞાનમાં તથા કઠોર કર્તવ્યક્રિયામાં પણ કદાચ કોઇને આનન્દ આવે ખરો. પણ તે સકારણ અને અબાધ્ય ત્યારે જ થાય કે જ્યારે, "હું—તુંનો" ભેદ મટી જઇ સર્વત્ર જ્ઞાનપુરસર બ્રહ્મભાવ વિસ્તરે.

## ( પોંડીચેરીના યોગી શ્રી અરવીંદ ઘોષનું મત )

ભારતના મહાન યોગી શ્રી અરવીંદે માનવ કલ્યાણનો અને ઉત્થાનનો જે માર્ગ બતાવ્યો છે, તે માર્ગ છે પૂર્ણયોગનો, યોગસાધનાનો, ભારતની ચીરસ્થાયી સંસ્કૃતિનો. એમાં શ્રી અરવીંદે સ્પષ્ટ બતાવ્યું છે કે, જ્યાં સુધી માનવીને તેની પોતાની જાતનું, પોતાના સત્ય સ્વરૂપનું જ્ઞાન નહિ થાય ત્યાં સુધી દુઃખ ભય શોક, અને અશાંતી રહેવાનાં,

ત્યાં સુધી પ્રેમ, ભ્રાતૃભાવ અને વીશ્વશાંતીની સ્થાપના આકાશ કુસુમવત. પૂર્ણ સુખ અને શાંતી જોઇએ તો પુર્ણ જ્ઞાન અને પુર્ણ શકતી જોઇએ. પુર્ણ યોગની સાધનાથી માનવીને હાલના અપુર્ણ અવીદ્યામય જીવનને બદલે જ્ઞાન મય આનંદમય જીવન પ્રાપ્ત થશે. શ્રી અરવીંદનું બીજું મહાન કાર્ય છે આર્યવર્તની પુનર્ઘટનાનું, ભારતીય સંસ્કૃતિ આધ્યાત્મ અને ધર્મ પ્રધાન છે. ધર્મના મૂળ આપણામાં ઉંડાં છે.

આર્ય તત્વજ્ઞાનની યોગપ્રણાલીકાઓનો એક દેશીયપણાનો-સંકુચીતતાનો ખ્યાલ આપી સર્વેના ઉચ્ચ તત્વોનો પોતાના યોગમાં સમન્વય કર્યો છે તેમના યોગમાં વીશીષ્ટા એ છે કે જીવન એજ યોગ છે, એમ ગણી સન્યાસ-નીષ્ક્રીયતા વીગેરેનો સ્પષ્ટ અસ્વીકાર કર્યો છે, અને આ જીવનનાં રૂપાન્તર દીવ્ય પરીવર્તન પર ભાર મુકયો છે. કેળવાયલા વર્ગના મનની અનેક મુંઝવણોનો સુંદર ઉકેલ શ્રી અરવીંદે કર્યો છે. કારણકે તેમને પૂર્વ અને પશ્ચિમના તત્ત્વજ્ઞાનનો સુંદર સમન્વય સાધ્યો છે. શ્રી અવવીંદનો યોગ શું છે તેનો આદર્શ શો છે, તેની જરૂર શી અને પ્રાપ્તી શી તે પ્રશ્નો વીચારણીય છે. જ્ઞાન યોગ, કર્મયોગ અને ભક્તિયોગના ઉચ્ચ તત્વોનું સયોગીકરણ અને સુંદર સમન્વય એ એમનો પૂર્ણયોગ, પૂર્ણયોગનો હેતુ આજના અપૂર્ણ દુઃખી અવીદ્યામય જીવનનુ દીવ્ય આનંદમય જીવનમાં રૂપાંતર. દરેક માનવી સુખ શોધે છે, અને પ્રાપ્ત કરે છે ત્યારે જ સંતોષ પામે છે. પૂર્ણયોગનો આદર્શ આ સ્થુલ જગતમાં પરમ ભાગવત-જ્ઞાનમય આનંદમય જીવનના આવીર્ભાવનો પ્રાકટયનો છે. આજે આપણે દુઃખી છીએ, કારણકે આપણે અપૂર્ણ છીએ, આપણા મન, શરીર અને પ્રાણની શકતીઓ પરીમીત

છે, મન સમર્થ છતાં પ્રાણના હુમલાને વાળી શકતું નથી તેથી મનથી પર એની ઉચ્ચ વીજ્ઞાનમય ભુમીકામાં–સ્થીતમાં આપણે જોઈએ તો આપણુ જીવન દીવ્ય બને.

વીજ્ઞાનમય ભુમીકા સત્યની ભુમીકા છે–જ્ઞાન જ્યોતીની ભુમીકા છે, આદ્દય શક્તીનું સ્થાન છે. દીવ્યજીવનનું ધામ છે. મનને બદલે વીજ્ઞાનનું આપણા પર નેતૃત્વ થાય એટલે જીવનમાં દીવ્ય રૂપાંતર થાય, સુખનું સામ્રાજ્ય સ્થપાય, વીજ્ઞાનમય સત્ય આનંદમય સ્થીતીમાં રૂઢ થવા માટે માનવીએ સતત અવીરત પ્રભુશરણ–પ્રભુ પ્રાર્થના–મન વચન અને કર્મનું સંપુર્ણ આત્મસમર્પણ કરવું જોઈએ.

સતત જાગ્રત રહી સતત આંતરમનન કરી માણસે શરીર, મન અને અવીદ્યાના સ્ત્રોમાં રહેલા વીજ્ઞાનમય પ્રતીનીધીરૂપ ચઇત્ય પુરૂષને–આપણા સત્ય વ્યકતીત્વને જાગ્રત કરવો જોઇએ, એ સત્ય વ્યક્તીત્વ ચઇતન્ય જાગ્રત થયું એટલે તે વીજ્ઞાનમય ભુમીકામાં–પરમ સત્ય અને સુખના ધામમાં જશે. અને આપણું જીવન સત્ય, જ્ઞાન, તેજ અને આદ્દયશક્તીના પ્રભાવમાં આવશે.

એ વીજ્ઞાનમય જ્યોતી અને શક્તી મન શરીર અને પ્રાણના નીમીસ્તરોમાં –ભુમીકાઓમાં અવતરણ કરશે અને એવી રીતે આપણું સમગ્ર જીવન દીવ્ય રૂપાંતર પામશે દીવ્યશક્તી આપણામાં વસશે. આપણામાં કાર્ય કરશે આપણને પ્રેરશે. આપણે વીજ્ઞાનમય ભુમીએ પહોંચી સ્વમનને નહિ પામીએ, કારણ કે તે પૂર્ણ જ્ઞાન જ્યોતી અને સત્યની ભુમીકા છે ત્યાં પહોંચે પરમ દીવ્યજીવનની પ્રાપ્તી. ત્યાં પહોંચ્યા એટલે સુવર્ણયુગ–સત્યયુગ આવ્યો.

એજ માનવીનું ધ્યેય છે. વાટ વીકટ છે મહાન તપશ્ચર્યાની જરૂર છે પણ ધ્યેય તો એજ તેજ છે. એજ પુર્ણયોગનો આદર્શ છે. એજ શ્રી અરવીંદનો દીવ્યસંદેશ છે.

આપણા ધર્મનો ટુંક સાર (નીરંગ) આપણો ધર્મ આશાવાદી છે. નીરાશાવાદી નથી મનુષ્યે હમેશાં પ્રવૃતિમય રહેવું યાને જ્યાં સુધી આપણી હૈયાતી છે ત્યાં સુધી કર્મો કરયા જ જવું.

નિવૃતિ માર્ગે જવું નહિ એટલે એકાંતમાં સન્યાસી જેવી જીંદગી ગુજારવી નહિ. તેજ પ્રમાણે આશ્રમો સ્થાપી, મૌન ધારણ કરી ભોળા ભક્તોની મંડળી એકઠી કરી પોતાની પુજા કરાવવાનું અને પારકે પૈસે વૈભવ કરવાનું આપણા ધર્મમાં કેઠે પણ ફરમાન મળતું નથી. એથી ઉલ્ટું સ્વાર્થી જીંદગી ગુજારી પોતાની એકલાનીજ રવાન બોખ્તગીની (અથવા મુક્તિની) ઈચ્છા કરવી નહિ, પણ દરેક

મનુષ્ય પ્રગટીકરણમાં આગળ વધે એવું આત્મિકજ્ઞાન ફેલાવવાની કોશેષ કરવી (યાને ગામે ગામ ફરવું) અને મનુષ્ય જાતને એક જ ઉપદેશ આપવો કે, જે પરમાત્મા યા. હોરમઝદને શોધવા જેઓ બહાર ભટકે છે. તેઓએ પોતાની અંદરજ તે સાહેબને શોધવો, જાતે જ પુરૂષાર્થ કરવો, એને મળવા માટે કોઇની આરેફતની જરૂર નથી, એ તો સર્વવ્યાપક છે. જ્યાં જશો ત્યા એ જ છે. બીજો કોઇ નથી, તે તમારી અંદરજ છે. દુન્યાના દરેક ધર્મે આજ સત્ય હજારો વર્ષ અગાઉ જાહેર કીધું છે. એનાથી જ ઉત્તપત્તિ છે. અને દરેક ધર્મનું અંતીમ ધ્યેય પણ એજ છે કે "મનુષ્ય તું તારી જાતને ઓળખ" અને આ જીવતી જીંદગીમાંજ જીવનમુક્ત થઇ જા. મરી ગયા પછી કાંઇ નથી. અને તેથી "જીંદેહ રવાન" કરવાનું ફરમાન આપ્યું છે.

જીદેહ-રવાનનો ભેદ એ છે કે આ જીવતી જીંદગીમાં આપણા ઉર્વાન (યાને આત્મા) ને પીછાણવું હોરમઝદ યસ્તમાં ખુલ્લું કહ્યુ છે કે હું દરેક ચીજમાં છું. મારા સિવાય બીજો કોઇ નથી અને એનાથી બીજું વિશેષ જાણવાનું કાંઇ છે જ નહિ. એટલે આપણા ધર્મના મુદ્દાલેખ, પરમાર્થ, પ્રેમ, અને પુરૂષાર્થ છે. આપણો ધર્મ કુદરતના અચળ કાયદા ઉપર રચાયલો હોવાથી જ્ઞાન માર્ગે આગળ વધવાનું શિક્ષણ આપે છે, કારણ કે જ્ઞાની મનુષ્ય જ સારી રીતે કર્મો કરી શકે છે. જ્યારે ભક્તિમાર્ગ તે લોકોને માટે છે, કે જેઓ આધ્યાત્મિક જ્ઞાન લઇ શકે એટલી બુદ્ધિ ધરાવતા નથી. હવે આ ત્રણ માર્ગોથી (જ્ઞાન, ભક્તિ અને કર્મથી) ઉતરતો માર્ગ ક્રિયાકાંડનો છે. જેઓ પ્રગટીકરણના શરૂઆતના તબકકામાં છે, તેઓને માટે આ ક્રિયાકાંડ છે. જેવી રીતે નાના બચ્ચાંઓને રમકડાંથી રમવા ગમે છે. તે પ્રમાણે આ ઉતરતા દરજ્જાના મનુષ્યોનો ધર્મ ક્રિયાકાંડમાંજ સમઇ જાય છે. અને આવા ભોળા લોકોને ખોટું સમજાવનારા ધર્મ ઢોંગીઓ પણ દુન્યામાં ઘણા છે. જેઓએ ધર્મને વેપાર જેવો કરી નાખ્યો છે. અને તેઓનું પોષણ પણ આવા ભોળા ભક્તોના પૈસાથી જ થાય છે. આપણી આગળ વધેલી કોમમાં પણ આવા ધર્મ ઢોંગીઓનો તોટો નથી.

ધાર્મીક સંસ્થાઓ આતશબહેરામો, અગીઆરીઓ, ધર્મગુરૂઓ, ધર્મ-પુસ્તકો વીગેરે કાંઇ ધર્મ નથી, ધર્મ એ કાંઈ દુન્યવી વસ્તુ નથી. ધર્મ એ હૃદયનો ઉંડો ભાવ છે. મનુષ્યના અંતકરણમાં ઉન્નતવિચાર પ્રેરક પરમ બળ છે, મનુષ્યને સંસાર વહેવારમાં ટટાર ટકાવી રાખનાર મજબૂત સ્તંભ છે. જીવનમાં વિપત્તિ અને ભયજનક પ્રસંગોએ ધૈર્ય અર્પનાર, તથા અંધકારમાં રોશની આપનાર જ્યોતી છે. હાલ જે સ્વરૂપમાં આપણો ધર્મ સમજાવવામાં આવે છે, તેવો કાંઇ આપણો ધર્મ નથી, ધર્મ ભણતરો મ્હોંડેથી ભણી જવાથી, અથવા જેનો ભેદ નહિ સમજી શકીએ તેવા ક્રિયાકાંડ કરવાથી, કાંઇ ફાયદો આથવા

અસર થાય નહિ. પણ એ ભણતરો તથા ક્રિયાકાંડની અંદર ભેદમાં સમાયલી ફીલસુફી સમજીને એનો અમલ કરવામાં આવે તોજ આત્મિક જ્ઞાનમાં આગળ વધાય, આપણી તંદરોસ્તી અને આબાદી વધે તન, મન અને બુદ્ધિ ખીલે ધર્મ વ્યહવારૂ હોવો જોઇએ. ધર્મ એ તો જીવન છે. એ કાંઇ બાહ્ય આચાર, માન્યતા, યા સિદ્ધાંતમાં સમાઇ જતો નથી. એ તો આપણા પળેપળના વ્યહવારમાં, દરેક નાના મોટા પ્રસંગે, આપણને અંતરબળ પ્રેરણા આપી ઉન્નતીને માર્ગે લઇ જાય. (યાને વ્યહવારમાં પ્રમાણીકપણું રાખતાં શીખવે) તેજ ખરો ધર્મ. અને આવી ઉંચ સ્થીતીએ પહોંચવાને માટે જુવાનીમાં જ ખુદાઇ જ્ઞાન અથવા આત્મિક જ્ઞાન લેવાની શરૂઆત કરવી જોઇએ. ઉંચ સ્થીતી કાંઇ એકજ જન્મમાં પ્રાપ્ત થઇ શકે નહિ. એવી સ્થીતીએ પહોંચવાને માટે ઘણા જન્મો લેવા પડશે. એક શાએરે કહ્યું છે કે—

"ઓમ્ર કલીલ અસ્ત, વ એલમ બશીર
ગોનજે જરૂરત, બ ગીરો અમલગીર"

યાને=ઉમ્મર ટુંકી છે, અને ઇલ્મના દર્યાનો પાર નથી. માટે જરૂર જેટલું જાણીને તેની ઉપર અમલ કર. (યાને જેટલું જાણે તેટલું વ્યહવારમાં મૂક) જરથુસ્ત્ર ગાથામાં ઘણે ઠેકાણે કહે છે કે, આ દુન્યા ખુશાળી અાપનારી છે. અને હિંદુભાઇઓ પણ આ દુન્યાને કર્મ ભૂમી કહે છે, એટલે આ દુન્યામાં જેવાં કર્મો કરશો, તેનો બદલો પણ આ દુન્યામાં જ મળશે એટલે બહેસ્ત અને દોજખ આ દુન્યામાંજ છે.

"ઉસ્તા અહ્માઇ, અહ્માઈ ઉસ્તા કહ્માઇ ચિત"

એટલે સુખ તે શખ્સને છે કે જે બીજાને સુખી કરે છે.

Happiness, happiness is to him: namely, to the best pure in purity : and to him from (whose prosperity) whom there is welfare or happiness to others any man.

The height of all philosophy, both natural and moral is "To know thyself," and the end of this knowledge is, "To know "God." True self knowledge is knowledge of God. Be humble and always learn thyself to scan.

**How can he, who knoweth not himself, know the Lord!**

Study thyself; what rank or what degree,
The Wise Creator has ordained for thee.

This book contains a *selection of a very large number of *religious, moral,* and *divine* subjects.

The object of the compiler is not only to improve the *morals,* and reform the *loose* and *vicious* habits in young and tender minds, and set *vice* and *virtue* in their proper colours, but to create *lofty* ideas in the mind of every sincere reader about the *Existence, Omnipotence, Omnipresence* and *Omniscience* of the Most High God. Reflections of this nature have been greatly favoured and encouraged by men of the most solid understanding and refined sentiments.

In conclusion, any inaccuracies or defects which may have crept in to the work, it is hoped the candid reader will overlook.



---

*From the writings of many ingenious and learned men, both ancient and modern, who were famed in different ages of the world for their wisdom and prudence. To those *savants* the compiler is greatly indebted.

# આભાર

આજના જુવાન છોકરા છોકરીઓને નવલકથાઓ (Novels) વાંચવાનો શોખ એટલો બધો વધી ગયો છે કે, તેઓને ધર્મના પુસ્તકો વાંચવાની બીલકુલ ફુરસદ મળતી નથી. યાતો તેઓને ધર્મ-જ્ઞાનમાં રસ પડતો નથી. કારણ કે આપણા ધર્મ પુસ્તકો મોટે ભાગે ભેદમાં (સજ્ઞામાં) લખાયલાં છે. જ્યાં સુધી એ ભેદોને તેઓની બુદ્ધિમાં ઉતરે તેવી સરળ ભાષામાં ખુલાસાવાર સમજાવવામાં નહિ આવે ત્યાં સુધી તેઓ ધર્મના જ્ઞાન અને ધર્મના પુસ્તકો તરફ ધ્યાન આપશે નહિ બેદરકાર રહેશે. જો તેઓમાં આ બાબદનો રસ ઉત્પન્ન કરવો હોય તો મોટી મોટી નહિ બની શકે તેવી ધર્મની તરીકતો, અને ગુહ્ય ફીલસુફીને હાલમાં બાજુએ રાખીને, આપણા પયગામબરે સમજાવેલો સાદો અને વ્યહવારૂ ધર્મ સમજાવવાની કોશેષ કરવામાં આવે તો જરૂર એ જુવાન્યાઓ પાછા આપણા ખાલેસ ધર્મ તરફ જરૂર આકર્ષાય.

આ પુસ્તક આજથી પંદર વર્ષ ઉપર લખાયું હતું અને સૌથી પહેલે મરહુમ સાક્ષર શો. મ. દેશાઇ પાસે તપાસાવ્યું હતું. તેવણે એ પુસ્તક વાંચીને મને જણાવ્યું હતું કે તમારા વિચારો બહુ આગળ પડતા છે, અને જો હાલમાં એ જાહેર કરવામાં આવે તો આપણી ક્રિયાઓ અને ભણતરો ઉપરથી લોકોનું એકીન ઓછું થઈ જાય, વાસ્તે ધીરે ધીરે જાહેરમાં લાવવા મરહુમ તે વખતે ખુદા-નામું

લખતા હતા, અને આ મારા પુસ્તકમાંથી કેટલાંક લખાણો એવણે ખુદા–નામામાં આપ્યાં હતાં, અને સૌથી પહેલ્લે મને તેવણે જ ઉત્તેજન આપ્યું હતું.

"પરવરદેગાર મરહુમના આત્માને શાંતી બક્ષે" ત્યાર પછી કરાંચીવાળા પારસી કોમના માનીતા અને પરમાર્થી મી. જમશેદ નશરવાનજી મહેતાએ પણ એ પુસ્તક વાંચ્યું હતું. અને તેવણે પણ પ્રગટ કરવાને ઉત્તેજન આપ્યું હતું. ત્યાર પછી સુરતની ઓરફનેજ અને સરની સ્કુલના વિદ્વાન પ્રીન્સિપાલ એરવદ ખુરશેદ શા. દાબુએ પણ એ પુસ્તક વાંચીને એવો અભીપ્રાય આપ્યો હતો કે તમારાં દરેક લખાણ સાથે હું મળતો થતો નથી. પણ એમાનાં કેટલાંક લખાણો એવાં છે કે જો કોઇ પારસીઓના ધાર્મીક ચોપાન્યામાં પ્રગટ કરો તો સારૂં. છેવટે રાસ્ત–રાહુબરના વિદ્વાન અધીપતી મી. હોરમજ દીયાર, સોરાબજી માહન સાથે ઓળખાણ પડી. તેવણે મારાં પુસ્તકો વાંચ્યાં. તેવણને પસંદ પડવાથી એ પુસ્તકો એવણે પૂને મી. ખુર-શેદજી દા. દાદીશેઠ ઉપર મોકલ્યાં, તેવણે વાંચીને એવો અભીપ્રાય આપ્યો કે, આ પુસ્તકો પ્રગટ થાય તો હાલની ઉધરતી ઓલાદને ધર્મ સંબંધી કાંઈ જાણવાનું મલે, અને એ કામનો બધો ખરચ પોતે કરવાની ખુશી દેખાડી,

અને તે પાક પરવરદેગારની મદદથી અને ખુરશેદજી જેવા કોમનું હીત હૈયે ધરનારા અને કોમમાં આપણી માજદીયસ્ની જર-સ્તી દીન તેના અસલ ખાલેસ સ્વરૂપમાં પાછી કાએમ થાય એવા નેક ઇરાદાથી એ પરમાર્થી શેઠે છપાવી પ્રગટ કરવાની આ અદના સેવકને પરવાનગી આપી.

એવણ પ્રગટ કરનાર તરીકે પોતાનું નામ પણ જાહેરમાં લાવવા રાજી ન હતા, પણ આગ્રહ કરવાથી એવણ કબુલ થયા. આવા દીનદાર ભલા શેઠ ખુરશેદજી દા. દાદીશેઠની મારેફતથી આ પુસ્તક પ્રગટ થવા પામ્યું છે.

છેવટે આ કાર્યમાં દિલથી ભાગ લેનાર અને પ્રગટ કરાવ-

વામાં ઉ-તેજન આપનારા ગૃહસ્થો

મી. ખુરશેદજી દા. દાદીશેઠ (પૂના)
મી. હોરમજદીયાર સોરાબજી માદન (મુંબઈ)
મી. જમશેદ નશરવાનજી મહેતા (કરાંચી)
મી. ફરામરોજ ધનજીશાહ ધનભુરા (વલસાડ)
એરવદ ખુરશેદ શા. દાબુ (સુરત)

આ સર્વે ભાઈઓનો આભાર માનું છું. ખુદાને ઓળખવાના જુદા જુદા ઘણા માર્ગો છે. સબબ જે કાંઇ મેં સમજ્યું છે તે જુદા જુદા તત્ત્વજ્ઞાનીઓ તપસ્વીઓ, મહાત્માઓ અને ફીલસુફોનું માત્ર અનુકરણ હોવાથી, જો મારા વિચારોમાં ભૂલચુક થઈ હોય તો તે માટે સુજ્ઞ વાંચકોની માફી ચાહું છું; જો આ પુસ્તકથી થોડાકોને પણ આત્મજ્ઞાન (ખુદાઈજ્ઞાન) સંબંધી કાંઇ પણ જાણવાનું મળશે તો મહેનતનો બદલો પૂરેપૂરો મળેલો હું સમજીશ.

સુરત
રોજ હોરમજદ માહ
ફરવરદીન ય. સ. ૧૩૧૪
તા. ૪-૯-૧૯૪૪

આશ્રવન

# સાંકળિયું

# બનામે-ખુદા

# પ્રકરણ ૧લું

## ઈરાનની તવારીખ

દુન્યાના કોઈપણ ધર્મ વિસે જાણવું હોય તો પહેલા તેની તવારીખ જાણવી જરૂરી છે. તવારીખ એટલે રાજાઓ ગાદીએ બેઠા લડાઇઓ કીધી બીજાના મુલ્કો જીત્યા, એટલુંજ જાણવું એ તવારીખ નહિ કહેવાય. પણ તે જમાનાની ભુગોળ, ભાષા, લોકોની રહેણી કરણી (રીતરીવાજ) તે લોકોની રાજ પધ્ધતી, સીલ્પકળા, ફોજદારી તથા દિવાની કાયદા, તે લોકોનો ધર્મ, વીગેરે અનેક બાબદનું જ્ઞાન તેને જ સંપૂર્ણ તવારીખ કહે છે. આપણે પણ આપણા માજદીયસ્ની ધર્મ વીસે જાણવું હોયતો પહેલાં આપણા જરથોસ્તી સાધનોથી મળતી તવારીખ જાણવી જોઇએ આપણો કોઇ ચોક્કસ સને નથી યઝદેઝર્દ, સહેરીયાર ગાદીએ બેઠો ત્યારથી આપણો સને ચાલુ થયો છે. ત્યાર અગાઉ દરેક પાદશાહ પોતાના ગાદીએ બેસવાના વખતથી સને ચાલુ કરતા હતા. ફીરદોસીના શાહનામા પ્રમાણે આપણે પહેલે આપણા પાદશાહોની વંસાંવળી જોઈએ. ત્યાર પછી જુદા જુદા તવારીખ નવેસોની તરફથી મલતો ઇતીહાસ તપાસ્યે.

### શાહનામા પ્રમાણે પહેલો વંશ

| પાદશાહઓના નામ | | કેટલા વરસ રાજ્ય કર્યું |
|---|---|---|
| કઈઓ મરશ (ગૈયોમર્દ) | ... | ૩૦ |
| હોશંન બીન શી આમુક | ... | ૪૦ |

| | | |
|---|---|---|
| તહેમુરસ્પ બીન હોશન | ... | ૩૦ |
| જમશીદ બીન વીઆઘહાન | ... | ૭૧૮ |
| જોહાક બીન મરદાસ બેવર અસ્પ | ... | ૧૦૦૦ |
| ફ્રરેદુન | ... | ૫૦૦ |
| મીનોચહેર બીન પશંગ | ... | ૧૨૦ |
| નોદર બીન મીનો ચહેર | ... | ૭ મ. ૭ વરસ. |
| અફ્રાશીઆબ બીન પશંગ | ... | ૧૨ |
| જોતેમાશ બીન ગન મનજુર દાદગર | ... | ૫ |
| ગોશાશપ બીન જોતેમાસ | ... | ૯૦ |

કુલ્લે પાદશાહ ૧૧ જુસલે વરસ ૨૫૫૨ મહિના ૭

બીજો વંશ કેઆની પાદશાહઓનો

| | | |
|---|---|---|
| કેકોબાદ બીન રેખ | ... | ૧૦૦ |
| કેકાઉસ બીન કયકોબાદ | ... | ૧૫૦ |
| કેખુશરો બીન સ્યાવક્ષ | ... | ૬૦ |
| લોહરાશપ બીન અરદવન | ... | ૧૨૦ |
| ગુસ્તાસ્પ બીન લોહરાશપ | ... | ૧૨૦ |
| બહમન બીન અશપંદીઆર | ... | ૧૦૦ |
| હોમાએ | ... | ૩૨ |
| દારાબ બીન બહમન | ... | ૧૨ |
| દારાં બીન દારાબ | ... | ૧૪ |

કુલ્લે ૯ પાદશાહ જુલમે વરસ ૭૦૮

ત્રીજો વંશ આશકાનીઅન યાને શીકંદરી.

| | | |
|---|---|---|
| શીકંદર બીન દારાબ | ... | ૧૪ |
| બતલમુશ બીન અરશપ | ... | ૧૪ |
| બતલમુશ બીન બરતુશપ | ... | ૩૭ |
| અશકઅનીઆં બીન દારાબ | ... | ૧૦ |
| બહેરામ બીન અશકશ | ... | ૧૧ |
| હોરમજ બીન પલાશ | ... | ૧૮ |
| ફીરોજ | ... | ૧૧ |

| | | |
|---|---|---|
| ખોશરો બીન હોરમજદ | ... | ૪૦ |
| અરદવાન બીજ ફીરોજ | ... | ૫૫ |
| ખોશરો બીન અશકેઆંનીઆં | ... | ૧૫ |
| પલાશ બીન અશકેઆંનીઆં | ... | ૧૨ |
| નશુર બીન અશકેઆંનીઆં | ... | ૧૫ |
| અરશક બીન અશકેઆંનીઆં | ... | ૫૩ |
| ગોદરેજ બીન બહેરામ | ... | ૫૦ |
| ખુશરો બીન પલાશ | ... | ૧૯ |
| હોરમજ બીન અશકેઆંનીઆ | ... | ૧૭ |
| ખુશરો બીન ખુશરવાંન | ... | ૧૦ |
| અરદવાન બીન અશકેઆંનીઆં | ... | ૫૪ |
| બેઆફ્રીદ બીન અશકેઆંનીઆં | ... | ૧૫ |
| ગોદરેજ બીય અશ કે આંનીઆં | ... | ૧૫ |

કુલ્લે પાદશાહ ૨૦ જુમલે વરશ ૪૮૫

સીકંદરે ઈરાનમાં કેટલાં વરસ રાજ કીધું તેનો તવારીખી પુરાવો બરાબર મલી શકતો નથી. એટલે આ વંસાવળીમાં કાંઈક ભુલો થઈ હોય એવું માલમ પડે છે. તેવી રીતે દરેક વંસાવળીનું સમજી લેવું. જુદા જુદા લખનારાઓ જુદી જુદી વીગતો આપી જાય છે. એટલે કોણનું ખરૂં માનવું અને કોણનું ખોટું એ સમજ પડતી નથી. વાંચનારને કાંઈક ખ્યાલ આવે તેટલા માટે જ આ લખાણ (વંસાવળી) આપવું પડયું છે. આ તવારીખ કાંઈ સત્તાધારી કહેવાય નહિ.

## (૪) ચોથો વંશ શાશાનીઅન

| | | |
|---|---|---|
| અરદેશર બીન શાશાન (ઉર્ફે બાબેગાન) | ... | ૪૦ |
| શાપુર બીન અરદેશર | ... | ૩૨ |
| હોરમજ બીન શાપુર | ... | ૨ |
| બહેરામ બીન હોરમજ | ... | ૯ |
| બહેરામ બીન બહેરામ | ... | ૧૯ |
| બહેરામ બીન બહેરામ | ... | મહિના (૪) |
| નરશી બીન બહેરામ | ... | ૯ |

| | | |
|---|---|---|
| હોરમજ બીન નશીર | ... | ૭૨ |
| અરદેશર બીન હોરમજ | ... | ૧૦ |
| શાપુર બીન શાપુર | ... | ૫ાા |
| બહેરામ બીન શાપુર | ... | ૧૨ |
| યઝદેઝર્દ બીન શાપુર | ... | ૨૦ |
| બહેરામ ગોર બીન યઝદેઝર્દ | ... | ૬૦ |
| યઝદેઝર્દ બીન બહેરામ | ... | ૧૭ |
| ફીરોઝશાહ બીન યઝદેઝર્દ | ... | ૧૭ા |
| પલાશ બીન ફીરોજ | ... | ૪ |
| કોબાદ બીન ફીરોજ | ... | ૪૦ |
| નોશેરવાન અદલ બીન કોબાદ | ... | ૪૭ |
| હોરમજ બીન નોશેરવાન | ... | ૧૨ |
| ખોશરો પરવેઝ બીન હોરમજદ | ... | ૩૮ |
| શીરોયે બીન ખોશરો પરવેઝ | ... | મહિના (૭) |
| અરદેશર બીન શીરોયે | ... | ૧ |
| શમીરાન બાનુ અરદેશરની બેટી | ... | ૨ |
| બાનુ પુરાન દોખ્ત અરદેશરની બેટી | ... | મહિના ૬ |
| બાનુ આજરમી દોખ્ત ખુશરો પરવેઝની બેટી | ... | મહિના ૪ |
| ફરોખજાદ બીન પરવેઝ | ... | મહિનો ૧ |
| બાનું ખોરદાદ પરવેઝની બેટી | .... | ૧ |
| હોરમઝદ બીન યઝદેઝર્દ | ... | ૧ |
| યઝદેઝર્દ શહેરીઆર બીન ફરોખજાદ | ... | ૨૦ |

કુલ્લે ૨૯ પાદશાહ જુમલે વરસ ૪૯૨ મહિના ૯

ઉપલા ૪ વંશ આપણા શાહનામા પ્રમાણે ફીરદુશી તવારીખમાં લખી જાય છે. હવે એમાં ખરી તવારીખ કઈ અને Allegory દ્રષ્ટાંતરૂપિ કથા (કલ્પીત) કઈ એ તારવી કાઢવું બહુ મુશ્કેલ છે. પાછળથી આપણી યસ્તોના ભેદોના ખુલાસામાં એનો રમ્ઝ ખુલ્લો કરી શકીશું. હાલ તો આપણે સંક્ષેપમાં એની તપાસ લઇશું.

ઈરાન ઉપર પહેલી જીત મેળવનાર ઍલેકઝાન્ડર ધી ગ્રેટ વિસે લખ્યું છે. કે કયાની વંસના પાદશાહ દારાબ મેસીડોનીઆના પાદશાહ ફીલકુસ યુનાની લખનારા પ્રમાણે ફીલીપની છોકરી સાથે પરણ્યો હતો. પણ તે છોકરીના મહોડાં-

ોંથી ખરાબ વાસ આવતી હોવાથી તેણીને તજી દીધી હતી. તે છોકરી પોતાના બાપને ત્યાં ચાલી ગઇ અને ત્યાંના તબીબોએ તેને સકંદરૂ નામનો પાલો પીવા ફરમાવ્યું. પછી તેણીના મહોડાંની વાસ નિકલી ગઇ અને એક બેટાનો જન્મ આપ્યો તેનું નામ શીકંદર રાખ્યું. અને એ જ શીકંદરે કયાની વંસના છેલ્લા પાદશાહ દારાંને હરાવી ઇરાનમાં અશકાનીઅન વંશની સ્થાપના કરી ત્યારપછી એ લોકોએ ઇરાનમાં રાજ ચલાવ્યું.

લગભગ ૪૮૫ વરસ સુધી અમલ ચલાવ્યા પછી એ વંશનો છેલ્લો પાદશાહ અરદવાન બહુ નબળો પાદશાહ હોવાથી અરદેશર બાબેગાને બળવો ઉઠાવો. પાદશાહને પદભ્રષ્ટ કરી શાસાનીઅન વંશની સ્થાપના કરી.[1]

એને માટે (અરદેશરને માટે) એવું કહેવામાં આવે છે કે કયાની પાદશાહ બહમનનો બેટો શાશાન, બાપથી રૂસાઇ ગુસ્સાનો મારેલો દુરદરાજ નીકલી ગયો હતો, અને ચોપંગા ગોશપંદો ખરીદ કરીને પોતાનું ગુજરાન ચલાવતો હતો. એ પ્રમાણે તેની પાંચ પહેડી સુધી ફરજંદ થયાં, તેઓના નામ શાશાંન રાખવામાં આવ્યાં હતાં. એક દિવસ ઇશતખ્ર શહેરના પાદશાહે ખુવાબ જોયો. અને તેની સોધ કીધી. અને ડુંગરોમાથી એની પાંચમી પહેડીનો એક બેટો સોધી કાઢયો.

તેનું નામ બી શાશાન હતું. તે બેટાને ઇરાનમાં લાવીને પોતાની બેટી સાથે નેકા કીધા. તેને પેટે એક છોકરો આવ્યો. તેનું નામ અરદેશર બીન શાસાન, બીન શાશાન, બીન શાશાન, બીન શાસાન, બીન બહમન, બીન અસંપંદીઆર નામે બોલતા. એ અરદેશરના વખતમાં, પાછી આપણી જાહોજલાલી શરૂ થઇ. અને દસ્તુર તૌસરે આપણા ધર્મના પુસ્તકો જ્યાં જ્યાંથી મળ્યાં ત્યાં ત્યાંથી એકઠા કરીને, પાછો આપણા માજદીયસ્ની જરથોસ્તી ધર્મની, પ્રતીષ્ઠા ઇરાનમાં વધારી. ઇરાનમાં આપણો ધર્મ કેટલે વખતે પાછો ચાલુ થયો. એ શાશાની અમલમાં, આપણા પરહેજગાર દસ્તુરોએ આપણી દીન ને દુન્યામાં આશાકારા કીધી. એ દસ્તુરોમાં ખાસ કરીને આદરબાદ મારેસ્પંદ, બુઝર્ગમહેર, તૌસર, અરદાએ વિરાફ, માનુશચહેર, ઝાદસ્પરમ, દીનીઆર, દાદ, વીગેરે બીજા ઘણા દસ્તુરો થઇ ગયા.

એ દસ્તુરોએ પાદશાહોની રાજ દરબારમાં પોતાની પરહેજગારી, અને

---

નોટ (૧) અરદેશર બાબેગાન વીસે કેટલાકો એવું લખી જાય છે કે એ ઘોડાઓની પાયગાનો વડો અમલદાર હતો. પાછળથી એમે બળવો ઉઠાવીને માદી મેળવી.

ધર્મના ફરમાનોની (કાયદા) ખબરદારીને લીધે પાદશાહો ઉપર પોતાની કેટલીક સત્તાઓ જમાવી અને પાદશાહો પણ એ લોકોની ન્યાયી સલાહ ઉપર એકીન રાખીને રાજ્ય અમલ ઘણો સરસ રીતે ચલાવ્યો. ખાસ કરીને નૌશીરવાન અદલ પાદશાહ જે દુન્યામાં ઇન્સાફને માટે ઘણો પ્રખ્યાત હતો તે બુઝર્ચે મહેરની દુરઅંદેશ સલાહને આભારી હતો. શાશાની વંશનો છેલ્લો પાદશાહ યઝદેઝર્દ સહેરીઆર જ્યારે ગાદીએ આવ્યો, ત્યારે બહુ નાલ્લી ઉમરનો હોવાથી તેમજ ઇરાનમાં કુસંપ વધી જવાથી થોડો વખત અગાઉ બહેરામ ચોબીને બળવો કરવાથી રૂમિઓ સાથની ચાંલુ લડાઇઓ, ધર્મગુરૂઓની વચ્ચેની મતફેરીઓ અને ખાસ કરીને ધર્મની ઝાહેલીયતથી ઇરાની પ્રજા બહુ નબળી થઇ ગઇ હતી.

તે વખતે ખલીફ ઓમર જેવો દુરઅંદેશ પાદશાહ. જે તકની રાહ જોઇ રહ્યો હતો. તેને આઇતી તક મળી ગઈ અને ઈરાન ઉપર હુમલો કીધો. અને નેહાવંદ અને કાદેસીઆની લડાઈમાં ઇરાનીઓ હારી ગયા, યઝદેઝર્દ શાહેરીઆર નાસી ગયો. અને રૂમની દરબારમાં જઇને રૂમિઓની મદદ માંગી પાછો ઇરાન ઉપર હુમલો લાવવા કસદ કરી. જંગલમાંથી ચાલુ મુકયું પણ ખુદરતે યારી નહિ આપી. કારણ કે ઈરાન તફરગેહ થવાનું જ હશે. તે એ એક ઠેકાણે કોઈ આંટો દલનાર ઘંટીવાળાને ત્યાં આશરો શોધતો ગયો પણ તે ઘંટીવાળાની દયાનત બગડી. અને એના દીલ ઉપરનો કીમતી પોશાક જર ઝવાહીર સાથનો જોઇને એનું ખુન કીધું. અને એક વખતની ધરતીને ધ્રુજાવનાર શાશાની પાદશાહોનો છેલ્લો નબીરો એક કમીના આસામીને હાથે મીનોઇ જહાનમાં કુચ કરી ગયો. (બહેસ્તનશીન થયો) અને શાશાની અમલનો કરૂણ અંત આવ્યો. ત્યાર પછી કેટલાક ઇરાનીઓ મુસ્લીમ ધર્મમાં વટલી ગયા, અને કેટલાકો જે લોકોને પોતાનો ધર્મ પ્રાણથી પણ વહાલો હતો તે લોકો હજારો મુશીબતો વેઠીને દુન્યાના કંઇ કંઇ ભાગોમાં ચાલી ગયા. તેમાંથી કેટલાક હીંદુસ્તાન આવવા નીકળ્યા. જે લોકો દરીઆને માર્ગે આવવા નીકળ્યા તે લોકો પહેલા હોરમજ બંદર ઉપર લગભગ ૧૦૦ વરસ રહ્યા. ત્યાંથી દીવ બંદરે (કાઠીઆવાડનું બંદર) આવ્યા. ત્યાં લગભગ ૧૯ વરસ રહ્યા. અને ત્યાંથી નીકલેલા થોડાકો ખંભાત, ભરૂચ, અંકલેશ્વર, સુવાલી અને સંજાન તરફ આવી વસ્યા. ત્યાર પછીની આપણી તવારીખ વીસે તો ઘણા જરસ્થોતીઓ વાકેફ હશે. એટલે આપણે લંબાણ નહિ કરતાં ટુંકમાં પતાવીશું. આ મારી ટુંકી લખેલી તવારીખ પણ ઘણા જરથોસ્તીઓની જાણમાં હશે. પણ આપના ધર્મ ઉપર કેવી કેવી મુશીબતો આવી પડી હતી તે દેખરાવવા ટુંકમાં લખ્યું છે. હવે આપણે બીજા તવારીખ નવેસોની તવારીખ ટુંકમાં જોઇ જઈશું, તો માલમ પડશે કે યુનાની

તવારીખ નવેસ હીરોડોટસ, અને યાહુદીઓની તવારીખમાં આપણો ઇરાનનો ઇતિહાસ જુદીજ રીતે લખાયલો છે. વાંચનારા મુકાબલો કરી જોય અને આપણે કયાં કયાં ભુલ કીધી છે તે માલમ પડી આવે તેથીજ લખવાની જરૂર માલમ પડી છે.

આપણે ઇરાન છોડી આવ્યા, તે કાંઇ દરીયાનેજ રસ્તે આવ્યા હતા એમ નથી, પણ પગ રસ્તે સીસ્તાન થઇને પણ કેટલાક ટોળાઓ, પંજાબ અને બીજે ઠેકાણે આવ્યા હતા. અને આરબોએ કાંઇ આખા ઇરાનનો કબજો લીધો હતો નહિ. આરબોના રાજ અમલમાં પણ આપણા કેટલાક તાયફાવાળાઓ સીસ્તાનમાં અને તેની આજુબાજુના મુલકોમાં સ્વતત્રતાથી રહેતા હતા. અને આપણા દસ્તુરો સ્વતંત્ર રીતે અમલ પણ કરતા હતા.

પહેલે આપણે અમેરીકન ઇતીહાસકારની તપાસ લઇએ. History of the world by John Clark Ridpath જોન કલાર્ક રીડપાઠ પોતાની હીસ્તરીમાં સૌથી પહેલો વંશ ઇજીપસ્યનનો ગણે છે. અને ત્યાંનો સુધારો પણ ઘણો જુનો છે. ત્યાંના લોકોની ધર્મ વિષે માન્યતા, ભાષા, રાજ્યપદ્ધતી, તે લોકોના કાયદાઓ, પહેરવેસ વીગેરેનું બારીક વર્ણન કરી, પછી પહેલો વંશ ઇરાનમાં ખેલડીઅન લોકોનો ગણે છે બીજો અને ત્રીજો બેબીલોનીઅન અને એસીરીયન ગણે છે. ચોથો મીડ લોકોનો (મીડીઆમાં) પછી હખામનીઅન વંશ, ત્યારપછી પારથીઅન (સાહનામાં પ્રમાણે અશકાનીઅન વંશ) અને છેલ્લે સાશાનીઅન વંશ ગણે છે.

હવે ફીરદોસીના શાહનામાને આધારે તપાસ કરીશું તો માલમ પડશે કે ખેલડીઅન, એસીરીઅન, બેબીલોનીઅન, મીડ, અને હખામનીઅન (પરસીઅન) કેટલેક ઠેકાણે એકીમીનીઅન વંશને પરસીઅન પણ લખી જાય છે. હવે એ પાંચ વંશ વિષે ફીરદોસી કંઇપણ લખી જતો નથી. તેથી કંઇ ફીરદોસીની ગફલતી નથી. પણ ફીરદોસીને તો આપણા અમીર ઉમરાવોને ત્યાંથી જે જે લખાણો મળ્યાં તે ઉપરથી એને લખ્યું છે. એકકી વખતે આપણા ઇરાન ઉપર ત્રણ પ્રજાઓ રાજ કરતી હતી, મીડીઆમાં મીડ લોકો, એસીરીઆમાં એસીરીઅનો, અને બેબીલોન્યામાં બેબીલોન્યનો રાજ કરતા હતા. એકીમીનીઅન વશંનો સ્થાપનાર (કેટલાકો હખામનીઅન કહે છે) સાયરસ ધી ગ્રેટ યાને પૂર્વ તરફના લખનારાઓ એને કુરૂસ તરીકે લખી જાય છે. એ સાયરસ ધી ગ્રેટે જ ઇરાન ઉપર સામરાજ્ય સ્થાપ્યું હતું. તેથી એને ગ્રેટનો ખિતાબ મળ્યો છે. ખેલડીઅન લોકોની સહેનશાત

ઇ. સ. પૂર્વે B. C. ૨૫૫૦ વરસ ઉપર સ્થાપાઇ હતી. તે શહેનશાહતને સાયરસે ઈ. સ. પૂર્વે ૫૩૮ માં જીતી લીધી ત્યાર અગાઉ મીડીઆ પર સ્વારી કરીને મીડ લોકોનો પરાજય કીધો. ઇ. સ. પૂર્વે ૫૫૮ ત્યાર પછી સૌથી બલવાન શહેનશાહત બેબીલોનીઅનની જેનો રાજા નેબુ કેડનેઝરને ૫૩૮ બી. સી. ઇ. સ. પૂર્વે જીતી લીધો. ત્યાંથી સેંકડો વરસના કેદ પકડાયલા યાહુદીઓનો છુટકારો કરી તે લોકોને પેલેસ્ટાઇન મોકલાવી દીધાં.[1] તે વખતના બધાં મોટાં રાજ્યોને જીતી ને સૌથી બલવાન શહેનશાહત સ્થાપી.

મીડ લોકોએ ઇ. સ. પૂર્વે ૬૨૫માં એસીરીઆ જીતી લીધું હતું. ત્યાર પછી કંબાઇસીસે ઇ. સ. પૂર્વે ૫૨૫ B. C. ઇજીપ્ત જીતી લીધું. ત્યાંના રાજા ફેરાઉનને ગાદી ઉપરથી ઉઠાડી મુકયો કે જે ઇજીપસ્યનોએ પોતાની ગાદી ઇ. સ. પૂર્વે ૨૮૪૦માં સ્થાપી હતી. ઘણી જુની બે મ્હોટી શહેનશાહતો ઇજીપસ્યન અને ખેલડીઅન ઉપર જીત મેલવી હખામનીઅન (એકીમીનીઅન) સામરાજ સ્થપાયું.

## યાહુદી લોકોની તવારીખ.

યાહુદી લોકો આ દુન્યાની ઉત્તપત્તી વીસે એવો ખ્યાલ રાખે છે કે ઈ. સ. પૂર્વે B. C. ૪૦૦૪ના સાલમાં ઇદનના બાગમાં આદમ (રાતી મટોડી) અને હવા (ઇવ હીબ્રુભાષામાં એનો અર્થ જન્મ આપનાર થાય છે.) ઇદન (હીબ્રુબહેસ્ત.) ના બાગમાં પ્રથમ મેળ્યાં હતાં, અને જે ચોક્કસ ફળ ખાવાની તે લોકોને મનાઇ કરવામાં આવી હતી. તે મનાઇ કીધેલું ફળ સેતાનના ફરેબથી લલચાઈ ખાધું હતું. જે ગુન્હા વાસ્તે ખુદાએ તે લોકોને બહેસ્તમાંથી હાંકી કહાડયાં હતાં જે પછી ઇવને પેટે આ દુન્યામાં પહેલું આદમી પેદા થયું હતું દુન્યાઇ વરસ બીજું ઇ. સ. પૂર્વે ૪૦૦૩ એ ફરજંદનું નામ કેએન (હીબ્રુ. બક્ષીસ) રાખ્યું હતું. જે પછી તેણીએ બીજું ફરજંદ જણ્યું હતું જેનું નામ "આબલ" (હી. ટુંક વખતની જીંદગીનો) રાખ્યું હતું. જે તેના વડા ભાઇના હાથથી માર્યો ગયો હતો ઇ. સ. પૂર્વે ૩૮૭૫ 'આબલ' બકરાં ચરાવતો હતો.

'કેએન જમીન' ખેડતો હતો. બહેસ્તમાંથી બહાર કહાડી મુકયા પછી આદમ ઘણા વરસ જીવ્યો હતો. અને તેને બીજાં ઘણાંએક છોકરાં થયાં હતાં,

---

૧. નોટ--જેરૂસલમનું પ્રખ્યાત Temple of Solomon સોલોમનના દેવળને ફરીથી બંધાવી આપ્યું. યાહુદીઓ ઉપરના આ ઉપકારને લીધે તેઓએ સાયરસને દુન્યાનો છુટકારો કરનારની ઉપમાં આપીને પોતાના ધર્મપુસ્તક "તોરાટ" "Old Testament" માં ઘણી વખાણ કીધી છે.

પણ તે લોકોના નામ તવારીખની નોંધમાં મળી શકતાં નથી.

કેએનના વંશથી ઉતરેલાંઓ સુધારાના હુન્નરમાં માહીતગારી મેળવવાથી વખણાઈ ગયા હતા. તેઓ જાબાલ કેએન, તુબાલ કેએન હતા. સેથના વંશનો એક ઇનાક, પોતાની નેકી અને બંદગી ખાતર ઘણો વખણાઇ ગયો હતો.

વખત ગુજરતાં કેએન, અને આદમનો બેટો "સેથ" જે ઈ. સ. પૂર્વે ૩૮૭૪માં જનમ્યો હતો. એઓના વંશ નેકીનો માર્ગ છોડી પહેલાં થોડો થોડો કરતાં પાછળથી અતીશય બદીના માર્ગ ઉપર ચાલવા લાગ્યાં, ખુદાએ જોયું કે આ દુન્યામાં બદી ઘણી ફેલઇ ગઇ છે. તોપણ તેઓમાં એક કુટુંબ જે બદીના માર્ગ ઉપરથી દુર રહીને, નેકીના માર્ગ ઉપર ચાલતું હતું. તે "નોઆ"નું હતું. "નોઆ" ઈ. સ. પૂર્વે ૨૯૪૮માં જનમ્યો હતો. તેના બાપનું નામ "લાનીક" હતું નોઆનો અર્થ સુખી થાય છે.

માણુસ જાતમાં બદીનો વધારો થઇ જવાથી ખુદાએ તેઓને જબરી શીક્ષા કરવાનો વિચાર કીધો. અને આદમી જાતની નીશાન દુન્યામાંથી નાબુદ કરવાનો ઠરાવ કીધો.

પણ નોઆ અને તેના કુટુંબને જીવતા રાખવાની મતલબથી તેને એક વહાણુ બાંધવાની સમજ આપી. જેને (Noah's Arc નોઆસ આર્ક) કરીને કહે છે. તે વહાણ એટલું બધું મોટું બાંધ્યું હતું કે તેમાં તરેહવાર જુદી જુદી જાતના ચોપગા જાનવરો આખાં કુટુંબો તથા પક્ષીઓ રહી શકે. (કારણ કે આ દુન્યા ફરીથી વસાવવામાં આવે ત્યારે તે પાછાં પોતાની ઓલાદ વધારે).

તે વહાણુમાં નોઆ તેની બઈરી ત્રણે પુત્રો અને તે ત્રણ પુત્રોની ત્રણ બઈરીઓ મળીને કુલ આઠ જણાં બચી ગયાં હતાં. દુન્યાઈ વરસ ૧૬૫૬ ઈ. સ. પૂર્વે ૨૩૪૮ તેઓ વહાણુમાં બેઠા પછી રેલ શરૂ થઇ તે ૪૦ દિવસ સુધી રહી હતી. તે એટલી તો ઉંચી ગઇ હતી કે ઉંચા પરવતોની શીખરો પણ તેમાં ગરક ગઇ હતી. અને તેઓની ઉપર પાણી ફરી વળ્યાં હતાં-હવે પછી પાણી ઉતરતું ગયું. તે ૧૫૦ દિવસમાં એટલે પાંચ મહિનામાં એટલું તો ઉતરી ગયું કે ગ્રેટ આરમીઅનમાંના મહોટા પર્વત "આરારાટ" ઉપર આવી નોઆનું વહાણુ લાધ્યું હતું તો પણ નોઆ તે વહાણુમાં કેટલાક દિવસ સુધી રહ્યો હતો. અને પછી ખુદાનો હુકમ થવાથી તેમાંથી ઉતર્યો હતો. અને પોતાની સાથે લીધેલાં સઘળાં જાનવરો, પક્ષીઓ વીગેરેને છુટાં મેલ્યાં હતાં.

દુન્યાઈ વરસ ૧૬૫૭ ઇ. સ. પૂર્વે ૨૩૪૭ થી દુન્યાઈ વરસ ૧૭૭૦ ઈ. સ. પૂર્વે ૨૨૩૪. મ્હોટી રેલ આવ્યા પછીની તરતની તવારીખમાં ઘણી અગત્યની બીના જણાવી છે. નોઆનો પુત્ર "હેંમ" જેની તે વખતે ૧૦૦ વરસની ઉમ્મર હતી. તે અને તેનો પુત્ર "કેનઆન" જેઓની આડી ચાલ વિષે તેઓને બુરા શ્રાપ મારવામાં આવ્યા હતા, પણ "શેમ" અને "જ્યાફેટ" તેઓની ચાલ ઘણી નેક હતી. નોઆના ત્રણ પુત્રો હતા. શેમ, હેમ, જ્યાફેટ એ ત્રણે બેટાઓને પેટે ઘણા ફરજંદો થયાં હતાં.

તેઓના કબીલાથી ઉપર જણાવેલી મ્હોટી રેલ પછી આ દુન્યા પાછી વસી હતી. હેમની ઓલાદથી ઉતરેલાઓ ઘણું કરીને પુરાતન જાતોમાં, ઘણી લડાઇખોરો અને અધર્મી જાત હતી. એનો નબીરો "નીમરોડ" જેને ધર્મ બાબદ લખનારાઓ "બીલસ"ના નામથી જણાવી જાય છે. તેને આ દુન્યામાં પહેલવહેલી શાહેનશાહી હકુમત ચલાવવાની રીત શરૂ કીધી હતી. અને ઘણો બળવાન થઈ પડયો હતો.

ખ્રીસ્તી ધર્મના પુસ્તકોમાં, યુરોપ માહેલા જે દેશોને "બુતપરસ્ત લોકોનો બેટો"ના નામથી જણાવવામાં આવ્યા છે, ત્યાંના પહેલા વસનારાઓ "જ્યાફેટ"ની ઓલાદથી ઉતરેલા હતા. "ઉગમણ તરફના દેશો" એવાં સાધારણ નામથી જણાયેલાં મુલકોમાં મુખ્ય વસનારી કોમોનો બાપ "શેમ" હતો. "હેમ"ની ઓલાદે મીસર, અને આફ્રીકા વસાવ્યાં હતાં. એ વખતે આખી દુન્યા ઉપર એક જ જાતની ભાષા અને જુબાન બોલાતી હતી. પણ વખત જતાં માણસોએ ખુદાને આશરે રહેવાનું ભૂલી જઈ મગરૂરીમાં ગીરફતાર થઈ, એક ઘણો જ ઉંચો બુરજ બાંધવાનો ઠરાવ કરી તેની ટોંચ છેક આસમાનને લગાડવાનો અહંકાર કીધો હતો. તેની ઈ. સ. પૂર્વે ૨૩૪૭માં તેઓના આવા અભીમાનભર્યા કામમાં હરકત નાંખવા વાસ્તે, ખુદાએ તે કામદારોની જુબાનમાં ગુંચવણ કરી નાંખી હતી. કે જેથી તેઓ એક બીજાનું બોલવું સમજી શકે નહિ. એથી તેઓને એ કામથી હાથ ઉઠાવવાની ફરજ પડી હતી. અને પછી તેઓ આ દુન્યાની સપાટી ઉપર છુટા છુટા વીખરઈ ગયા હતા. એથી કરીને તે જગ્યાનું નામ "બાબેલ" એટલે (ગુંચવણી) કહેવામાં આવ્યું. કેમકે ખુદાએ તે વખતથી આખ્ખી દુન્યાની ભાષા ગુંચવી નાંખી હતી. બાબેલ અથવા સાધારણ રીતે કહેવાયલું "બાબેલોન" તે પાછળથી "નીમરાડ" પાદશાહની રાજધાની, અને આ દુન્યામાં પહેલવહેલી હકુમત સ્થાપનાનું પાયતખ્ત થઈ પડ્યું હતું. એ વિસે બુતપરસ્ત લખનારાઓ પાછળથી પુષકળ જણાવી ગયા છે. જોસેફ બોનોમીની બનાવેલી, નીનીવે અને ત્યાંના મહેલો એ નામની ચોપડીમાં લખેલું છે કે હજુ સુધી ત્યાં એનો પડી ગયલા કાટનો

દગલો જોવામાં આવે છે.

યાહુદી લોકની આટલી ટુંકમાં તવારીખ આપવાનું કારણ કે: આપણે જરથોસ્તીઓ અને યાહુદી કોમ બન્ને વચ્ચે ઘણો નીકટનો સંબંધ હતો આપણા શહેનશાહોની તવારીખ બરોબર નહિ મળતી હોવાથી એ લોકોની તવારીખનો આધાર લેવો પડયો છે. સાથે સાથે ગ્રીક તવારીખ નવેસો હીરોડોતસ, સ્ત્રેબો, પ્લીની, હરમીપ્સ, વીગેરેની લખેલી તવારીખનો પણ ઉપયોગ કરવામાં આવ્યો છે.

હવે આપણે પાછા આપણી મૂળ તવારીખ ઉપર આવીશું અને બધી તવારીખ સાથે મેળવી જોવાથી માલમ પડશે કે કંઇ તવારીખ ખરી અને કંઇ ખોટી તેનું તોલ વાંચનારે મુનશફ્ મીજાજથી કરી લેવું. જેવી જગરેલ "નોઆ"ના વખતમાં આવી તેવીજ જગરેલ આપણા પેસદાદયન પાદશાહ જમશેદના વખતમાં પણ આવી. અને જમશેદને પણ ખુદા તરફથી આગાહી થઇ. અને તેના કહેવા મુજબ એક ગુફ્ા (કોઈ લખનારાઓ "વર" કરીને કહે છે) બનાવ્યો. અને તેમાં દરેક જાતના જાનવરો, પક્ષીઓ, ઝાડપાન, વીગેરે દુન્યાની તમામ જાનદાર પેદા-શોનું એક એક જોડું તે ગુફ્ામાં રાખ્યું રેલ ઉતરી ગયા પછી પાછી દુન્યા નવેસરથી વસાવવામાં આવી. બાલ ગંગાધર તીલક એ જગરેલને માટે લખે છે કે આપણા એર્યંનો ઉત્તરધ્રુવ તરફ વસતા હતા ત્યારે એ રેલ આવી હતી. ત્યાર પછી એટલે એ બરફના તોફાન પછી એર્યંનો દક્ષિણ તરફ ઉતરતા આવ્યા અને જુદા જુદા મુલકો વસાવ્યા.

આપણા જમશેદના રાજમાં દરેક હુન્નર ઉદયોગ દાખલ થયા ખેતી કરવાનું, વણવાનું, શીલ્પકળા વીગેરે શરૂ થયું. તે જમાનાને સોનેરી જમાનો કહે છે. માણસો ઘણાં સુખી અને સંતોષી હતા, લાંબી જીંદગી કહાડતા હતાં વીગેરે.

પાછળથી એજ જમશેદે ખુદાઈ દાવો કીધો, અને પોતાની પુજા કરાવવા માંડી. (મનમ ઈજદી હુંજ ખુદા છું એવો ખોટો દાવો કીધો. ત્યારે પ્રજા બહુ અસંતોષ થઇ ગઈ. અને જુહાક નામનો દૈત્ય (કેટલાક લખનારાઓ અજીદહાક કરીને પણ કહે છે.) ઇરાન ઉપર ચઢી આવ્યો. ઇરાનને તફરગે કીધું અને જમશેદની બે બહેનોને બંદીખાને નાંખી (કેટલાકો છોકરીઓ તરીકે ઓળખ આપી જાય છે.)

જોહાકના રાજમાં ઈરાનના લોકો ઉપર બહુ જુલ્મ ગુજર્યો. જોહાકે ઈરાન ઉપર ૯૯૯ વરસ ૧૧ મહિના, અને ૨૯ દિવસ રાજ કર્યું: એક દિવસ એનો

રાજ કરવાનો બાકી છે. ત્યાર પછી કાવે અહાનગર નામના એક લુહારે બળવો કીધો, અને પેસદાદીઅન વંશના રાજકુટુંબથી ઉતરી આવેલા ફરેદુનની મદદથી જુહાકને દમાંવંદના પહાડ ઉપર ઉંધો તાંગ્યો. જે આજ સુધી ત્યાં કેદમાં પડેલો છે. એવી માન્યતા જરથોસ્તીઓમાં છે. ફરીદુને ઈરાનની ગાદી ત્યાંની અનજુમનના કહેવાથી સંભાળી લીધી. યાને તખ્તનશીન થયો. એ ફરેદુનને ત્રણ છોકરા હતા. એરચ, તુર, સલમ, ફરેદુનની વૃદ્ધા અવસ્થામાં એને પોતાની શહેનશાત ત્રણ છોકરા વચ્ચે વહેંચી આપી. એરચને ઈરાન આપ્યું, તુરને તુરાન આપ્યું સલમને મહાચીન વીગેરે બીજા પ્રદેશો આપ્યા, ફરેદુનનું રાજ્ય આખી દુન્યા ઉપર ચાલતું હતું. (એ ત્રણે છોકરાઓને યમનના પાદશાહની ત્રણ છોકરીઓ સાથે પરણાવ્યા હતા).

પાછળથી બે ભાઇઓ તુર અને સલમને પોતાના નાના ભાઇ એરચને માટે અદેખાઇ ઉપજી બન્નેએ કાવત્રું કરીને એરચનું ખુન કીધું. અને ત્યારથીજ ઈરાનમાં કુસંપ ચાલુ થયો. ત્યાર અગાઉ લોકો ઘણા સંપથી રહેતા હતા.

હવે એ કથાને આપણે "નોઆના" પેલા ત્રણ છોકરાઓની (હેમ, શેમ, જયાફેટની) કથા સાથે સરખાવી જોવાથી માલમ પડશે કે પૂર્વ તરફના લખનારાઓ એકની એક બાબતને જુદા જુદા નામથી પોતાની જાતને લાગુ પાડીને (પોતાના ધર્મને લાગુ પાડીને) લખી જાય છે. તેવીજ રીતે હીંદુઓ મનુ મહારાજને માટે પણ એવી જ કથા લખી જાય છે. ત્યારે ગુંચવાડો ઉત્પન થાય છે કે કઇ કથા ખરી. જરથોસ્તીઓની, યાહુદીઓની કે એર્યન હિંદુઓની. જો એ ત્રણે કથા ખરી બની જ હોય તો દરેકના જમાનામાં હજારો વર્ષનો ફરક પડી જાય છે તેનું કેમ? આપણે પાછળથી જોઇશું કે એ કથાઓમાંથી કંઇ જુદી જ મતલબ નીકળે છે: જો જ્યોતિષશાસ્ત્રનો આધાર આપણે લઇશું તો માલમ પડશે કે દુન્યાને થવાને લાખો વરસો થઇ ગયાં છે. પહેલો યુગ "સત્યયુગ" અઢાર લાખ વરસનો (૧૮ લાખ) બીજો યુગ "ત્રેતાયુગ" બાર લાખ વરસનો (૧૨ લાખ) ત્રીજો યુગ ૮ લાખ અને ૬૦ હજારનો અને ચોઠો કલ્યુગ ૪ લાખ અને ૬૦ હજારનો. જો કે આમાં કંઈ ફેરફાર થઇ ગયો હોય (કારણ કે યાદદાસ્તે લખવું પડે છે) કુલ્લે ૪૩ લાખ અને વીસ (૨૦) હજાર વરસના ચાર યુગો થાય ત્યારે તેને એક યુગાન્તર કહેવામાં આવે છે યાને બ્રહ્માનો એક દિવસ. અને એવા કેટલાક યુગાન્તરોનો એક મનવંતર કહેવાય છે યાને બ્રહ્માનો મહિનો. અને કેટલાક મનવંતરોનો એક કલ્પ થાય છે, ટુંકમાં એક કલ્પના ૪ અબજ ૩૨ કરોડ વર્ષો થાય છે. અને એટલા વરસ પછી આ દુન્યાને પરમાત્મા પોતામાં સમેટી લેશે. યાને જે ક્રમે દુન્યા ઉત્તપન થઈ છે. તેથી ઉલટા ક્રમે તેમાં સમાઈ જશે. દુન્યાનો ઉત્તપતી ક્રમ પહેલે આસમાન (Ether) અથવા હવા, પછી આતસ, પછી પાણી અને

સૌથી છેલ્લે જમીન અને જ્યારે એનો લય થશે ત્યારે પહેલે બરફના તોફાન (પાણીની રેલ આવશે) થસે. પછી આતસ પાણીનું શોષણ કરશે અને છેલ્લે હવા (Ether) આતશને થંડો કરી નાંખશે. એવી રીતે દુન્યાની ઉત્તપતિ, સ્થીતી અને લય સંબંધી સાયન્સ તથા ધર્મકિતાબો એક સરખાં મત આપી જાય છે. જ્યોતિષશાસ્ત્ર એટલે દુન્યાના દરેક સેતારાની ચાલ, ધરતીનું સુર્યની આસપાસ ફરવું. (૩૬પા દિવસમાં) તેમજ ૨૪ કલાકમાં પોતાની ધરી ઉપર ફરવું એ સંબંધીનુ જ્ઞાન Astronomy. કોઇએ એસ્ત્રોલોજી નહિ સમજવું. Astrology એક એવું જ્ઞાન છે કે જે માણુસને વહેમી બનાવી મુકે છે. અને ધીમે ધીમે મનુષ્યને એટલું તો નીર્માલ્ય બનાવી મુકે છે કે જે કોઇપણુ જાતનો પુરુષાર્થ કરી શકતો નથી. આપણો માજદીયસ્ની જરથોસ્તી ધર્મ તો એક જ ખુદા ઉપર વિશ્વાસ રાખી આપણુને મળેલી આપમુખત્યારી (Free will)નો સદ્‌ઉપયોગ કરી પુરૂષાર્થથી પોતાની જાતને પીછાણુવાનું (યાને ખુદાને પીછાણુવો) શીખવે છે.

હવે આપણે પાછા એ જગરેલ સંબંધી થોડોક વિચાર કર્યે, કે એમ ઘડી ઘડી રેલો આવે તો પછી દુન્યા થોડા હજાર વરસમાં પાછી કેમ આટલી બધી ફળદુપ થઇ જાય. અને બચેલાં થોડા માણુસોમાંથી આટલી બધી વસ્તી પણુ કેમ થઇ જાય, ઇરાનવેજ (એર્યનવેજ) તરફથી માણુસો નીચે ઉતરતા છેક દક્ષિણુ સુધી આવ્યા, પછી જમશેદે પેલાં યાદગાર (૧૬) શહેરો વસાવ્યાં. (જુઓ વંદીદાદની ૧ લી ફરગરદ) હવે એ ઇરાનવેજ, સંબંધી પણુ લોકો જુદાં જુદાં મતો આપે છે. કોઈ આરતીક ઓસન (યાને ઉત્તરધ્રુવ) કોઇ પામીરનો મુલુક. કોઇ આપણુા ઇરાનના ઉત્તરના ભાગને માટે લખે છે.

## યુનાની તવારીખને મંજુર રાખવાનું કારણુ

આપણે ફીરદોસીની તવારીખ તપાસી. યાહુદીઓની તવારીખ તપાસી. અને યુનાનીઓની (ગ્રીકોની) તવારીખ ટુંકમાં તપાસી જોઇશું તો માલમ પડશે કે કંઇક ગ્રીકોની જ તવારીખમાં વજુદ છે. "હીરોડોટસ" અને "ઝેનોફન" બન્ને જણુા તેમજ ખીલારોફી ભાષાની સોધખોળ કરનાર જરમન વિદ્દવાન "ગરોટો ફેંડ" જેને ૧૯ મી સદીની શરૂઆતમાં એ ભાષાની તખ્તીઓ ઉકલાવી (કે જે ભાષા બહીસ્તુન, અલવંદ નકશે રૂસ્તમ નામના પહાડો ઉપર છે) તે એવાં મત ઉપર આવે છે કે શાહનામામાં (ફીરદુશીએ) જણુાવેલો કયાની વંશ, અને હખામનીઅન વંશ બન્ને જુદા જુદા જમાનામાં થઇ ગયા છે. અને હીરોડોટસ જે લખી ગયો છે તે ખીલારોફી ભાષા સાથે સરખાવતાં બરોબર ઉતરે છે.

## કએખુશરૂના વડવાઓના નામ

| અવશ્તા પ્રમાણે | શાહનામા પ્રમાણે |
|---|---|
| કવી તાવ | કએ કોબાદ |
| કવી ઉશ | કએ કાઉશ |
| કવી હુશ્રવ | કએ ખુશરૂ |

## હખામનની વંશ: એકીમીનીઅન વંશ

યુનાની તવારીખનો સાયરસ, તેજ ખીલારોકી તખ્તીનો કુરૂશ છે. હીરો-ડોટસે જણાવેલાં નામ સાથે તખતીઓમાંનું નામ મલતું આવે છે. અખામનીસ નામનો પુરુષ, ઇ. સ. પૂર્વે ૭૦૦ના સાલમાં ફારશ (અવસ્તા પ્રમાણે આઇરીઅન વએજો)ના મુલુક ઉપર પાદશાહી ભોગવી ગયો હતો, અને એ પાદશાહના નામ ઉપરથી જ એ વંશનું નામ હખામનીઅન પડ્યું છે.

પેશારગેદા માહેલી હાલ ભાંગી પડેલી ઇમારતો ઉપરની સાયરસે પોતાના જમાનામાં કોતરાવેલી, તકતીઓના લેખોમાં તે જણાવે છે.

આદમ કૂરૂશ ખશાઇ અથીવ હખામનીશીય.

એટલે

હું છું સાયરસ પાદશાહ અખામનીઅન વંશનો.

| ખીલા રોકી તખ્તીઓ પ્રમાણે | | | હીરોડોટસના લખાણુ પ્રમાણે |
|---|---|---|---|
| ૧ લો કબુજીઅ | ... | ... | કમબ્યાઇસીસ |
| ૧ લો કુરૂશ | ... | ... | સાયરસ |
| ૨ જો કબુજીઅ | ... | ... | કમબ્યાઇસીસ |
| ૨ જો કુરૂશ | ... | ... | સાયરસ (ધી ગ્રેટ) |
| એરીઆરામાન | ... | ... | એરીઆરેમેન્સ |
| અરશામ | ... | ... | આરસેમીશ |
| વીશતાસ્પ | ... | ... | હીસ્તાશપીસ |
| દારયવુસ | ... | ... | દરાયેસ |
| અશાઇ આરશા | ... | ... | જર્કસીસ |
| અરતખશથર | ... | ... | આર્તેજર્કસીસ<br>બહમન |

ઉપલા બે કબુજીઅ માહેલા ૧લા કબુજીઅનો બેટો કુરુશ તેનો છોકરો

કમ્બુજીઆ. તેનો છોકરો કુરશ યાને સાયરસ ધી ગ્રેટ મોટો પાદશાહ થઇ ગયો છે, એના વખતમાં પારસના ઇરાનીઓ આખા એસીઆ ખંડમાં ફરી વળયા હતા. (અંગ્રેજ લોકો એને સાઇરશ ધી ગ્રેટ કહે છે.)

એ વંશના છેલ્લા પાદશાહ દારાયસ કોન્ડોમેન્સને મેસીડોનીઅન સીકંદરે (એલેકઝાન્દર ધી ગ્રેટ) હરાવ્યો હતો (નહિ કે કયાની પાદશાહ દારાબના બેટા દારાને) અને એક વાર પાછી ઇરાનની મહાન શહેનશાહત પડી ભાંગી આપણું પુસ્તકખાનું બાળી નાંખવામાં આવ્યું. જેથી ઇરાનનું અસલ સાહિત્ય નાશ પામી ગયું.

જે શહેનશાહઓએ દુન્યામાં સૌથી વધારે નામના મેળવી, તેજ શહેનશાહો વીસે આપણી કોમ અંજાણ છે. એ શહેનશાહોનો ધર્મ એક જ ખુદાને માનનારો, ઇન્સાફી અને દયાળુ હતો. એ લોકોના વખતમાં ધર્મગુરૂઓની રાજદરબારમાં લાગવગ ઓછી હતી. રાજકારભાર અને ધર્મને છુટો પાડવામાં આવ્યો હતો. ધર્મગુરૂ વર્ગ પોતાનું કામ ધર્મની જાળવણી કરવાનું ક્રીયાકાંડ કરવાનું પોતપોતાની અંદર જ કરી લેતા હતા. તેમાં રાજ તરફથી કંઈ પણ દખલગીરી કરવામાં નહિ આવતી. તેવી જ રીતે રાજકારભારમાં ધર્મગુરૂ વર્ગ માથું નહિ મારતો હતો.

આટલું બધું લંબાણ કરવાની મતલબ એટલીજ કે આપણા લોકો એવુંજ માની બેઠા છે કે જે શાહનામામાં લખ્યું છે. તેજ પ્રમાણે આપણી તવારીખ છે. પણ આપણી તવારીખ કોઇ પણ સાધનથી સીલ સીલાબંધ મળી શકતી નથી. ઇરાન ઉપર બીજી કઇ કઇ પ્રજાઓએ ચહડાઇ કરી હતી. જેવી કે ગોલ લોકો, ગોથ, શીથીઅન, મેસીડોનીઅન, ગ્રીક, રોમન. આરબ વીગેરે ઘણી પ્રજાઓએ અને જ્યારે જ્યારે ઇરાન સુધારાની ટોંચ ઉપર આવતું કે ખુદરતના નીયમ મુજબ પાછું નીચે પડતું (યાને તફરગે થઇ જતું) આપણું સાહીત્ય અને આપણો ધર્મ પણ સાથે સાથે નાશ પામતો.

દુન્યામાં ઇરાની પ્રજાએ ઘણી વખત ચઢતી પડતી અનુભવી છે અને તેથીજ આપણો ધર્મ સીલ સીલા બંધ આપણી પાસે રહ્યો નથી. એકકી વખતે ઇરાન ઉપર જુદી જુદી પ્રજાઓએ રાજ કીધું છે. અને તે તે પ્રજાનો ધર્મ પણ જુદો જુદો હતો તેમજ ભાષા પણ જુદી જુદી હતી. કમપેરેટીવ ફાઇલોલોજીને આધારે માલમ પડે છે કે પહેલે એકજ એરીઅન ભાષા હોવી જોઇએ. અને પાછળથી તેના ફાંટાઓ એટલે જુદી જુદી ભાષાઓ નીકળી છે. મુખ્ય ભાષા અવસ્તા (ઝંદ) સંસ્કૃત, ગ્રીક, લેટીન, હીબ્રુ,અરબ્બી, વીગેરે છે. તે ઉપરાંત બીજી જરમન, સલેવોનીક, ગોઠીક, ફારસી અંગ્રેજી, ફ્રેંચ, સ્પેનીશ, ઇટાલ્યન, પોર્ચુગીઝ, હીંદુસ્તાની, ગુજરાતી, મરાઠી વીગેરે એકજ ભાષાના ફાંટાઓ છે.

Comparative Philology (ભાષા તત્વ સોધન) ને આધારે આ દુન્યામાં વસનારાં સઘળાં મનુષ્ય જાતની જુદી જુદી ભાષાઓની મૂળ બાંધણીની, અને વ્યાકરણ—રીતીની પુરતી તપાસ લઈ તે ભાષાઓ અસલ કયા મુલકમાંથી નીકળી તેનો સાબેત પત્તો મળી શકે છે, અને એ કમપેરેટીવ ફાઇલોલોજીના અભ્યાસથી જ માલમ પડયું છે કે, બધી ભાષાઓ મૂળ એક એરીયન ભાષામાંથી જ નીકલી છે. અને એ ભાષા શાસ્ત્રને જ આધારે આપણા અવસ્તા, પહેલવી પુસ્તકોના ગુજરાતી તરજુમાઓ થયા છે.

જેવી રીતે ફાઇલોલોજીથી ભાષાનું જ્ઞાન થાય છે તેવીજ રીતે બીજી એક શોધ એથનોલોજી (Ethnology) તે આ દુન્યામાં રહેનારા સઘળી જાતના લોકોના, બદનની અને મગઝની બાંધણીની તપાસ કરી, દરેક જાતના લોકો અસલ કયા ટોળામાંથી નીકલ્યા, અને તે ટોળાનો અસલ મુલક કયો હતો તે વીસેની ખાતરી કરી આપનારો છે. અને એ એલ્મથી જ આપણે દુન્યાની જુદી જુદી જાતોની પીછાણ કરી શકીએ. દાખલા તરીકે તમો જોશો તો મંગોલ્યા, જાપાન, ચીન, ટીબેટ, કાસ્મીર વીગેરે મુલકોની જાતોના ચહેરા એક એકને ઘણા મળતા આવશે. તે જ પ્રમાણે મગોલ, યાહુદી, આરમીન્યન, અરબ, વીગેરેના ચહેરા પણ એકએકને મળતા આવશે. યુરોપના, અને આફ્રીકાના લોકો, પણ પોતાની જુદી જુદી જાતોની બાંધણીથી તરત માલમ પડી આવશે. હીંદુસ્તાનના (પંજાબમાં વસેલા એર્યનો સીવાય) બીજી જાતો જેવી કે ભીલ, કોળી, ચોધરા, ડુબલા, મદ્રાસ તરફના દ્રેવીદીઅન, ઉરીઆ વીગેરે એક સરખા માલમ પડશે. અને હીંદુસ્તાનના સૌથી જુનામાં જુના વતનીઓ એ લોકો જ છે. બીજી કોમો પાછળથી બીજા બીજા મુલકોમાંથી આવી અહીં વસવાટ કર્યો છે.

*

# પ્રકરણ ૨જું

**"વખસુરે વખસુરાન રમ્ઝગો અશો જરથુસ્ત પયગાંમબરનો જમાનો."**

પારસીઓના ધર્મ લખાણોમાં જણુાવ્યા પ્રમાણે જરથુસ્તનો જન્મ પાદશાહ ગુસ્તાસ્પના રાજ અમલમાં થયો હતો. (કયાની વંશમા) એ કયાની વંશ ઘણુા જુના જમાનામાં થઈ ગયો હતો. જેનું ચોક્કસ સાલ કોઈપણુ અભ્યાસી હજુ નક્કી કરી શકતો નથી. એ પાદશાહો એકટ્રીઆમાં રાજ કરી ગયા, એવું ઝંદ અવસ્તામાં જણુાવેલું છે.

જરથોસ્તનો પહેલો ધર્મ ઈરાનમાં નહિ પણુ એકટ્રીઆમાં ફેલાયલો હતો. ઘણુા પુરાતન જમાનામાં થઈ ગયલો હોવાથી એવણુની જન્મભૂમિ પણુ નક્કી કરી શકાતી નથી.[1] તેથી આપણે ફક્ત એક જ શહેર જે "રએ"ને નામે ઓળખાય છે, ત્યાં જ એવણુની જન્મભુમી હોવી જોઇએ, એમ કબૂલ કરીને આગળ વધયે. એવણુની ઘણી તવારીખો લખાઈ ગઇ છે અને કોમ પણુ જાણે છે. એટલે ટુંકમાં આપણે તપાસ લઇશું. એવણુના બાપનું નામ પોરોસસ્પ, અને માતાનું નામ દોગદો હતું. જે કુટુંબ ફરેદુન પાદશાહની ઓલાદથી ઉતરી આવ્યું હતું એમ કહેવાય છે.

એવણુના જનમના શરૂઆતથીજ એક અદભૂત વ્યક્તિ તરીકે (Super Human) દુન્યામાં જણુાયલા છે. જનમતી વખતે હસવું એ એવણુનો પહેલો

---

૧. આ જરથોસ્ત પેગંબરનો અહેવાલ "રએ" શહેર મધે રહેનાર કેકાઉસ એબને કેખશરૂ નામના ખબરદાર અને દીનદાર ગૃહસ્થના બોલવા ઉપરથી દસ્તુર જરથોસ્ત બહેરામે ય. સ. ૬૪૭ના વરસમાં આવા મહિનો અને આદર રોજે લખ્યો છે.

મોજેજો હતો. જનમની અગાઉ માતાને સ્વપનું આવવું. સ્વપનાની તાસીરથી (એક પરહેજગાર પુરૂષના જણાવવાથી દુન્યામાં એવણ એક મહાન પુરૂષ થશે એવી આગાહીથી માતાની સંભાળ, દુરાસરૂન નામના હાકેમને, એ બચ્ચાંની લાગેલી ધાસ્તી, બચપણમાં જ એને મારી નાંખવાની તરેહવાર પેરવીઓ, ખૂન કરવા જતાં તલવાર સાથના હાથનું અકડી જવું (થંભી જવું) ગાયના ટોળાંમાં, ઘોડાના ટોળામાં, તેમજ વરૂઓના ટોળામાં બચ્ચાંને નાંખવું. ત્યાંથી એનું ખુદરતી બચી જવું. આતશમાં નાંખવા છતાં તે બચ્ચાનું નહિ બળવું, (યાને આતશ થંડા થઇ જવા, ) વીગેરે ઘણી બાબદોથી પરવરદેગારનું એને બચાવવું. એ જ એક મહાન પુરૂષની સાબીતી છે. એવણનું જવાનીમાં આવવું, દાદાર હોરમઝદની મુલાકાત માટે તલબ કરી, ઉશીદરેન પહાડ ઉપર જઈને ખુદાની પરશતેસમાં મશગુલ થવું, ત્યાંથી સર્વે ઇલ્મિનું હાંસીલ કરી પોતાના દેશમાં પાછું આવવું, પણ એવણના દુશ્મનોના ભંભેરવાથી એવણને બંદીખાને નખાવવા, ત્યાંથી એક અકસ્માતીક રીતે એવણનું છુટા થવું. (જેને વીસે એવી કથા છે કે એક દિવસ ગુસ્તાસ્પ પાદશાહનો માનીતો ઘોડો 'બેહજાદ" અસ્પે સીહાના ચાર પગ પેટમાં ઘુસી ગયા હતા. જે કોઇપણ બહાર કહાડી શકયું નહિ. જ્યારે એવણે જ તે ઘોડાના ચાર પગ બહાર કહાડી આપ્યા હતા તેથી એવણને બંદમાંથી ખલાસી મળી હતી) ત્યાર પછી ગુસ્તાસ્પની દરબારમાં જવું, પાદશાહે એવણનો ધર્મ સ્વીકારવો, ત્યારપછી રાણી હુતોશીએ, પેસોતને, અસફંદીયારે, જામાસ્પ હકીમે એવણના ધર્મનો સ્વીકાર કીધો. ધીરે ધીરે એ ધર્મ ફેલાતો જ ગયો, અને એ ધર્મને લીધે તુરાનના પાદશાહ અરજાસ્પ સાથે મ્હોટી મ્હોટી લડાઇઓ લડવી પડી. અને એ લડાઈઓમાં ઘણા ઇરાનીઓ માર્યા ગયા હતા. ખુદ પાદશાહનો બાપ લહેરાસ્પ પણ માર્યો ગયો હતો. ઝરીર નામનો ગુસ્તાસ્પનો ભાઈ પણ માર્યો ગયો હતો. જુઓ (યાદગારે ઝરીરાન) નામની કીતાબ.

આ અહેવાલો આજથી (૬૦૦) છસો વરસ ઉપર થઈ ગયલા જરથોસ્ત બહેરામની ફારસી કીતાબમાંથી તેમજ તેનો તરજુમો કરનાર મોબેદ રૂસ્તમ પેસોતન ( જે આસરે ૨૫૦ વરસ ઉપર થઇ ગયો છે. ) ના લખાણ પરથી માલમ પડે છે.

હવે આપણે બીજા તવારીખનવેસોની તપાસ ઉપરથી એવણના જમાનાની થોડીક હકીકત તપાસીશું.

જરથોસ્ત નામના ૮ પુરૂષો થઇ ગયા છે, અને તે લોકોના જમાના જુદા જુદા હતા, અને જુદા જુદા મુલકમાં થઇ ગયા હતા. ૧લો બેકટ્રીઆનો એ જ

આપણા પેગંબર જરથોસ્ત છે. બીજો (૨) મીદીઆનો, ત્રીજો (૩) ખાલદીઆનો, ચોથો (૪) પરશો મીદીઆનો, પાંચમો (૫) ઇરાનનો, છઠ્ઠો (૬) આરમીનીઆનો, સાતમો (૭) પેમફીલીઆનો, અને આઠમો (૮) પરોકોનેસશ તરફનો. એને આપણી કીતાબોમાં "જરથોસ્ત ત્રેમો" નામે ઓળખે છે. જરથોસ્ત પછી જે મહોટી પદવીના દસ્તુરે દસ્તુરાન જેવા માણુસો એના પછી ગાદીએ આવ્યા હતા. અને એ બધાઓએ જરથોસ્તી ધર્મ પોતપોતાના વખતમાં ફેલાવ્યો હતો. (આજે હીંદુઓમાં પણ શંકરાચાર્યો ગાદી ઉપર આવે છે તેમ) ખ્રીસ્તી ધર્મમાં પણ "પોપો" એવી રીતે ગાદી ઉપર આવે છે.

જરથોસ્ત પેગંબરના પેદા થયા અગાઉના જમાનાના લોકો એરીઅનો ખુદા પરસ્ત હતા, તેઓ "દીન-ઇ-એહ" એટલે પાક દીન માનનારા હતા, અને ફકટ "આતશનોજ" કેબલો કરતા હતા, તેઓનું મુખ્ય આતસખાનું ("આતશ-બહેરામ") બલખ તરફ હતું. બાકી બીજાં ઉતરતાં પણ હતા.

હુશંગ પાદશાહના વખતથીજ આતશની પરસતેસ કરવાની રશમ ચાલુ થઇ હતી.

વંદીદાદની પહેલી ફરગરદના ૧૬ શહેરો અને હિંદુઓના રીગવેદના પહેલા પ્રકરણની બીના, એક સરખી મલતી આવે છે, એ ઉપરથી એમ માલુમ પડે છે કે અસલ હીંદુઓના વડીલો "એરીઅનો" (પારસીઓજ હતા) હીંદુઓ પણ એકજ ખુદાને માનતા હતા, માસ ખાતા હતા, શરાબ પીતા હતા, પણ જ્યારથી તેઓને પારસીઓના વડીલો સાથ મારામારી થઇ, (ધર્મ સંબંધી ખટપટ ઉભી થઇ) ત્યારથી, તેઓ માજદીઅસની લોકોના ચાલતા રેવાજો, અને રશમોની તદન વિરૂદ્ધજ જવા લાગ્યા, અને એજ સબબથી તેઓ હીંદુસ્તાન સરહદમાં આવી પુગ્યા પછી, ઘણા ખુદાઓ ભજવા લાગ્યા, યાને મુરતી પુજક થયા.

જેવી રીતે હીંદુઓ છૂટા પડયા તેવીજ રીતે યુરોપીઅનો પણ (જેઓ પણ અસલ એરીઅનોજ હતા) આપણાથી છૂટા પડીને કેસપીઅન સમુદ્ર ઓળંગી, કોકેસસ પહાડોની કટારો પસાર કરી, ઉત્તર યુનાનમાં થઈ (ગ્રીસ) દાન્યુબ નદી ઓળંગી જરમનીમાં દાખલ થયા હતા. એવી રીતે મુળ એરીઅન જાતના ત્રણ ટોળા જુદા જુદા થઈ ગયા, હીંદુઓ હપ્ત હીંદુ (પંજાબ) તરફ આવી વસ્યા. "બારન બુનસેન" એ જમાનાને ઈ. સ. પૂર્વે ૮૦૦૦ વર્ષોનો જણાવે છે. કેટલાક તવારીખનવેશો હીંદુઓ પંજાબમાં આવી વસ્યા તે જમાનો ઈ. સ. પૂર્વે ૫૦૦૦નો જણાવે છે. અને એ ત્રણ મુખ્ય કોમોમાંથી હમણાં બીજી

અગણીત કામો થઈ ગઈ છે. ડૉકટર હાઉગ જરથોસ્ત વિશે લખી જાય છે કે જરથોસ્તનું ઘર એકટ્રીઆમાં હોવું જોઈએ, જે જગ્યાને ગાથામાં "બારેકદહા, આરમઈતી" કરી કહે છે. એજ નામનો ઉચ્ચાર "વંદીદાદમાં"માં બગડેલી રીતે "બાખડી" કરી જણાવ્યો છે. એ પેગંબરનું ખાનદાન સપીતમ નામથી તથા હએચેતાસ્પની ઓળખથીબી જણાયું છે. જરથોસ્ત ૩૦ વરસની ઉમ્મરે, શાહ ગુસ્તાસ્પની દરબારમાં પહેલ વહેલો ધરમ-પેગામ લઇ ગયો હતો. એની એક બાયડી, ૩ બેટા, અને ત્રણ બેટી હતી. જરથોસ્તના ૨૦૦ સાગંદોના નામ ફ્રરવદીન યસ્તમાં જણાવ્યાં છે.

વીલ્યમ સ્મીથ ડીક્ષનરી ઓફ ગ્રીક એન્ડ રોમન બાયોગ્રાફી નામના પુસ્તકમાં લખે છે કે જરથોસ્તે જણાવેલી ખરેખરી અગમચેતીઓ (આગાહીઓ)નો મ્હોટો સંગ્રહ હજુ સુધી જાણીતો ચાલુજ રહ્યો છે.

હાલના વખતમાં એ પુરાતન ભવિષ્ય વાણીઓને જો બનાવત ભરી ગણવા કશીબી તકરાર ચલાવ્યે તો તેને કાબેલ લોકો ખચીતજ હસી નાંખે.

જરથોસ્તના પવિત્ર લખાણોને અવસ્તા-જંદ કરીને કહે છે. પહેલવી કીતાબોમાં પણ એ બોલનોજ ઉપયોગ કીધેલો છે. જેનો અર્થ (અવસ્તા એટલે મુળ-ગ્રંથ) અને (જંદ એટલે ખુલાસો) કરી થાય છે. સંસ્કૃતમાં આપી સતાક એટલે કીતાબ કરી જણાવ્યો છે જરથોસ્તના પવીત્ર ધર્મ ફરમાનો તે અવસ્તા છે. તેની શરેહ અથવા ખુલાસો, તે જંદ છે અને તે ખુલાસાનો વધુ ખુલાસો તે પાજંદ છે. પારસીઓના ધર્મ લખાણો પુષ્કળ હતાં, પણ હાલમાં થોડાંકજ બચી રહ્યાં છે. "પ્લીની" જણાવી ગયો છે કે જરથોસ્તે ૨૦,૦૦,૦૦૦ વીશ લાખ ધર્મસંબંધી કવીતાઓ બનાવી હતી.

એક અરબ ગ્રંથકાર અબ્બુ જાફર અવતારી લખી ગયો છે કે જરથોસ્તનું ધર્મ લખાણ ૧૨૦૦૦ ગઉચરમો અથવા ચર્મ પતરો ઉપર કરવામાં આવ્યું હતું. એ લખાણોને ૨૧ ભાગો (જેને ૨૧ નુશ્ક કરીને કહેવામાં આવે છે.) માં વહેંચી નાખમાવામાં આવ્યાં હતાં. જેમાંનો થોડોજ ભાગ હાલમાં બચી રહ્યો છે. ઘણું કદીમ પુસ્તક યસન અથવા ઈજશની છે. જેમાં પુરાતન અવસ્તા ભાષાના, પાંચ ગાથા (ધર્મ-ગાયન) આવેલા છે.

વંદીદાદ, એકલું પુસ્તક જ માત્ર બરોબર (૨૨ ફરગરદો સાથનું) બચી ગયું છે. બીજાં પુસ્તકો વીશતાસ્પ નુશ્ક, હાદોખ્ત નુશ્ક, છે. દામદાદ નુશ્ક, અને ખોરદેહ અવસ્તા.

મહા વીદવાન અને પુરો પંકાયલો પુરવીન "લોર્ડ બાયરન" આપણા પેગંબર વીસે જણાવી ગયો છે કે "એકટ્રીઆના" દાનાવ અને ગ્નાની જરથોસ્તે. જબરા

ભેદ ભરમોના પડદા ખસાડી નાંખી. આપણી નજરને તદન જ રાસ્ત, અને ખુદાઈ રાહો ખુલ્લી કરી બતાવી છે. જેના દરેક કલામ સાંભળતાં, અથવા જાણુતાં જ દીલ પાક બની, આપણુને પાપી બનવાની દહેસ્ત એકદમજ નીકલી જાય છે.

તવારીખની બાબદમાં પુરતી પાવરડી તથા ધર્મ-તત્વથી વાકફેગાર મીસ "ફ્રાનસીસ પોવર કોબ" શાફ રીતે જણુાવે છે કે પેલો બલખ (બેકત્રીઆ) નો દાનાવ પુરુષ "જરથોસ્ત" કે જેણે લોકોને ભલી દીનની રાહ બતાવી. તે જો હયાતીમાં નહિ આવ્યો હતે. તો તમામ માનવીઓનો એતેકાદ કેવી દામાડોલ હાલતમાં રહ્યો હતે? તે વીસેનો ખ્યાલ આપણુા મનમાં ઉતરી શકતો નથી.

આર્થર હેનરી બ્લીક ખુલ્લી રીતે જણુાવે છે. કે જરથોસ્તી ધર્મ એવો તો ચોખ્ખો, નરો, અને બુઝંગ છે. કે જેને સુધરલી દુન્યા તરફથી હમેશાં માન મળવું જ જોઈએ. અને એ ધર્મ પાલવા ખાતર એક પારસી બધી રીતે હમેશાં મગરૂર રહી શકે.

પંકાયલો "બરનુફ" જણાવે છે કે. "જરથોસ્તી ધર્મ" આપણી જાતી ખાસ્યતની ઉમદા બુદ્ધીની પીછાણુ કરાવે છે. અને એજ ધર્મ માનવી જાત ઉપર ઘણી અગત્યની ફરજ એવી નાંખે છે કે "બુરાઈના મુળ તત્વની હમેશાં વીરૂદ્ધ જઈ તેની સાંમે થવું.



# પ્રકરણ ૩જું

## આપણા ધર્મ–પુસ્તકો

### અવસ્તા ભાષાના પુસ્તકો

| | |
|---|---|
| ૧ યજશને<br>૨ વંદીદાદ<br>૩ વીસ્પરદ | એ ત્રણે એકંદર રીતે "વંદીદાદસાદે" ને નામે પણ ઓળખાય છે. |

૪ વીસ્તાસ્પ નુસ્ક–એની આંઠ (૮) ફરગરદો સલામત છે.
૫ હાદોખ્ત નુસ્ક–એની ત્રણ (૩) ફરગરદો સલામત છે.
૬ દામદાદ નુસ્ક (બુનદેશ) એની (૩૨) બત્રીસ ફરગરદો સલામત છે.
૭ ખોરદેહ, અવસ્તા, અને યસ્તો

### (પહેલવી પુસ્તકો)

૧ માંદીગાને બોનદદ જોમે પરવરદીનબીના
૨ માંદીગાને અનોશેરોબાને ખોશરોએ કવાદાન
૩ ચીદે અવસ્તાએ ગાથાને અવજુની.
૪ દામદાદ નુસ્કનો તરજુમો (બુનદેશ)
૫ (૨૧) એકવીસ નુસ્કના છુટા અવસ્તાનો તરજુમો
૬ વાએજે અનોશેરવાન આતોનપાદ મારે સ્પંદાન
૭ શપેસ્તાનેશતુને હોસ્તીગાન ખોશરૂએ ઈરીપદ
૮ માલીકનામે હોશવરી પવન્ચ પારસી.
૯ અવસ્તાએ દરૂન ફ્રોહરામ યસ્ત.

૧૦ અવસ્તાએ વીસ્તાસ્પ યસ્ત. પવન નીરંગે યજસ્ને.
૧૧ અવસ્તાએ જંદે પીરામુને યસ્ત.
૧૨ આદરફેરોહબગ (એક રેસાલો)
૧૩ માંદીગાને એવીઅંગનો નશ્કુક.
૧૪ માંદીગાને હફ્ત અમેસાસ્પંદ
૧૫ આહર્જે આતુનપાદ મારેસ્પંદ
૧૬ હાદોખ્ત નુસ્કનો તરજુમો
૧૭ માંદીગાને ગજસ્તે અબાલેશ
૧૮ કારનામે અરદેશર પાપકાન
૧૯ વજર કર્દે દીની
૨૦ દાદસ્તાને દીની
૨૧ દીનકર્દ
૨૨ નીરંગસ્તાન
૨૩ શાયસ્ત લાશાયસ્ત
૨૪ શેકન ગુમાની
૨૫ મીનો ખેરદ
૨૬ અઓગમદેચા
૨૭ ઇરજ બબા એ બુન્દે હસ્ને
૨૮ દરૂન નીરંગી પવન જન્દ
૨૯ માંદીગાને અહુનવર
૩૦ માંદીગાને રક જાતનાંન
૩૧ માંદીગાને મદમચે મે દરૂન
૩૨ ઇન્શા
૩૩ માંદીગાને દરહત
૩૪ માંદીગાને ગોસ્તફીયાન
૩૫ માંદીગાને રકજોમ
૩૬ પદનામેએ દાનામરદ
૩૭ જંદે બેહમન યસ્ત
૩૮ જામાસ્પી
૩૯ નીરંગે યજશ્ને
૪૦ દહમાને વેહાન આફ્રીન
૪૧ સેતાયસ્ને યઝદાન
૪૨ અહીવિરાફ નામું

૪૩ ફ્રંગન અએજવારીને
૪૪ વાજે મલીકાને અવરતાક
૪૫ યજસ્ને ચંદ અરજ

એ સીવાય યજસ્ને, વંદીદાદ, વીસ્પરદ, સીરોજા યસ્ત, અને ખોરદહે અવસ્તાના પહેલવી તરજુમાઓ પણ આપણી પાસ મોજુદ છે.

( પાજંદ પુસ્તકો )

૧ જામાસ્પી
૨ મીનો ખેરદ
૩ ખુન દેહેશ
૪ શેકન ગુમાની વજાર

( ફારસી કેતાબો )

૫ દશા તીર
૬ જરથોસ્ત નાંમું
૭ કીસ્સે અર્દાએ વીરાફ
૮ ચંગરે ગાચ નાંમું
૯ જોરેહ પાસ્તાન
૧૦ શદદરે નશર
૧૧ શદદરે નજમ
૧૨ શદદરે બહેરેતવીલ
૧૩ અરજ ગેમાંઆની
૧૪ પએમાને ફરહંગ
૧૫ રમજસ્તાને જરથોસ્ત
૧૬ મેહેજંદ અને કેહેજંદ
૧૭ દબેસ્તાન
૧૮ અખતરસ્તાન
૧૯ જશને શદહે
૨૦ જામે કેખશરો
૨૧ શરોદે મસ્તાન
૨૨ બજમ ગાહા
૨૩ ખેસ્તાબ
૨૪ જરદેસ્ત અફસાર
૨૫ જીંદે હરોદ
૨૬ શેકજબીન
૨૭ નોશદારૂ
૨૮ શારેસ્તાને ચેહાર ચમન
૨૯ મહીનશરાએશ

ઉપલી ૨૯ કેતાબોમાંથી (૪) ચાર પાજંદ છે. બાકીની (૨૫) ફારસી કેતાબો છે.

એ સીવાય યુનાની અને આરબ ચહડાઈ વેલાએ, તે દેશો તરફ ઘસડાઈ ગયલાં, પુસ્તકોના ગ્રીક અને અરબ્બી ભાષાઓમાં તરજુમા થયલા કહેવાય છે: જેમાં ગ્રીક ભાષામાં આવેલા છુટા છવાયા વિચારોનો એક સંગ્રહ એકઠો કરી તેને Chaldean Oracles અથવા Zoro-astrian Oracles (જરથોસ્તના સુકનો)નું નામ આપવામાં આવ્યું છે.

જેના એકથી વધારે ઇંગ્રેજી તરજુમાઓ હાલ મળી આવે છે. હીંદુસ્તાન આવ્યા પછી. જ્યારે જ્યારે કંઈ ધર્મની બાબદમાં મતફેરી પડતી ત્યારે ત્યારે, આપણા વડવાઓ કેટલાક માણસોને, આપણી દીનને માટે સવાલો આપી તેના જવાબો ઇરાનથી મંગાવતા હતા. તેને "રેવા એત" કરીને કહે છે.

રેવાયત (રીવાયત) એટલે રેવાજ, સત, કાયદો, ધારો રીવાયત બે ભાષામાં લખાયલી છે. પહેલવી અને ફારશીમાં પહેલવી ભાષા સાસાન્યન વખતની છે. રીવાયત બે નામે ઓળખાય છે. (જુની રેવાયત અને નવી રેવાયત. વળી મોટી રેવાયાત પણ કહે છે. જુની રેવાયતમાં "સદ્દરો" વીગેરે ગણવામાં આવે છે. ય. ઝ. સને ૮૪૭ના સાલમાં કેટલીક બાબદોનો ખુલાસો સવાલો લખીને ઈરાનના જરથોસ્તી પાસે મંગાવ્યો હતો દીન માટે સવાલો આપી (૨૫) પચ્ચીસથી વધુ વખત પુછાવ્યું હતું.

નવસારી, સુરત, ભરુચ, અકલેશ્વર અને ખંભાત એ જગાના જરથોસ્તી ઓએ દીનને લગતા સવાલો આપીને ઈરાન મોકલ્યા, તે વખતથી ઈરાનીઓ જાણવા લાગા કે, હીંદુસ્તાનમાં પણ જરથોસ્તી ઓ વસે છે, એ વાત સાંભળી તેઓ ખુશી થયા. ત્યાર બાદ ય. સને૮૫૫માં નરીમાન હોસગને ફરી ઈરાન મોકલ્યા, ત્યાર પછી ય. સ. ૮૯૬માં કામા આશા ૯૦૪માં અસફંડીઆર એજ-ડીઆર. ૯૧૨માં કાઉસ કામદીન. ૯૨૮માં કામદીન સાપુર. ૯૬૨માં અસફંડીઆર બીન પદમ. ૯૯૬માં બહમન અસપંદીઆર. ૧૦૧૯માં દસ્તુર બરજોર ૧૦૩૯માં કાઉસ માહીયાર અને રૂસ્તમ ખુશરૂ ૧૦૪૨માં કામા વોરા. ઈરાન જઈ આવ્યા હતા.

દસ્તુર દારાબ હગજીઆરે પોતાની સંગ્રહ કરેલી ફારસી રેવાયતમાંથી તેનો ગુજરાતી તરજુમો સંવત ૧૭૪૭ના સાલમાં કીધો હતો અવસ્તા ભાષાના (૭) પહેલવીના (૪૫) પાજંદના (૪) ફારસીના (૨૫) એટલાં પુસ્તકો અને આ રેવાયતો આપણી પાસે મોજુદ છે.

આપણી કોમમાં કેટલાંક સાહેબોનું એવું માનવું છે. કે જરથોસ્તી ધર્મ આખી દુન્યા ઉપર ફેલાયલો હતો. (ભલે તેઓ પોતાના ધર્મ ઉપર જાનફેસાની કરે તેમાં કોઈને વાંધો નથી, દરેક મનુષ્ય પોતાના જ ધર્મને સર્વથી શ્રેષ્ઠ ગણે એ વીચારનું સાંકડાપણું છે.)

તવારીખને માટે કહે છે કે History repeats itself. તે પ્રમાણે જે સત્ય હોય તેજ પ્રગટ થાય છે. એ કુદરતનો નીયમ છે. હું પોતે પણ મારાધર્મને માટે મગરૂર છું. પણ તેથી બીજાના ધર્મમાં કંઇ તત્વ નથી એમ કહેવાની હું હીમ્મત નહિ કરી શકું. દરેક ધર્મ જ્યારે જ્યારે તે ધર્મની જરૂર હતી ત્યારે ત્યારે તે ધર્મ દુન્યાના

લોકોને પાછા ખાલેસ અસલી ધર્મ ઉપર એકીન લાવવાનું શીખવતા હતા. કારણકે મુળ પુરૂષે સમજાવેલો ધર્મ પાછળથી એવી વીકૃત્ત સ્થીતીમાં આવી જતો કે જેને સુધારવાની દરેક મહાન પુરૂષને જરૂર પડતી.

માજદીઅસ્ની જરથોસ્તી ધર્મના ફેલાવા પછી દુન્યાના જુદા જુદા ભાગો ઉપર કેવા કેવા ધર્મો હતા તેની તવારીખી તપાસ ઉપરથી માલમ પડે છે કે તે વખતની સુધરેલીમાં ખપતી જાતોમાં પણ કેવા કેવા વહેમો હતા. અને જુદા જુદા દેવોની પુજા થતી હતી તે વીશે આપણે પહેલે સૌથી બળવાન અને સુધારાના શીખર ઉપર પહોંચેલી રોમન જાતીના ધર્મની તપાસ લઇશું. રોમની કારીગીરી, નકસીકામ, ચીત્રકામ વીગેરેથી દુન્યામાં સૌથી સુંદર નગરી તરીકે રોમ કહેવાતું હતું. પણ ત્યાંના લોકો દેવોની મુર્તીઓ તરીકે ચોપગાં જાનવરની પક્ષીઓની પેટે ચાલનારાં જાનવરોની મુરતી બનાવી તેને પુજતા હતા.

યુનાન (ગ્રીસ)માં સેતારાઓ અને દેવીઓની મુર્તી પુજા થતી હતી. એ લોકો નવ દેવતાઓને માનતા જ્યુપીટર, સેર્તન, માર્સ મીનરવા, વીગેરે જેનું બ્યાન હોમરની ઇલીઅડ અને હોરેસ્યસ વીગેરે ઘણી કથાઓ પરથી માલમ પડે છે.

ત્રોઝન (ટ્રોય) શહેરના લોકો વીનસ (શુકરનો સેતારો) અને મરકયુરી (બુધનો સેતારો)ની પુજા કરતા હતા.

ભુમધ્ય સમુદ્રના કીનારા પર વસનારા મુલકોની ઘણી ખરી જાતો રૂમી અને યુનાની દેવ દેવીઓની પુજા કરતા હતા.

ઇજીપસ્યન (મીસરી) લોકો ગોધા, ગાય, ફીનીક્ષ નામનું પક્ષી બીલાડીઓ સુસવાટો વીગેરે જાનવરોની મુરતી બનાવી પુજાતા હતા, એ લોકોની પણ હીંદુઓની કાની ત્રણ મુરતીઓ, ઓસીરીસ, હોરસ, પાઇથુન તેમજ દેવીઓ હોથોર, નટ, નામના હતા. મેમફીસ તરફના લોકો એપીસ નામની મુર્તીને ખુદા તરીકે ગણી માનતા, અને સ્ત્રીઓ તે મુરતી આગળ તરેહવાર રીતથી નાચતી હતી જ્યારે ઇ. સ. પૂર્વે (૫૨૫)માં કમબાઇસીસે ઇજીપ્ત જીત્યું ત્યારે એ લોકો એક જીવતા ગોધાને પુજતા હતા. તેનું નામ (Bull Apis) બુલ એપીસ કરીને રાખ્યું હતું અને તેને જરઝવાહેરથી શણગારતાં હતા. અને ઘણોજ પવીત્ર માનતા હતા. અને જો ચોકકસ મુદતમાં તે ગોધો મરી નહી જાય તો તેને પવીત્ર પાણીના કુંડમાં ડુબાડીને મારી પણ નાંખતા હતા. (જુઓ હીસ્તરી ઓફ ધી વર્લ્ડ બાય જોન કલાર્ક રીડપાથ.)

યુરોપની ઉત્તર તરફની જાતો. "થોર" અને "ઊઓદન" મુરતીઓને પુજતા અને તેને મનુષ્યોનો ભોગો પણ આપતા. અને લડાઈમાં હારી ગયલા પોતાના દુશ્મનોની ખોપરીઓમાં શરાબ પીતા હતા. પશ્ચીમ તરફના લોકો ક્રાઈસ્ટ આવવાની ૩૦૦ વરસ અગાઉ ચામડાના વસ્ત્ર પહેરતા, કોટલાંવાળાં ફળો, અને મુળ ખાતા હતા. મુરતીને પુજતા હતા.

હીંદુસ્તાનની મહોટા ભાગની જંગલી જાતો, ભુત, પલીત અને રાક્ષસોને ભોગો ચહડાવતા હતા. ઉત્તર તરફના લોકોમાં મુખ્ય બે ધર્મ ચાલતા હતા, બુદ્ધનો અને સાનતન હીંદુનો હીંદુઓ ત્રણ દેવતાઓની બ્રહ્મા, વિષ્ણું, શિવ (કોઇ શીવને મહાદેવ કરીને પણ કહે છે)ની મુર્તીઓની પુજા કરતા મુર્તીઓને ફુલોના હાર ચહડાવી, વાજીંત્રો સાથે એક સરખા અવાજના બંદગીના ગીતોં ગાઈ, નગારાંના અવાજો કરી, જડાવ પહેરેલી નાચનારીઓને નચાવી, બોડકે માથેના, ધર્મ–ગુરૂઓની મારફતે બ્રહ્માનું ભજન કરતા. (આખા દ્વીપકલ્પમા સઘળે ઠેકાણે એજ પ્રમાણે ભજન કરતા) ધર્મના ઝનુનમાં આવી જગન્નાથના રથ હેઠળ કચડાઇ પોતાના જીવની કુરબાની આપતા.

ચીના લોકો તેઓના પેગંબર કોનફ્યુસસના કાયદાઓને પોતાના વડીલોના સાધારણ રાહરસમોની સાથે ભેળ કરી મુર્તી પુજા કરતા હતા.

આફ્રીકાના હબ્સી લોકો માટે ઝાઝું જાણવામાં આવ્યુંનથી. પણ પક્ષીના પીછો વીગેરેની પુજા કરતા હતા.

આજના સુધરેલાં બ્રીટનમાં તે વખતના દરૂઇડ ધર્મ ગુરૂઓ, ચોકકસ ઝાડોની ઘટા હેઠળ, પવીત્ર જગ્યા ઉપર મનુષ્યનો ભોગ ચહડાવતા, અને તે મનુષ્યના (૪) ભાગ કરતા હતા.

આપણી કેટલીક ધર્મની ચોપડીઓમાં જે લખાણો આપ્યા છે તેનો ટુંકમાં સાર જોઈ જઇશું.

## "દીન કર્દ"

દીન કર્દ નામનું સૌથી જુનું અને ભરૂસો મુકવા લાયક એક પહેલવી પુસ્તક છે. તેની અંદર જરથોસ્તની જીંદગીનો હેવાલ અને જરથોસ્તી ધર્મ (માજદીયસની દીનના) ફરમાનો આપેલાં છે. એને માટે એવું કહેવાય છે કે ગુસ્તાસ્પના વખતમાં ધર્મના તથા સંસારી કાયદાઓનો મોટો સંગ્રહ કરીને "દેજે-

નપસ્તે" આપણા ધર્મ પુસ્તકો રાખવાની જગ્યામાં એ દીનકર્દ રાખી હતી.

એનો તરજુમો કરીને તે વખતના અમીર ઉમરાવો અને મહાન શહેરીઓ પોતાની પાસે એક ખજાના મીસાલ સાચવી રાખતા હતા, પણ પાછળથી પરદેશીઓની ચહડાઇને લીધે, એનો કેટલોક અસલનો ભાગ નાશ પામી ગયો પાછળથી અરદેશર બાબેગાનના વખતમાં દસ્તુર "તોસરે" જે જે કંઈ આપણા ધર્મ પુસ્તકોના બચી રહેલા ભાગો એકઠા કરીને જાલવી રાખવાની કોસેશ કીધી હતી, અને સૌથી છેલ્લે આસરે એક હજાર વરસ ઉપર દસ્તુર "આદર ફરોગ બાગે" જે જે ભાગો મળી આવ્યા તે ભાગે તેના અસલ લખાણ મુજબ કંઇપણ પોતાની તરફથી ઉમેરયા વગર અથવા કહાડી નાંખ્યા વગર તેનો સંગ્રહ કીધો હતો, જે કાંઇ બચેલું છે. તેમાંથી એવો સાર નીકળે છે કે, જે કોઇ ખરા દીલથી (પતેત) પ્રશ્ચાતાપ કરી, (વિચાર વાણી અને કર્મથી) પોતાની ભુલો સુધારશે. તે શખ્સ દોજખના રસ્તાથી બચી જશે. (યાને દોજખનો રસ્તો કાપી નાંખશે.) જે કોઇ શખ્સ ફરેસ્તાઓની સંફનો થસે અને દેવોને મારી હઠાવશે તેજ આ દુન્યામાં કીર્તીવંત (સૌથી ચહડતે દરજજેનો) કહેવાશે.

દરેક સાચ્ચા જરથોસ્તીએ હમેશાં પ્રમાણીક, નીયમીત (યાને શાંત સ્વભાવનું) અને મહેનતુ જીંદગી ગાળવી જોઇએ. જેઓ એ પ્રમાણે જીંદગી ગાળે તેને જ તંદરોસ્તી, સુખ. અને ખુશાલી (આનંદ) પ્રાપ્ત થાય.

આપણે આગળ જોઈ ગયા છે તે જ પ્રમાણે આપણા ચાર વર્ગો ચહડ ઉતર દરજ્જાના પાડયા છે. અને હીન્દુઓની માન્યતા પ્રમાણે તેની ગોઠવણી કીધી છે, હીંદુઓ જેમ બ્રહ્માના મુખમાંથી બ્રાહ્મણ નીકલ્યા છે એવી માન્યતા ધરાવે છે, તેવી જ રીતે દીનકર્દમાં આથ્રવનનો દરજ્જો સૌથી શ્રેષ્ઠ એટલે મનુષ્યના શરીરનો ઉંચો ભાગ મસ્તક, રથેસ્તાર હાથ, વાસત્રોયસ પેટ, અને હુતોક્ષ પગ, એવી રીતે દરજ્જા દેખડાવ્યા છે.

પ્રજાની ફરજ રાજાને હમેશાં વફાદાર રહેવાની, અને તે જ પ્રમાણે રાજાએ પણ પ્રજાનું દરેક આફતથી બચાવ કરવાનું ફરમાન છે. જો રાજા નબળો હોય અને પ્રજાનો બચાવ નહિ કરી શકે, તો તેને ગાદી ઉપરથી ઉઠાડી મુકવો, એવી પણ આજ્ઞા આપી છે.

આત્માને હાકમ (Governor) સાથે સરખાવ્યો છે, જેવી રીતે હાકમ પ્રજા ઉપર અમલ કરે છે, તેવી રીતે આત્મા આપણા શરીર ઉપર અમલ કરે છે. સગાં વહાલાંઓમાં લગન કરવાની આજ્ઞા આપી છે. એક ઠેકાણે એવી આજ્ઞા

---

નોટ–આ લખાણો અંગ્રેજી લખાણો પરથી ગુજરાતીમાં તરજુમો કરીને લખ્યાં છે.

આપી છે, કે જરથોસ્તી જો કોઈ જુદદીન ઓરત સાથ લગન કરવા માંગે, તો તે ઓરતને પહેલ્લે જરથોસ્તી ધર્મમાં લઇને પછી લગન કરે, તો તેમાં ધર્મનો બાધ નથી. (યાને કાયદેસરના લગન કહેવાય.)

જયારે બીજી ગમ એવી આજ્ઞા આપે છે કે બીજી કોમ સાથે લગન કરવાથી. યાને બે જુદાં લોહીથી ફાયદો થાય નહિ. જે કોઇ પોતાની જાતમાં જ લગન કરે છે. તો તે પોતાની જાતને બચાવનાર છે. અને તેને ત્યાં પ્રમાણીક અને સારાં ફરજંદ પેદા થાય છે. મનુષ્યની ખરી ખુબી (ખુબસુરતી) તો જે પોતાની મુક્તિને માટે કોસેશ કરે છે તેની છે. સ્વકાબુ (પોતાની જાત ઉપર કાબુ રાખવો) અને સદ્‌ગુણુમાં જ સાહિસલામતી છે; જે શખસ પોતાના ધંધામાં બેદરકાર સ્વકાબુ વગરનો હોય છે. તે હંમેશાં દુખી હોય છે. આળસઇ માણુસને તંગીમાં લાવે છે. અને ખરૂં મનુષ્યપણું તો તેને કહેવામાં આવે છે કે જે દુન્યામાં માણુસ જાતને આગળ વધારવામાં ( ધાર્મીક યા સંસારીક કોઈબી બાબદમાં ) પોતાનો હીસ્સો આપે છે (યાને મહેનત કરે છે).

ધર્મગુરૂ વર્ગનો દરજ્જો સૌથી શ્રેષ્ઠ ગણેલો છે. અને જે ધર્મગુરૂ વર્ગને દીનનું જ્ઞાન નહિ હોય, અને લોકોને સારે માર્ગે નહિ દોરવી શકે, તેવા ધર્મ-ગુરૂને તેની પદવી પરથી ખસાડવો જોઈએ. ધર્મગુરૂઓની ફરજ છે કે લોકોને દોજખના રસ્તાથી (યાને ખરાબ માર્ગેથી) મુક્ત કરીને, નીતી, સચ્ચાઈ જેવા સદગુણુના માર્ગે લઇ જવા, અને જરથોસ્તી ધર્મની ખરી ખુબી તો દરેકને પવીત્ર કરવામાં જ છે.

જે ધર્મગુરૂ ધર્મના જ્ઞાનથી નાવાકેફ હોય (યાને પોતે ધર્મ જ્ઞાન જાણુતો નહિ હોય) અને તે જો બીજાને ધર્મજ્ઞાન આપે તો જરથોસ્તી ધર્મમાં તેના જેવા ગુનાહનું કામ બીજું કોઈ નથી. (યાને સૌથી મહોટો ગુનેહગાર તે છે). અને તેવા ગુનેહગારનું હંમેશ સુધી દોજખમાં રહેવું થાય છે. ( ઇઆને દુન્યાનો ઈન્સાફ થાય ત્યાં સુધી તેવા આસમોગનું રહેઠાણુ દોજખમાં હોય છે. )

જે કોઇપણુ દહાપણુવાળો અને અનુભવી હોય છે, તે ખુદા ઉપર એકીન રાખે છે. અને જે કાંઇ બક્ષેસો આપણી ઉપર થાય છે તે અહુરમઝદ તરફથી જ થાય છે, એવું જે એકીન રાખે છે તે જ વીરલો હોય છે. ટુંકમાં દીનકર્દનો બાહોસ લખનાર એક જ ખુદાને માનવાનું શીક્ષણુ આપે છે. અને આપણા ગુનાહોની તોજેસ પતેત કરીને (યાને પશ્ચાતાપ કરીને) ફરીથી તે ગુનાહ નહિ કરવાની રૂડી સલાહ આપે છે. તે સાહેબ ઉપર જ એકીન રાખવું તંદરોસ્ત થવું. અને હમેશાં ઉદ્યોગી રહેવું અને દુન્યામાં પરમાર્થના કામો કરીને તે સાહેબની

નજરમાં કુંચ દરજ્જે મેળવવો.

## શાયસ્ત-લા-શાયસ્ત

શાયસ્ત-લા-શાયસ્ત નામની કેતાબ ઇરાન ઉપર આરબ લોકો ચહડી આવ્યા, ત્યાર અગાઉ લખાયલી છે. અને તેમાં પરચુરણ બાબદો આપણા ધર્મ પુસ્તકમાંથી ઉતારા કરી લઈને એક સંગ્રહ કીધો છે. અને ધર્મમાં શું કરવું વાજબી છે અને શું ના વાજબી છે. (Shayast means proper and la Shayast means not proper).

જરથોસ્તીઓએ શું કરવું અને શુ નહિ કરવું. એ ચોપડીમાં કેટલીક દંતકથા, જુદી જુદી જાતના (પાપો) ગુનાહો અને તે પાપોનું નીવારણ કેમ કરવું તેની સમજણ આપેલી છે. તે ઉપરાંત ધાર્મીક, સંસારીક અને સુખશાંતીની બાબદમાં પરચુરણ લખાણો કીધાં છે.

## દાદીસ્તાને-દીની

દાદીસ્તાને દીની નામનું પહેલવી પુસ્તક ઇ. સ. ૮૦૦માં યાને અગીયારસો વરસ અગાઉ લખાયલી પહેલવી કેતબ છે. અને એ ચોપડીમાં ઇરાનના વડા દસ્તુર "માનુશ્ચચહેર"ની ઉપર તેમના મીત્ર (દોસ્ત) ખુરશેદ નામના કોઈ શખ્સે આપણા ધર્મના રીતરીવાજ વીષે, (૯૨) બાનું સવાલ લખી મોકલ્યા હતા, અને તે સવાલોનો જવાબ દસ્તુર તરફથી પોતાની અક્કલ અનુસાર જે વાજબી લાગા તે લખી મોકલ્યા હતા.

તે સવાલોમાં મુવા પછી આત્માનુ શું થાય છે? ચીનવદ પુલ વિષે, પુણ્યશાળી માણસોને શું બદલો મળે છે, અને પાપીને કેવી રીતે સજા કરવામાં આવે છે. તેમજ પહેલ્લા ચાર દિવસની મુંવાની ક્રીયા વિષે કેટલોક ખુલાશો માંગ્યો છે. એમાં દારૂ વિષે પણ સવાલ પૂછવામાં આવ્યા છે. કે દારૂ પીવો કે નહિ. અને વેચવો કે નહિ તેના જવાબો પણ લખી મોકલ્યા છે. અને તેમાં જણાવ્યું છે કે જો માફકસર દારૂ પીએ તો તેમાં ધર્મની કંઇ બાધ નથી. પણ હદથી જ્યાદા પીએ તો માણુસની તબીયત લઠડી જાય, અને ગુનાહ ભરેલાં કામો કરવા તરફ લલચાય તે ઉ રાંત ખગોળ વિધા, જોતીષવિધા, વિજ્ઞાન (Science) સંબંધી વરસાદ સુર્ય ચંદ્રનું ગ્રહણ લાગવુ વીગેરે કેટલા પરચુરણ સવાલોના જવાબો છે.

## "દીન-મીનો ખેરદ"

દીને–મીનો ખેરદ નામની એક પહેલવી કેતાબ છે, અને તે કયા જમા-નામાં અને કોણની તરફથી લખાઇ તે જણાયું નથી એમાં એ ચોપડીનો લખનાર ડાહપણની શકિતને (Spirit of wisdom) ૬૨ સવાલો પુછે છે, તે સવાલોમાં કેટલાક સવાલો ધર્મ સંબંધી, કહાણી કીસ્સા સંબંધી અને નીતી સંબંધી છે. અને તેના જવાબો ઘણી હુશીઆરીથી અક્કલ પસંદ આપેલા છે. તેમાં ખાસ કરીને આળસુ (હરામખોર) આદમીને સખાવત તરીકે કંઇ પણ આપવું નહિ કારણ કે તેથી તેને હરામખોરીમાં ઉત્તેજન મળે છે. અને તે ગેરવાજબી રીતે વગર મહેનતે જે કંઈ ખાએ છે તેથી તે દુન્યામાં હડધૂત થાય છે.

ટુંકમાં આળસુ માણુસને ઘણો ધીક્કારયો છે. એના લખનાર ડહાપણને સૌથી ઉત્તમ ગણે છે. આ સંસાર સાગર તરવાને મનુષ્યે ગ્નાન મેળવવું જોઇએ. એવી રીતે ગ્નાનને ઉંચ દરજ્જે મુકે છે; છતાં પણ તકદીર (નસીબ)ને અને ખુદા ઉપર વિશ્વાસ રાખવાને બી ઘણું વજન આપે છે. તકદીર વિસે લખે છે કે મુર્ખાઓ પણ નસીબના જોરે દુન્યામાં ડહાપણવાળા ગણાય છે. અને ડહાપણ (ગ્નાન)વાળા મુર્ખ જેવા ગણાય છે. નસીબને જોરે હીચકારા પણ બહાદુરમાં ખપી જાય છે. અને બહાદુર હીચકારો તરીકે ગણાય છે.

આળસુ માણુસ મોજમજાહ કરે છે. ત્યારે રાત દિવસ સખ્ત મજુરી કરનારને પુરતું ખાવાનું પણ મળતું નથી. એવી રીતની તકદીરની માન્યતા છતાં પણ તે લોકોને હમેશાં કોસેશ તો કરવી જ જોઈએ એવું ભાર મુકીને કહે છે. તકદીર પર ભરૂસો રાખીને બેસી નહિ રહેવું. પણ દરેક શખ્સે ચાલુ પ્રયત્ન કરવા જ જોઇએ.

એ કેતાબમાં મનુષ્યને ત્રણ વર્ગમાં વહેંચી નાંખ્યા છે (યાને મનુષ્યના ત્રણ દરજ્જા દેખરાવ્યા છે. એક મનુષ્ય, બીજો અરધો મનુષ્ય અને અરધો દૈત્ય, (આસુરી સંપતીવાલો) અને ત્રીજો તો નામે જ મનુષ્ય પણ પૂરેપૂરો દૈત્ય. Human Semi Human and demon. પહેલા વર્ગના માણુસો તેઓને કહેવામાં આવે છે કે જેઓ એકીનથી, એકલા દાદાર અહુરમઝદ પર જ ભરૂસો રાખતા હોય, કારણ તેનું પરીણામ (Cause & effect) સંબંધી સુક્ષ્મ ગ્નાન ધરાવતા હોય, ધર્મ ઉપર વિશ્વાસ હોય, અહુરમઝદના ઇનશાફ ઉપર એતેકાદ હોય. ભવિષ્યની જીંદગી અને કયામત થશે એવી જેની માન્યતા હોય. બીજા વર્ગના મનુષ્યો તે ઓને કહેવામાં આવે છે કે જેઓને ખુદા ઉપર વિશ્વાસ નહિ હોય.

એકીન નહિ હોય, ભાવિષ્યની હૈયાતી બાબે અને કુદરતના ઇનસાફ બાબે સંકાશીળ હોય. ત્રીજા વર્ગમાં તો તેઓ નેજ મુકી શકાય. કે જેઓ ફકટ નામેજ મનુષ્ય, જ્યારે તેઓના કૃત્ય જુઓ તો દૈત્યના જેવા. ફકટ માણુસનું રૂપ ધરાવે પણુ હેવાન કરતાં બુરા. (હીંદુ શાસ્ત્રમાં પણુ ત્રણુ દરજ્જા છે. સત્વગુણી, રજોગુણી, અને તમો ગુણી.)

## સીકન્દ ગુમાની વજાર

સીકન્દ ગુમાની વજાર નામની કેતાબ ઇરાન ઉપર આરબોની જીત થઇ ત્યાર પછી ૯મા સૈકામાં (એટલે આશરે એક હજાર વરસ ઉપર) પહેલવી ભાષામાં લખાયલી છે. અને એનો ગુજરાતી અર્થ "શંકાનું સમાધાન" એવો થાય છે. (ખુલ્લા શબ્દોમાં બોલ્યે તો ધર્મના ગુચવણુ ભર્યા ભેદોનો ખુલાશો.)

એનો લખનાર ફરજાને મારદન ફરરૂખ હોરમઝદ નામનો તે જમાનાનો દસ્તુર હતો. અને એ ચોપડી લખવાની ખાસ મતલબ એ હતી. કે તે જમાનામાં ક્રીશ્ચયન અને મહોમેદન ધર્મનું જોર ઇરાનમાં ઘણું હતું તે વખતે લોકોના એકીન દામાડોલ થઇ જવાથી, માજદીયસની દીનની ખરી ખુબી પાછી લોકોમાં ઝાહેર કરવા (યાને દીન ઉપર એકીન લાવે તેવી દલીલોથી ધર્મને સમજાવવા) ની ઘણી જરૂર હોવાથી તે દસ્તુરે એવું મત ચલાવ્યું હતું કે દાદાર અહુરમઝદમાં કંઇબી એબ હોય નહિ; તેની અંદર તો સારી જ ચીજ આમે જ હોવી જોઇએ (એટલે તે સાહેબ સૌથી ઉત્તમ છે.) જ્યારે બુરાઇ જેવી ચીજનું મુળ બીજુંજ છે. દાદાર અહુરમઝદ તરફથી માણુસને બુરાઇ (ખરાબી) થતી નથી.

તે વખતે ઇસ્લામી ધર્મ રાજ ધર્મ હોવાથી, તેની સામે ખુલ્લી રીતે લખાણુ કરી શકાય નહિ. (યાને તે ધર્મની વીરૂધ કંઈ બોલાય નહિ) પણુ ક્રીશ્ચયન ધર્મ ઉપર તો ખુલ્લો હુમલો કરવામાં આવ્યો હતો, અને તે લોકોના સીદ્ધાંત પ્રમાણે ઇશ્વરની ત્રીપુટી (Trinity God) પીતા God. પુત્ર Son, અને પવિત્ર રૂહ "Holy Ghost" એ વીરૂધ સખત જુંબેસ ચલાવી હતી અને દલીલોથી એવું સીધ કરવામાં આવ્યું હતું કે દુન્યામાં જે સારૂં છે તે સપેંત મેન્યો તરફથી છે. અને જે ખરાબ (બુરૂં) છે. તે અહેરેમન તરફથી છે. મનુષ્યનું આ જીંદગી-માંથી ગુજરવા પછી સદાનો નાશ થતો નથી, પણુ એક ઠેકાણેથી બીજે ઠેકાણે એમ અનુભવ લેતું લેતું અને જે ચાર અનાસરમાંથી તેનું બંધારણુ થયું હતું તે ચાર અનાસર (આતશ, આબ, બાદ, અને ખાક) તે ચાર અનાસર પોતાના મુળમાં મળી જવા પછી તે છેવટે અહુરમઝદમાં મળી જાય છે. આ દેખઇતી દુન્યા જેને

આપણે જોઇ શકીએ છીએ, અને ઇંદ્રીઓથી સ્પર્સ કરી શકીએ છીએ, તે એક નહિ દેખાય તેવી હૈયાત શક્તિમાંથી અર્વીભાવ પામેલી છે. (યાને મીનોઈ દુન્યામાંથી આ જડ દુન્યા નીકલી છે.) એક અમર શક્તિ (યાને મૂળમાંથી) આ સઘળું નીકલ્યું છે.

## " સદદર "

સદદર નામની કેતાબ ઇ. સ. ૭ માં સૈકામાં (એટલે ઇરાન ઉપર આરબોની જીત થઇ) તે નજદીકના વખતમાં લખાયલી છે. અસલ ચોપડી જેને "સદદરે નસર" કરીને કહેવામાં આવે છે તે ગદ્યમાં લખાયલી છે. અને ફરીથી પંદરમાં સૈકામાં એને પદ્યમાં (કવિતારૂપે) યઝદગર નામના સખ્સે લખી છે. અને તેને "સદદરે નઝમ" કરીને કહે છે. એને સદદરે બહેરે તવીલ કરીને પણ કહેવામાં આવે છે. સદદરનો અર્થ સદ એટલે સો, અને દર એટલે દરવાજા. આપણી માજદીયસ્ની દીનના સો વિષયો એ ચોપડીમાં લખેલા છે. એ ચોપડીમાં "શાયસ્ત-લા-શાયસ્ત"ની માફક શું વાજબી અને શું ગેરવાજબી! એ બાબદ ઉપર વંદીદાદ હાદોખ્ત નુસ્ક અને સપેન્દ નુસ્કમાંથી ચોક્કસ ફકરાઓ ટાંકીને ધાર્મીક બાબદ સમજાવી છે.

એ સો વિષયોમાં કેટલાક ધાર્મીક, ક્રીયાકામ સંબંધીના, અને બાકીના નીતી સંબંધીના છે. જેવા કે સખાવત, સચ્ચાઇ, જુઠું, કોલ આપવો, છોકરાની બાપ તરફની ફરજ, ધણીઆણીની ધણી તરફની ફરજ, ચોરી, વ્યભીચાર, વીગેરે જુદા જુદા વિષયોના લખાણો છે. ખાસ કરીને ધર્મ ઉપર ખરાં દીલથી એકીન રાખવું, શંકાસીલ થવું નહિ, હરામખોરી, આળસાઇ, બેપરવાઇ (તમા વગરનું) અને કોઇબી કામ માથે લીધું હોય, તે જલદીથી પાર ઉતારવું, વીગેરે બાબદો ઉપર ધર્મના ફરમાનથી ખાસ તાકીદ આપી છે. કોઇબી શુભ કામ કાલે કરશું કાલે કરશું કરીને મુળતવી રાખવું નહિ. તે વીષે ખુદ અહુરમઝદ જરથોસ્તને આજ્ઞા કરે છે કે અઐ જરથોસ્ત દરેક સારાં કામ કે જે તું કરી શકતો હોય તે આજે જ કર. કાલ ઉપર મુલતવી ના રાખ, તે શુભ કામ (કાર્ય) તારા પોતાના હાથથી, અને તારા આત્માના અવાજ પ્રમાણે (ઇચ્છાને આત્માની જ સલાહ લઇને) કર. એવી રીતે ના સમજતો કે, હજુ તો હું જુવાન છું, અને તેથી કોઇબી વખતે પાછલથી કરીશ, પણ જુવાનીનો ભરુસો નહિ રાખવો, કારણ કે વખત પાણીના રેલા મીસાલે ચાલ્યો જાય છે. તેથી જેમ બને તેમ જલ્દી શુભ કામ પુરૂં કરી નાંખવું જોઇએ. વીગેરે આજ્ઞા ધર્મના નામથી એ "સદદર" કેતાબમાં આપેલી છે.

## "અર્દા વીરાફ નામું"

અર્દા વીરાફનામું એ નામની કેતાબ, એલેકઝાન્ડરની ઈરાન ઉપરની ફત્તેહ પછી પહેલવી ભાષામાં લખાયલી છે. અને તેનો ગુજરાતીમાં પણ તરજુમો થયલો છે. જે વખતે એ ચોપડી લખવામાં આવી તે જમાનામાં ધર્મ સંબંધી અને ક્રીયાકામ સંબંધી લોકોમાં બહુ મતફેરી ફેલાયલી હતી. લોકોમાં સામસામી તકરારો ચાલતી, અને ખરૂં શું અને ખોટું શું તે માલમ નહિ પડતું. તે વખતે બધાઓએ સાથે મળી અનજુમન બોલાવી અને મતફેરીનો નીકાલ કરવા, કેટલાક અશો પહરેજગાર પુરૂષોને ચુંટી કહાડ્યા, અને તે ચુંટી કહાડેલા સખસોમાંથી પણ એક સૌથી પહરેજગાર સખસ નામે અરદા વીરાફને આ મહાભારત કામ માથે ઉઠાવવા ચુંટી કહાડયો.

અને તેને ક્રીયા કરીને પવીત્ર કીધેલો દારૂ પાયો, અને તે દારૂની અસરથી, તેના શરીરનું ભાન જતું રહ્યું. (અચેતન થયું) અને તેના આત્માએ બીજી મીનોઈ દુન્યા તરફ કુચ કીધી. જ્યાં તેને શરોષ યજદ મલ્યા, અને બહમન અમસાસ્પંદની મારફતે અહુરમઝદ પાસે લઈ ગયા, એવણુને ચીનવદ પુલ ઉપરથી લઇ જવાને માટે મહેર યઝદે અને રસ્ને રાસ્ત યજદે પણ મદદ કીધી. અને જ્યારે દાદાર અહુરમઝદની હજુરમાં લઈ ગયા, ત્યારે ત્યાં, જરથોસ્ત, કએ વીસ્તાસ્પ, જામાસ્પ, એસદ વાસ્તર (જરથોસ્તનો છોકરો) અને બીજા ઘણાઓ, કે જેઓએ માજદીયસ્ની દીનને આગળ વધારવામાં ભાગ લીધો હતો. તેઓને જોયા, બહમન અમસાસ્પંદે પોતાના સોનેરી તખ્ત ઉપરથી ઉતરી આવીને અરદાવીરાફને ઘણો માન મરતબો આપીને દાદાર અહુરમઝદ સાથે ઓળખાણ કરાવી, અને કહ્યું કે આ દાદાર અહુરમઝદ છે, અને હું ઇચ્છું છું કે અએ અરદાવીરાફ તારે એકલા અહુરમઝદની જ બંદગી કરવી જોઈએ. ત્યારપછી બહમને કહ્યું કે, અએ અરદાવીરાફ, તું નાશવંત દુન્યામાંથી આ અવિનાશી ઝલકતી દુન્યામાં ભલે આયો, અને ત્યારપછી બહમને શરોષ અને આદર યજદને કહ્યું કે, તમો આ અરદાવીરાફને પહરેજગાર પુરૂષોને શું બદલો મળે છે, અને ગુનેહગારોને કેવી રીતે સજા કરવામાં આવે છે, તે બહેસ્ત અને દોજખ દેખરાવો, શરોષ અને આદર યજદ જુદી જુદી જાતના ગુનેહગારોને કેવી કેવી સજાઓ કરવામાં આવે છે તે દોજખ દેખરાવ્યું. અને એ દોજખનું બ્યાન ઘણું જ વીસ્તારીને કરેલું છે, અને એ બ્યાનથી તો આપણા જરથોસ્તીઓનો ઘણો મોટો ભાગ જાણીતો છે, એટલે લંબાણ કરશું નહિ.

જ્યારે અરદાવીરાફ ત્યાંની દરેક બાબદથી માહીતગાર થઇને આ દુન્યામાં

આવવા નીકળ્યો, ત્યારે તેને કહેવામાં આવ્યું, કે તું નાશવંત દુન્યામાં જઇને કહેજે કે જો માણુસે સૌથી સરસ સુખ ભોગવવું હોય તો "સંતોષી" થવું (જે હાલતમાં મુકાયો હોય તેમાંજ સંતોષ માનવો) અને સંતોષી મનુષ્યજ તેના પેદા કરનાર અહુરમઝદને ખુશાલ કરે છે. (યાને હોરમઝદ સંતોષી આદમીથી ખુશાલ થાય છે) અને નીચલી દુન્યાને આ મારી આજ્ઞા કહેજે કે સત્યનો રસ્તો એકજ છે, અને તે પવીત્રાઇ (માર્ગ માત્ર એકજ છે અશોઇનો) અને એક જ ખુદાની પરસ્તેસ કરવાનું એકીન લોકમાં દ્રઢ કરજે (યાને દુન્યાને એક જ સંદેશો આપજે કે અહુરમઝદ સિવાય દુનિયામાં બીજો કોઇ નથી.)

## "ગાથા"

ગાથા શબ્દનું મુળ જોઇશું તો ગાવું, એટલે ગાથાનો અર્થ પવીત્ર ગાયણુ થાય છે, અને એ ગાથા ખુદ પેગંબર જરથોસ્તે જ બનાવ્યા છે. ( એટલે જરથોસ્તના ગાથા કરીને કહે છે.)

ગાથાનું વર્ણન ખુલ્લા શબ્દોમાં કરવામાં આવ્યું છે, પૂર્વ તરફની ભાષા જાણુનારાઓ એવા સાર ઉપર આવે છે કે, સાસાન્યન વંશના સ્થાપક અરદેશર બાબેકાનના વખતમાં જયારે આપણાં પુસ્તકો વેર વીખેર હાલતમાં થઇ ગયાં હતાં, ત્યારે એ પુસ્તકો જ્યાં જ્યાંથી મળ્યાં, ત્યાં ત્યાંથી એકઠા કરીને આપણા ધર્મ પુસ્તકો ફરીથી લખ્યાં હતાં. તેમાં એ ગાથાના અસલ લખાણુમાં પાછલથી થયલાં લખાણુમાં કેઠે કેઠે ફેરફાર જોવામાં આવે છે. એટલે મુળ લખાણુની ધપ નવાં લખાણુની ધપથી જુદી માલમ પડી આવે છે.

એ ગાથા ઇશ્વર પ્રેણીત છે, અને એમાં ઘણીજ સરસ શીલસુરી સમાયલી છે, ગાથા સૌથી જુનામાં જુનું આપણા ધર્મનું લખાણુ છે. કારણુ કે ગાથામાં કોઇબી ઠેકાણે આપણા બીજા અવસ્તા પુસ્તકો વીષે કંઇ પણુ ઇશારો આવતો નથી.

ગાથાના અભ્યાસ પરથી ખુલ્લુ માલમ પડી જાય છે. કે જરથોસ્થી ધર્મનો મુદ્રાલેખ એક અશોઈજ છે (અશોઇ અથવા પ્રેમ) એની અંદર (ગાથામાં) એકલા અહુરમઝદનીજ સ્તુતી કરવા વીષે ભાર મુકીને જણુાવે છે.

ગાથામાં દરેક મનુષ્યને પોતાની આપમુખત્યારી (Free-will) આપી છે. અને ચોકખે ચોકખુ કહી દેવામાં આવે છે કે, બે રસ્તા છે એક અશોઇનો (સારો) બીજો ખરાબ તેમાંથી તમારે જે રસ્તે જવું

હોય, તે રસ્તે જાઓ. એટલે બધી જોખમદારી મનુષ્ય ઉપર નાંખેલી છે. જો તમો તમારા બુરા વીકારો (હવસો) સામે લડીને, અશોઇને માર્ગે જશો, તો તમને પોતાનેજ ફાયદો થશે, અને જો ખરાબ રસ્તે જશો તો તેનું ફળ તમોજ ભોગવશો. (યાને ખરાબ કાર્યનું પરીણામ ખરાબ આવશે). એમાં કોઇ પણ જાતના ભોગો આપવા (અથવા ચહડાવવા) લખ્યું નથી, એમાં અશોઇનું મુળ કયાં છે. તે વીષે ખુલ્લા શબ્દોમાં જણાવ્યું છે. ટુંકમાં એટલુંજ કે દાદાર અહુરમજ્દ સિવાય બીજો કોઇ નથી. અને એકલાં તે સાહેબની પરસ્તેશ કરવી.

## ઇજશને

ઇજશને એ આપણું ઘણું અગત્યનું પુસ્તક છે. જેમાંથી કેટલીક યસ્તો નીઆયેસો વીગેરે બનાવવામાં આવી છે. એના (૭૨) હા છે. ટુંકમાં એની મતલબ એવી છે કે ઇજશને કરનાર મોબેદ એક મીનોઇ મીજલસ એકથી કરે છે, અને ભણનાર દરેક અમસાસ્પંદ અને ફરેસ્તાઓને ઇજન કરે છે અને દરેક ફરેસ્તાઓ તરફથી જુદી જુદી બક્ષેસો માંગે છે. એ કંઇ સીલસીલબંધ એકજ બાબદનું ભણતર નથી પણ જુદા જુદા વિષયો એમાં આવે છે. ગાથા પણ એમાંજ સમાઇ જાય છે, હોમયસ્ત પણ એની અંદરથીજ લીધી છે. એ હોમયસ્તમાં આત્મીકજ્ઞાન સંબંધી બાબદ ભેદમાં લખી છે. જેવી રીતે આપણે ઇજશને કર્યે છીએ, તે પ્રમાણે હીંન્દુઓ યજ્ઞ કરે છે બેઉ શબ્દો એક એકને મળતા આવે છે (યક્ષન અને યજ્ઞ) હીંદુઓ પણ આપણીજ માફક બહારના ખોખાંને ઘણું વજન આપે છે. (યાને ક્રીયાકાંડમાં માનવાવાલા છે) પણ જે હીંદુઓએ વેદાંત અને ઉપનીષદનો અભ્યાસ કીધો છે. અને યોગ શાસ્રથી વાકેફ છે તેઓ એની ખરી મતલબ સમજી શકે છે. હીંદુઓ પણ વેદી બનાવી તેમાં અગ્નિ પ્રજવલીત કરે છે. (યાને આતશને માટે છો ઇંટનું નાનું ચણતર કરે છે) અને તેમાં ઘી, નાલીએર, અનાજ વીગેરે હોમે છે (યાને અર્પણ કરે છે) પણ એની ખરી સમજણ તો જ્ઞાનીઓ એ પ્રમાણે આપે છે કે જેવો અગ્નિ છે. તેવું આપણું જ્ઞાન છે. (અગ્નિને જ્ઞાન સાથે સરખાવ્યો છે) અને એ જ્ઞાન અગ્નિને પ્રદિપ્ત કરી તેમાં આપણા દુર્ગુણોની આહુતી આપવી જોઇએ યાને જ્ઞાન અગ્નિમાં આપણા દુર્ગુણો બાળી નાંખવા જોઇએ તેથીજ એ લોકો સ્વાહ સ્વાહ કરીને છેવટે બોલે છે,

આપણા દસ્તુરો જેઓ એ ભેદથી વાકેફ હતા યાને એનો ખરો અર્થ સમજતા હતા. તેઓની પણ દરેક ફરેસ્તાને ઇજન કરવાની મતલબ એજ કે

દરેક સદગુણ પોતે અખત્યાર કરે, (ફરેશ્તા એટલે સદગુણ) દરેક ભણતર ફકટ મ્હોંડેથી ભણી જવાનું નથી પણ તેનો અંદરનો ભાવાર્થ શું છે તે જાણવાનો છે.

કોઇબી ભણતર તેનો ખરો ભેદ જાણ્યા વગર ભણવામાં આવે તો તેનો કંઈ પણ ફાયદો અથવા અસર થાય નહિ.

આપણી બીજી કેટલીક કેતાબો દસાતીર, દબેસ્તાન, જામે કેખશરૂ, જામાસ્પી, બહમનયસ્ત, ખીશ્તાબ, જરદેસ્ત, અફસાર, જીંદેહ રૂદ વીગેરેમાં તવારીખ, ફીલસુફી, નીતી, યોગ, વીગેરે પરચુરણ લખાણો છે દબેસ્તાનમાં જુદી જુદી ચોપડીઓના લખાણનો સંગ્રહ કીધો છે. જેવી કે પએમાને ફરહંગ, રમઝસ્તને જરથોસ્ત, સદદર વીગેરે કેટલીક ધાર્મીક, અને કેટલીક અર્ધ ધાર્મીક બાબદો છે.



# પ્રકરણ ૪થું

## "જીસસ ક્રાઈસ્ટની જીંદગી અને તેનો ખ્રીસ્તી ધર્મ"

રૂમના શહેનસાહ ઓગસ્ટસ સીઝરના વખતમાં, એના તાબાના મુલકોમાં પણ નાના નાના રાજાઓ રાજ કર્તા હતા. તેમાં જુડીઆના પાદશાહ "હેરોદ" ના વખતમાં, હેરોડે એવો હુકમ કહાડયો કે દરેક પ્રજા પોતપોતાના મુલકમાં એકઠી થાય, કારણકે તે લોકોની સખ્યા, અને માલ મીલ્કતની ગણત્રી કરવાની હતી. એ વખતે "જોસફ" (ક્રાઇસ્ટનો બાપ) મેરી (ક્રાઇસ્ટની મા) ને લઈ ને બેઠલીહેમ તરફ આવ્યો, ત્યાં પોતાનું નામ નોંધાવ્યું. શહેરમાં રહેવાની જગ્યા નહિ હોવાથી (શહેર લોકોથી ગીચ ભરાઇ ગયું હતું.) તે લોકોએ એક હલકા તબેલામાં આશરો લીધો, જ્યાં મેરીએ જીસસને જન્મ આપ્યો હતો. પારણાની સગવડ નહી હોવાથી ઘાંસના બીછાના ઉપર સુવાડયો હતો. યાહુદી ધર્મના રીવાજ પ્રમાણે (મુસાના ફરમાન મુજબ) આઠમે (૮) દિવસે સુનતા કરાવી તેનું નામ જીસસ અથવા મેસઇઆ રાખ્યું હતું.

એના જન્મની તારીખ વીષે બહુ મતફેરી છે. પણ આ ખ્રીસ્તીઓએ. તા. ૨૫ મી ડીસેબર ને મુકરર કરી છે.

મુસાના ફરમાનો પ્રમાણે ધર્મ ક્રીયા કરાવ્યા પછી, તેઓ પાછાં એ બચ્ચાં સાથે નાઝરેથમાં ગેલીલી તરફ આવી ત્યાંથી પોતાનું કામ કરી રહી, બેઠલેહેમ તરફ પાછાં આવી રહ્યાં હતા. હેરોડ ને ખબર પડી કે જીસસનો જનમ થયો છે અને તેને વાસતે પેંગબર તરીકેનું મત ફેલાયું છે. એ સઘળું તેને ઠગાઇ ભરેલું વીચારી, તેથી કંઇ નવો ફીસાદ ઉભો થવાની ધાસ્તી ખાઈ, એક લશ્કરી ટુકડીને બેઠલેહેમ અને તેની આસપાસના ગામડાંઓમાં મોકલી, અને એવો હુકમ કીધો,

કે બે વરસની ઉમ્મરના, અને તેનાથી નાંધલા સર્વે બચ્ચાંઓને કતલ કરવાં. પણ જોસફને એ બાંબાદની અગાઉથી ખબર પડવે મેરી અને જીસસને લઇને મીસર તરફ નહાસી ગયો હતો.

જોન ધી બેપટીસ્ટે (જોન ધી બેપરીસ્ત જીસસની અગાઉ ધર્મ ફેલાવવાનું કામ કરતો અને લોકો ને બેપતીઝમ આપતો આપણામાં જેમ નવો જોતી કરે છે. તેમ (નવજોત) "જોને" જીસસને જોરડન નદીના પાણીથી નવડાવી, પ્રશ્ચાતાપ કરાવી (યાને પતેત કરાવી) તેનું તન પાક કીધું હતું ઈ. સ. ૨૮ જીસસે ત્યાર પછી જોનને પોતાના વડા તરીકે કબુલ રાખી, એ કામને આગળ ચલાવવાનો સઘળો અખત્યાર પોતે લીધો.

જીસસે જોરડન નદીના કાંઠા ઉપર પહેલ વહેલો ૩૦ વરસની ઉમ્મરે પોતાનો ધર્મ ફેલાવવાનો શરૂકીધો.

બેપતીઝમની ક્રીયા થયા પછી જીસસ જંગલમાં ચાલી ગયો હતો, અને ત્યાં ૪૦ દિવસ સુધી, ખુદા સંબંધી જ્ઞાન મેળવવામાં કહાડયો હતો (આપણા પેંગબરની માફક પુરસેસ પાસોખ.)

એના ૧૩ ચેલા હતા; ૧સેંટ સીમન પીટર (૨) સેંટ એન્દ્રુસ. (૩) સેંટ જેમ્સ (૪) સેંટ જોન (૫) સેંટ ફીલીપ (૬) સેંટ બારથો લોમ્યુ (૭) સેંટ મેથ્યુ (૮) સેંટ થોમસ (૯) સેંટ જેમ્સ ધી લેશ (૧૦) સેંટ સીમંન (૧૧) સેંટ જુદ (૧૨) જુદાસ (૧૩) સેંટ મેથ્યુસ.

જુદાસને સેંટ નથી કહ્યો તેનું કારણ કે એને ધર્મ ફેલાવવામાં કશું કીધું નહિ હતું. ઉલટો ક્રાઇસ્ટને પકડાવી, મારી નંખાવ્યો હતો. બાઇબલ લખવામાં એ બધા ચેલાઓનો હાથ હતો. ઓલ્ડ તેસ્ટમેંટ પરથી ન્યુ તેસ્ટમેંટ (યાને બાઇબલ) બનાવવામાં આવ્યું હતું પહેલે પહેલે તો એ ધર્મ ઠીક ઠીક ફેલાયો. પણ પાછળથી પોપોએ એ ધર્મનું સ્વરૂપ એટલુંતો વિકૃત કરી નાંખ્યું અને એવાં એવાં ધર્મ ઢોંગો દાખલ કીધા કે પાછળથી એ ધર્મનો પ્રોટેસ્ટ કરવામાં આવ્યો હતો.

રોમન કેથોલીકોનું સૌથી મહોટું દેવળ રોમમાં હતું. અને ત્યાંના બીશપને પવિત્ર પીતા (યાને પોપ) કરીને કહેતા હતા. અને એ જગત પ્રસિદ્ધ મુખ્ય દેવલને હોલી યુનીવરસલ મધરચર્ચ કરીને નામ આપ્યું હતું. એ દેવળનો મુખ્ય મુરબ્બી અને આ દુન્યામાંનો ક્રાઇસ્ટનો બદલી (વાઇકાર) કરી કહેતા હતા. (આપણા જરથોસ્તીઓમાં જેમ દસ્તુરોનો ઉપરી દસ્તુરાન દસ્તુર કહેવાય છે.) તેમ પોપ પોતે સૌથી વડો ગણાતો હતો.

એક વખત એ પોપ લોકોનો દોર અને સત્તા એટલી બધી ફેલાઈ મજબુત થઈ હતી કે બાઇબલના મતોનો ફેલાવો થવા નહિ દીધો હતો. સઘળા પાદરીઓ ઉપર (અંધ્યારૂ) તેમજ ખ્રીસ્તીઓ ઉપર (બહેદીન) પોતાની સત્તાનો દોર એટલો બધો ચલાવ્યો હતો કે ભલાભલા શહેનસાહો ઉપર પણ પોતાની સત્તા ચલાવતા, અને કેટલાક પાદશાહો પાસ તેઓની તકસીરની તોજસ કરાવવા, પોતાના ઘોડાના જીનની રેકાબો ધરાવી ચલાવ્યા હતા.

કેટલાક પાદશાહઓને પગે લગડાવ્યા હતા, કેટલાએકો પાસે પોતાના પગો ઉપર ચુમ્મીઓ લેવડાવી હતી.

જે વખતે પોપ ચાહતો તે વખતે, શહેનશાહઓને, અમીરોને, અર્લઓને સત્તા ઉપરથી ઉઠાડી મેલતો હતો. અને જ્યારે ખુશીમાં આવે ત્યારે તે સત્તા પાછી બખસતો હતો.

યુનાન, ફ્રાંસ અને જરમનીમાં, પોતાની ખુશીમાં આવે તે પાદશાહઓને પદભ્રષ્ટ કરતા, અને બીજાઓને ગાદી આપતા હતા. પોતે મહોટા શહેનશાહ માફક બની બીસપોને સત્તા આપતા, દેવળમાંથી મળતું લવાજમ તેઓના જ ઉપ્યોગમાં લેતા હતા. લોકોને બાંધવા, અને બંદથી ખલાસ કરવા પોતાની જ સત્તા રાખતા, સભાઓ બોલાવતા, અને તેના સરનશીન પણ પોતે જ થતા હતા, લોકોની અરજી પોતે જ સાંભળતા હતા, અને દેવળો સંબંધી નવા ધારાઓ બાંધતા હતા. ધર્મ સંબંધી વહેમી મતોનો ઘણો ફેલાવો થઇ ગયો હતો. એ બધું ધીરે ધીરે પોપ સીલવેસ્ટરના વખતથી ચાલુ થયું હતું. પોપ ૭ માં ગ્રેગરીના વખતમાં ઇ. સ. ૧૧૭૦ માં ફેલાયું હતું. ત્યાર પછી પોપ (૩)જા ઇનો સેંટના વખતમાં વધુ ફેલાયું હતું. અને છેલ્લે પોપ (૮)માં બોનીફેસના વખતમાં ઇ. સ. ૧૩૦૦ માં એકદમ ફેલાઈ ખીલી નીકલી પુરી મજબુતી ઉપર આવ્યું હતું.

૪ થા પોપે એવી રીતે પોતાની સત્તા મજબુત થયલી જોઈ મગરૂરીથી એવો હુકમ કહાડયો કે, કોઇપણ નવો શહેનશાહ પોપની પરવાનગી વગર થાય તો, તે ધારા પ્રમાણે લાયક અને હકદાર શહેનશાહ ગણાય નહિ. એ પ્રમાણે એ લોકોનો જુલ્મ એવો વધી ગયો કે લોકોએ એની સત્તા સામે બંદ ઉઠાવ્યું (અને ત્યારથી જે લોકો સામે થયા હતા, તે પ્રોટેસ્તંન્ટ કહેવાયા).

લીઓન્સનો રહીસ "પીટર વાલ્ડો" એ વખતે પોપના ધરમની સામે થઇ, તેને જડમુળથી ઉખેડી નાંખવા, ખાઈપીને બસ પાછળ જ લાગ્યો હતો. એના એ નામ ઉપરથી સઘળા સુધારકો, અથવા પ્રોટેસ્ટંટોનું નામ "ઉઓલડોઇસિ"

અથવા "ઉવોલ્ડેનસીસ" કરી પડયું હતું. એ પંથવાલાઓ રોમન કેંઠોલીકથી વીરૂદ્ધ ધર્મસંબંધી મત ધરાવતા હતા. તેનો ટુંક સાર નીચે જણાવ્યા પ્રમાણે છે.

(૧)લું બેપટીઝમ આપતી વખતે પાણી સાથે જે પવીત્ર તેલ વાપરે છે તે નહિ વાપરવું.

(૨) નીરજીવ ચીજોની બંદગી નહિ કરવી (તે વહેમ છે.)

(૩) લેંટના તહેવાર ઉપર ગોસ ખાવું. પાદરીઓએ પરણવું, ધર્મગુરૂઓની આગળ ગુપ્ત રીતે તેઓના કાનમાં કહી પોતાનો ગુનોહ કબુલ કરવો, તે રીત નકામી ગણી કહાડી નાંખવી.

(૪) પોપની સત્તા નાકબુલ રાખવી, ધર્મગુરૂઓને આવકનો ૧૦મો ભાગ મળે તે ઉપર ગુજારો કરવો.

પાદરીઓની રીત મુજબ એક બીજા ઉપર ચહડતાં ઓદ્ધાઓ નહિ આપવા પણ તેઓની લાયકાત મુજબ ઉંચે દરજ્જે ચહડાવવા.

(૫) દેવલોમાં સેંટની મુર્તી રાખવી એ ખોટું છે. તેમ નહિ રાખવું, મુર્તીઓની બંદગી કરવી મૂર્તી પૂજા કહેવાય. તેમ નહિ કરવું પોપની મરજીમાં આવે તેમ કરવા દેવું–તે ઉંધું ગણાય, તેથી તેનો અટકાવ કરવો. રૂમનું દેવલ મોજેજા કરવાનો દાવો કરે છે. તે ખોટું સમજવું.

(૬) આકાશ ઉપર જીવને બાળી પવિત્ર કરે છે-એ બનાવટી જોડી કહાડેલું સમજવું. બુરી રસમો ફેલાવવા નહિ દેવી, અને મુંવેલા માણસો કબી "સાધુઓ" અને "વલીઓ" હોય તોપણ તેઓની પ્રાથના કરવી નહિ.

(૭) ખોદાની બંદગી કરવામાંજ બધી રીતની બંદગી સમજવી અતીશય તેલ ચોપડી પવીત્ર કરવું તે કંઇ "સેક્રેમેંટ" નહિ.

એવા સુધારા વીષે જ્યારે પોપ ૩જા એલેકઝાન્ડરને ખબર પડી ત્યારે તેને "વાલડો"ને અને તેના મત પ્રમાણે ચાલનારા સઘળાઓને ન્યાત બહાર મુકયા. ત્યાર પછી રોમમાં કેઠોલીક અને પ્રોટેસ્ટંટો વચ્ચે જબરી જુમબેસ ચાલી.

ઇંગલેન્ડની રાણી "મેરી"એ રોમન કેઠોલીક પંથનો પક્ષ લીધો અને ત્યાર પછી તેની સાવકી બહેન "ઇલીઝાબેથે" પ્રોટેસ્ટંટોનો પક્ષ લીધો તેને રોમન કેઠોલીકોનાં દેવલો ને અને બીજાં ધર્મના મકાનોને રાજ સાથે જોડી દીધાં, અને પોતે પ્રોટેસ્ટંટ બની હતી. ત્યાર પછી ઇંગલેંડમાં શાંતી સ્થપાઇ. બીજા દેશોમાં ઘણી ખુનખાર લડાઈઓ ચાલી. હજારોને જીવતાં બાળી નાંખ્યાં, આજની સુધરેલીમાં ગણાતી કોમો તે વખતે ધર્મ ઝનુનથી આંધળી બની ગઈ હતી. તે વખતે યુરોપમાં ઠેર ઠેર સાધુઓના મઠો, અને જોગણો (Nuns)ના મઠો સ્થપાયા હતા,

જ્યાં પહેલે પહેલે તો ઠીક ઠીક ચાલ્યું પાછળથી તે પવીત્ર મકાનોમાં, મઠોમાં પણ અનીતીનો ફેલાવો થવા માંડયો, ને છેલ્લે મારટીન લ્યુથરે જબરી ઝુંબેસ ચલાવી તે પણ બંધ કરાવ્યા, છતાં હજુ પણ યુરોપમાં સાધુઓના અને જોગણોના મઠો કેઠે કેઠે હજુ ચાલે છે.

હવે આપણે એ લોકોની "બાપટીઝમની" ક્રીયા વીષે થોડું જાણવાના પ્રયત્ન કરીશું.

રોમન કેઠોલીક ધર્મ પ્રમાણે ખરો ખ્રીસ્તી બનાવવાની ક્રીયા એમ કરવામાં આવે છે. પહેલે બચ્ચાંને પાણી છાંટી લેટીન ભાષામાં બાપટીઝમ આપવાની ક્રીયા કરે છે. (કે જે ભાષા તે બચ્ચાંનો ધર્મબાપ (ગોડફાધર) થાય છે. તે પોતે પણ સમજતો નથી) એમ કરવા પછી તે બચ્ચાંને ખ્રીસતી ધર્મમાં દાખલ થયલું મંજુર રાખે છે. અને તે બચ્ચાંની માને (આપણા લોકો જેમ નહાન નાહે છે) તેવી રીતે તેને દીલ પાક કરી ગુનાહની તોબ્જેસ ફરવી પડે છે. એ અરધું બાપટીઝમ થયલું સમજવું. હવે પછી જ્યારે તે બચ્ચું ઉમ્મરે પુગે છે કે પછી તેણે પાછું દેવલમાં આવી, ઉપવાસના દિવસો પાલવાની કબુલાત આપી, ધર્મ ગુરૂના આંશીર્વાદ લેવા પડે છે. જે વખતે ધર્મગુરૂઓ તેની પાસે કેટલીક કબુલાતો કબુલ કરાવે છે, તે–પોપ જે પાપની સજા કરે તેનો દંડ આપવા ઇસ્ટરના તહેવાર ઉપર તેનીજ પાસે ક્રીયા કરાવવા,–જીસસના મહોતની યાદગીરી રાખવાની, (માસ) ક્રીયા, અને ખુદાઇ બંદગી સાંભળવા દેવલમાં આવવા, દેવલોમાની સાધુઓની મૂર્તી આગળ મીનબત્તી બાળવા, પવીત્ર રોટલી અને પાણી લેવા દેવલમાં આવવા ક્રીયા મારગના સહાજનમાં સાથે સામેલ થઇ ચાલવા "એમબર"ના તહેવારના દિવસો અને "રોગેશન"ના તહેવારો પાલવા.

વીજીલની બંદગી કરવા, અને બીજા તહેવારના દિવસો પાલવા—દસ્તુરીનું કામ કરનારાઓને (પાદરીઓને) મદદ કરવા પોતાની કમાઇમાંથી ૧૦ મો ભાગ દેવલના ફંડમાં આપવા–બીજી ધર્મ સંબંધી બક્ષેસો આપવા–તીર્થે જવા (તીરથ) ગુનાહની તોબ્જેસ કરી "પોપ" પાસેથી માંફી ખરીદવા,–પોપનેજ પોતાના મુખ્ય સાહેબ ગણવા, અને તેના ફરમાનોને તાબે રહેવા–એવી રીતની સઘળી કબુલાતો આપવી પડે છે. જો તેણે પાદરીનો (મોબેદનો) ધંધો કરવો હોય તો એ જ વખતે હુકમ લેવો પડે છે, જે વાસતે–માનતા ચહડાવવાની કુંવારો રહેવાની –માંદો પડેતો તે પછી દેવલમાં પાછું કામ કરવા આવવાની અગાઉ તેલ ચોપડાવી પવીત્ર થવાની–પોતાની જીંદગી સુધી રૂમના દેવલનાંજ ફરમાન મુજબ ચાલવાની –અને મરે ત્યારે સાધુ લોકોના અથવા ફકીરી ઝભ્ભાં સાથે જ દટાવાની એવી અગાઉથી તેની કબુલાતો લે છે. આવી ખ્રીસ્તી લોકોના ધર્મની રીત છે.

ક્રાઇસ્ટ ઉપર ગુજરેલી મુશીબતો, અને છેવટે તેના ચેલા જુદાસને હાથે કેદ પકડાઈ તેને (ક્રસીફાઈ) ક્રોસ ઉપર ચહડાવ્યો ત્યાં સુધીની વાતો તો આજે સ્કુલ માં શીખતાં છોકરાઓ પણ જાણે છે. એટલે લંબાણુ નહિ કરતાં ટુંકમાં પ્રીસ્તી ધર્મને સાર ગ્રહણ કરશું.

કોનસ્ટાનટાઇન ધી ગ્રેટ શહેનશાહ જે ઈ. સ. ૩૦૬માં ગાદીએ બેઠો હતો તેણે પ્રીસ્તી લોકોની તરફદારી કીધી અને તે શહેનશાહ પોતે પ્રીસ્તી ધર્મમાં વટલી ગયો. અને રૂમમાં પ્રીસ્તી ધર્મ ફેલાવવાની છુટ આપી પ્રીસ્તી લોકો ઉપર પડેલી (૧૦) વખતની જફાઓને રાજા કોનસ્ટાનટાઇનના ફરમાનથી અંત આવ્યો અને પ્રીસ્તી ધર્મ ફેલાવા લાગ્યો.

## "અરબોની તવારીખ"

હવે બાકી રહી છેલ્લી પ્રજા અરબસ્તાનની તે લોકોની ધર્મ સંબધી હાલત, હઝરત મેહમદ આવ્યો ત્યાર અગાઉ કેવી હતી તે વીષે થોડુંક જાણવાના પ્રયત્ન કરીશું.

અરબ લોકો પોતાના ધર્મને "અગનેઆન હાલત" નો કહેતા હતા. જે કંઇ નહિ પણ મૂર્તી પૂજક ધરમને લગતો હતો, એ લોકોમાં વલી સાબીઆન ધર્મ ફેલાયો હતો. એ નાંમનું મુળ તેઓ "સેથ"ના પૂત્ર "સાબી"ના નામ ઉપરથી નીકળેલું જણાવવાનું ગુમાન કરે છે.
જે વખતે કદીમ જરથોસ્તી ધર્મ પૂર ખીલેલો, અને યાહુદી, અને પ્રીસ્તી ધમ પણ ફેલાયલા હતા.

સાબીઅન ધર્મ અસલ એક ખુદાને માનવા વીષે જણાવ્યો છે. પાછળથી સુરજ, અચળ તારાઓ, ગ્રહો, ફરેશતાઓ, અને તેઓની મુર્તીઓના બનાવેલા આકારોને પૂજવા વીસેની રસમો દાખલ થઈ હતી. જે સઘળાં ને તેઓ ઉતરતા ખુદાઓ તરીકે ગણી આફતની વખતે તે ઓથી મદદ માંગતા હતા. એ ધર્મ પાછળથી એટલો બધો બગડી ગયો હતો, કે પુરાતન આરબો અને ઇન્ડીઅનોનો ધર્મ ઘણો ખરો એક મલતો થઇ પડયો હતો.

અરબોએ (૯) સાત વખણાએલાં દેહરાંઓ બાંધી (૭) ગ્રહોને અર્પણ કીધાં હતા. મકકાના દેરાંને વીષે એવું જણાવવામાં આવ્યું છે કે તે "ઝોહોલ" અથવા "શનીસ્ચર"ના ગ્રહને અર્પણ કીધું હતું. જો કે એ કોમએવી રીતે પુષ્કળ ઉતરતા

ખુદાઓને માનતી હતી. તે છતાં પણ તેઓની જુદી જુદી દરેક જાતની "પુજા" કરવાની વલી બીજી જુદી જુદી ચીજો બી હતી. પારસી-ઇરાનીઓએ પોતાનો કદીમ, અને એક ખુદાને માનનારો ધર્મ એ લોકોમાં પણ ફેલાવ્યો હતો. અને જે અરબો આપણી સાથે વ્યવહારમા આવ્યા હતા. અને આપણી સરહદની નજદીક રહેવાવાળા હતા. મુખ્ય કરીને "તેમીન" જાતના અરબ લોકો. મહમદના વખતની અગાઉ (૨) બે તડાં અથવા જાતોમાં વહેંચાઇ ગયા હતા, ૧લી શહેરો અને કસબાઓમાં ઠરીઠામ થઇ વસનારી હતી. ૨જી મેદાનોમાં તંબુઓ ખેંચી રહેનારી, અને વખત વખતે પોતાનું રહેઠાણ બદલનારી હતી.

અરબ્બી ભાષા ઘણી પુરાતન જણાવેલી છે. એ ભાષાની જૂદી જૂદી ઘણીક "જૂબાનો" હતી. જેઓ એકબીજાથી તદન જ ઉલટી હતીઓ, તેઓમાંની ઘણી જ વખણાએલી "બોલી" હેમીઅરની જાત અને બીજી ઉંચી જાતના અરબો, તેમજ કોરેઇસ (કુરેસી અરબ)ની જાત બોલતી હતી.

કોરેઈસ લોકોની જુબાન સાધારણ રીતે ચોખ્ખી અરબ્બી કહેતા હતા, એ જ ભાષામાં "કોરાન"બી લખાયલી છે.

અરબ લોકો પોતાનું કાબેલ્યતપણું નીચલી ચીજોમાં ગણુતા હતા. ૧લી વાકચતુરાઇ અને પોતાની ભાષાની પૂર્ણ માહીતગારી મેળવવી. ૨જી હથીઆરબાજી, ઘોડેસ્વારી ચાલાકી રાખવી, ૩જી પરોણાગત કરવી, દરેક કામમાં હીમ્મત રાખવી, કોઇના પણ તાબા હેઠલ ન જતાં, આપ અખત્યાર રીતે જ જીંદગી ગુજારવી. (સ્વતંત્ર જ રહેવું).

એ લોકો મુખ્યત્વે ૩ એલમો જાણુતા હતા.

(૧)લો તેઓના વંશની નોંધ અને તવારીખ રાખવાનો, તેઓ એક પાછલ એક થઇ ગયલા કુટુંબીઓની તવારીખ લખી ઘણી સંભાળથી બચાવી રાખતા હતા.

(૨)જો જોતીષ એટલે "તારાઓની વીદ્યા" સંબંધી થોડીઘણી જાણ વીષેનો હતો. જેથી હવામાં ફેરફાર થવા વીષે, તેઓ અગમચેતી આપ્યા શીવાય બીજું કશું વધુ જાણુતા નહતા.

અને (૩)જો ખુવાબની તાસીર અથવા ખુલાસો કરવાનો હતો. કવીતાનો

ચઢતી પદવીવાળાં કુટુંબોમાં અભ્યાસ કરવામાં આવતો હતો. વરસમાં એક વખત એક મહીનો સુધી પોતાની હુશીઆરી જણાવવા "બેતો" જોડી એક બીજા ઉપર સરસાઇ મેળવવા હરીફાઈ કરતા હતા, તે સમયે જે સરસ કવીતા લખાતી હતી, તે પાદશાહી તીજોરીમાં રાખવામાં આવતી હતી. ૭ વખણાએલી કવીતાઓ જેઓને "મોહાહાહાલેટ" એટલે શુનેરી કરી કહે છે. જે મીસરથી રેશમી કાગજ ઉપર શુનેરી હરફે લખાઇ આવી હતી. તેઓને મક્કાના દેહરામાં ટાંગી હતી.

## હજરત મહમદનો જનમ અને તેની તવારીખ

હા. મહમદનો જનમ ઇ. સ. ૫૭૦ના એપ્રીલ મહીનામાં થયો હતો.

જ્યારે પારસી સહેનશાહ "નોશીરવાન આદેલ"ની ઇરાની શહેનશાહતનો પુર બુલંદીએ ચહડેલો, તેજીથી પ્રકાશતો સુરજ મગરેબની તરફ ઉતરતો જતો હતો. તે વખતે અરબસ્તાનમાં હા. મહમદનો જનમ થયો હતો. એ પારસી શાહેનશાહતના બહોળાં ફેલાયલા રાજ્ય, અને ત્યાંનો પુરાતન જરથોસ્તી ધર્મ, કે જે તે વખતે પુર ખીલેલો હતો—અને તે બેઉને પાછલા જમાનામાં તેવી જ આબાદ હાલતમાં ચાલુ રાખવા વાસ્તે, એ અદલ શહેનશાહે, જે અતીશય જહેમત ખેંચી મજબુત ઉપાયો લીધા હતા, તે સઘલું, મહમદના પંથવાલાઓએ બરબાદ કીધું હતું.

અબ્રામના છોકરા ઇસ્માએલના વંશથી ઉતરેલા અરબોની જાતોમાં સઉથી ઉંચી બુન્યાદ કોરોઇસ (કુરેશી) જાતની ગણાતી હતી. તેઓને "કાબાબા" એટલે મક્કાના દહેરાંની સંભાળ સોંપેલી હતી. અરબ લોકો લખી જાય છે કે—

મહમદ જનમ્યો તે જ વખતે સીરીયા માંયલા કીલ્લા, શહેરો અને ગામડાંઓમાં સાધારણ રોશની કરતાં, સઘલે પાણીના ચશ્માઓની માફક, રોશનીના બેહદ ઝરાઓ, ખુબ ઝલકાટથી પ્રકાશી નીકળી, આખા શહેરોમાં ફેલાઇ, સઘલે પંકરાઇ ગયા હતા. એ છોકરૂં (મહમદ) જેવું હમેલથી છુટું કે તેવું જ ગુંઠન મંડીએ બેસી, આકાશ તરફ પોતાના હાથ લાંબા કરી, સાફ રીતે સમજાય તેમ મહોટા સાદથી બોલ્યું હતું કે " લા ઇલા ઇલલીલ લા મહમદે રસુલ ઇલ્લા." એટલે ખોદા મહોટો છે. તે એકલો જ છે. અને હું તેનો પેગામ લાવનાર છું.

અને વળી તે જ વખતે ખુદા-પરસ્ત ઇરાનીઓનો પવીત્ર આતશ, જે

હજારો વરસો સુધી બળતો હતો, તે બુજાઇ ગુમ થયો હતો.

## "કોરાનના ધર્મ ફરમાનો"

મુસલમાનોએ પોતાના ધર્મ ઈસલામને (૨) છુટા ભાગોમાં વહેંચી નાંખ્યો છે. ૧લો "ઇમાન" ઇતબાર અથવા સાચ્ચ અર્થ (૨)જો દીન એટલે ધર્મ અથવા અભ્યાસ એ ધર્મ એવું શીખવે છે કે તે (૫) મુલ ભેદો ઉપરથી રચાયલો છે. ૧લો ભેદ ધર્મને લગતો છે. બાકીના ૪ રેવાજોને લગતા છે.

૧લો ભેદ એ ધર્મને કબુલ રાખવા અને એકજ ખુદાને માનવા શીખવે છે. તેના વલી ૬ છુટા ભાગો કીધા છે, ૧લું ખુદાને માનવું. ૨જું ફરેસ્તાઓને માનવું ૩જું તેના ધર્મ–પુસ્તકોને માનવું ૪ તેના પેગંબરોને માનવું. ૫મું રસ્તાખેજ, અથવા મુવેલાઓનું પાછું સજીવન થવું, અને આખરી દહાડાના ઇનશાફને માનવું કે ૬થું તકદીરને માનવું. બાકીના બીજા ૪ મુલ ભેદો તે ૧લો બંદગી કરવાનો, ૨જો ખેરાત કરવાનો ૩જો રોજા રાખવાનો ૪થો મકકાની હજ કરવાનો.

મુખ્ય ફેરસ્તાઓ ગેબરીઅલ (જીબરાએલ) ખુદાઇ ફરમાન જાહેર કરનારો ફરેસ્તો, ૨જો મીકાએલ ૩જો હેઝરાએલ મોતનો ફરેસ્તો ૪થો ઇસરાફીલ. આ વીચારો (ફરેસ્તા વીષેના) યાહુદી ધર્મમાંથી લીધેલા છે. (આપણા લોકો જેને સેતાન કરી કહે છે.) તેને મહોમેદનો ઇબલીસ (એબલીસ)ના નામથી ઓળખે છે. અને તેને માટે એવી કથા છે કે પહેલે એ પણ ફરેસ્તો હતો પણ આદમને "તસલીમ" નહિ બજાવી તેથી એનો એવો હાલ બન્યો. મરવા પછી જીવ જે અવસ્થામાં આવે છે તેને મુસલમાનો "અલ બરઝાક" એટલે મહોત અને કયામતના વખતની વચ્ચેનો અંતર કરીને કહે છે.

મુદડાં ને દફ્ણાવ્યા પછી તરતજ એક ફરેસ્તો આવી. તેણે હસ્તકમાં લે છે, અને જણાવે કે. તપાસ કરનારા (૨) ફરેસ્તાઓ હમણાં આવશે, જેઓ સીશાંના રંગના અને ભયંકર દેખાવના હોય છે. એકનું નામ "મોનકર" અને બીજાનું નામ "નાકેર" છે.

તેઓ આવી મુદડાંને સીધું બેસવા કહે છે. પછી સવાલો પુછેછે અને જો તે સવાલો ના જવાબો ખાતરી ભર્યાં આપે છે તો તેને નીરાંતથી સુવા દે છે.

(સવાલો ઇસ્લામી ધર્મના ફરમાનો બરાબર પાલ્યાં છે કે કેમ તે સંબધી) આપણા ધર્મ પ્રમાણે જ બહેસ્ત અને દોઝખની માન્યતા છે તેમ. મહમદે પણ નવ (૯) આસમાંનોની મુલાકાત લીધી હતી, પરવર દેગાર સાથે વાતચીત કીધી હતી. મહોમેદન લોકોનો ધર્મ ખાસ કરીને યાહુદીઓના "તાલમદ" ઓલ્ડ તેસ્ટેમેંટ માંથી તથા જરથોસ્તી કેતાબોમાંથી લીધેલો છે. ખુદ એવણના ઉસ્તાદ (જેને એવણ સલમાને ફારસ કરીને કહે છે.) તેવણ દસ્તુર દીનયાર હતા.

એ લોકોએ ધર્મને રાજ્ય સાથે જોડી દીધો હતો, અને જે પાદશાહ થાય તેજ ધર્મનો વડો કાલીફ પણ કહેવાય (આપણે જેને ખલીફ કરીને કહીએ છીએ) મહમદ પછી ગાદીએ આવનારા ૪ ખલીફ હતા. હ. મહમદના મરણ પછી ખલીફ કોણને બનાવવો તેની જબરી જુમબેસ ઉઠી હતી. માંહે માંહે તકરારનો છેડો લાવી પહેલો કાલીફ (ખલીફ) અબુ–બકકર જે મહમદનો સસરો થતો હતો. (૨) જો ખલીફ "ઓમર" ૩જો ખલીફ ઉસમાન (જેને ઓથમાન કરીને પણ કહે છે.) અને ૪થો ખલીફ "અલી" ને વારા ફરતી ગાદી મળે એવો ઠરાવ કર્યો હતો.



# પ્રકરણ ૫મું

## Bundeish

The Bundeish is a Pehelvi work, relating to cosmogony and legendary history, as taught by Mazdiyasnian tradition.

"Bundeish" means original creation. This work was written in the seventh century A. D. At present only a few manuscript copies in Pehelvi are extent. According to Dr. West the original title of the work is "Zandakas" and it is abridged translation of the Avesta of the "Damdad Nask" The Bundeish of the Parses may be compared to the Genesis of the Christians, the first book of the Old Testament. The Bundeish proves beyond the shadow of a doubt, that Zoro-astrianism, is purely a monotheistic religion and give some necessary information about several points relating to this religion. It is therefore not without its own importance.

### બુનદેહેશ (બાબ ૧)

દાદાર અહુરમઝદે આ સૃષ્ટિ ઉત્તપન્ન કીધી ત્યારથી તે છેવટ કયામતના વખતમાં તનપસીનની હાલત સુધીની પેદાયસની હકીકત. જ્યારથી આ દુન્યાનો કારોબાર ચાલુ થયો ત્યારથી અહેરેમને આ દુન્યામાં દાદાર અહુરમઝદથી ઉલટી જ રીત

અખત્યાર કીધી. જેવી દાદારે અસરે રોશની (હદ વિનાની રોશની) પેદા કીધી ત્યારે એહેરેમને અસરે તારીકી-અંધકાર) (હદ વિનાનો અંધકાર પેદા કર્યો. અહુરમઝદ પામી ગયો કે એ નાપાક મારાં દરેક કામમાં ખલલ નાંખશે. ત્યારે એની પાસે ચોક્કસ વખતની મુદત માંગી કે તું કયાં સુધી મારા કામમાં ખલલ નાંખ્યાં કરશે. નાપાકે કે જેની શક્તિ ઘણી જ મર્યાદીત છે. અને કમ અંદેશ છે. કે તેને હોરમઝદ સાથે સરત કીધી કે હું નવ હજાર વરસ સુધી તારી પેદાયસમાં, મારી નુકશાન કરવાની રીત (દરૂજી) ચાલુ રાખીશ. પછી તો હમેશ સુધી અંધકારમાંજ પડી રહેવશ. દાદાર અહુરમઝદે તેના માંગ્યા મુજબ નવ હજાર વરસની મુદદત ઠેરવી આપી. પહેલાં (૩૦૦૦) ત્રણ હજાર વરસ બીલકુલ ખલલ કરયા વગરના. બીજાં (૩૦૦૦) ત્રણ હજાર વરસમાં મારૂં જોર તારી દરેક પેદાયસમાં અજમાવશ ત્રીજા (૩૦૦૦) ત્રણ હજાર વરસમાં મારૂં જોર ઘણું કમતી થઈ જશે, અને નવ હજાર (૯૦૦૦) વરસમાં તો હું હમેશનો નાબુદ થવસ.

આ લખાણપરથી એમ માલમ પડે છે કે આપણા (૧૨૦૦૦) વરસના એક જરવાને દરેગો ખોદાતેહના અઇયામમાં મનુષ્યનું પ્રગટીકરણ-વિકાસક્રમ (Evolution) પુરો થવો જોઈએ. એટલે મનુષ્ય જનમનું પહેલા (૩૦૦૦) વરસનો અઇયામ, બીલ કુલ નીર્દોષ જવો જોઈએ. એટલે પહેલા ત્રણ હજારમાં એ નાપાકનું જોર બીલકુલ નહિ. બીજા ત્રણ હજારમાં એનું જોર વીસેસ થઈ જાય, અને મનુષ્ય એક દૈત્ય જેવો થઈ જાય. એટલે કે પ્રગટીકરણના ૬થા હજારામાં મનુષ્ય એવે તબકકે પુગે કે તેનામાં મનુષ્યત્વજ (Humanity) જેવું કંઈ હોયજ નહિ. અને આપણા શાહનામામાં પેલા જુહાકના (૧૦૦૦) વરસના રાજ્યમાં ઇરાનવેજમાં કેવી નાશકારક ઉઠળપાઠળ થઇ હતી. તેનો ભેદ અહિંયા ખુલે છે કે મનુષ્યના પ્રગટીકરણમાં એક હજારો એવો આવે છે કે મનુષ્ય બીલકુલ સ્વાર્થી, અને જુલમગાર થઈ જાય છે. જુહાક વીષે આપણે આગલ ખુલાસો કરશું. પછીના ત્રીજા તબકકામાં એટલે ૬થી ૯ હજારના અઇયામમાં અહેરમનનું જોર થોડું થોડું તુટતું જાય છે. અને સરત પ્રમાણે ૯મા હજારામાં હમેશનો અંધકારમાં (અસરે તારીકીમાં) દફે થાય છે. હવે આપણે જરથોસ્ત પેગંબરના પેલા ત્રણ પેદા થનારા પુત્રો હોશેદર, હોશેદરમાહ, અને સોસ્યોસ વીષે કંઈ ખુલાસો કરશું. એ ત્રણ છોકરાઓ જરથોસ્તની બાઇડી હવોવીથી જનમ્યા હતા, જરથોસ્ત હવોવીની નજદીક ત્રણ વખત ગયેલ હતો, દરેક વખતે તેનું બીજ જમીન ઉપર પડયું, નર્યોસંગ યઝદે તે બીજની રોશની અને જોર કબુલ રાખ્યું. અને સંભાળથી અનાહીત યજદને સોંપ્યું, (કે તેના) વખતે એક માતા

સાથે આમેજ કરે. ૯૯૯૯ અશો ફ્રરોહરો તેના રક્ષણ માટે નેમાયલા છે કે દેવો તે (બીજ)ને નુકશાન કરે નહિ. એનો ભેદ પણ એમજ માલમ પડે છે કે પ્રગટીકરણના ૩ હજાર વરસની આખરે હોશેદર આવશે. (હોશ એટલે અકકલ અને દર એટલે દરવાજો) મનુષ્યની અકકલનો દરવાજો ખુલશે. યાને શરૂઆતની અકકલ આવશે ૬ હજાર વરસની આખરે હોશેદરમાહ આવશે. એટલે મનુષ્ય વધુ અકકકલવાન થશે. એટલે પોતાને પીછાણતાં શીખશે. અને છેલ્લા તબકકામાં યાને ૯માં હજારામાં સોષ્યસ આવશે ત્યારે મનુષ્ય સંપુર્ણ જ્ઞાની થશે. રવાન બોખ્તગી તનપસીન થઇ જશે. એટલે આ શરીરને તજી તે સાહેબમાં મળી જશે. હીંદુઓના શાસ્ત્ર પ્રમાણે મુકત થઇ જશે. મનુષ્યના ચાર તબકકા તેના પ્રગટીકરણમાં આવે છે. એક ફ્રરી Demon બીજો Semidemon, ત્રીજો Human ચોથો Super human) પહેલા તબકકામાં હીંદુઓના શાસ્ત્ર પ્રમાણે તમો ગુણનું જોર પછી રજો ગુણ, અને છેલ્લે સત્વ ગુણનું જોર વધી જાય છે. આ પ્રમાણે આપણો વીકાસ ક્રમ.

## બાબ રજો

હોરમઝદે આકાશ પેદા કર્યું ૧૨ રાશી પેદા કરી ૨૮ નક્ષત્રો પેદા કર્યાં ૬૪,૮૦,૦૦૦ નાના સેતારાઓ (તારાઓ) પેદા કર્યા એ સેતારાઓમાં ૪ મુખ્ય સેતારાઓ સરદાર તરીકે મુકરર કર્યા. " સતવસ " સેતારો પશ્ચિમ તરફનો સરદાર છે.

"તીશ્તર" સેતારો પૂર્વ તરફનો સરદાર છે. "વનન્દ" દક્ષિણ તરફનો સરદાર છે. "હફ્તોરંગ" ઉત્તર તરફનો સરદાર છે.

બાબ રજો ફકરો ૩જો—હોરમઝદે અમેસસ્પંદો સાથે રપીથવન ગેહમાં ઇજશ્ને કીધી તેણે તે (ઇજિશ્નેમાં આહરેમનને મારવા જે કોઈ હથિયારો જરૂરના હતાં તે આપ્યાં તેણે માણુસોના બોએ (બહોધાંગ) અને ફ્રરોહર સાથે વિચાર કર્યો. અને માણુસો માટે સઘળી સમજ ધરાવનારી અકકલ આગળ બહાર પાડી. (એટલે હોરમઝદે માણુસોના બોએ અને ફ્રરોહરની પેદાયસ બાબે વિચાર કર્યો અને તે પેદા કરી તેઓને પછી અકકલ બક્ષી)

ફકરો ૪થો—(હોરમજદે) કહ્યું કે જ્યારે હું તમુને દુન્યામાં મોકલું, ત્યારે તમોને વધારે ફાયદેમંદ શું લાગે છે? તમારાં શરીરની હાલતમાં, તમો દરૂજ સાથે લડો, અને દરૂજ નાશ પામે અને સેવટે હું તમોને દુરસ્ત અને વગર

નુકશાનના પાછા બનાવું અને સેવટે તમોને પાછા દુન્યામાં પેદા કરૂં, અને તમો હમેશાં, અમર્ગ, જવાન, અને નુકશાન વિનાના થાઓ તે? યા તો અહેરેમનથી તમારો હમેશાં બચાવ કરી રાખવો જોઈએ તે? પછી માણસોના ફ્રોહરો પેલી સર્વ બાબતની વાકેફી આપનારી અકકલ (જે તેઓને ઉપર પ્રમાણે બક્ષવામાં આવી હતી તેથી) દુન્યામાં દરૂજ આહરેમનથી તેઓને જે હલાકી પહોંચે તે બાબતમાં, અને સેવટે પાછા આહરેમનની દુશ્મની વગરના, દુરસ્ત અને વગર નુકશાનના, તન પસીનના વખતે થવાની બાબતમાં, અને તેમ હમેંશ અને હમેંશ ચાલુ રહેવાની બાબતમાં, આ દુન્યામાં જવા માટે (ઓહરમજદ સાથે) એક મત થયાં.

આ ફ્કરા ઉપરથી એમ માલમ પડેચકે. આપણુને (મનુષ્યને) છેક નીરાધાર હાલતમાં નથી મોકલ્યાં પણ અકકલનુ ગોહરબક્ષી આપ મુખત્યાર બનાવ્યાં છે. એટલે આપણા કર્મના આપણે જ જોખમદાર છઇએ.

## બાબ ૩જો

આ બાબમાં આહરેમને દાદાર અહુરમઝદની દરેક ભલી પેદાયસમાં પોતાની બુરાઈ આમે જ કીધી જમીનનું પેટું ફોડયું, પાણી ને ખરાબ કીધાં, ઝાડપાનને નુકશાન કીધું, આતસને ખરાબ કીધો જમીન ઉપર જહેરી જાનવરો પેદા કીધાં, સાંપ, વીંછું, બિલાડી, દેડકો વીગેરે. ગોસ્પંદને નબળું અને બીમાર કીધું, અસ્તો વીધાન દેવને મોત લાવનાર હજારો દેવો સાથે ગયોમર્દ ઉપર છોડી દીધો, આતશમાં ધુમાડો અને અંધકાર ભેલી દીધો, આસમાન ઉપર સેતારાઓની સાથે ગ્રહોને અથડાવ્યા, અને ૯૦ દહાડા અને રાત સુધી મીનો યઝદો સાથે એના દેવો લડયા. પણ યઝદોએ દેવોને લાચાર કરી દોઝખમાં નાખી દીધા. આસમાનને કીલે બંદી કીધી, કે સામે થનાર દેવો તેઓ સાથે ભેલાઈ શકે નહિ.

ફકરો ૭મો દોજખ જમીનના વચલા ભાગમાં આવ્યું છે, ત્યાં કે જ્યાં ગનામીનોએ જમીનને ચીરી નાંખી હતી, અને તેમાં પોતે દોડી ગયો હતો, કે જ્યારે આ દુન્યાની સઘળી ચીજોનું એ રીતમાં ફરવું, અને હરીફાઈ અને તંટો, અને ચહડતા અને ઉતરતાઓનું ભેલાઈ જવું, એ સઘળું જાહેરમાં આવ્યું.

એ ફકરાપરથી એમ માલમ પડે છે કે દુન્યામાં દરેક વહેવારમાં ભલાઇ અને બુરાઇ બન્ને શક્તિ કામ કરી રહી છે. અહિંયાં આપણે આહરેમનને

"અજ્ઞાનતા"થી ઓળખીશું તો દરેક બાબદની સમજણ પડી જશે. આહરેમનનો ભેદમાં મીનીંગ અજ્ઞાનતા થાય છે. એટલે જ્યાં સુધી મનુષ્યમાં અજ્ઞાનતા રહેશે ત્યાં સુધી તે સારી ચીજનો પણ ખરાબ ઉપયોગ કરશે. ચીજ પોતે કંઇ ખરાબ નથી પણ તેનો ઉપયોગ કરનાર જો ખોટે રસ્તે ઉપયોગ કરે તો તેનું પરીણામ ખોટું આવે. દાખલા તરીકે "પ્રેમ" જો એનો સદ ઉપયોગ કીધો હોય તો, દાદાર અહુરમઝદ સાથે એકતાન થવાય, બચ્ચાં છોકરાંની ઉત્પત્તી થાય; પણ તેને બદલે જો "હવસ" માણસને ઉશ્કેરે તો તેનું પરીણામ, અનીતી, અને ટંટા-ફીસાદમાં જ આવે. આ આખી કેતાબમાં દુન્યા સબ્દનો ઉપયોગ કર્યો છે તે આ પૃથ્વી નહિ સમજવી, પણ માણસના શરીરને ભેદમાં દુન્યા કહેલી છે. જુઓ જરથોસ્ત સાહેબ દાદાર અહુરમઝદને સવાલ કરે છે, ત્યારે દરેક વખતે હાડમંદ દુન્યાના પેદા કરનાર કરીને સંબોધે છે. એને અંગ્રેજીમાં Corporeal world કરીને કહે છે. (શરીરમય દુન્યા) હવે સેતારા સાથે ગ્રહોને અઠડાવ્યા, સેતારા તે આપણી ઇંદ્રીયો આંખ, કાન, નાક, જબાન, વીગેરે અને ગ્રહો તે એ ઇંદ્રીયોનો દુરઉપયોગ; ખરફ્સતરો પેદા કીધા સાંપ, વીછુ વીગેરે તે માણસની જુદી જુદી ખરાબ ખાસયતો, સાંપ જેવો જહેરી દંખેલ, બીલાડી જેવો ચોર, દેડકા જેવો આળસુ વીગેરે દુર્ગુણો સમજવા, આપણા બધા ભેદોનો એવી રીતે ખુલાસો થાય છે.

હવે યઝદો દેવો સાથે લડયા, અને આસમનને કીલ્લેબંદી કીધી. યઝદો તે આપણા સદગુણો (Virtues) અને દેવો તે દુર્ગુણો (Vices) સમજવા, અને કીલ્લેબંદી એટલે આપણી બુદ્ધીનો ઉપયોગ કરતા શીખવ્યું તે. અજ્ઞાનતાથી માણસનું મન હમેશાં દરેક ઇંદ્રિયોનો ખરાબ ઉપયોગ કરવા જ લલચાય છે.

## બાબ ૪.

વળી એ પ્રમાણે કહેલું છે કે જ્યારે પહેલો પેદા કીધેલો ગોધો (ગયોદાદ) ગુજરી ગયો, ત્યારે તે જમણા હાથ ઉપર પડયો હતો, અને પછી જ્યારે ગયોમર્દ ગુજર્યો ત્યારે ડાહાબા હાથ ઉપર પડયો, પેહેલા પેદા કરેલા ગોધાના રવાંન તરીકે ગોધાના તનમાંથી ગોશોરન જ્યારે બહાર આવ્યો, ત્યારે ગોધા સનમુખ ઉભો રહ્યો, અને જેમ એક હજાર મરદો એકી વખતે પોકાર ઉઠાવે તેમ ઓહરમઝદ આગળ પોકાર કર્યો કે, "પેદાયસની સરદારી તુંએ કોણુને આપી છે? જ્યારે જમીન ઉપર આફ્તત ફાટી નીકળે, અને ઝાડપાન સુકાં (થાય) અને પાણી સુકાઇ જાય (જતાં રહે) ત્યારે કયાં છે તે સખસ, કે જેને માટે તેં કહ્યું છે, કે "હું

તેને પેદા કરીશ" કે તે (બુરાઇથી) પરહેજ રહેવા માટે (સખુન) બોલશે ? ('ગોશોરૂન' તે ગાવ ગોસ્પંદના પ્રાણીનું રૂપ આપેલો (personified) આત્મા છે. તે કુલ કુદરતનો પણ ગોયા એવો આત્મા છે. તે અહુરમઝદને પુછે છે કે આ દુન્યાને સારી સમજણ આપવા માટે તે જરથોસ્ત જેવા મરદને પેદા કરવા કહ્યું હતું, કે તે પેદાયસનું રક્ષણ કરશે, તે કયાં છે ?)

તે પરથી તે અહુરમઝદે જવાબ દીધો કે "ઓ ગોશોરૂન! તું બીમાર થયો છે. ગનામીનોથી તેં બીમારી મેળવી છે. અગર જો આ જમીનપર આ વખતે તે મરદને પેદા કરી શકાતે, તો ગનામીનો આવા પ્રકારના જુલમ સાથનો થતે નહિ. (ઓહરમઝદ કહે છે કે જરથોસ્તને જનમ આપવાનો વખત હજુ સુધી આવ્યો નથી, જો તેને જનમ આપી શકાતો હોતે તો ગનામીનોનો દોર એટલો ચાલતે નહિ.

ફકરો (૩) જો. (પછી) ગોશોરૂન સત્તરપાયા (બહેસ્ત) તરફ આગળ ગયો. અને તેજ (ઉપલી) રીતે પોકાર કર્યો; અને (પછી) મહાપાયા સુધી આગળ ગયો અને તેજ રીતે પોકાર કર્યો; અને (પછી) ખુરશેદ પાયા સુધી આગળ ગયો. સેવટે તેને (ઓહરમજદે) જરથોસ્તનું ફરોહર (દેખાડયું) (અને કહ્યું) કે, "હું તેને દુન્યામાં પેદા કરીશ કે તે (બુરાઇથી) પરહેજ રહેવાના (સખુનો) કહે" (તેથી) ગોશોરૂનનું માનોઇ રૂહ ખુશ થયું, અને કબુલ કીધું કે "પેદાયસને હું પાળીશ" એટલે કે તે દુન્યામાં દુન્યાની પેદાયસ માટે પાછુ એકમત થયું. આ લખાણને મળતી જ હીન્દુઓની પણ એક કથા છે. તેમાં લખેય કે એક દિવસ ધરતીમાતાએ ગાયનું રૂપ લીધું. અને ક્ષીરસાગરમાં લક્ષ્મીજી સાથે બેઠેલા વિષ્ણુની આગળ ગયું. અને આંખમાં આંસુ લાવીને દરદભર્યા દીલે કહ્યું કે ધરતી ઉપર જુલમ અનીતી, ખુનામરકી, બહુ વધી ગઈ છે. લોકોમાં સ્વાર્થ બહુ વધી ગયો છે. અને એ જુલમ હું ખમી શક્તી નથી. માટે આપ કંઈ એનો ઈલાજ કરો ત્યારે વિષ્ણુએ ગઉમાતાને કહ્યું કે. હું કંઇ કરી શકતો નથીઃ તમો કૈલાસમાં ભોળાશંકર પાસે જાઓ, શંકર કંઇ ગોઠવણ (ઇલાજ) કરશે. ત્યારે ગઉમાતા કૈલાસમાં શંકર આગળ ગયાં, અને ત્યાં પણ એવીજ રીતે ફર્યાદ કરી, ત્યારે શંકરે કહ્યું કે માતાજી તમો ફીકર કરો નહિ. તમો પાછાં જાઓ હું મારા ગણોને મનુષ્ય અવતાર આપી પેલી દુન્યામાં મોકળું છું. ત્યાં જઇને ગણો (ગણ એટલે શીવનો સેવક સમુદાય Shivas angles) દુન્યામાંથી જુલમ ઓછો કરીને પાછી સંસકૃતી સ્થાપસે. (યાને બુરાઓને બરોબર સીક્ષા કરશે.) આ બન્ને લખાણોની મતલબ એક-સરખી જ છે. આપણાવાળા જરથોસ્તના આવવાની રાહ જોઈ રહ્યા હતા, અને

હીન્દુઓ શીવના ગણુની. આ ભેદી લખાણુ પરથી આટલી વાત તો સિદ્ધ થાય છે કે, પેલી મીનાઇ જહાનમાં જો ત્યાં બહેસ્ત દોજખ હતે અને સીક્ષા કરવાનું હતે, તો તો ત્યાંથી એવો જ જવાબ મળતે. કે કંઈ નહિ એ બુરાઓને હમે અહિયાં દોજખમાં નાંખીને સખ્ત સજા કરશું. પણુ ત્યાંથી તો વિષ્ણુ ભગવાન જેવાએ પણુ પોતાની અશક્તિ દેખાડી તેથી ભેદ ખુલ્લો થઈ જાય છે કે ત્યાં (મીનોઇ જહાનમાં) કંઇ જ નથી. જે છે તે આ કર્મભૂમિ ઉપર જ છે. અને આપણા તથા હીન્દુઓના વડવાઓ પણુ ઘણી સરસ રીતે સમજતા હતા. પણુ અભણો (અજ્ઞાનોને) ને ફકટ ખરાબ કાર્ય કરવાથી દુર રાખવા જ આ સ્વર્ગ નર્કનું તુત ઉભું કર્યું હતું.

## બાબ ૫

આ બાબમાં સાત ગ્રહોનુ, અલબુરજ પહાડનું, અને વરસની ગણુત્રીનું બ્યાન છે. પણુ દરેક બાબમાં કંઇ ભેદતો સમાવેલોજ છે. ફકરો ૧. ગ્રહોના સાત સરદારો, નક્ષત્રના સાત સરદારોને પહોંચેલા છે; જેમકે તીર (બુધ) નો ગ્રહ તીશતરને: વહારામ (બહેરામ એટલે મંગળ) નો ગ્રહ હફ્તો રંગને: ઓહરમજદ (બ્રસપતી) નો ગ્રહ વનન્તને; અનાહીત (શુકર) નો ગ્રહ સેત્વસને; કએવાન (શની) (શનીચ્ચર) નો ગ્રહ આસમાનની વચ્ચે આવેલા મસને; અને ગુરચહેર અને પુછડી સાથના દુજદો મુશપર, એવી ખુર્શેદ અને ચંદ્ર અને સેતારાઓને. ખુર્શેદ મુશપરને પોતાના નુર સાથે એકમેક સાથના (ખેંચાણુના) સંબંધથી જોડી રાખ્યો છે. કે તે થોડું નુકસાન કરી શકે . આપણે આગળ જોઇ ગયા છઈયે કે. એ સાત સેતારાનોજો ખરાબ ઉપયોગ કરવામાં આવે તો ગ્રહ કહેવાય અને હીંદુઓમાં પણુ જે લોકો આગળ વધેલા વિચારના જ્ઞાનમાર્ગી છે. તે લોકો પણુ એટલુંજ કહે છે કે આપણા શરીરમાં સૌથી ઉત્તમ ચીજ યાને મોટા દેવ તે આપણો "પ્રાણુ" છે. પ્રાણુથી મોટો બીજો કોઈ દેવ જ દુન્યામાં નથી. અને એ લોકોના સાત રૂષિ છે. (સપ્તઋષિ) એજ સાત પ્રાણુ છે. બે કાન તે ગૌતમ અને ભરદ્વાજ રૂષિ છે. બે આંખ એ જ વીશ્વામિત્ર અને જમદાગ્ની છે. બે નાકના નશકોરાં એ વસિષ્ઠ અને કસ્પય છે, અને વાક (જબાન) એ "અત્રી" રૂષિ છે. એ પાંચ જ્ઞાને ઇંદ્રિઓ જ મનુષ્યને, સારે અથવા ખરાબ રસ્તે ચલાવે છે. એટલે માણુસ પોતે જ પોતાના ભાગ્યનો સૃષ્ટા છે. એ વીષે બહેરામ યસ્તમાં ખુલાસા વાર સમજણુ આપવામાં આવશે. તેમ જ અલબુરૂજ પહાડ વિષે શરોષ યસ્તમાં ખુલાસો કરશું.

કોઇક ઠેકાણે એ સપ્તઋષિ વીષે જુદાં નામ આપ્યાં છે.

A cluster of seven stars named after seven sages મરીચિ, અત્રિ, અંગીરસ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને વસિષ્ટ. એ સાત રૂષિઓ કે તારાઓ તરીકે ઓળખાય છે.

## બાબ ૧૧.

દીનમાં કહેલું છે કે જમીનની ૩૩ જાત છે. તે દહાડે કે જ્યારે તીસ્તરે વરસાદ વરસાવ્યો, અને જ્યારે તેમાંથી દરિયા ઉત્તપન્ન થયા. ત્યારે તમામ જમીન અડધો અડધ પાણીમાં ગીરફ્તાર થઈ હતી, અને તેના સાત ભાગો થયા હતા. તે ભાગો એ પ્રમાણેના કે (જમીનવાળો) અડધો ભાગ ૬ ભાગોની વચ્ચે આવેલો હતો. તેઓની આજુબાજુ, તે ૬ ભાગોના જેટલો ( ખનીરથનો મુલક આવેલો હતો ) તે (ભાગો)ને કેસ્વર નામ આપેલું છે. અને (તેઓ એકબીજાની) બાજુ બાજુએ આવ્યા છે. જેમકે (એ) ભાગો એ પ્રમાણે (છે.) પૂર્વ બાજુએ સવેહ કેસ્વર અને પશ્ચિમ બાજુએ "અર્જહે" કેસ્વરના બે ભાગો. દક્ષિણ બાજુએ ફ્રદદફ્સ, વીદદફ્સ કેસ્વર(ના) બે ભાગો. ઉત્તરની બાજુએ વોઉરૂ બરેસ્ત, વોઉરૂ જરેસ્ત કેસ્વર(ના) બે ભાગો. વચ્ચો વચમાંનો ખનીરથ (ફ–૨) અને ખનીરથે દરિયો પકડેલો છે, (એટલે તેની એક બાજુએ દરિયો આવેલો છે). કારણ કે પેલા ફ્રાહોકન્ત દરિયાનો એક ભાગ તેની આસપાસ ફરી વળેલો છે. વોઉરૂ બરેસ્ત, વોઉરૂ જરેસ્ત (આગળ) એક મોટો પહાડ ઉગી નીકલ્યો છે, કે જેથી એક કેસ્વરથી બીજે કેસ્વર જવાઇ શકાય નહિ.

અને એ સાત મુલકો કરતાં ખનીરથમાં સઘળી નેકી વધારે ઉત્તપન્ન કરેલી છે, અને વળી આહરેમનને પણ ખનીરથમાં જે કાંઈ (નેક) જોયું તેને નુકશાન કરવા માટે ઘણું (બૂરૂં) ઉત્તપન્ન કર્યું છે. કારણ કે કેઆનીઓ અને શૂરવિરોને ખનીરથમાં પેદા કરવામાં આવ્યા હતા. અને ભલી માજદીયસ્ની દીન ખનીરથમાં બખસવામાં આવી હતી, અને સેવટે (ત્યાંથી) બીજા મુલકોમાં લઈ જવામાં આવી હતી. સોશીઓસ, જે ગનામીનોને વગર કામનો કરશે અને રસ્તાખેજ તનપશીન ઉત્તપન્ન કરશે, તે ખનીરથમાં જન્મશે.

હવે એ સાત કેશ્વર કયાં આવેલા છે. એ વીષે થોડુંક વીવેચન કરશું. આપણા પેગંબર સાહેબ, અને તેના જાયનસીનો આપણને કંઇ ભૂગોળનું જ્ઞાન આપવા નહિ આવ્યા હતા. બુનદેહેશમાં જે જે લખાણો આવ્યાં છે. તે બધા આપણા શરીરરચનાના ભેદમાં કહેલાં લખાણો છે. હીન્દુઓમાં એને સપ્તદ્વિપ કરીને કહે છે. ( The seven divisions of the Earth according to

Hindu Mythology ) પુરાણાનુસાર પૃથ્વીના સાત મોટા વિભાગ (જંબુ, કુશ, પ્લક્ષ, શાલ્મલિ, ક્રૌંચ, શાક, અને પુષ્કર) એહકૃત કેસ્વર એ આપણા શરીરમાં આવેલાં છેઃ યોગાભ્યાસમાં એને ચક્રો કહે છે.

## એ સાત ચક્રો નીચે મુજબ છે.

| શરીરમાં કયા સ્થાન ઉપર આવેલાં છે તે સ્થાન. | અક્ષરો, દળ–વર્ણ | ચક્રનું નામ |
|---|---|---|
| **ગુદાસ્થાન** ............ | વં, શં, ષં, સં, ચાર અક્ષરો તથા ચાર દળવાળું અગ્નિના વર્ણવાળું | ...આધાર ચક્ર Pelbic plexus. |
| **લિંગસ્થાનના મૂળમાં...** | બં, ભં, મં, યં, રં, લં, એ છ અક્ષરવાળું છ દળવાળું, સુર્યસમાન વર્ણવાળું. | ...સ્વાધિષ્ટાન ચક્ર Hypo-gastric plexus. |
| **નાભિસ્થાન** ............ | ડં, ઢં, ણં, તં, થં, દં, ધં, નં, પં, ફં, એ દસ અક્ષરવાળું રાતા વર્ણનું. | ...મણિપુર ચક્ર Solar plaxus. |
| **હૃદયસ્થાન**............ | ખં, ગં, ઘં, ઙં, ચં, છં, જ, ઝ, ટ, ઠ, જં, એ બાર અક્ષર-વાળું, બાર દળવાળું, અને સુવર્ણ સમાન વર્ણવાળું. | ...અનાહત ચક્ર Cardiac plexus. |
| **કંઠસ્થાન**............ | અં, આં, ઈ, ઇ, ઉં ઊ ૠ, ૠ, લં, લ, અં, એ ઓં, ઔં, અ, એ, એ સોળ સ્વરવાળુ સોળ દળવાળું ચંદ્રમા | ...વિશુદ્ધ ચક્ર Carotid–plexus |




ઉપરની આકૃતિમાં સાત ચક્રો અને સુષુમણા નાડી દેખાડી છે. એ સાત યોગીઓના ચક્રો તે આપણા સાત કેશ્વરો (હફ્ત કેશ્વર) હિંદુઓના પુરાણાનુસાર સપ્તદ્વિપ, અને એ સાત કેશ્વરોમાં ખનીરથને સૌથી ઉત્તમ ગણવામાં આવ્યું છે. દસ્તુર નેરીયોશંગ ધવલ એને હિંદુઓના જંબુદ્વિપ સાથ સરખાવે છે. કેટલાક અભ્યાસીઓ ખનીરથને વચમાં મુકે છે એટલે "અનાહત ચક્ર" હૃદયસ્થાન તરીકે પીછાણે છે. મેં એને બ્રહ્મરંધ્ર ચક્ર તરીકે સૌથી છેલ્લું દસમાં દ્વારમાં મુકયું છે (સહસ્ત્રદળ ચક્ર) કે જ્યાં મનુષ્યનું ભેજું આવેલું છે સહસ્ત્રદળ=એટલે હજાર દળવાળું અને એજ સરોશનું રહેથાણુ છે (જુઓ સરોશ યસ્ત ફકરો ૨૧ મો) હજાર થામલાંવાળું મજબુત, અંદરના ભાગમાંથી પોતાની મેળે રોશની આપતું, તથા બહારના ભાગમાંથી સેતારાથી સંગારેલું ધેર અલબુર્જ પહાડની સઉથી ઉંચી ટોચ ઉપર આવેલું છે. (જુઓ નકશામાં) એને અસર રોશની અથવા ગરોદેમાન બહેસ્ત કહે છે. અને અહિંથી જ સુષુમણા નાડી પણ નીકળે છે. જે નાડીને ભેદમાં આપણા સાલેકોએ કોઈએ ચીનવદ પુલ તરીકે તો કોઈએ આવાં અરદ્વી સૂર નદી તરીકે ઓળખાવી છે. હીંદુઓ એને ભેદમાં વૈતરણી નદી તરીકે ઓળખાવે છે. આપણા લોકો કહે છે કે જે ચીનવદ પુલ પસાર કરશે તે બહેસ્તમાં જશે, જ્યારે હિંદુભાઈઓ કહે છે કે જે વૈતરણી નદી તરી જશે તે વૈકુંઠમાં જશે. આ બધી ભેદી બાબદો જેણે જાણવાની જીજ્ઞાસા હોય તેને સ્વામી વિવેકાનંદના યોગ સંબધીનાં પુસ્તકો વાંચવાં. અથવાતો કલ્યાણનો યોગાંક વાંચવો.

| | જેવા વર્ણવાળું | |
|---|---|---|
| ભ્રુના મધ્ય સ્થાનમાં... (ત્રીકુટીમાં) | હં, ક્ષં, બે અક્ષરવાળું અને રાતા વર્ણવાળું | ...આજ્ઞા ચક્ર Medulla-Oblon gata plexus |
| (દસમાં દ્વારમાં)...... | નિરંતર સચ્ચિદાનંદ જ્યોતિર સ્વરૂપ સહસ્ત્રદળ યુક્ત અને શુદ્ધ સ્ફટિક સમાન. | ...અજરામર ચક્ર (બ્રાહ્મ રંધ્ર ચક્ર) "Brain" |

એ સાત ચક્રો દરેકના શરીરમાં હોય છે, પણ યોગીઓ, લય યોગ કરવાવાળા એને ચોકકસ ક્રીયાથી ખીલવીને સમાધિ સ્થીતી પ્રાપ્ત કરે છેઃ એ ચક્રો ખીલવવાથી મનુષ્ય ઘણી શક્તિઓ પ્રાપ્ત કરી શકે છેઃ આપણા ધર્મમાં ખનીરથને સૌથી મોટો કેશ્વર કહેલો છે. જેને કેટલેક ઠેકાણે ગરોદેમાન બહેસ્ત (અસરે રોશની) પણ કહે છે. તેજ દસમો દ્વાર "બ્રહ્મરંધ્ર" છેઃ જ્યારે યોગી સમાધિ સ્થિતિમાં હોય છે. ત્યારે તેનો પ્રાણ (જીવ) બ્રહ્મરંધ્રમાં હોય છે. આખું શરીર બીલકુલ હીલચાલ વગરનું થઇ જાય છે. તે હાલતમાં તેને દરેક સુક્ષ્મજ્ઞાન (આખા બ્રહ્માંડનું) પ્રાપ્ત થાય છે. અને એટલે દરજ્જે પુગેલા મહાત્માઓ (આસને ખેરદ) જે જ્ઞાન દુન્યાના લોકોને આપે છે તેજ ખરૂ ખુદાઇ (આત્મીક) જ્ઞાન છે. અને જે જે મહાન પુરૂષો થઈ ગયા, તે લોકો કોઇ રાજયોગી, કોઇ લયયોગી, કોઇ મંત્રયોગી, અને કોઇ જ્ઞાનયોગી એ જુદા જુદા યોગીઓએ યોગથી જે જ્ઞાન મેળવ્યું, તેને એવા ભેદ ભર્યાં પોતાના સંકેતીક શબ્દોમાં બ્યાન કર્યું છે કે જે આજની ઓલાદ એ જ્ઞાન સમજી નહિ શકે, અને એમ કરવાનું કારણ, કે ભવિષ્યની ઓલાદ એ જ્ઞાનનો બદઉપયોગ કરશે તેથી આપણા આબેદોએ એ જ્ઞાન છુપાવી રાખ્યું હતું.

ઇરાનથી આવ્યા પછી પણ આપણા લોકો એ જ્ઞાનથી વાકેફ હતા. ઇશરાકીન અથવા આબાદી પંથના વડા દસ્તુર હજરત આજર કયવાન, મહાન યોગી હતા, અને દરેક ધર્મવાળા તેવણના ચેલા હતા. દસ્તુરે પોતે અષ્ટ સિદ્ધિ પ્રાપ્ત કીધેલી હતી પણ તેનો કોઇ દિવસ ઉપયોગ કીધો હતો નહિ આપણા ધર્મમાં અશોઇનેજ સર્વથી શ્રેષ્ટ સ્થાન આપ્યું છે તેથી જરથોસ્તીઓએ તો ફક્ટ જ્ઞાન યોગનોજ આસરો લઈ આગળ વધવું. આપણા પેગંબર પોતે પણ

મહાન રાજયોગીજ હતા, અને હવે આપણો ભવિષ્યમાં આવનારો સોસ્યસ તે પણ કોઈ વ્યક્તી તરીકે આવનાર નથી. પણ આપણો વિકાસ ક્રમ જેમ જેમ આગળ થતો જશે તેમ તેમ આપણે પણ આપણી જાતને (એટલે દાદર અહુરમઝદને) પીછાનતાં શીખશું. અને એ ખનીરથમાંથીજ આપણુને ગ્નાન મળશે.

## બાબ ૧૨

# પહાડોની પ્રકૃતિ બાબત પર

આ બાબમાં પહાડો વીષેનું ભેદમાં બ્યાન છે.

દીનમાં કહેલું છે કે પહેલાં ૧૮ વરસમાં પહાડો ઉગી નીકલ્યા છે અલબુર્જ ૮૦૦ વરસની આખેરી સુધી વધ્યા કીધો હતો. ૨૦૦ વરસમાં "સેતરપાયાક" [બેહસ્તના આસમાન] સુધી અને ૨૦૦ વરસમાં "માહાપાયાક" સુધી, અને ૨૦૦ વરસમાં ખુર્શીદ પાયાક સુધી અને ૨૦૦ વરસમાં અસર રોશની (વાળા બેહેસ્તના આસમાન) સુધી (તે ઉંચે વધ્યા કીધો હતો) અને અલબુર્જમાંથી બીજા પહાડો, સંખ્યામાં ૨૨૪૪ ઉત્પન્ન થયા છે. તે પહાડો (નીચે મુજબ) છે. બુલંદહુગર અલબુર્જનો તીરક, ચેકાતે દાઇતીક, અર્જુરની હાર, ઓસીનદુમ હરપાસીન, જરીદ, માનુસ, અઈરચ, કાફ વાદગીસ, ફુશદાસ્તર, એ વતરોગે બીજા નાના પહાડો, ફકરો રજો તેઓ માટે હું બીજી વાર (એટલે વિગતે) બોલું છું અલબુર્જ પહાડ જમીનની આસપાસ આસમાન તરફ જોડાયલો છે, અલબુર્જના તીરક તે (છે કે) જેમાંથી. સેતારા, ચંદ્ર,અને અને ખુર્શીદ અંદર પસાર થાય છે, અને પાછા આવે છે. બુલંદહુગર પહાડ તે છે કે જેની ઉપરથી અર્દવીસુરના પાણી, એક હજાર માણુસ પુર ઉચ્ચાઇથી નીચે કુદી પડે છે. ઓંસીનદુમ પહાડે તે કે જે, જયારે તેનું પાણી, જે હુગર પહાડમાંથી આવે તે તેની ઉપર પડે છે, ત્યારે લાલ અને આસમાનના ગોહર (નારંગનો બનેલો) છે. અને વોઉરૂકશ દર્યાની વચ્ચે (આવેલો છે અને) જેની ઉપર ચીનવદ પુલ આવેલો છે.

તે જગ્યા એ (ફરેસ્તાઓ) રવાનનો સુમાર (એટલે ઇનસાફ) કરે છે. અલબુર્જ પહાડની અર્જુર (નામની) સાંકડી ટોંચ દોજખના દરવાજાપર આવેલી એક ટોંચ છે. કે જ્યાં હમેશાં દેવો મિજલસ કરે છે. એ ઉપરાંત બીજા સેંકડો પહાડોના નામ જુદા જુદા મુલકોમાં તે કયાં કયાં આવ્યા છે. તેના નામો છે.

આપણુને એ બધા પહાડોના નામ સાથે કંઈ કામ નથી આપણે તો જેટલા મુખ્ય પહાડો છે તેની સમજણુ લઈએ. એ પહાડો તે કંઇ ખરા પહાડો નથી પણુ આપણા શરીરમાં કયાં કયાં હાડકાંઓ આવેલા છે. તેનું બારીક નીરીક્ષણુ કરેલું છે. હાલમાં આપણે એની ટુંકમાં જ તપાસ લઈશું અલબુર્જ તે આપણા માંથાનો સૌથી ઉપરનો ભાગ (આપણી ખોપરી) સેતારા ચંદ્ર અને ખુર્શેદ એ આપણી ઇંદ્રિઓ, નાક, કાન, આંખ, જબાન, વીગેરે. ઉંચેથી અર્દવીસુર પડે છે. તે "સુષુમણા નાડી" વોઉરૂકશ દર્યો તે આપણી ડુટી (Navel) એ પ્રમાણે સમજવું.

## બાબ ૧૩

એ બાબમાં દર્યા નદીઓ વીગેરેનું બ્યાન છે. તે વીસે જાણવું કે નદીઓ તે જીણી નસો, દર્યા તે જ્યાં ઘણી નશો એકથી થાય તે જગ્યાને કહેલું છે. આવાં અર્દવીસુરની ન્યાએસમાં એ સંબંધી ખુલાસાવાર બ્યાન કરશું.

## બાબ ૧૪

એ બાબમાં જુદી જુદી જાતના ગોસપન્દો, ઘોડા, ઊંટ, જુદી જુદી જાતના કુતરા, ગધેડા ૮ જાતના નોળીઆ, આઠ જાતના ઘોડા, ૧૧૦ જાતના પક્ષીઓ, ૨૮૨ જાતની માછલીઓ. ફાડી ખાનારાં દાંતવાળાં જાનવરો વીગેરેનું બ્યાન છે.

## બાબ ૧૬

આ બાબમાં ફરઝંદની વૃદ્ધિ કેવી રીતે થાય છે. અને બેટાનું અને બેટીનું ફરજંદ કયારે થાય છે, તે બાએ અસલી ઇરાની વીચારો જાહેર કરે છે.

## બાબ ૧૭

આ બાબમાં જુદી જુદી જાતના આતશો યાને ગરમીના રૂપો (Manifestations of Heat) વીગેરેનું. અને આદરફરોબા, આદરગુસસ્પ આદરબુર્જીન, નામના જાણીતા આતશકદેહોની ઉત્તપ્તીનું વર્ણન છે.

## બાબ ૧૮

આ બાબમાં ગોકર્દ નામનું ઝાડ, જે અસલમાં સઘળા ઝાડોનું મૂળ

ગણાતું તેની હકીકત છે.

## બાબ ૧૯

આ બાબમાં ત્રણ પગના ગધેડાનું અલંકારીક લખાણ તેમજ બીજા ચરન્દા, પરન્દા પ્રાણીઓનું વર્ણન છે.

## બાબ ૨૦થી ૨૨

આ બાબો સઘળા પાણીઓના સંબધમાં છે. નદીઓ, સરોવરો, પાણી અથવા પ્રવાહી પદાર્થ જુદે જુદે રૂપે જોવામાં આવે છે તેની હકીકત આપી છે.

## બાબ ૨૩

આ બાબમાં વાંદરા અને રીંછની ઉત્તપત્તિની વીચીત્ર દંતકથા છે, કેટલાંક જાનવરો, ઝાડપાન ફળફળાદીના સંબંધમાં, આપણે બીજી કેટલીક પ્રજાઓના સંબધંમાં પણ જોઇએ છીએ, એવી અલંકારીક બાબદ છે, કહેવાની મતલબ આ દીસે છે કે, ભલાંઓ ભુંડા સાથે જોડાવાથી તેનું ફળ બુરૂં આવે છે.

## બાબ ૨૪

આ દુન્યાની જુદી જુદી પેદાયસોમાં, તે વર્ગની ખાસ સર્વથી સરસ પેદાયસ કંઈ છે? તે આ બાબતમાં જણાવ્યું છે. જેમ કે સરસમાં સરસ બકરો તે કયો? સરસમાં સરસ પક્ષી, યા મેવો યા અનાજ તે કયાં?

## બાબ ૨૫

આ બાબ અસલી ઇરાનીઓના વખતની વહેંચણી બાબેના વીચાર માટે અગત્યની છે. રૂતુઓ, નાહ્લા મોટા દિવસો કયા એ બાબતનું વર્ણન છે.

## બાબ ૨૬

આ નાના બાબમાં "હાત્રા" નામના અસલી ઇરાની માપની હકીકત છે.

## બાબ ૨૭

જુદી જુદી જાતના ફુલો, ફળો, અનાજ, ઝાડપાન, વીગેરેની બાબત છે. એમાં જુદા જુદાં ફુલોને ત્રીસે રોજોનું નામ ધરાવનારા જુદા જુદા ત્રીસે યઝદો

સાથે સંબંધ દર્શાવ્યો છે. હોરમજદનું ફુલાણું ફુલ છે. બહમનનું ફુલાણું ફુલ છે, હવે એ યજદો જેમ ગેતીની પેદાયસો ઉપર તેમ માણુસ જાતના સદ્દગુણો ઉપર મવઅકકલ છે, તેથી એ ફુલોનો તે સદ્દગુણો સાથે સંબંધ છે, ત્યારે તે સદ્દગુણોનો સંબંધ, એક જાતની ફુલોની ભાષા રજુ કરે છે. (Language of flowers)

## બાબ ૨૮

જેમ અસલી ઇરાની યજદ મંડળમાં અમેસાસ્પંદો ઉપરાંત ઘણાક યજદો છે, તેમ દેવ મંડળમાં ૬ અમસાસ્પંદોની વીરૂધના ૬ દેવો ઉપરાંત બીજા ઘણાક દેવો છે. તે દેવોનું કામ શું છે, અને તેઓ શું દુર્ગુણો દેખાડે છે, તેનું આ બાબમાં વર્ણન છે. બહમનની સામે અકોમન દેવ તેનું કામ કે પેદાયસમાં બુરા વીચારો અને કુસંપ પેદા કરવો. સાવર દેવ જુલમ અને ગેરવ્યવસ્થા ઉત્પન્ન કરે છે. "નાઇકિયસ" અસંતોષીપણું, જાઈરીચ ઝહેર ઉત્પન્ન કરનાર, "તરંમત" મગરૂરી ઉત્તપન્ન કરે છે. "મીતોખ્ત" ગંધીલો દરૂજ છે, "અર્શક" બુરી નજરનો (અદેખાઇનો) કીનાખોર દેવ છે. "એશમ" ગુસ્સાનો એ દેવને સાત ગણું જોર આપ્યું છે. "અકતશ" દેવ ખુદ પરસ્તીનો દરૂજ છે. "બુશાસ્પ' આળસાઇનો દેવ છે. જે માણુસમાં આળસઈ ઉત્પન્ન કરે છે. "નીઆજ" તંગીનો "આજ" લોભનો દેવ છે "પુશ" તે દેવ છે કે જે સંગ્રહ કરે છે, પણ પોતે ખાતો નથી, અને કોઇને આપતો પણ નથી. "સપજગ" દેવ ચાડીચુગલીનો દેવ છે. એકની વાત બીજાને કહી લોકોને અથડાવી મારે છે.

આવી રીતનું બીજા ઘણા દેવોનું વર્ણન કીધું છે. આ દેવાના વર્ણન પરથી ભેદ ખુલ્લો થઇ જાય છે કે એ દેવો તે કોઇ દોજખમાં રહેનારા કલ્પીત દેવો નથી પણ માણુસમાં રહેલા દુર્ગુણો છે. અને કેટલેક ઠેકાણે માણુસના ખરાબ દર્દોને પણ દેવનું રૂપ આપ્યું છે.

## બાબ ૨૯

અસલી ઇરાનીઓ જમીનને હફ્ત કેશ્વરમાં વહેંચતા હતા, તે સાતે મુલકમાં અને બીજા મુલકોમાં, અસલમાં જે ઇરાની મહાતમાઓ ધર્મ સંબંધી રાહનુંમાઇ કરતા હતા, તેઓના નામો અને તેઓની હકીકત આ બાબમાં લખી છે,

દિનમાં કહે છે કે કેશ્વરોની છ સરદારીઓમાં દરેક માટે એક સરદાર છે. જેમ અર્જેહનો સરદાર "અષાષગજીહત એ ખ્વનદચાન" અને "સપહ"નો સરદાર હોહજ દરોઅહીહના પરેશાતથરો.

"ફ્રદંદફ્સ"નો સરદાર સ્વઇંતનિદ એ હુસ્પાસન્યાન, "વીદદફ્સ"નો સરદાર અઇરીજરાસ્ય ઊસપાસીનાન, વોઉરાબરસ્ત"નો સરદાર હુગરપ અને "વોઉરોજસ્તનો" સરદાર ચખ્રવાક જરથોસ્ત ખનીરથ કેશ્વરનો અને વળી સઘળા કેશ્વરોનો સરદાર છે. અશો લોકોની દુન્યાનો સરદાર (તે છે) કહેલું કે તે સઘાળાઓએ દીન જરથોસ્તથી કબૂલ રાખી હતી.

ફ્કરો ૨જો ખનીરથના મુલકમાં ઘણીક જગ્યાઓ છે, કે જે બીજી સરદારીમાં (એટલે જરથોસ્ત સિવાય બીજાઓની સરદારીમાં) આહરેમનના સઘળા જુલમ અને કજીઆમાં (રહે છે) મીનોઇશકિતથી તે (ખનીરથ)માં એક માર્ગ બનાવેલો છે. કે જેને ખનીરથની આરામગાહ કહે છે. એના જેવા બીજા મુલકો (છે) જેવા કે કંગદેજ, સાવકસ્તાની જમીન, અને દશ્તે તાજીકાન, અને દશ્તે પ એ સાનસુ, રૂદં નાવતાક, અઇરાનવેજ, (જે) જમશેદનું બનાવેલું સ્વસ્થાન અને મહિલું કેશ્મીર. "પેસોતન" જેને ચત્રોમીનોઇ કહે છે તે કંગદેજના મુલકમાં સરદાર છે. "અઘેરસ" સઓવકસ્તના મુલકમાં સરદાર છે. "ગોપતશાહ" પર્શંદગા ખેમ્બયાન દશ્તે પેસયાનસાઇમાં સરદાર છે.

જરથોસ્તનો "ઊર્વતદ્નર" જમશેદે બનાવેલા સંસ્થાનમાં છે. સામને માટે કહે છે કે તેને પણ હજુ ૧૦૦૦૦ દશ હજાર અશો ફ્રોહરોની પાસબાનીમાં રાખ્યો છે. કે જે જોહાકને ફ્રેદુને દેમાવંદ પહાડ ઉપર બાંધ્યો છે. તેને છેવટે મારી નાંખશે.

હવે આપણે આ ૨૨૪૪ પહાડો, સેંકડો સરોવરો, દર્યાઓ, હજારો નદીઓ, માંસાહારી જાનવરો, પક્ષીઓ, માછલીઓ, વીગેરેનો ભેદ ટુંકમાં સમજી જઇશું.

જેવી બહાર સૃષ્ટિની રચના છે, તેવી જ આ શરીરની અંદર પણ છે.

માણસના શરીરમાં જે હાડકાં છે તે પહાડ અને પર્વત છે. એટલે આપણા શરીરમાં ૩૬૦ હાડકાં છે. જે નસો છે તે નદીનાળાં વીગેરે છે. માણસનું પેટ (Stomach) છે તે મહાસાગર છે. તેમાં જાનવરો વસે છે. શરીર પર વાળ (બાલ) છે તે ઝાડ છે. શરીરમાં દાંત છે તે માંસાહારી જાનવર છે. શરીરમાં ધાર્મીક વૃત્તિ તે પક્ષીઓ છે. ચેહરો તે વસ્તીવાળો ભાગ છે. પીઠ તે ઉજ્જડ જમીન છે. બચપણુ તે વસંત રૂતુ, જુવાની તે ઉન્હાળો, બુઢાપો તે શીયાળો, અને અતીશય બુઢાપામાં જે અક્કલની કોતાહી હોય છે તે પાનખર રૂતુ. તંદરોસ્તી સાથે પૈસો તે બેહેસ્ત, ગરીબાઇ અથવા તકલીફ તે દોઝખ, જીભ તે જીબ્રાઈલ

ફરેસ્તો. નાક ઈસરાઈલ ફરેસ્તો, શરીર મીકાઇલ ફરેસ્તો, કાન ઈઝરાઈલ ફરેશતો છે. અને એ સાત કેસ્વરો જેને (યોગની ભાષામાં) ચક્રો કરીને કહે છે. એ ચક્રોમાં રહેલી જુદીજુદી શક્તિઓને એ કેસ્વરમાં રહેલા, જુદા જુદા આબેદો (મહાત્માઓ) ભેદમાં કહે છે. શરીરની બાહેર કંઇ નથી. જેટલી કુદરતે શરીરમાં કરામત કીધેલી છે. એટલી કરામત આ દુન્યામાં બીજે કેઠે નથી. આપણા પૂર્વજોએ શરીરનું કેટલું બધું બારીક અવલોકન (નીરીક્ષણ) કીધેલું હતું તે આ બુનદહેશ વાંચવાથી અને એનો સુક્ષ્મ અભ્યાસ કરવાથી દરેક જરથોસ્તીની ખાત્રી થસે, કે આપણા નયાગાનો કેટલા પરહેજગાર અને મહાન યોગીઓ હોવા જોઈએ કે શરીરનું સુક્ષ્મમાં સુક્ષ્મ જ્ઞાન આજે દુન્યાને સમજવું પણ મુશ્કેલ પડે એવી રીતે ભેદમાં આપી ગયા છે.

## બાબ ૧૫ (માણુસની પ્રકૃતિ બાબે)

આગળ ૨૯ બાબનું વર્ણુન કીધું છે. અને ત્યાર પછી ૧૫ મા બાબનું વર્ણુન આવે છે. તેનું કારણ કે આ બાબ બહુ અગત્યનો છે. તેથી અનુક્રમે એનું લખાણ નહિ આપ્યું હતું.

દીનમાં કહે છે કે ગયોમર્દે ગુજરતી વખતે તોખમ બહાર આપ્યું, તે તોખમ ખોરશેદની રોશનીની ચાલથી સ્વચ્છ થયું. અને તેના બે ભાગ નેર્યોસંગે તપાસી રાખ્યા, અને એક ભાગ સપેંદારમદે કબુલ રાખ્યો. "રીવાસ" (નામનું ઝાડ જે) એક થાંભલા (માફક) ૧૫ વર્સે ૧૫ પાત્રાં (સાથેનું ઉગે છે તેના) રૂપમાં (કપોસ) ચાલીસ વર્સે "મશી" અને "મશીઆન" જમીનમાંથી એ મીસાલે ઉગી નીકલ્યાં કે, તેઓના હાથ, તેઓની ખાંધ ઉપર પાછળ રહેલા, અને એક બીજા સાથે જોડાયલા અને એક સરખી ઉંચાઇના, અને એક સરખા દેખાવના બનેલા હતા. અને બેઉની કમ્મર એકમેકની અંદર આવી ગઇ હતી. અને તેઓ એ પ્રમાણે સરખાં કદનાં હતાં, કે જણાતું હતું નહિ કે નર કોણ અને માદા કોણ, અને (બેમાંથી તે) કયું, કે જેમાંથી ઓહરમજદનું નુર દૂર થયલું નથી:

ફકરો ૨ જો એ પ્રમાણે કહેલું છે કે "પહેલું શું પેદા કીધું હતું આત્માનું નુર કે તન ?" તે ઉપરથી ઓહરમજદે કહ્યું કે "નુર" (અથવા આત્મા) આગમચ પેદા કર્યું હતું. અને શરીરને તે પછી પેદા કર્યું હતું. (આત્માના નુરને) શરીરને આપવામાં આવ્યું કે તેથી તે જાતે ઉદ્યોગ ઉત્તપન્ન કરે, અને શરીરને ઉદ્યોગ કરવા માટે ઉત્તપન્ન કર્યું છે, એ ઉપરથી ખુલાસો એ કે આત્માને

પહેલાં પેદા કર્યો છે, અને શરીરને તેની પછી.

ફકરો ૩ જો એબ ઝાડના રૂપમાંથી માણુસના રૂપમાં ફેરવાયાં તે (જીંદગીનું નુર) કે જે ગેબી રીતે તેઓમાં (એટલે માણુસમાં) દાખલ થયું છે તે રવાન છે. વળી હાલમાં તે જ રીતે એક ઝાડ બુલંદ ઉગ્યું છે, કે જેના ફળ માણુસ જાતની ૧૦ જાતો છે.

ફકરો ૪ થો ઓહરમજદે મશી મસ્યાનને કહ્યું કે તમો માણુસ છેઓ, દુન્યાના વડવા છો, મારાથી તમો પુખ્ત વિચારના સર્વથી સરસ પેદા થયા છો, દીનના કામ પુખ્ત વિચારથી કરજો, સારા વિચાર વિચારજો, સારા શબ્દો બોલજો, સારા કામ કરજો દેવોને ઇજતામાં આ અલંકાર એટલો ગુંચવણભર્યો છે કે જાણે પહેલાં જોડકાંને ઝાડપાનની પેદાયસમાંથી ઉત્તપન્નકર્યા, પહેલાં તેઓએ દાદાર ઓહરમજદને પોતાના પેદા કરનાર તરીકે કબુલ રાખ્યો પણ પાછળથી અહેરેમનના ભંભરેવાથી તેઓના મનમાં ખરાબ વિચારો દાખલ થયા, જેમ અહેરેમને દરેક વખતે ઓહરમજદની સામે થઈને, દરેક પેદાયસમાં પોતાની દખલગીરી કીધી તેવીજ રીતે પહેલાં થયલાં જોડકામાં પણ તેવીજ રીતે પોતાની બુરી ખાસીયતથી તે લોકોમાં પણ ઝગડો શરૂ કરાવ્યો, જેમ જેમ તે લોકોની હાજત વધતી ગઇ તેમ તેમ તે લોકો જુંઠું બોલવા લાગ્યા, ઓહરમજદ તરફ ના ફરમાન થયા, અને સેવટે દોજખને પાત્ર થયા. આ બધાં લખાણો ખ્રિસ્તી લોકોના જુના કરાર નામનું પુસતક કે જેમાં ઉત્પતી (Creation) વીસેનું બ્યાન છે. તેને મળતું લખાણ છે. જેને (Genesis) કરીને કહે છે. તેને ઘણે ભાગે મળતું આવે છે. (દરેક કોમ) જુદા જુદા ધર્મવાલા જુદાજુદા લખાણો આપે છે. ત્યારે કોણનું કહેવું ખરૂ માનવું અને કોણનું ખોટું માનવું એ ગુંચવાડો ઉભો થાય છે. એને આદમ અને ઇવના કીસ્સા સાથે સરખાવી જુઓ.

The Persian story of Masio Masiai According to Bundehes a book of the Parsis Gayomard was overcome by the "Devil". When he was on the point of death, he became inspired by a presentment, that human beings will come into existence after him. He threw his seed on the ground, which became purified by the Sun heat, and two-third of it was suck up by the earth. After forty years two human beings were born out of it. These were in form of "Rivas" tree which stood on one twig only. It

had fifteen leaves, and was only fifteen years old. Out of this the human pair known by the name of Matro and Matroyayo, or Masio Masiai were born. Thus was bron the first human pair, or Adam and Eve of the Parsis.

કેટલાએક આ કથાને ખેતીવાડી સાથે સંબંધ છે એમ સમજાવવા માગે છે. આપણે આગળ જોઈ ગયા તેમ ગોશોરૂન (ગેઉસ ઉર્વાન) દાદાર હોરમજદ આગળ જઈને ફરયાદ કરે છે. અને તેને દુન્યાનો આત્મા તરીકે ઓળખાવા માંગે છે. ગેઉસ અથવા ગાય તે જમીન અને ગોધો એટલે ભેદમાં બીજનો નાંખવાવાલો મરદ, એટલે જમીનમાં બી નાંખે તો તેમાંથી હજારો બી પાછાં ઉગી નીકલે એવી રીતે એ કથાનો ભેદ છે એવી માન્યતા છે. પણ જ્યાં સુધી ગાયનો ભેદ ખુલે નહિ, ત્યાં સુધી આ અલંકાર સમજવો મુશ્કેલ છે. ગાયને માટે અવસ્તામાં ઘણે ઠેકાણે ઈસારા આવે છે. જ્યારે પેગંબર સાહેબ બીજી દુન્યામાં (મીનોઈ દુન્યા) જાય છે. ત્યારે બહમન અમસાસ્પંદ પેગંબર સાહેબને કહે છે કે, ઓ જરથોસ્ત તું જ્યારે નીચલી દુન્યામાં જાય ત્યારે મારાં ગાય ગોસ્પંદની સંભાળ લેજે. બહમન અમસાસ્પદ પોતે જ ગાય ગોસ્પંદનો રખેવાલ (મવક્કલ) ફરેસ્તો છે.

જો આપણે ગાયને નીરદોષ સ્ત્રી સાથે સરખાવીશું, તો કંઈ ઉકેલ થાય તેમ છે. હવે ગેઉસ ઉર્વાન (ગોશોરૂન) ને જો આપણે નીરદોષ સ્ત્રીના રૂપે લઈએ તો જાણે એમ માલમ પડે છે, કે પેગંબરના આવ્યા અગાઉ સ્ત્રી જાતિ તરફ કંઈ સારી લાગણી મરદો તરફથી રાખવામાં નહિ આવી હોય. યાને સ્ત્રી જાતીને મરદોની ગુલામ જેવી સ્થીતીમાં રાખી હોય. અને જાણે તેને (સ્ત્રી જાતીના પ્રતી-નીધી તરીકે ગેઉસ ઉર્વાને) ફરયાદ કીધી હોય અને દાદાર અહુરમજદે જરથોસ્તના આવવાની અગમચેતી કરીને કહ્યું હોય કે જરથોસ્ત આવીને દુન્યાને જે જ્ઞાન આપશે તેમાં સ્ત્રીવર્ગને પણ મરદ જેટલો જ હક (ઈન્સાફ) આપશે. જો આ પ્રમાણે હોય તો પછી ગાય ગોધાનો પહેલો પૃથ્વી ઉપર જનમ થયો તેનો પણ ખુલાસો થઈ જાય.

ગાય એ નીર્દોશતાનું ચીન્હ છે, અને માણસનું પ્રગટીકરણ પણ શરૂ-આતમાં ઘણું નીર્દોસ (એટલે કોઈપણ જાતની લુચ્ચાઇ વગરનું) હોય છે. જેવી રીતે આપણા પારસીઓ ગાયને માટે લખે છે તેવી જ રીતે હીન્દુઓ પણ ગાયને

માન આપે છે. અને માતા તરીકે સંબોધે છે. ખુદ કૃષ્ણ પોતે પણ ગોપાળ કૃષ્ણ કહેવાય છે. અને એ અલંકાર વાજબી જ છે કે જ્યાં સુધી સ્ત્રી વર્ગ તરફ ઇનસાફની નજરે મરદો જોશે નહિ યાને મરદ જેટલાંજ માનને લાયકની ગણશે નહિં, ત્યાં સુધી કોઇપણ કોમનો ઉદ્ધાર થવાનો નથી. આ ગાયના (પ્રતીક) સંબંધમાં બહુ બારીક સંશોધન થવું જોઇએ. જ્યાં સુધી ગાય તે ગાય નામનું જાનવર છે એમ માન્યા કરશું ત્યાં સુધી અવસ્તા રમ્ઝ (ભેદો) ખુલવા મુશ્કેલ છે. બુંનદેશના બાહોસ લખનારે અહિંયાં ગાયને નીર્દોસતાનું પ્રતીક ગણેલું લાગે છે. આપણા પ્રગટીકરણને હીન્દુઓ નદીની સાથે સરખામણી કરે છે, નદી જ્યારે પહેલાં પહાડ ઉપરથી પડે છે ત્યારે તદન નીર્મલ હોય છે. જ્યારે જમીનની સાથે મળે છે ( યાને જમીન ઉપરથી પસાર થાય છે ) ત્યારે જમીનનો બધો કચરો સાથે ભેળાઇને અસવચ્છ થઈ જાય છે. પણ જ્યારે પાછી દર્યાને મળે છે, ત્યારે સવચ્છ થઇ જાય છે. અને પાછી બાફરૂપે ખેંચાઇને (સૂર્યની ગરમીથી) વાદલાં રૂપે થાય છે. અને ફરીથી વરસાદરૂપે વરસીને પહાડ ઉપરથી જમીન તરફ જાય છે. એવો મનુષ્યનો પણ ક્રમ છે. મનુષ્ય પણ શરૂઆતમાં નીર્દોસ હોય છે. પછી આ દુન્યાની લાલચમાં પડી (મોજમજાહમાં પડી) ધીરે ધીરે સ્વાર્થી બનતો જઈ ખુદ પોતાના પેદા કરનારને પણ વીસરી જાય છે. (યાને અહેરેમન "અજ્ઞાનતા" તેને પોતાના કબજામાં લે છે) પણ પછી જ્યારે ખુદા સંબંધીનું જ્ઞાન લેવા માંડે છે. ત્યારે પાછો તેની અસલ હાલતમાં (યાને નીર્દોસ થાય છે) આવી જાય છે. અને સુક્ષ્મ જીવ (લીંગ શરીર) તેના મરણ વખતે પાછું મીનોઈ જહાનમાં (Ether) જઇ ત્યાં આસાયસ લઇ પાછો, આ દુન્યામાં પોતાના કર્મ પ્રમાણે જન્મ લે છે. (જેવી રીતે વેપર થઇને વાદલાં બને છે તેમ) આ પ્રમાણે રેંટમાળા ચાલ્યા કરે છે. જ્યાં સુધી પોતાની જાતને પીછાણી નહિ શકે ત્યાં સુધી.

બાબ ૨૩મો તેમાં લખેચ કે જ્યારે જમસેદ પાદશાહનુ નુર જતું રહ્યું ત્યારે દેવની બીહકને લીધે, એક દેવીને બાયડીપણા માટે લીધી (એટલે તેણીને પોતાની બાયડી કરી) અને "જમક" જેણી (તેની) બહેન હતી, તેણીને એક દેવને બાયડીપણા માટે આપી ( એટલે દેવની સાથે જમકને પરણાવી તેઓથી વાંદરો અને પુછડીવાળું રીંછ અને તેનીથી બીજી નુકશાનકારક જાતો પેદા થઈ.

ફકરો ૨ જો આએ પણ કહે છે કે જોહાકની પાદશાહીમાં એક જવાન ઓરતને દેવ આગળ જવા દેવામાં આવી હતી, અને જવાન

નરને પરી (યાને દેવી) આગળ જવા દેવામાં આવ્યો હતો, તેઓએ એકમેકને જોઈને સંગત કીધી, જે એક સંગતથી તેઓથી કાળી ચામડીને હબસી પેદા થયો.

ફકરો ૩જો જ્યારે ફરેદુન તેઓ આગળ આવ્યો, ત્યારે ઇરાન શહેરથી નાસીને તેઓએ દરીયાના કીનારા પર (ના મુલકોમાં) પોતાની બેઠક કીધી, (એટલે રહ્યા) હાલમાં તાજીઓ (એટલે આરબો)ના હુમલા (સાથે) તેઓ ઇરાન શહેરમાં (બીજાઓ સાથે) ભેળાઇ ગયા છે. આ વીચીત્ર કથાને મળતી એક કથા ભાગવત પુરાણમાં પણ મળી આવે છે.

તેમાં લખ્યું છે કે:—વિષ્ણુની નાભીમાંથી કમળ, કમળમાંથી બ્રહ્મા, બ્રહ્માના જમણા પગના અંગુઠામાંથી "સ્યાંવભુવ", ડાબા પગના અંગુઠામાંથી સત્યસ્વરૂપા રાણી, લલાટમાંથી રૂદ્ર અને મરીચિ આદી દસ પુત્રો, એનાથી દસ પ્રજાપતિઓ, અને તેની તેર છોકરીઓ, એ તેર છોકરીઓનો વિવાહ કાસ્યપની સાથે થયો, તેમાંની "દિતીથી" દૈત્ય, દનુથી દાનવ, અદિતીથી આદિત્ય, વનિતાથી પક્ષીઓ, કદ્રૂથી સર્પો, સરમાથી કુતરાઓ, અને બીજી સ્રીઓથી હાથી, ઘોડા, ઉંટો, ગધેડાઓ, ભેંસો, ઘાસ અને બાવળ આદિ કાંટાવાળા વૃક્ષો ઉત્પન્ન થયાં. આવી આવી તો સેંકડો કથાઓ હીન્દુઓના પુરાણોમાં છે. આપણા સાહીત્યમાં તો એવી વીચીત્ર કથાઓ જુજ મળી આવે છે. હવે એ કથાઓ સાથે શું ભેદ છુપાવ્યો હશે તે આપણને ખબર પડતી નથી. (આપણે જાણી નથી શકતા) વિજ્ઞાનથી અથવા બુદ્ધીથી નીરીક્ષણ કરતાં એટલું તો સાબેત થાય છે કે મનુષ્યથી જાનવર પેદા થાય નહિ. આવાં જંગલી જાનવરો સ્રીના ગર્ભસ્થાનમાં કેમ રહી શકે !

જમશેદ પાદશાહ વીષે તો એવી કંઇક કથાઓ જોડાયલી છે. એને ગુફો બનાવ્યો, દુન્યામાં તરેહવાર હુન્નરો શોધી કહાડયા છેવટે જંગલી જાનવરો પણ એનાથી પેદાં પડયા ત્યારે એ તવારીખી પાદશાહ હોવો જોઇએ. કે કલ્પીત? તે વાંચનારે સમજવું જોઈએ. એવા બીજા ઘણા નામો છે કે જેઓ ખરેખર થઇ ગયા હોય એવું લાગતું નથી. જેવા કે જુહાક, ગઇઓમર્દ ગોપતશાહ, કેખશરૂ, અગ્રેરસ, પેસોતન, જરથોસ્તનો છોકરો ઉર્વતદનર, સામ પહેલવાન, સોસ્યસ, બહેરામ, વરજાવંદ, વીગેરે બીજાં કેટલાંક નામો છે. એ વીષેશ નામો કેટલીક જુદી જુદી શક્તિઓ માટે ભેદમાં આપેલાં છે. એ આપણા શરીરમાં રહેલા ચક્રો ખીલવવાથી મળતી જુદી જુદી સીદ્ધિઓ વીષે ભેદમાં આપેલાં છે.

(જુઓ હફ્‌ત ફેસ્વર વાળી બાબદ) (અને યોગથી મળતી અષ્ટ સિદ્ધિવાળી બાબદ) આપણા ધર્મમાં તો ફકટ એ બાબદ ઉપર જ ભાર મુકેલો છે, શરીર અને આત્મા, પ્રકૃતિ અને પુરૂષ હાડમંદ દુન્યા અને મીનોઇ દુન્યા (Matter and spirit) જડ અને ચૈતન્ય, body and soul. દુન્યામાં ફકટ આત્માનીજ સર્વોપરીતા દર્શાવી છે. અને શરીર તો આત્માનું રહેઠાણ યાને મંદીર છે. એ સિવાય ધર્મ પુસ્તકમાંથી બીજું કંઇ જાણવાનું મળશે નહિ જે લોકો બુદ્ધિશાળી છે. તેઓ તો સહેજમાં સમજી શકશે,



# પ્રકરણ ૬ઠ્ઠું

# વંદીદાદ

વંદીદાદ એ આપણા ધર્મ પુસ્તકોમાનું એક અગત્યનું પુસ્તક છે. એને વંદીદાદ સાદે કરીનેબી કહે છે. એ વંદીદાદ સાદેમાં ત્રણ પુસ્તકોનો સમાવેશ થાય છે. ઈજશ્નને, વીસપરદ, અને વંદીદાદ. એને જુદ-દેવ-દાદ કરીનેબી કહે છે એટલે દેવોથી જુદી દીન (યાને દેવોની વીરૂધનો કાયદો.)

The word "Vendidad" is a corruption of Vi–daevo–datem. vi–against daevo-demons and datem Law. i–e. The Anti-demoniac–law.

એનો તરજુમો સુરતવાલા એરવદ રબાડીએ. કાવસજી એદલજી કાંગાએ, પ્રોફેસર હાર્લેના ફ્રેંચ તરજુમા ઉપરથી એરવદ મહેરજીભાઇ પાલનજી માદને, અને કેટલાક યુરોપના અવસ્તા સ્કોલરોએ ભાષા શાસ્ત્ર (philology) ને આધારે કીધો છે. એમાં ગુજરીગયલાં માણુસોને, લગતી બાબદો નશેસાલારને લગતી, નશો તથા હાડકાં રસી વીગેરે બાબદો દસ્તાન વાળી તથા સુવાવડી ઓરત વીષે, કુતરાંઓ વીષે, જમીન, ખેતી, પાણી, વરસાદ, ને લગતી બાબદો, જરથોસ્ત ને લગતી બાબદ, હારેમન, દેવ, દરૂજ, દુરવંદ, ને લગતી બાબદો, વચન અથવા કોલ આપવાની બાબદ, યોજદાથ્રેગર, આથ્રવન. રથેસ્તાર, પહેલવાન, ખેડુત, ડોકટર, જમશેદ પાદશાહને લગતી બાબદો, કેટલાંક દર્દોની, દીનને લગતી વીગેરે, પરચુરણ બાબદો. છે. એ બધાં લખાણો બહારથી યાને સંબ્દાર્થથી જોતાં

કેટલાંક આપણને સમજ નહિ પડે તેવાં, કેટલાક હસવા સરીખાં, કેટલાંક નહિ બની શકે તેવાં અકકલથી' ઉલટાં માલમ પડશે. પણ પૂર્વ તરફના લખનારાઓ (Orientalist) અસલથી એવાં ભેદ ભર્યા લખાણો કરતા આવ્યા છે અને એ કાંઈ આપણા જ ધર્મમાં નથી પણ બીજા ધર્મ વાળાઓ પણ ભેદમાં (સન્નામાં) લખી ગયા છે.

દુન્યામાં કાંઈ એકલો આપણો જ ધર્મ (રમ્ઝ) યાને ભેદમાં કહેલો નથી, પણ દુન્યાના દરેક ધર્મો પ્રાચીન કાળથી. આધ્યાત્મિક અનુભુતીની પ્રણાલીઓ ગુપ્ત રાખતાં આવ્યા છે, અને એ જ્ઞાન (ભેદી જ્ઞાન) ગુરૂ પોતાના ચેલાને (તેની લાયકાત હોય તો જ) આપતાં આવ્યા છે, એ ભેદો ગુપ્ત રાખવાનું શું કારણ હશે, તે આપણે ચોકકસ પણે કહી શકીએ નહિ, અસલના ગ્રીકોની "આચોનીક મીસ્ટરીઝ" ક્રિશ્ચયન ધર્મની "ઇલ્યુઝીનીઅન મીસ્ટરીઝ" વીગેરે ભેદો પ્રચલીત હતા, તેના પુરાવાઓ મોજુદ છે.

આયરલેન્ડવી પ્રાચીન કેલ્ટીક સંસ્કૃતિમાં દ્રઈદ સાધકોમાં પણ એવી વિધ્યા ગુપ્ત રાખવામાં આવતી હતી.

હીન્દમાં વેદકાળમાં પણ રૂગવેદ (ઋગવેદ) માં એવાં ભેદી લખાણો કીધાં હતાં, જે આજે મોજુદ છે, આજેપણ એટલે (આ જમાનામાં પણ) રોઝીક્રુસ્યનો ફ્રીમેસનો, થીઓસોફીસ્ટો, વીગેરે પોતાના ગુપ્ત મંડલોમાં, (esotric) એવી વિધ્યાઓ ઉપર એક પ્રકારનો પડદો રાખે છે. યાને તેને ખુલ્લા શબ્દોમાં જણાવતા નથી, આજે સુધરેલી પ્રજા પણ કબુલ કરે છે કે અસલના લખાણો ભેદમાં કીધેલાં છે.

એવી વિધ્યાઓને સાચવવા માટે ઘણે ખરે ભાગે સુચકોથી ભરેલી સીમબોલવાળી (Symbolical) ભાષાનો કે સુત્રોનો અને કોઇક વાર એવી સંજ્ઞા ભરેલી ક્રિયાઓનો આશ્રય લેવામાં આવેલો છે. તંત્ર માર્ગનું રહસ્ય જાણનારા઼ઓ તો એ ભેદ સમજી શકે છે.

આ ઉપરથી માલમ પડે છે કે વંદીદાદના જે જાહેર અર્થો ભાષાશાસ્ત્રને આધારે કરેલા છે. તેની મતલબ દ્રિઅર્થી (યાને તેના બે અર્થ થાય છે.) જાહેરમાં લોકોને જણાવવાનો જુદો અને બાતેની જ્ઞાનવાળાને સમજાવવાનો જુદો. જે લોકો બાતેની જ્ઞાનમાં આગળ વધેલાં હોય. તે લોકો એની મતલબ સહેજે સમજી શકે છે. દાખલા તરીકે ખેતી કરવા ફરમાવ્યું છે. તેના બે અર્થ થાય છે. એક તો આ શરીરની ખેતી કરવી, એટલે યોગનાં બળથી આસનો કરીને આપણા શરીરને

ષ્ટપુષ્ટ બનાવવું. (કેટલાક જરથોસ્તીઓમાં એવી માન્યતા છે કે યોગ સાધવાનું કામ સાધુ, સંત, ફકીરો, વીગેરેનું છે. પણ એ માન્યતા ભુલ ભરેલી છે. યોગથી અને ચીતની એકાગ્રતાથી શરીર તંદરોસ્ત થાય છે. ખુદાઇ જ્ઞાન મેળવી શકાય છે. અને આપણા અવસ્તા રઝ્મોમાં પણ યોગનું જ બ્યાન કીધું છે. તમો આગળ દરેક યસ્ત નિયાએસ વિગેરેનો ખરો અર્થ જાણશો ત્યારે માલમ પડશે કે આપણી દીનમાં પણ યોગ (એટલે ખુદા સાથે મેલાપ) કરાવવાની જ એક ઉત્તમ નેમ રાખી છે) તુલશીદાસ એક દહોરામાં કહે છે કે—

"તુલશી એ તન ખેત હય, મન, વચ, કર્મકી સાન"
પાપ પુણ્ય દો બીજ હય, બોવે સો લણે નિદાન."

હવે ખેતીનો બીજો અર્થ, પોતાની પરણેતર સાથનો સંસારવહેવાર યાને બચ્ચાં ઉત્તપન કરવાં. બીજો દાખલો કુતરાંઓ વિષે. ઘણા લખાણો આવેલાં છે. હવે કુતરાં એટલે કોણ. આપણા મનુષ્યમાં સૌથી ઉત્તમ આથ્રવન ધર્મગુરૂ વર્ગ, બીજો રથેસ્તાર યાને પહેલવાન લડવૈયા, ત્રીજો વાસ્ત્રીયોએસ યાને ખેડુત, અને ચોઠો વર્ગ પાછળથી નીકલેલો છે. હુતોક્ષાન અને ત્યાર પછીના બધા મનુષ્યને કુતરાં તરીકે સંબોધેલાં છે. જેવી રીતે કુતરો ફકટ ચાર જ ચીજ જાણે છે. ખાવું, ઉંઘવું, મૈથુન કરવું, અને ભય પામવો (અથવા બીહવું) તેવી રીતે જે મનુષ્ય ફકટ આ દુન્યાની જ અયેસઆરામ તલબ કરવાવાળા હોય (તાલેબે દુન્યા) તેને ભેદમાં કુતરા કહેલા છે. એવી જ રીતે દરેક શબ્દોના બબે અર્થ થાય છે.

આપણે જો શબ્દાર્થનેજ વળગી રહીએ તો કોઈ દિવસ પણ ધર્મ સમજી શકીએ નહિ. "દએન" એટલે બારીકીથી અવલોકન કરવું. સુક્ષ્મ મતલબ સમજી જવી જેને અંગ્રેજીમાં (Grasping power) કરીને કહે છે. આપણે તેને "ખુબ" કરીને ભેદમાં કહીએ છીએ. જેવી રીતે મોબેદ સાહેબ ભણતાં ભણતાં કોઇ ચીજને ટુપીને સહેજ ખાય તેને ખુબ કીધી એમ સમજવામાં આવે છે પણ ખરી રીતે તો એક સો મણ અનાજના ઢગલામાંથી થોડો અનાજ તપાસી જોતાં આખા ઢગલાની જાત જણાઇ આવે છે. તેવી રીતે સહેજમાં સમજી જવું તેને ભેદમાં ખુબ કહે છે. એવી જ બધી મતલબો આખા પુસ્તકમાંથી નીકલશે.

## વંદીદાદ પરગરદ ૧ લી

એ પરગરદમાં દાદાર અહુરમઝદે જરથુસ્તને કહ્યું કે મેં ૧૬ શહેરો વસાવ્યાં. ત્યાં દરેક શહેરમાં અંગ્રમેન્યુસે કંઇને કંઇ પીડા ( દરદ ) ઉભી કીધી.

૧ લુ ઐરાનવેજ, ૨ ગવ, ૩ મર્વ, ૪ બલખ, ૫ નિસય, ૬ હરેયુ (ઇઆનેહેરાત) ૭ વએહેરેત, ૮ ઉર્વ, ૯ ખનેન્ત, ૧૦ હરખઇતિ, ૧૧ હેતુમત, ૧૨ રઘં, ૧૩ ચખ્ર, ૧૪ વરેન, ૧૫ હપ્તહિંદુ, ૧૬ રન્હ (રંઘહ) એ શહેરોને માટે વપરાયલો શબ્દ શોઇથ્ર છે, જેને મળતો સંસ્કૃત સબ્દ ક્ષેત્ર છે. આ શબ્દ હિંદુ શાસ્ત્રમાં શરીરને માટે પણ વપરાયલો છે. હવે એ ૧૬ શહેરો તે આપણી નવ (૯) ઇંદ્રિઓ, આંખો, કાન, નાક, મોહું (જબાન) મલીને ૭ થયાં અને એક ગુદા (કચરો કહાડવાનો ભાગ) અને એક મુત્રદ્વાર (લીંગ) મલીને ૯ થયાં અને ૭ ચક્ર Plexuses મલીને કુલ્લે ૧૬ શહેરો થયાં.

## પરગરદ ૨ જી ગુફા બનાવવાની બાબદ

ફકરો (૩૦)મો અહિયા હોરમઝદ જમશેદ પાદશાહને કહે છે કે તે દેશના સૌથી આગલા (ભાગમાં) નવ પુલો અથવા (જવાના રસ્તા) બનાવ. વચલા ભાગમાં (૬) છ અને સૌથી નીચલા ભાગમાં ત્રણ (૩).

આગલા (ભાગના) પુલોને (રસ્તેથી) માણસોના તથા બાઇડીઓના હજાર તોખમ લઈ જા. મધ્યમ ભાગના પુલોને રસ્તેથી છસોં અને સૌથી નીચલા (ભાગના પુલોને રસ્તેથી) ત્રણસો.

તારા (ઈઆને જમશેદના) ગોફાઓમાં દરેક ગોફાની આસપાસ અંદરના ભાગમાં, ખુદરતી રોશની દાખલ થાય, તેવાં બારણાં તથા બારી, સોનેરી ઢાળ ચહડાવેલાં હથીયારે કરીને બનાવ. જમશેદે દાદાર અહુરમઝદના કહ્યા પ્રમાણે વર (યાને ગોફા) બનાવ્યો.

આ અલંકારીક લખાણનો ખુલાસો મન માનતો થઇ શકે તેમ નથી. પણ એટલું તો માલમ પડે છે, કે એ ગોફા સ્ત્રીના શરીર વીષેનું ભેદમાં બ્યાન હોય. જેમ પ્રહેલી પરગરદમાં મરદના શરીરનું બ્યાન છે. તેવી રીતે આ સ્ત્રીના શરીરનું ભેદમાં બ્યાન કીધેલું છે.

હવે આપણે ઉપલા નવ પુલો તે કયા કયા, તે વીષે, જોઇશું બે આંખ બે કાન, બે (નાકના) નશકોરાં, એક મોહું, અને બે સ્તન (યાને આંચળ) મલીને નવ થયાં

મધ્ય ભાગના ૬ પુલો બે હાથ, બે પગ, એક ગર્ભસ્થાન, અને એક ડુંટી (નાભિ.)

નીચલા ત્રણ પુલો ૧ ગુદા (અથવા મળદ્વાર) એક મુત્રદ્વાર અને એક સ્ત્રીની જનનેઇન્દ્રિ (યોની) મળીને ત્રણ.

હવે જમશેદને જે આગાહી થઈ હતી (યાને દાદર અહુરમઝદ તરફથી અગમચેતી મલેલી હતી) કે જગરેલ આવશે. અહિંયા જગરેલ મનુષ્ય જ્યારે મર્દીમાં આવે, ત્યારે તેને સ્ત્રીની જરૂર પડે છે. (યાને જુવાનીમાં તેણે લગ્ન કરવાની જરૂર છે) ત્યારે જો સ્ત્રી નહિ હોય તો તે ખરાબ રસ્તે ઉતરી પડે માટે જ ભેદમાં કહ્યું છે કે ગોફ્રા બનાવ એટલે તેના વીર્યને પોષણુ આપવા માટે ગર્ભસ્થાન જેવી જગ્યાની કુદરતી જ જરૂર હોવાથી આ ઇશારો કીધો છે.

હવે મરદ અને ઓરત કેવા કેવા ગુનાહો કરી શકે છે તેનું બ્યાન ઘણું જ બારીકીથી આપેલું છે. મરદને ખેડુત અને ઓરતને ખેતીને લાયકની જમીન તરીકે ભેદમાં કહેલી છે.

## પરગરદ ૩ જી

ફકરો (૨૪) મો એમાં લખેચ કે જે જમીન ખેડુતથી ખેડી શકાય તેવી હોય, તે જો ખેડયા વગર ઘણો વખત સુધી પડી રહી હોય તો તે જમીન ખુશાળ નથી. પછીથી ખુલ્લા જ શબ્દોમાં લખે છે કે કોઇ જુવાન માણુસની સુંદર (તથા) સારા દેખાવની બાઇડી ઘણું સુધી છોકરાં વગર (એટલે કે છોકરૂં જણ્યા વગર) પડી રહે તેમ, અહિયા એક ખરેખરી સ્ત્રીને માટે લખે છે અને બીજો ભેદ એ છે કે આ શરીરની પણુ જો ખેતી નહિ કીધી હોય (યાને જુવાનીમાં કામ ધંધો યા કસરત કર્યા વગર આળશું જીંદગી ગુજારી હોય તો તે શખ્સ નકામો ગણુાય, યાને તંદોરસ્તી અને જ્ઞાન મેળવી શકે નહિ. એક ગમ સ્ત્રીને મરદ સાથે લગ્નના ગાંઠથી જોડાવાની ભલામણુ કરે છે તેવીજ રીતે મરદને પણુ ફરજ પાડે છે. તે જમાનામાં કુંવારા મરદોને માટે ઘણુંજ હલકું મત હતું. અને તેથીજ ધર્મગુરૂઓ જે લાયક ઉમ્મરનો થાય તો તેણે પરણી જવું જોઇએ. એવું પોતાની સત્તાની રૂએ દબાણુ કરતા હતા, અને પરણેલી જીંદગીને તેમજ બચ્ચાં છોકરાં-વાલાઓને અનજુમનમાં ઘણું માન મળતું. અને કુંવારાઓ કરતાં તે લોકોનો મરતબો પણુ ઘણો હતો.

હવે આપણે કુતરાઓ અને કુતરીઓ વીષે થોડોક ખુલાસો કરશું પરગરદ ૧૫મી ફકરા (૨૦થી ૫૧).

ફકરો (૨૩)મો અએ દાદાર અગર જો કોઇ કુતરી ઉંઢને રાખવાની જગામાં હમેલદાર થાય, (યાને જો કુતરીને ઉંઢને રાખવાની જગામાં હમેલ રહે) તો માજ-દીયસ્નોમાના કયા (માજદીયસ્નાન) પાસેથી (તે કુતરી) ગોયા પોતાનું પોષણુ લે. (ઇઆને કયા માજદીયસ્ને તે કુતરીનું પોષણુ કરવું જોઇએ) ?

ફકરો ૨૪મો ત્યારે હોરમઝદે કહ્યું કે જેણે ઉદતું (રહેઠાણ) રહેવાનુ મકાન બાંધ્યું હોએ, (અથવા તો) જેનો (ઇઆના ડુંદને રહેવાનો મકાનનો માલીક હોય, અથવા તો જેને તે ભાડે રાખ્યું હોય, (તે સખસ તે હમેલદાર કુતરીને માટે ખોરાક (લઇ જાય) તથા જ્યાં સુધી તે કુતરીના બચ્ચાં બહાર આવે (ઇઆને બચ્ચાં જનમ પામે) ત્યાં સુધી તેનું પોષણ કરે.

ફકરો (૨૫)મો અગરજો (તે હલમેદાર કુતરીને માટે) તે (સખસ) ખોરાક નહિ લઇ જાય (ઇઆને તેનું પોષણ નહિ કરે) અને નાલાયક ખોરાકથી (યાને ખરાબ ખોરાક ખાધાથી) તે કુતરીના પેટમાંના બચ્ચાંને નુકશાન થાય તો "બઓધો વસત" (ઈઆને જાણી જોઈને કીધેલા જખમની સીક્ષામાં (તે સખસ) તોજેશ પામેલો થાય, (ખુલાસો) જાણી જોઇને કોઇને જખમ કીધાથી, જે તો-જેસ ખમવી પડે છે; તેવી તોજેસ, તે હમેલદાર કુતરીનું પોષણ નહિ કરનાર સખસે ખમવી જોઇએ. હવે એ કુતરી તે કોણ? અને તેનું પોષણ કરવાની પેલા સખસને કાંય ફરજ પાડે? એવી વીચીત્ર આજ્ઞા શું કરવા આપી હશે. કે તેને ગુનાહ લાગુ પડે. કુતરી એટલે ઓરત અને તે ઓરતને કોઇ મરદ ફસાવે (યાને તેની સાથે જનાકારી કરે) અને તે બીચારી ફસી પડે, લોકોમાં રૂસવા થાય, અને તેની જીંદગી બધી ખરાબ થઇ જાય માટે જ તેને ફસાવનાર સખસને માથે તેનું પોષણ કરવાની ફરજ પાડી છે. તે જમાનામાં નીતીને માટે ઘણું માન હતું. તે છતાં કોઇ બીચારી ફસી પડે તો તેના ફસાવનારને આપણા દાવરો (ઇન્સાફ કરનારાં) મરદને સીક્ષા કરતા, અને તેના તથા તેના બચ્ચાંના ભરણપોષણનો બંદોબસ્ત કરી આપતા.

હવે બીજા ભેદોનો આપણે ટુંકમાં ખુલાસો કરસું.

મુંવેલો જેને આપણે સાધારણ રીતે ગુજરી ગયેલો સમજીએ છીએ. પણ તેનો ખરો ભેદ તો જેનામાં જ્ઞાન લેવાની શક્તિ હોય, તે છતાં પણ ધર્મનું જ્ઞાન લે નહિ યાને છતી આંખે આંધળો, અને છતાં કાને બહેરો હોય ( જેને કીકો અને કરપો કરીને કહેવામાં આવતું ) તે સખસને પણ આપણા ધર્મગુરૂઓ સજા કરતા, તેને અનજુમનમાં ભેળાવા નહિ દેતા, અને રીમન છે, કરીને ભેદમાં કહેતા, અને તેને નીરંગથી નહવડાવતા યાને ધમનું જ્ઞાન આપવાની કોસેશ કરતા (નીરંગ એટલે સુક્ષ્મ જ્ઞાન) પણ હમણાં તો ગાય અને ગોધાના મુતરને નીરંગ કહેવામાં આવે છે. અને એ નીરંગથી જો કોઈ બદમાસ આદમી સુધરી જતો હોય, તો તો પછી જરથોસ્તીઓમાં કોઇ બદમાસ હોતે જ નહિ. નીરંગનો બીજો અર્થ (કોઈબી લંબાણ લખાણનો ટુંકમાં સાર) Moral.અથવા ધર્મનું "તત્વજ્ઞાન"

હવે દુરવંદ=એટલે ધર્મે તો જરથોસ્તી પણુ બીજા ધર્મવાલાઓની કાળી વિદ્યા જાણુનાર કબર, દેવ, દહેરાં પુજનાર.

રીમન=એટલે અપવીત્ર રોગીસ્ટ. ( ખરાબ રોગોથી પીડાતો જેને બદ ચાલથી ખરાબ રોગો થયા હોય તેવો ) લંપટી.

જેવી રીતે મરદ તેવી રીતે ઓરત પણુ રીમન હોય છે. હવે આપણુા લોકોમાં એવી માન્યતા છે કે ગુજરી ગયલું હોય તે રીમન કહેવાય, પણુ ખરી રીતે તો જીવતું જ માણુસ ઘણું નુકશાન કરી શકે છે.

અલબત મુંવેલું યાને જીવ વગરનું શરીર કહોવા માંડે છે. અને જીવતાને પણુ કદાચ તેની ખરાબ અસર થાય છે. પણુ તે કયારે કે કોઈ રોગીસ્ટ હોય, તો જ નહિ તો તંદરોસ્ત આદમી ગુજરી ગયું હોય અને તેને બે દિવસ પણુ રાખી મુકયું હોય તો તે નુકશાન કરતું નથી. આપણુા ધર્મે તો જીવતાં રીમનોથી દૂર રહેવાની ખાસ તાકીદ કીધી છે.

નસે-સાલાર (corpse bearer) નશાને લઈ જનાર આપણી સમજાતી ભાષામાં કહીએ તો ખાંધ્યો. એ બીચારા મુરડાં ઉંચકનારાને આપણે રીમન કરીને કહીએ છીએ. એ લોકોને ધર્મના મકાનમાં પણુ આવવાની મનઈ. સાથે જમવાની પણુ મનઇ, અને જાણે કેવોક પાપી હોય તેમ તેનાથી બધાં દૂર રહે. પણુ આપણુા ધર્મમાં તો એને સૌથી ખરાબ અપવીત્ર કોઈબી દીવસ પાક નહિ થઇ શકે તેવો વંદીદાદમાં ચીતાર્યો છે. તે શું ખરેખર નશેસાલારને માટે જ હશે, એમ માનવામાં પણુ નહિ આવે એનો ભેદ કંઈ જુદો જ હોવો જોઇએ.

જો બીચારા એ કામના કરનારાઓને આપણે ધીક્કારીએ અને ભવિષ્યમાં એ કામ કરવા જો કોઇ તૈયાર થાય નહિ તો આપણી કોમ કેવી મુશીબતમાં આવી પડે.

હવે એ નસે-સાલાર તે શું ખરેખર મુંવેલાને લઇ જનાર હશે? અહિંયા મુવેલાં (અથવા રીમન થયલાં) ને લઈ જવું એટલે અનીતીમાન પુરૂષ અને અનીતીમાન સ્ત્રીને સાથે મેળવી આપવાં. દલાલી કરવી, લોહીનો વેપાર કરવો, પોતાના નજદીકનાં સગાંવહાલાંઓને પણુ પૈસાને ખાતર, ખરાબ રસ્તે ઉતારવા, કુટણુખાનું ચલાવવું. એવો જે માણુસ પેસો કરતો હોય, તેને ભેદમાં નસે-સાલાર કહેલો છે. જુઓ પરગરદ (૩)જી ફકરા ૧૫ થી ૨૧ સુધી. એ ફકરાઓમાં નશી-સાલારને જે જગ્યાએ રહેવાનું ફરમાન આપેલું છે. તે જોવાથી માલમ પડશે. કે, એને (નસે-સાલારને) પાણી વગરની, ઓરવર વગરની તદ્દન સુકી જમીન કે જ્યાં, પસુઓ, ઢોરો, અશો માણુસો, થોડા આવજાવ કરે (એને)

પાણીથી (૩૦) કદમ દુર આતશથી (૩૦) કદમ દુર પાંસરેલી બરસમથી (૩૦) કદમ દુર અશો માણુસથી (૩) કદમ દુર રાખવો, (એને) રહેવાને માટે આસપાસથી ઘેરી લીધેલી જગ્યાએ રાખે, માજદીયસ્નો એને ખોરાક અને કપડાં આપે, પોતાના હાથે લઈ શકે નહિ. (એને) ઘણો જ પુષ્ટી આપનારો ખોરાક આપવો, તથા ઘણા જ હલકાં જુના કપડાં આપવાં.

જ્યાં સુધી નસેસાલાર બુઢઢો, જઈફ, અથવા સુકઈ ગયલી મનીવાલો થાય, ત્યાં સુધી આવો ખોરાક તે ખાય, તથા આવાં જુના કપડાં તે પહેરે.

(૨૦) માં ફકરામાં કહે છે કે અએ (તમો) સૌથી જોરાવર, ઘણાજ ઝહડપવાલા, ડાહ્યા, માજદીયસ્નો, જ્યારે નસેસાલાર બુઢઢો જઈફ, સુકઈ ગયલી મનીવાલો થાય (ઇઆને મરદાનગીના જોર વગરનો) ત્યારે તેની રહેવાની જગ્યા (અથવા મુકામ) પહાડોની ઉપર હોએ. ત્યાર પછીના લખાણુમાં તો સૌથી સખત સજા કરવાનું ફરમાન આપે છે. તે એકે તે નસેસાલારની ચામડી (અથવા પીઠ) ની પહોલાઈ વાલા માંથાંને કાપી નાંખે, (અને ત્યાર પછી) સપેનામીનોને લગતી પેદાએશમાંના કાલબુદ ખાનારા, "કહેર કાસ" પક્ષીઓમાંનાં ઘણાજ પુરતી રીતે ખાનારાં પક્ષીઓ ને તે ગરદનમારેલાનું કાલબુદ ખાવા આપે, ત્યારપછી તે માજદીયસ્નો આએ પ્રમાણે બોલે, જે કોઇ તમામ દુસ્મત (એટલે ખોટો જુઠો વિચાર) દુઝુખ્ત (જુઠુંવચન) દુઝુવરસ્ત (ખોટું કામ) કરે, તેની આએ સીક્ષા અથવા તેના આવા હાલ.

ફકરો (૨૧) મો અગર જો કોઇ માણુસ બીજા વધારે ગુનાહ ભરેલા કામોથી બાતલ રહે, (અથવા દુર રહે) તો પસ્તાવો, (અથવા પતેટ) એ તેની સીક્ષા છે: પણ અગરજો બીજા વધારે ગુનાહ ભરલાં કામોથી બાતેલ નહિ રહે (ઇઆને તે કામો કર્યા કરે) તો તે માણુસ હમેશ સુધી ગુનેહગાર થાય છે. (ઇઆને કોઈ સખસ થોડોક વખત અંજાણુપણેથી ગુનાહને માર્ગે ચાલ્યા ઘછી પોતાની ભુલ માલમ પડવાથી. પાછો સવાબને રસ્તે ચાલે, તો , તેના આગલા કીધેલા ગુનાહને માટે અંતકરણુથી નેક એતેકાદથી પસ્તાવો કરેતો, તે ગોયા તેની સીક્ષા થએલી ગણાય. પણ જો કોઈ સખસ બદી અનીતીને માર્ગે ચાલે, અને પોતાની ભુલ જોયા પછીબી, તેથી પાછો ફરે નહિ, તો તે સખસ હોરમઝદની નજરમાં હમેંશનો ગુનેહગાર થાય છે.

આ ૨૧માં ફકરાપરથી ખુલ્લું માલમ પડી જાય છે કે, અનજુમનમાંથી દુર રાખવો, અને જ્યાં પુષ્ટી કારક ખોરાક આપવામાં લખ્યું છે તેની મતલબ

કે તેને ધર્મનું જ્ઞાન આપવું. જો એવા માણુસો પસ્તાવો કરીને (પતેટ કરીને) સુધરે તો પાછો તેને અંજુમનમાં દાખલ કરવો, પણ જો નહિજ સુધરે તો છેવટે ગરદન મારવા જેટલી સખત સજા ફરમાવી છે.

આવીજ રીતની સજા, મુવેલું બચ્ચું જનનારી ઓરતને પણ કરવા ફરમાવેલી છે. એની મતલબ પણ એજ છે કે, મુંવેલું એટલે હરામના હમેલનું (છીનાલું કરીને હમેલ રાખેલા) તે જમાનામાં આપણું રાજ હોવાથી, અને દાવરો અને દસ્તુરોને બહોલી સત્તા હોવાથી આવી સખત સજા બદચાલના મરદો અને ઓરતોને કરવામાં આવતી (હીંદુઓના) મનુસમૃતિ નામના પુસ્તકમાં તો એવી બદચાલની ઓરતને જાનથી મારી નાંખવા ફરમાવેલું છે.

હવે આપણે રીમન તે કોણ? તે વીષે થોડુંક વીવેચન કરેં. રીમન થયલા સખસની રીમની ઉતારવાને માટે પરગરદ (૯) મી ફકરા ૫૧થી ૫૫ સુધીના તપાસવાથી માલમ પડશે કે. ત્યાં દાદાર અહુરમઝદ અને જરથોરત વચ્ચેના સવાલ જવાબમાં જરથોસ્તે (પુછ્યું કે, તે કોણ હતો કે જેને મારી ઉપર હુમલો કીધો, આબાદી લઈ લીધી, અને દરદને નજદીક લાવ્યો.

ફકરો પરમો હોરમઝદે કહ્યું કે અએ જરથોસ્ત, આએ હાડમંડ દુન્યામાં, યોજદાથ્રેગર પાસેથી મજદીયસ્ની દીનનું પવીત્રાઈને લગતું કામ (જે સખસ) નહિ સીખેલો હોય, અને અગરજો તે સખસ) (બીજા રીમન થયલા સખસને) પાણી છાંટવા એ કરીને પાણી છાંટે છે, (ઇઆને તેની રીમની ઉતારે છે) તે સખસ બચ્ચીત નાપાક, અશોઇને તોડનાર, (અથવા આસમોગ) છે (ઇઆને તેવા માણુસને નાપાક આસમોગ સમજવો)

ફકરો પ૩મો ત્યારથી અને જે દહાડેથી તે નાલાયક તથા દીનની પવીત્રાઇને લગતાં કામથી નાવાકેફગાર માણુસ બીજાની રીમની ઉતારીને તેને પાક કરવાનું કામ માથે લે છે તે દહાડેથી) તે જગામાંથી તથા તે શહેરમાંથી પુસ્કલપણું (અથવા ખોરાક) આબાદી, સુખાકારી, તંદરોસ્તી, ચઢતી કળા, વૃદ્ધી, વધારો તથા અનાજ અને ઘાસચારાનો વધારો, (એ સઘળું) દુર જતું રહે છે. (ઇઆને કુંકમાં કહીએ તો દેશની તમામ આબાદી ઓછી થઇ જાય છે.) ઉપલા ફકરા ઉપરથી એ રીમનની બાબદ ખુલ્લી થઈ જાય છે કે, રીમન એટલે ખરાબ રસ્તે ઉતરી પડેલા નાપાકો, અનીતી કરનાર ને જો કોઇ પોતે પણ એવી જ ચાલનો હોય અને તે તેની નાપાકી દુર કરવા માથે લે, તો તેથી દેશમાં આવી આફતો આવી પડે. એટલે જો પરહેજગાર માણુસ એ કામ

માથે લે તો જરૂર એવા અનીતીવાન સખસોને સુધારી શકે ( આ જમાનામાં તો ઘણા બગલા ભગતો બહારથી ફરેસ્તાઈ ખસલતના ડોલ ઘાલી લોકોને બનાવી જાય છે. )

હવે એ રીમનીને લગતા બીજા ફકરાઓ તપાસીશું.

પરગરદ ૭ મી ફકરા ૩૬ થી ૪૦ સુધીના જોવાથી માલમ પડશે કે જે કોઈ વૈદ્યનો ધંધો કરવાને બહાર પડે ( અહિયાં વૈદ્ય એટલે ભેદમાં ધર્મગુરૂ સમજવો ) અને તે જો વહાડકાપ કરવાના કામમાં કુશળ નહિ હોય, ( એટલે ધર્મના જ્ઞાનથી ખાસ કરીને બાતેની જ્ઞાનથી નાવાકેફ હોય ) તો તેને વૈદ્યનો વહાડકાપ કરવાનો ધંધો કરતાં અટકાવવો, એટલે તે ધર્મગુરૂ કોઈને તેની રીમની ઉતારીને ( એટલે તેની ખરાબ ચાલચલણમાંથી ) પાછો માજદીયસ્ની દીનના અશોઇના કાયદા પ્રમાણે નહિ ચલાવી શકે, તો તેવા ધર્મગુરૂઓ, ધર્મગુરૂનું કામ કરવાને નાલાયક છે. દેવયસ્ની હોય, અને તેને સાજો નહિ કરી શકે, અને તે મરી જાય, તો તેવા વૈદ્યને (ધર્મગુરૂને) ધંધો કરતાં અટકાવવો.

આ ફકરાઓ પરથી ખુલ્લું માલમ પડે છે કે, આપણો ધર્મ બીજા ધર્મવાલાઓને વટલાવવાનું ફરમાન કરે છે. અને જો બીજા ધર્મવાલાઓને તે દાખલા દલીલોથી પોતાની માજદીયસ્ની ધર્મમાં નહિ લાવી શકે, તો તે ધર્મ-ગુરૂના ધંધાને માટે નાલાયક છે.

પરગરદ ૭ મી ફકરો ૫૦ મો અહિંયા હોરમઝદ જરથોસ્તને કહે છે કે અએ સૌથી પવીત્ર જરથોસ્ત (આએ) હાડમંદ દુન્યામાંની આએ કબરોમાંની દરેક ( કબર ) ને જમીનદોસ્ત કરી નાંખવા સારૂ ( માણસોને ) તારે તાકીદ કરવી જોઈએ.

(૫૬)માં ફકરામાં કહે છે કે આએ કબરોમાં કે જે આએ જમીનની ઉપર બુલંદ બાંધેલી છે, જેની અંદર (ઈઆને તે કબરોમાં) મુવેલાં માણસોને (લોકો) મુકે છે, ત્યાં (ઈઆને તે કબરોમાં) દેવ છે. દેવને ઇજનારો છે, ત્યાં દેવોનું સાથે દોડવું છે, ત્યાં દેવોનું સાથે મળવું છે, ત્યાં પચાસથી સો ઘણા, સોથી તે હજાર ઘણા, હજારથી તે દશહજાર ઘણા, દશહજારથી તે અગણીત ઘણા દેવો, સાથે દોડે છે.

ત્યાર પછી ફકરા (૫૨)મા માં એ કબર ભાંગી નાખનાર ( યાને નાશ કરનારને ) આશીર્વાદ આપે છે.

સૌથી સરસ દુન્યા (યાને બહેસ્ત) તરફ આગળ જવાના માર્ગમાં તે માણુસની સામે (યાને કબરને જમીનદોસ્ત કરી નાખનાર સખસની સામે) બે મીનો, ( કે જે સપેનામીનો તથા ધનામીનો તેઓ ) લડાઈ કરવાને ઉભા નથી રહેતા. અએ જરથોસ્ત સેતારા, તથા ચંદ્રમાં તથા સુર્ય તે (કબરને જમીનદોસ્ત કરનાર શખ્સને ) ને આશીર્વાદ દે છે. તથા હું જે પેદા કરનાર હોરમઝદ તેણે ( નીચે પ્રમાણે ) આર્શીવાદ દીધા.

અએ માણુસ, એ પ્રમાણે તુંને મહોટાઈ (અથવા આબાદી) ( હોજો. ) (તું) કે જે નાશકારક દુન્યામાંથી, તે અવિનાશી દુન્યા (યાને હમેશની)માં આવ્યો.

અહિંયા કબર તે આપણા શરીરને માટે ભેદમાં ઇશારો કીધો છે. જેવી રીતે કબરમાં મુવેલા માણુસોને દફનાવે છે (મુકે છે) અને ત્યાં જે પ્રમાણે તેની સ્થીતી હોય છે. તે પ્રમાણે આપણે પણ આપણા શરીરમાં રાજ કરતા આત્માને જાગૃત નહિ કરીએ યાને તેને સુષુપ્તી ( ઉંઘની હાલત ) અવસ્થામાં રહેવા દઇએ તો આપણું શરીર પણ એક કબર જેવું જ થઇ પડે. તેથી મનુષ્યની ફરજ છે કે, એ આત્માને ધંધોળી, ધંધોળીને જાગૃત કરવો જોઇએ, ક્રાઇસ્ટ કહે છે કે શોધો તો જડશે, માંગો તો મળશે, અને ઠોકો તો ઉઘડશે, તેથી દરેકની ફરજ છે કે જ્યારે આપણી આત્મીક જ્ઞાન લેવાની જીજ્ઞાસા થાય, ત્યારે જરૂર આળસ તજીને જ્ઞાન લેવું જોઇએ, જો એ જ્ઞાન હાંસલ નહિ કર્યે તો પેલા અગણીત દેવો (યાને દુર્ગુણો) આપણામાં દાખલ થઇ જાય, તેથી લાયક ઉમ્મરે દરેક જરથોસ્તીએ એ ખુદાઈ જ્ઞાન સહેજ સાહજ પણ લેવું જોઇએ. (યાને કબરને જમીનદોસ્ત કરવી જોઇએ) જો આપણે ઇંટ છોની બાંધેલી કબર ભાંજી નાંખશું તો શું દાદાર અહુરમઝદ આપણુને આશીર્વાદ આપશે? એમ કોઈ અજ્ઞાન પણ માની નહિ શકે. હવે કબરનો બીજો ભેદ એ છે કે, આ શરીર જે ખુદાને રહેવાનું મંદીર છે. તેમાં ખરાબ ચીજો નહિ નાંખવી જેવી કે ગોસ, મચ્છી, તરેહવાર જાતના શીકારો એ આપણા પેટમાં પડે ત્યારે એ પણ તે જાનવરોની કબરજ કહેવાય.

હાડમંદ મુલુકોના અએ અશો પેદા કરનાર દેવ કોણ છે? (યાને દેવ તે કોણ, દેવ કોણુને કહેવો) દેવને ઇજનારો કોણ છે? દેવોનો સોબતી તે કોણ? દેવોનો "ખુમ્બ" તે કોણ? દેવોની ખરાબ બાયડી તે કોણ? દેવ પોતે તે કોણ? તમામ દેવો તે કોણ? મુવા આગમચ દેવ કોણ થાય છે? મરી ગયા પછી કોણ મીનોઇ દેવ (યાને દોજખના દેવ) થાએ છે?

ફકરો ૩૨મો.

ત્યારે હોરમઝદે કહ્યું કે અએ સૌથી પવીત્ર જરથોસ્ત; ગોલામબારગી કરાવેલો મરદ, તથા ગોલામ બારગી કરનાર મરદ તે દેવ છે તે દેવને ઇજનારો છે, દેવોનો સોબતી (છે) તે દેવોનો "ખુમ્બ" (છે) તે દેવોની ખરાબ બાયડી (ઇઆને નછાજતી રીતે ઓરતની જગા રાખનાર મરદ) (છે). તે પોતે દેવ (છે) તે તમામ (ઇઆને સઘળી પ્રકારે) દેવ) (છે). જ્યારે એક મરદ બીજા મરદમાં (પોતાની) મની રેડે છે, અથવા તો જ્યારે એક મરદ બીજાં માણુસોની મની (પોતામાં) ધરી લે છે, તે (શખ્સ) મુવા આગમચ દેવ (છે) (તથા) મરી ગયા પછી તે મીનોઇ દેવ (ઇઆને દોજખના દેવ) થાએ છે.

હવે આતશમાં નશો નાખવો એ ગુનાહ છે. તેની મતલબ પારકી સ્ત્રી સાથે જનાકારી કરવી, પાણીમાં નશો નાંખવો એટલે દસ્તાનવાળી ઓરત સાથ હમબીસ્તર કરવો. તે ઉપરાંત બીજા ઘણા ગુનાહો મોઘમમાં તથા ખુલ્લા શબ્દોમાં જણુાવ્યા છે જેવા કે, સ્ત્રીનો ગર્ભ તોડી પડાવવો, ગર્ભવાળી સ્ત્રી સાથે (પુરા દહાડાની થયલી હોય તેવી) હમબીસ્તર કરવો, બળાત્કાર કરવો, બચ્ચું જણ્યા પછી થોડાજ દીવસમાં તેની સાથે સંગત કરવી, કોલ, વચન અને કબુલાત આપીને તોડવી (યાને કહેવા પ્રમાણે નહિ કરવું) જુઠું બોલવું જુઠા સોગન ખાવા, જુઠી સાક્ષી આપવી, કોઇના તનને ઇજા પહોંચાડવી, ધર્મગુરૂઓએ પોતાની લાયકાત નહિ હોય તો ધર્મગુરૂનું કામ નહિ કરવું. અને જો પોતે ખરાબ હોય અને બીજાને શીખામણ આપે તો તે કામ કરનાર ધર્મગુરૂ નહિ કહેવાય. ધર્મ સંબંધી ખોટું સમજાવવું (પોતે ખરી મતલબ સમજી શકતો હોય) પણ બીજાને ઉલટું સમજાવવું એને આસમોગી કરીને કહેવામાં આવે છે. તેવાં કામ કરનારને ઓહ્દા પરથી દુર કરવો, બરસનુમવાળા ધર્મગુરૂએ પવીત્રાઇ કેમ રાખવી, વીગેરે બારીકમાં બારીક ગુનાહોથી મોટામાં મોટા ગુનાહો કરવાની મનાઇ કીધી છે. અને તે ગુનાહોના પાપની તોજેસ (પતેત) દંડ, શિક્ષા, વીગેરેના ફરમાનો આપેલાં છે. તે ઉપરાંત જરથોસ્ત પેગંબરનું, જમશેદ પાદશાહનું રથેસ્તાર, ખેડુત (એટલે તનની ખેતી કરનાર) ડોકટર તથા દરદને લગતી બાબદો, ઇલમને લગતી બાબદો વીગેરે પરચુરણ લખાણ છે.

હવે આપણે હમરીત ગુનાહ અને પતરીત ગુનાહ કોણને કહે છે તે વીષે ખુલાસો કરશું. જે માણુસ જાતે ગુનાહ કરે છે તે હમરીત, અને જે માણુસ તે ગુનેહગારને તેના ગુનાહમાં મદદ કરે છે. યા તો બોલાઇથી તે ગુનેહગારનું હથીઆર થાય છે. તેને પતરીત ગુનાહ લાગુ પડે છે. કેટલેક ઠેકાણે સ્રઓષો—ચરન નામના કોરડાથી ખરફસ્તરો અને નુકશાનકારક જાનવરોને મારી હાંકી કહાડવા

ફરમાવ્યું છે. એનો ખુલાસો સઓષો–ચરન એટલે વિચાર રૂપી કોરડાથી ખરફ્‌સ્તરો યાને નાશકારક જાનવરો તે આપણા શરીરમાં રહેલા બુરા વીકારો (દુર્ગુણો) ને મનમાંથી કહાડી નાખવા વીષે ઇશારો કીધેલો છે.

હવે ઉપલા બધાં દાસ્તાનો ઉપરથી ખુલ્લું માલમ પડે છે કે વંદીદાદ એ આપણી તંદરોસ્તી જાળવવાના સુક્ષ્મમાં સુક્ષ્મ કાયદાઓ, આપણા સામાજીક (સંસારી) કાયદાઓ મનુષ્યથી થતા દરેક (જુદા જુદા ગુનાહો, અને તેની તોજેસ, ફોજદારી કાયદાઓ અને તેની સજાઓ, વીગેરેનું બારીક બ્યાન કીધેલું પુસ્તક છે. અને તેની જરૂર આપણા રાજ અમલમાં હતી.

આજે આપણે એ કાયદાઓ પ્રમાણે કોઇને ફરમાનો કરી શકતા નથી તેમજ એ કાયદાઓનું ઉલ્લઘન કરનારને સજા પણ કરી શકતા નથી. એટલે એ વંદીદાદાથી આજે આપણને કંઈ ફાયદો થાય તેમ નથી. અલબત એ ઘણી કીમતી કેતાબ છે. એનાથી આપણા નેયાગાનો કેટલા દુરઅંદેશ અને આત્માજ્ઞાની હોવા જોઇએ કે દરેક ગુનાહોનું સુક્ષ્મ જ્ઞાન તથા તેની સજાઓ ફરમાવી ગયા છે. તે જાણવાનું મલ્યું છે. અને તંદોરસ્તી સંબંધીનું જ્ઞાન જો આપણે લઇએ તો કેટલાક ફાયદા થાય એમ છે. પણ મોબેદ સાહેબો એને વગર સમજણે ભણી જાય. તેથી તો આપણને કંઇ ફાયદો થાય નહિ. તેમજ તે ભણનારને પણ તેનાથી કંઈ ફાયદો હાંસલ થાય તેમ નથી. જો એ વંદીદાદનો અક્કલ પસંદ તરજુમો કરીને લોકોમાં ફેલાવ્યો હોય, અને જાહેરમાં વાએજો આપી ને લોકોમાં એ જ્ઞાન ફેલાવ્યું હોય તો જરૂર કોમને ઘણો ફાયદો થાય, પણ આપણા લોકો તો બસ એવું માની બેઠા છે કે. ધર્મની અંદર કોઇથી કંઈબી ફેરફાર થાય નહિ. અને જેમ આપણા બાપદાદાઓ ચાલતા આવ્યા છે. તે પ્રમાણે આપણે પણ ચાલવું જોઇએ. જ્યાં સુધી આવું જાહેલપણું, એક ચોક્કસ વર્ગ તરફથી. ચાલુ રાખવામાં આવશે, ત્યાં સુધી આપણી કોમનો કંઇ ઉધ્ધાર થવાનો નથી. આપણા લોકો તો ધર્મના બધાં લખાણો. ભણી જવાનાં છે એમજ માની બેઠા છે. અને પૈસા આપી ભાડુંતી ભણતર કરાવવાથી પુણ્ય લાગશે, (મરનારને અને ક્રીયા કરવનારને એવો ધખારો રાખે છે.)

એ વંદીદાદાના ભેદ ભર્યા લખાણો નહિ સમજવાને લીધે, આપણી કોમના તથા બીજી કોમના અવસ્તા સ્કોલરોએ પણ એની ઉપર સખત પ્રહારો કીધા છે. ઘણા સાહેબોને તો એનું લખાણ તદન નોનસેન્સ હંબંગ જેવું લાગ્યું હતું, અને તેથી એ વંદીદાદની વીરૂધમાં ચોપાન્યાઓ પણ છપાવી વહેંચ્યાં હતાં, મરહુમ નવરોજી દોરાબજી ખંડાલાવાળાએ તો એ વંદીદાદની બહુ આકરી

ટીકા સાથનું લખાણ કર્યું હતું, અને તેમ કરવાનું કારણ એજ હતું કે એના લખાણો શબ્દાર્થોથી જોતાં, ઘણાં વિચીત્ર જેવાં, બુદ્ધિમાં નહિ ઉતરે તેવાં જ લાગે છે.

મારાથી બન્યો તેટલો પ્રયાસ કરીને એના ખુલાસા આપ્યા છે. જો આ ખુલાસાઓથી, સમાધાન નહિ થતું હોય, તો કોમે સાથે મળીને વીચારોની આપલે કરીને, એ પુસ્તકને (વંદીદાદને) તેના અસલ ખાલેસ સ્વરૂપમાં પ્રગટ કરવાની ગોઠવણ કરવી જોઇએ. આપણા લોકો તો એમ જ સમજે છે કે, એક માંદા મનુષ્યને ડોકટરે પ્રીસ્કીપશન લખી આપ્યું હોય, તે પ્રીસ્કીપશન ફકટ વાંચી જવાથી જ સાજા થઇ જવાસે નહિ. પણ ખરી રીતે તો તેની અંદર લખેલી દવાઓનું બનાવેલું મીક્ષ્ચર પીવાથી દરદ સારૂં થાય છે. તે પ્રમાણે જ આ વંદીદાદ પણ એક જાતનું ગુનાહોની તોજેસ કરવાનું પુસ્તક છે. એની અંદર બતાવેલા ગુન્હાઓથી દુર રહેવામાંજ ફાયદો થાય છે. તેથી જ એ કંઇ ભણી જવાનું નથી, પણ એનાં ભાવાર્થ સમજીને, તે પ્રમાણે ચાલવાથી, તંદરોસ્તી અને અશોઇ મેળવી શકાય છે.



# પ્રકરણ ૭મું

## યોગશાસ્ત્ર અને સૃષ્ટિની ઉત્પત્તિ

ઇતિહાસના આરંભકાળથી માંડીને વર્તમાન સમય સુધી દરેક યુગમાં મનુષ્યસમાજની અંદર અનેક પ્રકારના અલૌકિક બનાવો બનતા જોવામાં આવે છે.

અત્યારે આપણને આધુનિક વિજ્ઞાનના પ્રકાશની સહાયતા છે; તો પણ "પુષ્કળ અલૌકિક ઘટનાઓ અમે નજરે જોઈ છે અને અનુભવી છે" એવું કહેનારા માણસો નીકળી આવે છે. અલબત્ત, લોકો જે જે કહે છે તેનો મોટો ભાગ તો માની શકાય એવો નથી જ હોતો; કારણ કે તેમાંના ઘણા ખરા માણસો અજ્ઞાની, વહેમી, અને ઢોંગી હોય છે. વળી એમ પણ ઘણી વાર જોવામાં આવે છે કે, જેને લોકો ચમત્કાર કહે છે, તે વાસ્તવિક રીતે અનુકરણજ હોય છે. ત્યારે પ્રશ્ન એ થાય છે કે એ કોનું અનુકરણ છે? પુરી તપાસ કર્યા વગર કોઇ પણ વાતને અસત્ય ઠરાવીને ફેંકી દેવી એ વૈજ્ઞાનિક અને પ્રમાણિક બુદ્ધિને શોભે નહિ. જે વૈજ્ઞાનિકો ઉપલકયા તપાસ કરનારા છે, તેઓ નાના પ્રકારના માનસિક વ્યાપારની રચના સમજાવી શકતા નહિ હોવાથી તેઓ એવા મનોવ્યાપારના અસ્તિત્વનોજ અસ્વીકાર કરે છે.

આમ હોવાથી જે અંધશ્રદ્ધાળુ માનવીઓ આકાશવાસી દેવ અથવા દેવગણનું અસ્તિત્વ માને છે, પોતાની પ્રાર્થનાના પ્રત્યુત્તરની એવા દેવગણો પાસેથી આશા રાખે છે અથવા તેમની પ્રાથનાને વશ થઇને દેવગણો જગતના અચળ નિયમને પણ ફેરવી નાંખશે એવી માન્યતાને વળગી રહે છે; તેવાઓના કરતાં પણ આવા ઉપલકિયા અને સૂક્ષ્મદ્રષ્ટિ વગરના વૈજ્ઞાનિકો વિશેષ દોષપાત્ર છે;

કારણ કે સામાન્ય કોટિના માનવીઓ અજ્ઞાન છે; તેમને અસલથી એવા દેવ-ગણોના અસ્તિત્વમાં શ્રદ્ધા રાખવાનું શીખવવામાં આવ્યું છે, અને લાંબા સમયના અભ્યાસથી તેમની અંધશ્રદ્ધા તેમના અવનત સ્વભાવ સાથે ઓતપ્રોત થઈ ચૂકી છે, એમ સમજીને તેમને તો દોષમુક્ત ઠરાવી શકાય છે; પણ વિદ્વાનો અને વૈજ્ઞાનિકોનો બચાવ થઈ શકતો નથી.

હજારો વર્ષો થયાં ઉપરોક્ત અલૌકિક ઘટનાઓનું સૂક્ષ્મ અવલોકન થતું આવ્યું છે અને તેમના સંબંધમાં પુષ્કળ સપ્રયોગ શોધખોળ કરીને તેમાં સમાવિષ્ટ થયેલા કેટલાક સામાન્ય તત્ત્વો તારવી કાઢવામાં આવ્યાં છે.

માનવજાતિની સમગ્ર ધાર્મિક પ્રવૃત્તિના મૂળતત્વોનું બારીક પ્રથકકરણ કરાઈને એ સર્વે અન્વેષણના અંતિમ પરિણામરૂપે રાજયોગરૂપી રત્ન મેળવવામાં આવ્યું છે. એ રાજયોગ વૈજ્ઞાનિક પંડીતોની દોષપાત્ર રીતિનું અનુસરણ કરીને જે જે અલૌકિક ઘટનાઓનું સ્વરૂપ ન સમજાવી શકાય, તેમના અસ્તિત્વનો ઈન્કાર કરતો નથી, પણ વહેમમાં ફસાઇ ગયલા અંધશ્રદ્ધાળુ માનવીઓને નમ્ર પણ સ્પષ્ટ શબ્દો વડે સમજાવી દે છે. એ સર્વ અલૌકિક વ્યાપારની રચના કરનાર આકાશવાસી દેવગણ નથી.

તમારી પ્રાર્થનાનો તમને પ્રત્યુત્તર મળે છે અને તમારી શ્રદ્ધામાં અતુલ શક્તિ રહેલી છે, એ બધી બાબતો સાચી છે; તો પણ તેમાં કોઇ દેવીદેવતાનો હાથ છે, એવો અશાસ્ત્રીય જવાબ આપ્યાથી તેમનું ખરૂં સ્વરૂપ ઊલટું ઢંકાઇ જાય છે. "રાજયોગવિદ્યા" માનવજાતિને આશાજનક અને બળપ્રદ ઉપદેશ આપે. છે કે, તમારી આસપાસ જ્ઞાન અને શક્તિનો અનંત સમુદ્ર ઊછળી રહ્યો છે, અને પ્રત્યેક મનુષ્ય એ જ સમુદ્રની નાની નાની નીકો છે. વળી તે કહે છે કે, મનુષ્યના અંતઃકરણમાં જે જે અભિલાષાઓ અને તૃષ્ણાઓ રહેલી છે, તે સર્વને તૃપ્ત કરવાની શક્તિ પણ તેને અપાઇ ચૂકેલી છે. જ્યારે મનુષ્યની કોઇ પણ ઈચ્છા, તૃષ્ણા અથવા પ્રાર્થના પરિપૂર્ણ થાય છે ત્યારે નિશ્ચયપૂર્વક જ સમજી લેવું કે, એ પરિણામ કોઇ દેવ–દેવીની કૃપાથી નથી આવ્યું; પણ ઉપર કહેલા શક્તિના અનંત ભંડારમાંથી મનુષ્યે પોતાની પ્રાર્થનાના બળ વડે શક્તિનું આકર્ષણ કરીને જ એ કાર્ય સિદ્ધ કર્યું છે. દેવી–દેવતાના ધ્યાનથી મનુષ્યની ક્રિયાશક્તિ કેટલેક અંશે જાગ્રત થાય છે ખરી, પણ તેથી તેની આધ્યાત્મિક અવનતિ પણ થતી જાય છે. તેની સ્વતંત્રતાનો લોપ થાય છે, તેનો આધ્યાત્મિક વિકાસ અટકી જાય છે; ભય અને વહેમ તેના હૃદયમાં ઘર કરે છે અને "મનુષ્ય કુદરતી રીતે નિર્બળ અને પામર છે" એવી ભયંકર અને આત્મઘાતક માન્યતાને પોષણ મળે છે. યોગવિદ્યા જાહેર કરે છે કે, અલૌકિક જેવું કશું

છેજ નહિ; પણ પ્રકૃતિના સ્થૂળ અને સૂક્ષ્મ એવાં બે સ્વરુપ છે. સુક્ષ્મ એ કારણ છે અને સ્થુળ એ કાર્ય છે. પંચઇન્દ્રિય વડે સ્થુળની જ પ્રતીતિ માત્ર થાય છે; સુક્ષ્મની થઇ શકતી નથી. રાજયોગના અભ્યાસથી એ સુક્ષ્મ જગતને અનુભવ કરવાનું સામર્થ્ય પણ અભ્યાસી મનુષ્યમાં પેદા થાય છે. ભારતવર્ષમાં વેદમતને આધારે જે જે દર્શનશાસ્ત્રો રચાયાં છે, તેમનું સર્વનું એક જ લક્ષ્ય છે કે, મનુષ્ય પૂર્ણતાને પામીને મુક્ત થાય; અને તેના ઉપાય તરીકે યોગને આશ્રય લેવાનું તે કહે છે. "યોગ" શબ્દ ઘણો જ વ્યાપક છે. સાંખ્ય અને વેદાંત બેઉ યોગના જ જુદાં જુદાં સ્વરૂપનું સમર્થન કરે છે. યોગના અનેક પ્રકાર છે. રાજયોગ સંબંધમાં પતંજલિ મુનિના સૂત્રો એ શાસ્ત્રીય અને અતિ પ્રમાણભૂત મનાય છે. બીજા કેટલાક દાર્શનિકો કોઇ કોઇ તાત્વિક બાબતમાં પતંજલિથી જુદો અભિપ્રાય દર્શાવે છે; તો પણ તેણે બતાવેલાં સાધનમાર્ગને તો બધા ય એકસરખી રીતે સ્વીકાર કરે છે.

પ્રત્યેક સાધકને ખાસ ચેતવણી આપવામાં આવે છે કે, યોગની કેટલીક-સાધારણ ક્રિયા સિવાય, બાકીની સર્વ યોગીક ક્રિયાઓ નિર્વિઘ્ને સિદ્ધ કરવી હોય તો ગુરુના સાન્નિધ્યની ખાસ જરુર છે. સામાન્ય વાતચીતના રુપમાં આપેલા આટલા ઉપદેશથી આ વિષયમાં આથી વધારે પ્રગતિ કરવાની ઇચ્છા જો કોઇના હૃદયમાં થઇ હશે, તો પ્રયત્નથી તેને ગુરુની સહાય અવશ્ય મળી આવશે જ.

[ સ્વામી વિવેકાનંદ ભાગ ૧૦મો—રાજયોગમાંથી ].

હાલમાં આપણી પાસે બચી રહેલાં ધર્મ પુસ્તકોમાં યોગ વીષે કોઇ પણ સીલસીલાબંધ સંપૂર્ણ લખાણ મળતું નથી. કોઈ કોઇ ફારસી કીતાબો જેવી કે જામે કેખશરૂ, ખીસ્તાબ, જરદેસ્ત અફસાર, રમઝસ્તાને જરથોસ્ત, દસાતીર. દબેસ્તાન વીગેરેમાંથી છુટાં છુટાં (અનુક્રમે નહિ) લખાણો મળે છે. તેવીજ રીતે બુનદેશ તથા આપણી કેટલીક યસ્તો, નીયાએસો, જેવી કે આવાંયસ્ત બહેરામયસ્ત, જમ્યાદયસ્ત, શરોષયસ્ત, વીગેરે યસ્તોમાંથી થોડી ઘણી યોગ વીષેની સમજણ મળે છે. યોગના જ્ઞાન વગર આપણો ધર્મ સમજવો ઘણો મુશ્કેલ છે. આપણે (ફાઇલોલોજી) ભાષા શાસ્ત્રના જ્ઞાનને આધારે થયલા તરજુમાઓ જોઇશું તો કંઇ પણ સમજણ પડશે નહિ. આપણા દીનઆગાહ દસ્તુરોએ એ જ્ઞાનને એવી રીતે ભેદમાં આપેલું કે સાધારણ માણસ સમજી શકે નહિ. એ જ્ઞાનને ભેદમાં રાખવાનું કારણ છે, કે એ યોગનો સદઉપયોગ થાય છે તેમજ દુર ઉપયોગ પણ થાય છે. અને આજે કેટલાકો એ જ્ઞાનનો દુર ઉપયોગ કરે છે પણ ખરા. અને આપણી ભોળી (એ જ્ઞાનથી ના વાકેફ) કોમ, તેવાઓના હાથમાં સહેલથી શીકાર થઇ પડે છે. આજે દરેક ધર્મવાલાઓ પોતાના છુપાં જ્ઞાનને (ભેદમાં

લખેલાં) આજના જમાનાના લોકોને સમજણુ પડે તેવા ખુલાસાઓથી પ્રગટ કરે છે. જ્યારે આપણીજ કોમ એ છુપા ભેદોની ચાવી ખોલવાની મનાઈ કરે છે. કારણુ કે એ ભેદો ખુલ્લા થઇ જાય તો કોમ નાસ્તીક થઈ જાય, અત્યારે જે કાંઈ આંધળા એકીનથી ધર્મ રીવાજ પાલે છે. તે પણુ છોડી દે એવી ખોટી ધાસ્તી રાખે છે. પણુ એથી બીજો એક ગેરફાયદો પણુ થાય છે કે, જે ચીજ અથવા જ્ઞાન, બુદ્ધિમાં નહિ ઉતરે, તે વાતને માનવા પણુ આજના શીખેલાઓ ખુલ્લું ના પાડે છે. જ્યાં સુધી જ્ઞાનના જીજ્ઞાસુને તેની શંકાનું સમાધાન કરે, એવું જ્ઞાન નહિ મળે ત્યાં સુધી કોમમાં મતફેરી ચાલ્યાજ કરશે.

હવે એ યોગથી શું શું ફાયદા થાય છે તે વીષે થોડુંક જાણુવાના પ્રયત્ન કરીએ. યોગથી શરીર ઘણુંજ બળવાન થાય છે (એટલે તંદુરોસ્ત થાય છે) અને શરીરમાં કેટલી કેટલી જુદી શકિતઓ રહેલી છે. તે જાણુવામાં આવે છે. મન વશ કરી શકાય છે. ઇચ્છા શકિત બહુજ બળવાન થઇ જાય છે (will power) છુપામાં છુપા ભેદો ખોલી શકાય છે, ત્રણે કાળનું જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે. અને મનુષ્ય જે ધારે તે સાહસકર્મો, મોજેજા વીગેરે કરી શકે છે. જો ભકિત યોગને માર્ગે જાય છે. તો ખુદા સાથે મળી જઈ ભકત થાય છે. (ભકત થવું એટલે ખુદા અને પોતે જુદો છે નહિ માનવું ફકટ ખુદાજ છે. અને તે મારા શરીરમાંજ વસેલો છે એમ માનવું) એથી ઉલટુ વિભકત એટલે જુદાઈ જેવી મનુષ્યની પ્રકૃતિ જુદી જુદી છે, તેવીજ રીતે યોગ પણુ જુદા જુદા છે, જેવી જેની પ્રકૃતિ તેવો તે યોગ સાંધી શકે. મુખ્ય યોગો "રાજયોગ" કુંણુડલીની યોગ, મંત્ર યોગ, હઠ યોગ, કર્મયોગ, સાંખ્યયોગ (સાંખ્ય એટલે જ્ઞાન યોગ) ભક્તિયોગ, અને પ્રેમ યોગઃ હીંદુઓના ગીતા નામના પુસ્તકમાં તો ઘણા યોગો દેખરાવ્યા છે. હાલમાં ત્રણુ યોગો લોકોમાં જાણીતા છે. તે પોત પોતાના અધીકાર પ્રમાણે સાંધે છે. કોઇ કર્મયોગ, કોઇ ભકિતયોગ અને ઘણા જુજ આસામીઓ જ્ઞાનયોગ સાંધે છે. કારણુ કે જ્ઞાનયોગીને છરીની ધાર ઉપર રહેવું પડે છે. જ્યારે ભકિતયોગ સાધારણુ મનુષ્ય પણુ સાંધી શકે છે.

## હીંદુ યોગ શાસ્ત્ર

યોગનો અર્થ ખુદાની સાથે જોડાણુ અથવા મેળાપ થાય છે. અરબ્બીમાં તેને વસ્લ કહે છે. હીંદુ શાસ્ત્ર મુજબ (૪) ચાર યોગ છે. જેને કર્મયોગ, રાજયોગ, ભક્તિયોગ, અને જ્ઞાનયોગ કહે છે. કર્મયોગ ટુંકમાં કહીએ તો શ્રીકૃષ્ણે અરજુનને

નીચે કહેલી લીટીઓમાં બતાવેલો છે.

**सतत कार्यं कर्म समाचर**

**अस-को ह्यां चरनकर्मपरमाप्नोति पुरुष ।**

એટલે તું ફળની કામનાથી રહિત થઇ સર્વદા, અવશ્ય કરવા યોગ્ય નિત્ય નૈમિત્તિક કર્મને સારી રીતે કર, આ રીતે કરનારો પુરૂષ ફળની કામનાથી રહિત થઇ, કર્મને કરતો છતાં મોક્ષને જ પ્રાપ્ત થાય છે. અર્થાત્

સંસારસુ સરસો રહે, ને મન મારી પાસ;
સંસારમાં લેપાય નહિ, તે જાણુ મારો દાસ.

(૨)જે રાજયોગમાં, યમ, નિયમ, આસન અને પ્રાણાયમ એ ચારેને સિદ્ધ કરી, પ્રત્યાહાર પ્રાપ્ત કરી, ધારણા, ધ્યાન, અને સમાધિએ ત્રણેનો સંયમ કરી અભ્યાસી આત્મજ્ઞાન મેળવે છે. આ યોગ પણ નિષ્કામ કરે તો કર્મયોગ જ લેખાય.

"યમ" પાંચ પ્રકારના છે. ૧ અહિંસા, મન, વાણી, શરીરે કરી કોઇપણ પ્રાણીની ઘાત ન કરવી, અથવા પીડા ન આપવી. ૨ "સત્ય" મન અને વાણીને સમાન રાખવા (સદાકત–હક). ૩ "અસ્તેય" મન, વાણી અને કર્મવડે પરદ્રવ્યમાં જે નિઃસ્પૃહા છે તે. (દયાનત સાફ રાખવી). ૪ "બ્રહ્મચર્ય". ૫ "અપરિગ્રહ" ગૃહસ્થોએ સ્વકીયા વિનાની સર્વે સ્ત્રીઓ સાથે આઠે પ્રકારના મૈથુનનો ત્યાગ કરવો.

"નિયમ" પાંચ પ્રકારના છે. ૧–શૌચ (પાકીઝગી) ૨–સંતોષ, ( ફારસી કેનાએત–સબુરી ), ૩–તપ (તકવા, ઝહોદ, મુજાહેદા), ૪–સ્વાધ્યાય, ૫-ઇશ્વર પ્રણિધાન, (રયાઝત ઇબાદત)

"આસન" શરીરની એવી બેઠક (કયામ) જેથી શરીરને સ્થિરતા અને મનને સુખ પ્રાપ્ત થાય છે તે "આસન" કહેવાય છે.

"પ્રાણાયમ"–(હબ્સદમ) શ્વાસોચ્છ્વાસની ગતિ ઓછી કરી પ્રાણને રોકવો તે.

"પ્રત્યાહાર" (નફસપર કાબુ) વિષય માત્રથી ઇન્દ્રિયોને પાછી હટાવી ચિત્તમાં જ સમાવવા દેવી, અથવા તેમના અયોગ્ય આહાર બંધ કરી ચિત્તને આધીન કરવી.

"ધારણા" (મુજાહેદા) પ્રત્યાહાર થયા પછી ચિત્તને સ્થીર બાંધી દેવું અથવ એકાગ્ર કરવું.

"ધ્યાન" (મુશાહેદા) જ્યારે ચિત્તવૃત્તિનો અખંડ પ્રવાહ ચાલે, જેની ધારણા કરી હોય તેના જ સ્વરૂપનો પ્રવાહ માત્ર ચિત્તમાં વહે તે.

"સમાધિ" (મુરાકેબા લાહૂતનું મુકામ) સંકલ્પવિકલ્પોથી રહિત થઇ, જે વસ્તુ જાણવાની છે તે વસ્તુના સ્વરૂપને મન પામે છે તે હાલત.

Astang Yoga or Raj Yoga is Karma Yoga, if practised without attachment It leads to communion through meditation and concentration.

ભક્તિયોગથી ભક્તજનો લૌકિક પ્રયોજનની ઇચ્છા નહિ કરતાં, અત્યંત પ્રીતિપૂર્વક પરમેશ્વરનું જ ભજન કરી, પરમેશ્વરને પ્રાપ્ત થાય છે. ( શ્રીરામકૃષ્ણ પરમહંસ કહી ગયા છે કે આ યુગમાં ભક્તિયોગ જ યુગ ધર્મ છે.)

Bhakti Yoga is communion by means of love devotion and self surrender; It is specially adopted to this age. This is the Law for the present age......It is in this age, the shorter cut leading to "God" ( Ibid.")

"જ્ઞાનયોગ"–આ યોગ વડે આ જગત અસત્ય છે. અને ફક્ત નિરંજન નિરાકાર સત્ય છે, એ જ્ઞાન મેળવવા સારૂ દરેક અનુભવ અને દુન્યાની દરેક ચીજ ખોટી છે, એમ "નેતી" "નેતી" માનતો અભ્યાસી આગળ વધે છે.

This is communion with God by means of Gnana ( Knowledge in its highest sense ) The Gnani's object is to realise "Brahma the Absolute."

He says "Not this Not this" and thus leaves out of account, one unreal thing after another, until he gets to a point, where all discrimination between the Real God and the unreal ceases, and the Absolute realised in "Samadhi" This is exceedingly difficult in this age. (Ibid)

એટલે આ ચારે રસ્તે ખુદાના દર્શન થાય છે. પણ ભક્તિયોગ સૌથી સરળ રસ્તો છે.

## " સૃષ્ટિની ઉત્પત્તી અને વિકાસ ક્રમ "

હિંદુ ધર્મ મુજબ પહેલાં તપાસીયે. અનંત, નિત્ય, અવિકારી તથા સર્વમય

સત્ છે. તેને "तत" કહે છે. તેમાંથી સર્વની ઉત્પત્તિ થાય છે; તથા તેમાં સવનો લય થાય છે, તે એક જ છે, અદ્વિત્ય છે. તેના સ્વરૂપમાં ભૂત, વર્તમાન, તથા ભવિષ્યનો સમાવેશ થાય છે.

સમુદ્રમાં જેમ તરંગ–મોજાં ઉઠે છે, તેમ તે સર્વમય તત્વમાંથી બ્રહ્માંડ (કાયનાત જગત) ઉદ્દ્ભવે છે. અને જેમ તરંગ સમુદ્રમાં પાછા સમાઇ જાય છે, તેમ બ્રહ્માંડ તે સર્વમય તત્વમાં પાછું લય થાય છે. જેમ સમુદ્ર એ જળ છે અને તરંગ એ તેનું વ્યક્ત રૂપ છે. તેમ બ્રહ્માંડ પરમ સત્નું વ્યક્ત રૂપ છે.

આ બધું બ્રહ્મ જ છે. (सर्वं खल्विदं ब्रह्म) આ તત્વને જુદા જુદા ધર્મના માણસોએ જુદું જુદું નામ આપ્યું છે.

સનાતન એટલે હિંદુ ધર્મ અથવા વેદાંતમાં એને બ્રહ્મ કહે છે, એ તત્વને કોઈવાર નિર્ગુણ બ્રહ્મ અથવા નિરઉપાધિક બ્રહ્મ કહે છે. બ્રહ્મની બીજી અવસ્થાને સગુણ બ્રહ્મ એટલે 'સૃષ્ટિ સહિત પરમેશ્વર" કહે છે.

સગુણ બ્રહ્મ એ કાંઇ બીજું તત્વ નથી, પણ બ્રહ્મનું સચ્ચિદાનંદાત્મક એક પરમાત્મ સ્વરૂપ છે. તે પોતે આત્મરૂપે રહીને, પરમતત્વનું બીજું અંગ જેને મૂળ પ્રકૃતિ કહે છે, તેને વ્યક્ત કરે છે. પ્રકૃતિ એ રૂપ ધારણ કરનાર તત્વ છે. તેથી સર્વ પ્રકારના જુદી જુદી આકૃતિવાળાં, અને જુદા જુદા શરીરો તેમાંથી બની શકે છે. આપણે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, તથા ગંધનો અનુભવ કરીએ છીએ તેને પ્રકૃતિ[1] કહે છે. રસાયણ શાસ્ત્રના કઠણ પ્રવાહી, અને વાયુરૂપ પદાર્થો, અને આપણી આસપાસના સર્વ પદાર્થો, જેવા કે પથ્થર, ઝાડ, પ્રાણીઓ તથા મનુષ્યો, એ સર્વ પ્રકૃતિના બનેલા છે. પણ એ સર્વાંશે પ્રકૃતિ છે એમ નથી. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, તથા ગંધ, ચૈતન્ય ઈશ્વરી અંશરૂપે સર્વમાં વ્યાપી રહ્યું છે. આપણે પ્રાકૃતિક ભાગને એ ચૈતન્યનું શરીર, કોષ અથવા ઉપાધિ કહીએ છીએ, કારણ કે તેમાં ચૈતન્ય નિવાસ કરે છે. આ ઉપરથી જણાય છે કે ઇશ્વર સર્વમાં છે, અને તે વડે સર્વનું જીવન ચાલે છે. તે સર્વ વસ્તુમાં નિવાસ કરનાર, અમર, અંતર્યામી આત્મા છે. એના વિના કોઇપણ વસ્તુનું અસ્તિત્વ–હસ્તી હોઈ શકે નહિ. સૃષ્ટિમાં અનેક વસ્તુઓ જોઇએ છીએ તેમાં એકપણ નીર્જીવ નથી. દાખલા તરીકે ઝાડોને પણ લાગણી છે, તે પ્રફુલ્લ થાય છે, કરમાય છે. પ્રોફેસર બોઝે શોધ કરી દેખાડી આપ્યું છે કે તેને પણ લાગણી છે. વળી તેમણે નિશ્ચય દેખાડી આપ્યું છે કે, ધાતુઓને પણ શ્રમ લાગે છે અને ઝેર ચઢે છે.

---

૧. પ્રકૃતિ=કુદરત, ફિતરત.

હવે ઇશ્વરનો પ્રકાશ પ્રકૃતિપર પડવાથી રૂપો બંધાય છે. જે રૂપ સૌથી પહેલાં બંધાય છે તે ત્રિમૂર્તિ એટલે ત્રણ રૂપ કહેવાય છે. બ્રહ્માંડ જેમાં નિયમિત વ્યવસ્થાવાળી સૃષ્ટિઓની રચનાઓનો સમાવેશ થાય છે, તે ઉત્પન્ન કરવા માટે ત્રિમૂર્તિના રૂપ પ્રકટ થાય છે.

બ્રહ્માંડ એટલે બ્રહ્મનું ઇંડું, જે રૂપે ઈશ્વર બ્રહ્માંડને સરજે છે તે રૂપને બ્રહ્મા કહે છે. બ્રહ્મા ઉત્પાદક (પેદા કરનાર) કહેવાય છે.

જે રૂપે ઇશ્વર બ્રહ્માંડનું પાલન કરે છે, તેનું રક્ષણ કરે છે, તથા તેને ટકાવી રાખે છે તે રૂપને "વિષ્ણુ" કહે છે. વિષ્ણુ એ પાલક કહેવાય છે. જ્યારે સૃષ્ટિઓ ક્ષીણ થઈ જાય છે, તથા તેમનું પ્રયોજન રહેતું નથી ત્યારે જે રૂપે ઇશ્વર તેનો લય કરે છે તે રૂપને "શિવ" અથવા મહાદેવ (ઇસ્લામ પ્રમાણે હાફેઝ બચાવ કરનાર તે વિષ્ણુ છે) કહે છે. શિવ લય કરનાર કહેવાય છે. આ ત્રણ ઈશ્વરના પ્રથમ પ્રકટ થયલાં શ્રેષ્ઠ રૂપ (ગુણ) અથવા મૂર્તિ છે. સગુણ બ્રહ્મ અથવા પરમેશ્વર જે એક છે, તે આ ત્રણ રૂપે વ્યક્ત થાય છે. બ્રહ્મા ઉત્પાદક રૂપે પ્રકૃતિના સાત તત્વો રચે છે. પહેલાં બે તત્વોના જુદાં જુદાં નામો આપવામાં આવ્યાં છે. આપણે તેને મહત-બુદ્ધિ અને અહંકાર એવાં નામ આપીએ, અહંકાર તત્વથી પ્રકૃતિના સુક્ષ્મ વીભાગ થાય છે અને તેને અણું કહે છે. પછીના પાંચ તત્વો તે, આકાશ, વાયુ, અગ્નિ, જળ, તથા પૃથ્વી છે. આને ભૂતાદી સૃષ્ટિ કહે છે. આ ભૂતાદી સૃષ્ટિમાં રચેલી વસ્તુઓ ઘણું કરી જડ હોય છે, કારણ કે તેની આસપાસનું પ્રકૃતિનું આવરણ ઘણું ઘટ્ટ અને ભારે હોય છે.

આ ભૂતાદી ઉત્પન્ન થયા પછી દશ ઇંદ્રિઓની ઉત્પત્તિ થઈ. આ ઇંદ્રિઓ પ્રથમ બ્રહ્માના મનમાં કેવળ સંકલ્પરૂપે હતી, અને પછીથી તેઓ ઉપર ભૂતાદીનું આવરણ થયું.

ઇંદ્રિયોના લયસ્થાન પાંચ છે; અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ એ તેઓના વિષય છે; તે ગુણોનું જ્ઞાન પ્રાપ્ત કરવાના સાધન રૂપ ઇંદ્રિયો, કર્ણ, ત્વચા, ચક્ષુ, જીભ્હા, અને નાસિકા છે. આને જ્ઞાને ઇંદ્રિયો કહે છે. વળી પાંચ કર્મે ઇંદ્રિયો છે, જેને હાથ, પગ, વાણી, જનનેઇંદ્રિય, અને ઉપસ્થ કહે છે. ઇંદ્રિયોની ઉત્પત્તિ પછી બ્રહ્માએ પોતાના મનથી એ ઇંદ્રિયોના દેવોને, તથા મનને ઉત્પન્ન કર્યા.

મનને કોઇ વાર પાંચ ઇંદ્રિયોના સંબંધમાં છઠ્ઠી ઇંદ્રિય તથા દશ ઇંદ્રિયોના સંબંધમાં અગીઆરમી ઇંદ્રિય કહેવામાં આવે છે. પછી બ્રહ્માએ દેવગણોને

પોતાના મનથી ઉત્પન્ન કર્યા, તેઓ ઇશ્વરના નિયમાનુસાર વર્તે છે. અને આ બ્રહ્માંડની વ્યવસ્થા ચલાવે છે. ત્યાર પછી બ્રહ્માએ પોતાના મનમાં ખનીજ, વનસ્પતિ, પ્રાણી અને મનુષ્યની સૃષ્ટિ ઉત્પન્ન કરી.

અને એવી રીતે આખા બ્રહ્માંડનો મનોમય ચિતાર સંપૂર્ણ કર્યો. અને તેમાં જીવનની સર્વ શકિતઓનો વિકાસ ક્રમ ચાલે એવું કર્યું. આ વિકાસ અથવા સંસાર ચક્રની માફક સર્વદા ફર્યા કરે છે. અને તેની સાથે સઘળા જીવો બંધાયલા છે.

## વિષ્ણુંનું કાર્ય

બ્રહ્માંડની રચના બ્રહ્માએ ઉપર મુજબ કરી, પણ આ રૂપોને પ્રવૃત કરવા માટે સ્થુળ પ્રકૃતિના આવરણની જરૂર હતી. આ કાર્ય સર્વ વ્યાપક પાલક, તથા રક્ષક એવા વિષ્ણુંનું હોવાથી તેમણે પોતાની જીવન શક્તિ આ બધા રૂપોમાં પ્રાણ રૂપેઅર્પી. એક પુરાણમાં કહ્યું છે કે વિષ્ણુએ પોતે સઘળાં રૂપોમાં પ્રાણ રૂપે પ્રવેશ કર્યો અને તેમને સચેતન કર્યા, આવી રીતે અખિલ બ્રહ્માંડ પ્રાણમય અને ચેતનમય થયું.

## શિવ તથા મહાદેવનું કાર્ય

જ્યારે સૃષ્ટિમાં મનુષ્ય વર્ગને ઉત્પન્ન કર્યો ત્યારે તેટલાથી ચાલે તેમ નહોતું, ઇશ્વરના બે સ્વરૂપોએ પોતાના અંશ મુકયા હતા. પણ ત્રીજા સ્વરૂપનું કાર્ય તો હજી બાકી હતું. તેનું કાર્ય રૂપોનો લય કરીને જીવોને મુકત કરવાનું, તથા તેઓને પોતાના મૂળ સ્વરૂપ સાથે એકરૂપ કરીને આનંદમય કરવાનું હતું.

મનુષ્ય જીવનનું ત્રિપુટીરૂપ પૂર્ણ થાય, અને ઇશ્વરના ત્રિપુટી સ્વરૂપનું તે પ્રતિબિમ્બ બની રહે તેને માટે, તેમાં મહાદેવના અંશનો પ્રવેશ થવાની જરૂર હતી.

(સનાતન ધર્મમાંથી)

## વિકાસ ક્રમનો આરંભ

ઉપલું કાર્ય થઈ રહ્યું, એટલે મનુષ્ય જીવે પોતાના લાંબા કાળ પ્રર્યંતના વિકાસ ક્રમનો આરંભ કર્યો. ગત કલ્પોમાં ખનિજ વનસ્પતિ, અને પ્રાણી વર્ગો દ્વારા તેનો યોગ્ય વિકાસ થઈ ચૂકયો હતો. આવી રીતે વનસ્પતિ, તથા પશુ દ્વારા વિકાસ પામતા પામતા જીવ મનુષ્ય વર્ગમાં આવે છે.

તે વિકાસની વૃદ્ધી થતાં થતાં, મનુષ્યને આત્માનો અવિંભાવ સ્ફુટ થાય છે; તથા તે નાશવંત મનુંષ્ય દેહ વડે અવિનાશી પદની ઇચ્છા રાખે છે. જીવ પ્રથમ આ સ્થુળ સૃષ્ટિમાં, ખનિજ રૂપે આવે છે: તે અવસ્થામાં તેને બાહ્ય જગતનું કાંઇ જ્ઞાન હોતું નથી પણ બહારના જબરા આંચકા, તથા ઝપાટાથી તેનું ધ્યાન તે તરફ ખેંચવામાં આવે છે, અને તેના અસ્તિત્વનું તેને ભાન કરાવવામાં આવે છે. ધરતીકંપ, જ્વાળામુખી પર્વતોનું ફાટવું વીગેરે બનાવોથી, જીવને ભાન કરાવવામાં આવે છે. તે એકલો નથી. ઘણોજ લાંબો સમય વિત્યાબાદ પછી તે જીવોમાં પૂરતી જાગૃતી આવી, અને તેઓ ખનિજ પદાર્થો કરતાં વધારે નરમ તથા વળી શકે એવા દેહ ધારણ કરવાને લાયક થયા એટલે તેઓ વનસ્પતિ વર્ગમાં ગયા, અને જે જીવોએ તેમની પછી ઇશ્વરથી છુટા પડયા તેઓએ તેમનું સ્થાન લીધું.

વનસ્પતિ વર્ગમાં આવ્યા પછી જીવોને બહારની સૃષ્ટિનું કંઇક વધારે જ્ઞાન થયું, તેઓને સુરજની ગરમીનું, પવનની લહેરોનું, અને જીવન આપનાર વરસાદનું ભાન થવા લાગ્યું.

તેઓ તે સ્થીતીમાં વધારે કાળ સુધી રહ્યા, તથા તેમની લાગણીઓ વધારે તીવ્ર થતી ગઈ, તેમ તેમ તેઓ વધારે લાંબા આયુષ્યવાળી વનસ્પતિ જેવી કે છોડ, વૃક્ષ વીગેરેમાં પ્રવેશ કરવા લાગ્યાં. ત્યાં તેઓની અંતર શકિતઓ વધારે ખીલવા લાગી અને એમ થતાં થતાં તેઓ પ્રાણી વર્ગમાં પ્રવેશ થયાં.

પ્રાણી વર્ગમાં આવેલા જીવો ઘણી ઝડપથી આગળ વધવા લાગ્યા, પોતાના ખોરાકની શોધમાં, એક બીજા સાથે લડાઇ કરવાથી પોતાનું કાર્ય સાધવા માટે એક એકને છેતરવાથી, તેઓની ઇંદ્રિયોનો, તથા તેઓની સાધારણ મન શકિતઓનો ઉદ્દ્ભવ થવા લાગ્યો. તથા તેઓ દ્રઢ થતી ગઈ. છેવટે પ્રાણી વર્ગના દેહ પણ એ જીવોના કાર્ય માટે ઉપયોગી ન રહેવાથી, તેઓએ મનુષ્ય દેહ ધારેણ કર્યો.

સાધારણ રીતે આમ વિકાસ ક્રમ ચાલે છે. કોઇક જીવ થોડા વખત સુધી પછાત પડી જાય, કોઇ આગળ નીકળી જાય.

જ્યારે એ જીવની વિષય ભોગની તૃષ્ણા છુટી જાય છે ત્યારે, તેનું આ ચક્કર સાથનું બંધન તૂટી જાય છે, અને તે જીવ મુકત થાય છે. તે માણુસને જીવન મુકત કહે છે.

ઘણી વાર આવા જીવન મુકતો દુન્યામાં બીજા જીવોને સહાય કરવાજ

આ લોકમાં રહે છે, અને જીવે છે. તેઓ આચાર્ય કહેવાય છે.

## સત-ચિત-આનંદ

પુરૂષના આ ત્રણ ગુણો છે.

## સત્વ, રજસ, તમસ

પ્રકૃતિના આ ત્રણ ગુણો છે. તમસથી એટલે જડતાથી પ્રકૃતિનો પ્રત્યાઘાત કરવાની શકિત તથા સ્થીરતા મળે છે.

રજસથી એટલે ગતિથી પ્રકૃતિ પ્રવૃત્ત એટલે ગતિવાળી થાય છે. સત્વ એટલે સમતાથી તે ગતિ નિયમિત થાય છે.

આ ગુણો અવિનાસી આત્માને દેહમાં બંધનમાં રાખે છે. અને કદિ છૂટા પડતા નથી. પણ દરેક વ્યક્તિમાં તેમાંના કોઈએકનું બીજાના કરતાં પ્રાધાન્ય હોય છે. જેનામાં તમોગુણનું પ્રાધાન્ય હોય છે, તે તામસિક કહેવાય છે. જેનામાં રજોગુણનું પ્રાધાન્ય હોય છે, તે રાજસિક કહેવાય છે. જેનામાં સત્વગુણનું પ્રાધાન્ય હોય છે, તે સાત્વિક કહેવાય છે. પદાર્થમાત્રનો તામસિક, રાજસિક અને સાત્વિક, એ ત્રણ વર્ગમાં સમાવેસ થઇ શકે છે.

( ભગવદ ગીતા અધ્યાય ૧૪-૧૭-૧૮ )

## પાંચ મહાભુતો

આપણે આગળ કહ્યું છે કે, બ્રહ્મા ઉત્પાદકરૂપે, પ્રકૃતિના સાત તત્વો રચે છે. પહેલ્લાં બે મહત, અને અહંકાર, અને બીજાં પાંચ આકાશ, વાયુ, અગ્નિ જળ, તથા પૃથ્વી, એને પાંચ મહાભુતો કહે છે.

તમામ સૃષ્ટિ આની બનેલી છે. માણુસનો દેહ કેવી રીતે બનેલો છે તે જોઇએ. શરીરમાં હાડકાં વગેરે કઠણુ ભાગ છે તે પૃથ્વીનો છે. લોહી વીગેરે જે પ્રવાહી ભાગ છે તે જળનો છે. હાલવું, ચાલવું, સંકોચાવું, શ્વાસ લેવું વીગેરે જે ક્રીયા થાય છે તે વાયુનો ભાગ છે. અને શરીરમાં જેટલો પોલાણુનો ભાગ છે તે આકાશનો છે. ભુખ વીગેરે જેટલો ગરમ ભાગ છે તે અગ્નિનો છે. અગ્નિને તેજ પણુ કહે છે.

## પચીશ તત્વો

ઉપલાં પાંચ મહાભુતના દરેકના પાંચ તત્વ છે, એટલે પચીશ તત્વનો આ

સ્થુળ દેહ બનેલો છે.

પૃથ્વીના—પાંચ તત્વો ૧ અસ્થિ (હાડકાં), ૨ માંસ, ૩ ત્વચા (ચામડી), ૪ નાડી (નસો), ૫ રોમ (રૂંવાડા તથા વાળ).

જળના—૧ શુક્ર એટલે વીર્ય, ૨ શોણીત એટલે લોહી, ૩ લાલ (થૂક), ૪ મુત્ર, ૫ સ્વેદ (પરસેવો).

અગ્નિના—૧ ક્ષુધા (ભુખ), ૨ ત્રસા (તરસ), ૩ આળસ, ૪ નિંદ્રા, (ઉંઘ), ૫ કાન્તિ (તેજ).

વાયુ—૧ ચલન (ચાલવું), ૨ વલન અથવા ઉત્ક્રમણ (વળવું તથા ઉભું થવું), ૩ ધાવન (દોડવું), ૪ પ્રસારણ (પહોળું કરવું), ૫ આકુંચન (સંકોચાવું).

આકાશ—૧ કામ, ક્રોધ, શોક, મોહ અને ભય.

## સ્થુળ દેહ (કસીકૃતન) અન્નમય કોશ

એ પંચ મહાભુતમાંથી પચીશ તત્વનો આ સ્થુળ દેહ બન્યો છે. એ સર્વ તત્વો પંચમહાભુતનું કાર્ય છે, તેથી જડ છે. અને આત્મા તો તેથી ન્યારો છે, એ પચીસ તત્વોના સમૂહાયરૂપ સ્થુળ દેહ સાથે આત્માને કંઈ સંબંધ નથી. દેહ એ નામ પણ કલ્પના માત્ર છે. કેમકે જે જે તત્વોનો બનેલો છે તે બધાં જુદાં જુદાં કરી નાંખ્યાં હોય તો દેહ કાંઇ રહેતો નથી. વળી આ સ્થુળ દેહને અન્નમય કોશ કહ્યો છે, કારણ કે દેહ અન્નથી ઉત્પન્ન થાય છે અને વધે છે. તે કોશેટાંની પઠે આત્માનું આવરણ કરીને રહ્યો છે, માટે એને કોશ કહે છે. પિતાએ ખાધેલા અન્નનું પરિણામ વીર્ય છે, અને માતાએ ખાધેલા અન્નનું પરિણામ લોહી છે. માતાનું રૂધિર અને પિતાનું વીર્ય એ બન્ને ગર્ભાશયમાં એકઠા થવાથી ગર્ભ રહે છે, અને દેહ બંધાય છે.

## સ્થુળ દેહની અવસ્થા

જાગ્રત અવસ્થાનું સ્થાન નેત્ર છે, કારણ કે ઘણું કરીને જાગ્રત અવસ્થાનો સઘળો વહેવાર નેત્રવડે થાય છે. જાગ્યા પછી ઈંદ્રિયોવડે શબ્દ, સ્પર્શ, રૂપ, રંગ વિગેરે વિગેરે વિષયોનું જ્ઞાન થાય છે, તેને જાગ્રત અવસ્થા કહે છે. આગળ જણાવી ગયા તેમ પાંચ જ્ઞાનેન્દ્રિયો છે. પાંચ કર્મેન્દ્રિયો છે અને ચાર અંતઃકરણ છે.

| પાંચ જ્ઞાનેંદ્રિયો | | | જ્ઞાનેંદ્રિયોના વિષય |
|---|---|---|---|
| શ્રોત્ર (કાન) | ... | ... | ...શબ્દ |
| ત્વચા (ચામડી) | ... | ... | ...સ્પર્શ |
| ચક્ષુ (આંખ) | ... | ... | ...રૂપ |
| જીવ્હા (જીભ) | ... | ... | ...રસ |
| ઘ્રાણ (નાસિકા) | ... | ... | ...ગંધ |

| પાંચ કર્મ ઇંદ્રિયો | | | કર્મેંદ્રિયોના વિષયો |
|---|---|---|---|
| વાક (વાણી) | ... | ... | ...વચન (બોલવું) |
| પાણિ (હાથ) | ... | ... | ...આદાન (લેવું દેવું) |
| પાદ (પગ) | ... | ... | ...ગમન (ચાલવું) |
| ગુદા (પાયુ) | ... | ... | ...વિસર્ગ (મળ ત્યાગ) |
| શિશ્ન (લીંગ) | ... | ... | ...આનંદ (રતિ વિલાસ) |

| ચાર અંતકરણ | | | તેના વિષયો |
|---|---|---|---|
| મન | ... | ... | ...સંકલ્પ વિકલ્પ |
| બુદ્ધિ | ... | ... | ...નિશ્ચય |
| ચિત્ત | ... | ... | ...ચિંતવન |
| અહંકાર | ... | ... | ...અભિમાન |

## સ્થુળ શરીરના વિકારો

૧ જનમવું, ૨ અસ્તિ જનમ્યા પછી હોવું તે, ૩ વધવું, ૪ જુવાન થવું, ૫ ઘરડા થવું, ૬ નાશ પામવું. આ વિકારો સ્થુળ દેહના છે. આત્માના નથી. આત્મા તો હમેશાં અજર અમર છે. હવે આ સ્થુળ દેહમાંથી પ્રાણ નીકળી જાય છે. ત્યારે શબમાં એકલા પૃથ્વીના તત્વ રહે છે. અને જળ, તેજ, વાયુ, અને આકાશ એ ચાર ભુતના તત્વો પાછાં તેમાં મળી જાય છે. ભુખ તરસ વીગેરે અગ્નિમાં મળી જાય છે, ચાલન ધાવન વગેરે વાયુમાં મળી જાય છે. કામ ક્રોધ વગેરે આકાશ ભૂતમાં મળી જાય છે. શુક્ર શોણિત વગેરે પાંચ જળ ભૂતમા મળી જાય છે. પૃથ્વીના પાંચ તત્વો જે બાકી રહેલાં જોવામાં આવે છે તે મડદુ (શરીર) ત્રણ પ્રકારે વગે થાય છે. બાળવાથી, દાટવાથી અને જાનવરોના ખાવાથી. જો બાળવામાં આવે છે તો તેની રાખ થઈ પૃથ્વીમાં મળી જાય છે. જો દાટવામાં આવે તો માટી થઇને પૃથ્વીમાં મળી જાય છે. અને જો જાનવરો ખાઈ જાય તો તેની વિષ્ટા થઇ પૃથ્વીમાં મળી જાય છે.

## સૂક્ષ્મ દેહ (લતીફ તન)

આ સૂક્ષ્મ દેહ અથવા લિંગ દેહ પણ પંચ ભૂતોનોજ બનેલો છે. તે પણ પચીસ તત્વોનો બનેલો છે.

આકાશના ૧ અંતકરણ ૨ મન ૩ બુદ્ધિ ૪ ચિત્ત ૫ અહંકાર અંતકરણ એટલે દેહમાં સુખ દુખ, જ્ઞાન, વગેરે સાધન રૂપ ઇંદ્રિ એના વડે જે કંઇ કામ કરવાનું હોય તે પહેલાં સ્ફુરે છે; પછી મન વડે સંકલ્પ વિકલ્પ થાય છે, બુદ્ધિથી નિશ્ચય થાય છે; ચિત્ત વડે અમુક રીતે કરવાથી સારૂં થશે, અમુક રીતે થવાથી બગડશે એવું ધ્યાન થાય છે. અને અહંકાર એટલે અમુક હું કરીશ એવું અભિમાન થય છે. અંતકરણ તો એકજ છે પણ પણ જુદી જુદી વૃત્તિ-ઓને લીધે જુદાં જુદાં નામ પાડયાં છે.

વાયુઃ—એનાં પાંચ તત્વ ૧ વ્યાન, ૨ સમાન, ૩ ઉદાન, ૪ પ્રાણ, ૫ અપાન. ૧ વ્યાન સર્વ અંગમાં રહે છે જેનાથી શરીરના સાંધા વળે છે. (૨) સમાન=નાભિસ્થાનમાં રહે છે. એનું કામ ખાધેલું અનાજ પચાવી, અન્ન રસ જે જુદો પડે છે, તેને નાડીઓ રસ્તે શરીરમાં રૂંવે રૂવે પહોંચાડે છે. (૩) ઉદાનઃ—એ વાયુ કંઠસ્થાનમાં રહી ખાધેલા અન્નના જુદા જુદા વિભાગ કરે છે. સ્વપ્ન તથા હેડકી (અડગરી) આ વાયુ કરે છે. (૪)—પ્રાણ એ વાયુ હૃદય માં રહે છે, અને શ્વસો શ્વાસ ચલાવે છે. રાત દિવસ મળી ૨૧૬૦૦ શ્વાસો શ્વાસ થાય છે. (૫) અપાન—એ વાયુનું સ્થાન ગુદા છે, ત્યાં રહીને તે મળને બહાર કહાડે છે.

અગ્નિના પાંચ તત્વ ૧ શ્રોત્ર (કાન), (૨) ત્વચા, (૩) ચક્ષુ, (૪) જીવ્હા, (૫) ઘ્રાણ. કાન વડે સંભળાય છે, ત્વચા વડે ટાઢું, ઉનું, કઠણ, કોમળ જણાય છે. આંખ વડે રૂપ દેખાય છે.

જીવ્હા (જીભ)વડે સ્વાદ માલમ પડે છે. ઘ્રાણ વડે (નાસીકા) સારી નરસી વાસ માલમ પડે છે.

જળના પાંચ તત્વ—૧ વાક (વાણી), ૨ પાણી (હાથ), ૩ પાક (પગ), ૪ ગુદા (મળત્યાગ), ૫ શિશ્ન (લીંગ). વાકથી વાચા થાય છે. એ ઇંદ્રિ ન હોય તો માણસ બોલી શકે નહિ. હાથથી દરેક ચીજ લેવાય દેવાય છે. પગથી હરાય ફરાય છે. ગુદાથી મળ ત્યાગ થાય છે. શિશ્નથી રતિભોગ તથા પીશાબ થાય છે.

પૃથ્વીના પાંચ તત્વ—૧ શબ્દ, ૨ સ્પર્શ, ૩ રૂપ, ૪ રસ, ૫ ગંધ. આ વીષયોમાં લીન થનાર માણુસ બંધનમાંથી છૂટતો નથી.

ઉપરમાં જ્ઞાનેન્દ્રિય કર્મેન્દ્રિય તત્વો તથા પ્રાણ, મન, અને બુદ્ધિ મળી સૂક્ષ્મ શરીર બન્યું છે. એ ઇંદ્રિયોથી દેખાતું નથી, જેથી એને સૂક્ષ્મ એટલે નાનું શરીર કહે છે.

## સૂક્ષ્મ દેહના કોશ

જેવી રીતે સ્થૂળ દેહમાં અન્નમય કોશ છે, તેવી રીતે સૂક્ષ્મ દેહમાં ત્રણ કોશ છે. ૧ પ્રાણમય કોશ, ૨ મનોમય કોશ, ૩ વિજ્ઞાનમય કોશ. અન્નમય કોશમાં મનોમયકોશ, મનોમયકોશમાં વિજ્ઞાનમય કોશ, અને વિજ્ઞાનમયમાં આનંદમય છે.

## સૂક્ષ્મ દેહની અવસ્થા

જાગ્રત અવસ્થામાં જે વિષય દીઠા હોય, અથવા સાંભળ્યા હોય, તેનો જે સંસ્કાર અંતઃકરણમાં રહ્યો હોય, તેને કરી નિંદ્રા અવસ્થામાં પ્રત્યક્ષની પેઠે દેખાય છે. તેનું નામ સ્વપ્નાવસ્થા, આ અવસ્થા સૂક્ષ્મ દેહની છે, ને તેનું સ્થાન કંઠ છે.

## કારણ દેહ

ત્રીજો કારણ દેહ છે. અજ્ઞાનનું નામ જ કારણ દેહ છે, કારણ કે પ્રથમ સ્થુળ છે, અને બીજો સૂક્ષ્મ દેહ, એ બે દેહની અપેક્ષાથી ત્રીજો કારણ દેહ કહેવાયો, તેનું સ્વરૂપ અજ્ઞાન જ છે. એ કારણ દેહમાં જ ગાઢ નિંદ્રાનો અનુભવ થાય છે. સ્થુળ દેહ તો પ્રગટ જોવામાં આવે છે, સૂક્ષ્મ દેહ તેના તત્વોના કાર્ય ઉપરથી જાણવામાં આવે છે. કારણદેહરૂપ જો કે પ્રત્યક્ષ કે અનુમાનથી જણાતો નથી. તો પણ આપણે તેને જાણી શકીએ છીએ. દાખલા તરીકે એક માણસ સૂતેલો હોય અને બીજો પુરૂષ આવીને તેને કહે, કે કેમ ભાઈ તું સુતો છે કે ? અને પહેલો માણસ જવાબ આપે કે હું તો ઉંઘમાં સુતો છું, જાગતો નથી તો તે મૂર્ખ ગણાય, કેમકે તે ઊંઘી ગયો હોય તો જવાબ કેમ આપે ? તેવી જ તરેહ, "કારણ દેહને હું જાણતો નથી" એ અજ્ઞાનને જાણનાર પણ કહેનાર જ છે, જ્ઞાન વિના એવું કહેવાય જ નહિ.

## કારણ દેહની અવસ્થા

ગાઢ નિંદ્રા એજ કારણ દેહની સુષુપ્તિ અવસ્થા છે. એ અવસ્થામાં સર્વ ઇન્દ્રિયો, તથા અંતઃકરણની વૃત્તિઓ કારણ અજ્ઞાનમાં લય થાય છે, તે વખતે

જાગ્રત કે સ્વપ્ન અવસ્થાનો કાંઇ પણ વ્યવહાર જોવામાં આવતો નથી.

## આનંદમય કોશ

એમાં આનંદમય નામનો પાંચમો કોશ છે.

## મહાકારણ દેહ અને તેની અવસ્થા

સ્થુળ, સુક્ષ્મ અને કારણ એ ત્રણ દેહોની અપેક્ષાથી ચોથો મહાકારણ દેહ કહેવાય છે. અવિદ્યા તથા દેહાદિક પ્રપંચની અત્યંત નિવૃત્તિનું મોટું કારણ. માટે મહાકારણ દેહ કહેવાયો. એ ચોથો દેહ જ્ઞાન સ્વરૂપ કહેવાયો. "હું દ્રષ્ટા છું" ( I am the witness ) એવું જે વિશેષ જ્ઞાન મનોવૃત્તિમાં થાય છે. તેનું જ નામ મહાકારણ દેહ છે.

એની તુર્યાવસ્થા છે, તુરીયા એવું શુદ્ધ આત્માનું નામ છે. સ્થુળ, સુક્ષ્મ ને કારણ; જાગ્રત, સ્વપ્ન ને સુષુપ્તિ, એ ત્રણને જે જાણવાવાળો શુદ્ધ આત્મા છે તે જ તુરીયા છે.

સ્થુળ, સુક્ષ્મ, કારણ અને મહાકારણ એ ચાર દેહથી, હું શુદ્ધ આત્મા ન્યારો છું, એવું દ્રઢ જ્ઞાન થાય, તો હમણા જીવતાં જ જીવનમુક્ત થાય. દ્રઢ જ્ઞાન તે અપરોક્ષ જ્ઞાન થવું જોઇએ.

શાસ્ત્રો વાંચવાથી આપણને જ્ઞાન થાય છે, તે પરોક્ષ જ્ઞાન કહેવાય અને ગુરૂ તથા શાસ્ત્રના ઉપદેશ વડે અનુભવપૂર્વક સત્-ચીત્-આનંદને પોતારૂપ જાણવા, એ અપરોક્ષ જ્ઞાન કહેવાય.

હવે આપણે (મહોમેદનોના ધર્મ પ્રમાણે) સૃષ્ટિની રચના વીષે કંઇક જાણવાની કોશીશ કરીએ.

(કુરાન શરીફમાં કહ્યું છે કે મેં (ખુદાએ) આસમાન અને ધરતી તે બન્નેની વચ્ચેની તમામ ચીજ છ (૬) દહાડામાં પેદા કરી.

વળી કહ્યું છે કે જેણે બે દિવસમાં ધરતી પેદા કીધી તેની ઉપર શું તમો ઇમાન નથી લાવતા ? તે દુનિયાનો ધણી છે. તેણે પૃથ્વી ઉપર પહાડો સરજ્યા, પછી તેને આસમાનો પેદા કર્યાં, અને દરેક આસમાન ઉપર ફરેસ્તાઓ નીમ્યા ! પછી માણુસ પેદા કર્યાં.

મીશાકત (હદીસ) મુજબ ખુદાએ શનીવારે પૃથ્વી, રવીવારે પહાડો,

સોમવારે ઝાડો, મંગળવારે બધી ખરાબ ચીજો, (unpleasant things) બુધવારે રોશની, ગુરૂવારે પશુઓ, અને શુક્રવારે (જુમાની નમાઝ પછી આદમને પેદા કર્યો.

તે (ખુદા) એટલો શક્તિવાન છે, એક આંખના પલકારામાં બે શબ્દ બોલી (કાફ અને નુન) કુન શબ્દ બોલી બન્ને આલમો હસ્તીમાં લાવ્યો. (હીંદુઓમાં કહે છે કે પહેલી સૃષ્ટિ પેદા થવાની કલ્પના થયા પછી "ઓમ" (ૐ) શબ્દ થયો, પછી સૃષ્ટિ પેદા થઈ). તેવી તરેહ "કુન ફ્યકુન" તું થા એવી રીતે બોલતાં સૃષ્ટિ પેદા થઇ. જ્યારે તેની (ખુદાની) કાફે કલમ પર ફુંક મારી કે અદમ (non-existence)ની પાટી પર હઝારો નકશ એટલે ચીત્ર પેદા થયાં. તેથી તમામ આલમ પેદા થઇ, અને માણસનો જીવ શું છે તે પણ માલમ પડયું (સર્વે પેદાયસમાં માણસને જામે ઉલ-કમાલને વજુબી વ ઈમકાની કહે છે એટલે કે [Man is a microcosm]) માણસમાં અક્કલ અને જ્ઞાન પેદા થયું. જેથી તમામ ચીજની અસલ શું છે તે તેણે જાણ્યું એટલે કે સૃષ્ટિ એક જ ચીજમાંથી પેદા થઇ છે.

જ્યારે માણસે જોયું કે બીજી પેદાયશો કરતાં તે જુદી રીતે સરજાયલો છે, ત્યારે વીચાર કીધો કે હું કોણ છું (જ્યારે ખનીજ વનસ્પતિ, પશુ, તથા ફરેસ્તા એ બધી ચીજથી પોતાને જુદી તરેહ પેદા થયલો જોયો, ત્યારે પોતે શું છે તે જાણવાની ખાહેશ થઈ.)

પછી પોતે જે "જુઝ" એટલે ભાગ અથવા અંશ હતો ત્યાંથી "કુલ્લી" એટલે વાહેદ મુતલક ખુદા જેનો અંશ તે હતો, ત્યાં સુધી તેણે સફર કીધી, પછી જ્યારે તે પાછો આલમમાં આવ્યો, ત્યારે જોયું, કે આ જહાન જે છે તે ફક્ત એક ખ્યાલી ચીજ ( Suppositional thing માયા સ્વરૂપ ) છે.

એક જ તત્વ બધી સૃષ્ટિની તમામ ચીજમાં છે. તેણે જોયું કે ખલકની અને અમરની બન્નેની જહાન, એક નફસ અથવા એક તજલ્લી અથવા નુરમાંથી પેદા થઇ. અને જેવી પેદા થઈ તેવી જ પાછી જતી પણ રહી, એટલે કે પેદા થવું અને જતું રહેવું માત્ર ખ્યાલી જ છે.

વળી અહિયાં આવવાનું ને જવાનું નથી કારણ કે વિચાર કરી જુઓ તો જવું તે જ આવવું છે. (આ લીટીઓનો અર્થ એ છે જે જવું આવવું બધું માયામાં આપણને દેખાય છે. )

આ દુન્યાની તમામ પેદાયશો પોતાની અસલી જગાએ એટલે "હક"

અથવા સત્ય કે ખુદા જ્યાંથી તે નીકળી ત્યાં પાછી જાય છે. અને આંખે દેખાય છે તે ચીજો, અને નથી દેખાતી તે ચીજો બધી એક જ થાય છે. એ લોકોનું મત પણ હીન્દુઓના મત સાથે મળતું આવે છે. મવલાના રૂમ સાહેબ જેવણુ એક મહાન સુફી હતા તેઓ કહી ગયા છે કે ખનીજ વર્ગમાંથી મરીને વનસ્પતિ વર્ગમાં આવ્યો, અને વનસ્પતિ વર્ગમાંથી મરીને પશુ વર્ગમાં આવ્યો. પશુમાંથી મરીને મનુષ્ય થયો તો હવે શા સારૂ મારે બીહવું કે માણસમાંથી મરી જઇશ તો માણસથી હલકે દરજ્જે જઇશ?

અગર માણસમાંથી મરીશ તો ફરેસ્તો થઇશ, અને ફરેસ્તામાંથી ટળીને જે થઇશ, તે કોઇના કયાસમાં પણ આવી શકશે નહિ. કારણ કે શરૂઆતમાં "અદમ" ( Infinity ) હતી, તેમાં હું મળી જઇશ. આપણને કુરાન શરીફમાં કહ્યું છે કે બધાએ પાછું તેને જ મળવાનું છે. એ સૃષ્ટિમાં તમામ ચીજ પેદા થઇ તે ખુદામાંથીજ થઇ છે, અને ખુદા તરફ જ પાછી જાય છે. આ સ્થુળ શરીર વીસે કહે છે કે એ પંચ મહાભુતોનું બનેલું છે. તેમાં આત્મા છે તે જ્યાં સુધી અલેકમાં મળતો નથી ત્યાં સુધી માણસનો વિકાસક્રમ પુરો થતો નથી. આ સ્થૂલ શરીર ટુટી જશે, તે પહેલાં ખુદાના દીદાર જોઇ લે. કેમકે " મન કાના ફીહાઝેહી આગા ફહોવાફીલ આખેરતે આમા " એટલે જે અહિંયા આંધળા છે તે ત્યાં પણ આંધળા રહેશે.

જ્યાં સુધી માણસ મોત શું છે, તે જાણતો નથી ત્યાં સુધી આખેરત (આવતી દુન્યાની) હકીકત પીછાની શકતો નથી, જ્યાં સુધી તે જીંદગીની હકીકત શું છે, તે જાણતો નથી ત્યાં સુધી તે મોતની હકીકત પીછાની શકતો નથી. જ્યાં સુધી તે આત્મા રૂહની હકીકત જાણતો નથી ત્યાં સુધી તે જીંદગીની હકીકત પીછાણી શકતો નથી અને રૂહની હકીકત પીછાનવી તે આપણા નફસની હકીકત પીછાનવા બરોબર છે.

આદમીમાં બે ચીજો છે, એક રૂહ (આત્મા) અને બીજું કાલબુદ (શરીર) રૂહ સવારી કરનાર મીસાલ છે, અને કાલબુદ સવારીના જાનવર મીસાલ છે અને રૂહને જીસ્મની મદદથી એક દરજ્જો મળે છે, બહેસ્ત કે દોઝખની હાલત મળે છે. જેમાં શરીરનો કાંઇ હીસ્સો નથી. રૂહનું બહેસ્ત તે રૂહની સુખની હાલત, દીલની ન્યામત અને લીઝઝતો છે.

રૂહ જે રંજ અને તકલીફ ભોગવે છે તેને રૂહાની દોઝખ કહે છે.

શરીરને સારૂ જે બહેસ્ત અને દોઝખ છે તે જાહેર છે, જેવા કે બાગ બગીચા, મહેલો, નહેર, સારા ખોરાક, પીણું વગેરે.

શરીરનું દોઝખ, તે રોગ, સંતાપ, નીરાશા, વીગેરે.

રૂહની બીમારી જેવી કે રંજ, મુશ્કેલી વીગેરે શાને લીધે પેદા થાય છે: અને એ રંજની દવા (ઇલાજ) શું છે તે જાણવાનું જ્ઞાન " મારેફત " ( ખુદાઇ જ્ઞાન ) તે રૂહના રંજની દવા છે. અને અજ્ઞાનપણું એ રૂહને ઝેર મીસાલ છે. માણસની બે (૨) રૂહ છે. ૧. રૂહે હેવાની (Animal soul) આમાં હેવાનોના રૂહનો અંશ છે. ૨. રૂહે ઇન્સાની ( Spiritual soul ) એ ફરેશ્તાની રૂહનો અંશ છે. રૂહે હેવાનીની બેઠક છાતીની ડાબી બાજુએ દીલ (Heart) છે. જેમાંથી વરાળ* જેવી એક બારીક વસ્તુ નીકલીને, ભેજામાં તેમજ શરીરના બધા અવયવમાં ફેલાય છે, જેનાથી આંખ જોઈ શકે છે, કાન સાંભળી શકે છે, અને દરેક અવયવ પોતાની ફરજ બજાવે છે. જેવી રીતે કે એક બત્તીને ઘરમાં લઇને ચાલીએ, તો તેનું તેજ જે દીવાલ પર પડે ત્યાં રોશની જાહેર થાય છે. તેવી તરેહ આ વસ્તુ દરેક શરીરના અવયવ પર પડવાથી, તે રોશન થાય છે. જો કોઈ અવયવને એ વરાળ (પ્રાણ) રુપી વસ્તુ પહોંચતી નથી તો તે પોતાનું કામ કરતો નથી. એ અવયવ ભાગને લકવો થયો એમ કહીયે છીયે. આ રૂહ તે ચેરાગની આગ, દીલ તે ચેરાગની વાટ (બત્તી) આપણે ખોરાક ખાઈએ છીયે, તે બત્તીનું તેલ. જેવી રીતે ચેરાગમાંથી તેલ કહાડી લઇએ તો ચેરાગ હોલવાઈ જાય છે. તેવી રીતે ખોરાક નહિ મળવાથી આ રૂહ પોતાનું સમતોલપણું ખોઈ નાંખે છે; અને માણસ મરી જાય છે. વળી ચેરાગમાં તેલ હોય છે, અને વાટે (બત્તાએ) તે તેલ ઘણું પોતાની ગજા ઉપરાંત પી લીધું હોય, તો પણ તે બુજાઇ જાય છે, તેવી જ તરેહ આ દીલ પણ કેટલી વાર લાંબી મુદતે એવું થઈ જાય છે, અને ખોરાક કબુલ કરતું નથી અને મરી જાય છે. વળી કોઇવાર તેલ ને વાટ બન્ને હોય, પણ ચેરાગની રોશની ઉપર કોઈ ચીજ મારવાથી તે બુજાઈ જાય છે. તેવી જ તરેહ આદમીને કારી ઝખમ લાગવાથી તે મરી જાય છે. જ્યાં સુધી એ રૂહમાં સમતોલપણું રહે છે, ત્યાં સુધી તે પોતાનું કામ કરે છે; જ્યારે એ સમતોલપણું જતું રહે છે, ત્યારે શરીરના બધા ભાગોને એ જોર આપી શકતી નથી, અને બધા અવયવ શક્તિ વગરના થવાથી, તેની હીલચાલ બંધ થઇ જાય છે, ત્યારે એમ કહેવાય છે કે માણસ મરી ગયું. એનું નામ મોતે હયવાની: ( Death of animal soul ) છે. વળી માણસનું એક બીજી તરેહનું પણ મોત છે, તે રૂહે ઇનશાનીનું છે. એ રૂહના ભાગ પડી શકતા નથી. (Indivisible) અને એનાથી માણસ ખુદાને જાણી શકે છે. એ રૂહનું કાંઇ શરીર નથી, આગળ જે આપણે ચેરાગનો દાખલો આપ્યો, તેમાં તે ચેરાગનું નુર તે "રૂહે ઇન્શાની" છે. નુર આગથી નીરાળું છે, અને આગથી વધારે સુક્ષ્મ ચીજ છે. આ દાખલો

* વરાળ=પ્રાણ.

સર્વાંસે ખરો નથી, કેમકે ચેરાગનું નુર ચેરાગને તાબે છે. ચેરાગ ગુલ થઈ જાય છે તો નુર જતું રહે છે. પણ રૂહે ઈન્સાની રૂહે હયવાનીને તાબે નથી. રૂહે હયવાની મરી જવાથી રૂહે ઇન્સાની જતી રહેતી નથી; એની મીસાલ આપવી બહુ મુશ્કેલ છે, પણ રૂહે ઈન્સાની તે રૂહે હયવાની ઉપર બેસનાર સવાર છે. અથવા હથીયારબંધ એક શીકારી છે એમ કહી શકીયે, હવે સવારીનું જાનવર મરી જવાથી, સવાર મરી જતો નથી પણ સવારી વગરનો થાય છે, અથવા એક શીકારી કે જેના શીકાર કરવાના હથીયાર જતાં રહે, તેવી તે રૂહની હાલત થાય છે. એ સવારીનું જાનવર અને શીકારના હથીયાર રૂહે ઈન્સાનને એટલા માટે આપ્યાં છે કે, ખુદાના જ્ઞાન અને ખુદાના ઇશ્કનો શીકાર કરે, જો એ શીકાર કરી લીધો હોય, અને પછી તે હથીયાર જતાં રહે, અને સવારીનું જાનવર મરી જાય તો, એ મરવું તો તેને વાસ્તે સારૂં છે.

એટલા માટે જ રસુલલ્લાહે ફરમાવ્યું છે કે "મોમીનો વાસતે મોત એ ખુદાતઆલાની તેમને માટે એક બક્ષીસ છે". પણ જો ખુદાનું જ્ઞાન અને ઇશ્ક મેળવવા પહેલ્લાં, તે સવારીનું જાનવર મરી જાય, અને શીકારના હથીયાર જતાં રહે, તો તો દલગીરી અને મુશીબતનો પાર નથી, કારણકે એજ દીલગીરી અને હસરત તે કબરનો આઝાબ છે.

યોગ શાસ્ત્રમાં ૭ ચક્રો અને નાદનું વર્ણન આવે છે એ ૭ ચક્રો તે આપણા ૭ કેશવરો, સમજવાં એનો ખુલાસો વંદીદાદની પહેલાં પરગરદમાં આપવામાં આવ્યો છે. અને નાડી ચક્ર વીસે આવાં અદ્દીસુર નીઆએસમાં ધ્યાન કરવામાં આવશે અને નાદ વીસે ટુંકમાં નીચે સમજણ આપી છે.

## નાદ

નાદનો અર્થ અવાજ થાય છે, યોગાભ્યાસીઓ જ્યારે મંત્ર. (અવસ્તામાંથ) ઇસ્લામ ઝિકરનો જપ પુરો કરે છે. ત્યારે તેમના કાને દસ (૧૦) પ્રકારના નાદ—અવાજ સંભળાય છે.

તમરા (કસારી) જેવો, (ચિણી) ચકલાં જેવો, (ચિંચીણી) ઘંટ જેવો શંખ જેવો, વીણા (બીન) જેવો, તાલ જેવો, વાંસળી જેવો તબલા જેવો, ભેરી જેવો, અને મેઘ (વરસાદ) જેવો નાદ સંભળાય છે. તમારા જેવો નાદ સાંભળતાં સર્વ અંગોમાં તમારાના ફાટવાના જેવો સબ્દોનો ભાસ થાય છે.

બીજો નાદ સાંભળતાં શરીરના અંગ તુટતાં હોય તેમ થાય છે. ત્રીજો નાદ

સાંભળતાં ચિત્તમાં બેચેની થાય છે. ચોથો નાદ સાંભળતાં શિર કંપે છે. પાંચમો નાદ સાંભળતાં તાળુ સ્રવે છે, છઠ્ઠો નાદ સાંભળતાં અમૃતનું પાન થાય છે. સાતમો નાદ સાંભળતાં ગુહ્ય પદાર્થ છુપી ચીજોનું જ્ઞાન થાય છે. આઠમો નાદ સાંભળતાં પરાવાણીની પ્રાપ્તિ થાય છે. નવમો નાદ સાંભળતાં નિર્મળ દિવ્ય દ્રષ્ટિ, તથા અંતર્ધ્યાંનની શક્તિ પેદા થાય છે. અને દસમો નાદ સાંભળતાં બ્રહ્માત્માની સંનિધી થતાં સાધક બ્રહ્મરૂપ થાય છે. આવી રીતે થવાથી બ્રહ્મમાં મનનો વિલય થાય છે. સંકલ્પ વિકલ્પો (ખતરા) નો નાશ થાય છે. અને સાધક પુરૂષ મોક્ષપદ (વિસાલ) પામે છે.

એ નાદનો અભ્યાસ કરવા સારૂ માણસે પ્રથમતો પોતાના હાથની બન્ને નાની આંગળીઓ વડે પોતાના કાનના બન્ને છિદ્રો–કાણાને સારી રીતે બંધ કરી શરીરમાંથી ઉઠતા અવાજ નાદનું શ્રવણ કરવું જોઇએ. જ્યાં સુધી ચિત્ત સ્થિર (દિલ કાયમ) થાય, ત્યાં સુધી તે નાદ સાંભળ્યા કરવો જોઇએ.

આ પ્રમાણે કરવાથી દિલથી બુરાઇઓ થોડા વખતની કોશીશથી મટી જાય છે, સમુદ્રના જેવો, વરસાદની ગર્જના જેવો, મોટાં નગારાં જેવો, ઝાંઝ જેવો પખાજ જેવો, શંખ જેવો, ઘંટ જેવો, વાંસળી જેવો, વીણા જેવો ને ભ્રમર જેવો, નાદ તથા બીજા કેટલાક પ્રકારના નાદો માણસના સાંભળવામાં આવે છે.

સાધકે (તાલિબે) એક નાદમાંથી બીજા નાદમાં, ને બીજા નાદમાંથી ત્રીજા નાદમાં (કસીફ) સ્થુળમાંથી (લતીફ) સુક્ષ્મ નાદમાં સુક્ષ્મ નાદમાંથી સુક્ષ્મતર (લતીફતર) નાદમાં, ત્યાંથી સુક્ષ્મમાં ને ત્યાંથી સ્થુળ નાદમાં પોતાના ચિત્તને પોતાની મરજીથી જોડયા કરવું, અંતર બહારની કંઇપણ ચિંતા ન કરવી. આખરે નાદના અધિષ્ટાનમાં મનને લીન કરવું. શ્રધ્ધા (યકીન) પ્રેમને (ઇશ્કને) વિવેક વડે સદાકાળ નાદનો અભ્યાસ કરવામાં આવે તો પાપ સંસ્કારો નાશ પામે છે, ને મન તથા પ્રાણ નિર્ગુણ ચૈતન્યમાં લીન થાય છે. ( હઠયોગ પ્રદીપિકા)

---

સંતોની વાણીમાં તથા યોગ શાસ્ત્રમાં જે બોલ વારે ઘડીયે આવે છે તેના અર્થ નીચે આપ્યા છે.

અજંપા જાપ—શ્વાસથી ખુદાને યાદ કરવો "ઝિકે ખફી"

અગમ—જેની ગમ કોઈને નથી તે ઘર.

અગોચર—જેતું કાંઈ ઠેકાણું નથી તે ઇશ્ક—ખુદાનો પ્રેમ

અલખ—કોઈના સમજ્યામાં નહિ આવે તે વસ્તુ.

કુન્ડલીની—સુષુમણા નાડીને બંધ કરીને બેઠેલી મુળ પ્રકૃતિ, મુળાધાર ચક્ર સુધી જનારી મેરૂ દંડમાં (બરડાની કરોડમાં) રહેલી મુખ્ય નાડી, પવનનો સુષુમણામાં પ્રવેશ થાય તેનું નામ યોગ છે.

ઇડા—સુષુમણાની ડાબી બાજુએ નાડી છે તે.

પિંગળા—સુષુમણાની જમણી બાજુએ નાડી છે તે.

બ્રહ્મરંધ્ર—મસ્તકમાં એક છીદ્ર છે, જ્યારે પવન ત્યાં પહોંચે છે ત્યારે સમાધિ થાય છે. એને આકાશ, સહસ્ત્રદળ, દસમો દ્વાર પણ કહે છે (જરથોસ્તીઓનું ગરોદેમાન બહેસ્ત).

તરવેણી—બે ભમરો વચ્ચેની જગા ત્રીકુટી,

સુન—મહા અંધકાર.

મહાસુન—તેનેથી વધુ અંધકાર

દસમો દ્વાર—તાળુ વચ્ચે માંથા તરફ એક છીદ્ર છે, તે.

સામાધી—આત્મા અને મનનું એકપણુ. ઉનમની, સુન પરંમપદ, અદ્વૈત, નિરંજન, જીવનમુક્ત એ સૌ સમાધીના અર્થ છે.

(હઠયોગ પ્રદીપિકા.)

બ્રહ્મા—પેદા કરવાવાળી શકિત, ઇસ્મે ઝાત

વિષ્ણું—બચાવવાળી શકિત, હાફેઝ

શિવ—મારવાવાળી શકિત

શકિત—કુવ્વત, કુદરત.

પરમાત્મા—નફસે કુલ.

રૂષી—અવલીયા (ઓલ્યા) ..............

ઓમ—(ॐ) ઇસ્મે ઝાત અઝલ અને અબદનું મુળ.

રજસ ગુણ—સિફતે આફરનીશ (પેદા કરવાનો ગુણ)—(ઇંનસાની

સત્વ ગુણ—સિફતે ક્યામ (બકા) મલકુતી.

તમો ગુણ—સિફતે ફના હૈવાની

જ્ઞાન—ઇલ્મ, ઇરફાન.

ધ્યાન—શુગલ, તસવ્વુર, મુરાકિબા. ઝીકર (ફ્રીક)

એ સિવાય જેમ આપણામાં ખુદાના ૧૦૧ નામો છે, તેમ ઇસલામ ધર્મમાં પણ ખુદાના શીફાની નામો છે. જે થોડાંક સમજણને માટે નીચે આપ્યાં છે.

સાંઇ, સુરીજન, સાજન, સુબહાન, રહેમાન, પ્રીતમ, પીયુ, પીયા. લાલન, કીરતાર, પ્યારા, લાલ, ઢોલન, ધણી, મીતા, નૌશાહ, હક, સાહેબ, શાહ, અહદ, રંગીલા, યાર, ભરથાર, સૈયાં દીલબર, પીયાજી, અલેક, રહીમ, કરીમ, નિરંજન, નિરાકાર, વાહેદ, શામ, અવિનાશી, રબ્બી, રબ, હકતઆલા, ગોંસાઇ. એ બધાં શબ્દો (નુરે રોશન નામની કીતાબમાં કાયમદીન ચીસ્તીએ ખુદાને સારૂ વાપરેલા છે.) એમાં કેટલાંક નામો હીંદુઓને તે લોકોની સમજાતી ભાષામાં સમજણ પડે તેથી હીંદુઓના પણ આપેલાં છે. કારણ કે ચીસ્તી ખાનદાન હમેશાં પોતાનો ઇસ્લામ ધર્મ ફેલાવવામાં પ્રખ્યાત થયું છે. તે લોકોમાં પોતાના બાપદાદાના નામોની એક વંશાવળી છે. તેમાં નીચલાં નામો હીંદુસ્તાનમાં બહુ પ્રખ્યાત છે, બાવા ફરીદ, મોહયુદીન ચીસ્તી (અજમેર સરીફવાળા) સલીમ ચીસ્તી (અકબરના ગુરૂ) કાયમુદીન ચીસ્તી વીગેરે.

હવે આપણે હીંદુઓના યોગ અભ્યાસ તથા યોગથી મલતી સીદ્ધીઓ વીષે કંઇ ખ્યાલ લઇશું. જે સાહેબોને યોગ વીષે જાણવું હોય તેને, કલ્યાણ નામનું ચોપાન્યું વાંચવું, જે ગોરખપુરથી ગીતા પ્રેસમાં છપાઇને બહાર નીકળે છે તેના "યોગાંક" નામના ગ્રંથમાંથી સંપૂર્ણ સમજણ મળશે. યોગ વીષે જો લખવા બેસીએ, તો મોટા મોટા પોથા ભરાય પણ અંત નહિ આવે એટલો એનો વીસતાર થયલો છે. ભગવદ ગીતામાં પણ શ્રી કૃષ્ણે જુદી જુદી જાતના યોગોનું જ બ્યાન કર્યું છે. હું ગુજરાતી લીપીમાં હીંદીમાંથી ઉતરો કરીને થોડુંક વીવેચન કરીશ. કારણ કે ગુજરાતીમાં લખવા જતાં તેનો સ્પીરીટ નહિ જલવાય. તેથી હીંદીમાં જ આપવું પડે છે.

યોગ શબ્દ યુજ ધાતુસે બનાહે, જીસકા અર્થ, જોડ, મેલ, મીલાપ, એકતા, એકત્ર, ઇત્યાદી હોતા હે. ઓર એસી સ્થીતી પ્રાપ્તી કે ઉપાય, સાધન, યુક્તિ, યા કર્મકો ભી યોગ કહેતે હૈં.

સચ્ચિદાનંદ, અનાદિ, અનન્ત, બ્રહ્મ સદા એક રૂપ હૈ. પૂર્ણ જ્ઞાન રૂપ

વહ સદૈવ નિષ્ક્રીય ઔર સૃષ્ટિસે અતીત હૈ. ન તો ઉન કો કીસી પ્રકારકી ક્રીયા, સ્પર્શ કર શક્તી હૈ, ઔર ન તો ઉનમેં કોઈ કલેસોંકી સંભાવના હૈ, ભૂત, ભવિષ્ય, ઓર વર્તમાનમેં વહ સદા એકરૂપ સોહિ રહેતે હૈં, ઈચ્છા અનિચ્છા રૂપ ઈચ્છાસે, ઉન્હીકી ઇચ્છામયી શક્તિસે, સંસાર ઉત્પન્ન હોતા હૈં. વર્તમાન રહેતા હૈ. ઔર પુન ઉન્હીમે લયકો પ્રાપ્ત હો જાતા હૈ. જબ જીવ રૂપી ચૈતન્ય અવિધ્યામેં ફેસકર અપને આપકો પ્રકૃતિવત્ માનને લગા, તબ વહી "કારણ શરીર" બન ગયા, ઔર અંતકરણ, પંચ પ્રાણ સહિત, પંચ જ્ઞાને ઇંદ્રિય, ઔર પંચ કર્મેંઇંદ્રીય મીલ કર "સુક્ષ્મ શરીર" કહાયા, ઓર ફીર પંચીકરણ વિધાનકે અનુસાર, સૂક્ષ્મ પંચતત્વોસે ઉત્પન્ન, પૃથ્વી, જળ, અગ્નિ વાયુ ઔર આકાશ નામક, સ્થુળ પંચ ભુતો કે દ્વારા, સ્થુળ શરીર ઉત્તપન્ન હુવા, યહ "સ્થુળ શરીર" જીવકે દેહ પાતકે પશ્ચાત યાહિ પડા રહેતા હૈં, ઔર "સુક્ષ્મ શરીર" વિસિષ્ટ જન્માન્તર પ્રાપ્ત કરતા હૈ. સ્થૂલ શરીર કેવળ સુક્ષ્મ શરીરકા વિસ્તારમાત્ર હૈ. જીવ જો કુચ્છ કર્મ કરતા હૈ. જો કુચ્છ કર્મ ભોગતા હૈ, ઔર જોકુચ્છ કર્મ ભવિષ્યમે ભોગને કેલીયે હોંગે ઉનકા સંસ્કાર ગ્રહણ કરતા હૈ. વહ સબ 'સુક્ષ્મ શરીરસે" અંતકરણમેહી કરતા હૈ. ઇસલીયે જબતક અવિધ્યાકી સ્થિતિહૈ, તબતક જીવરૂપી ચૈતન્ય અપને આપકો અન્તકરણ માને હુવે હૈ. જબતક ઉસકા માનના હૈ, તબતક ઉસ અંતકરણ કે ઉસકા ફેસના ભી. રહેગા. ઔર જબતક વહ ભ્રમમુલક સંબંધ રહેગાં, તબતક નાના સુખ દુઃખરૂપી કર્મોંમે ફેસતા હુવા જીવ આવા ગમન રૂપ ચક્ર પથમે ભ્રમતા રહેગા. યોગ સબ્દકા અર્થ જોડના હૈ. ઇસમે જીવરૂપ ચૈતન્ય જો અવિધ્યા મે ફેસકર પરમાત્મા, પર બ્રહ્મસે ભીન્ન હો રહા હૈ, ઉસકી ઇસિ ભીન્નતા કો દૂર કરકે, ઉસકે પહેલે રૂપમે લાકર "જહાંસે નીકલાથા વહીં પુન પહુચા હૈનેકા નામ "યોગાભ્યાસ" હૈ! ઇસ પ્રકારકે જીતને સાધન જીવકો મુક્તિપદમે પહોંચાનેકે લીયે વેદ શાસ્ત્રોમેં વર્ણન કિયે ગયે હૈ, વે સબ ચાર વી ભાગોમે વિભક્ત હૈ. (૧) મંત્રયોગ, (૨) હઠયોગ, (૩) લયયોગ, ઔર (૪) રાજયોગ. શાસ્ત્રોકત કિસી મંત્રકા જપ, ઔર શાસ્રોક્ત કિસી રૂપકા ધ્યાન કરતે કરતે ચિત્તવૃતિ નિરોધસે પરમપદ મોક્ષકે પથમે. અગ્રસર હોનેકા નામ "મંત્ર યોગ" હૈ.

શારીરીક ક્રિયા દ્વારા ચિત્તવૃતિકા નીરોધ કરકે મુક્તિ પથમે અગ્રેસર હોનેકા નામ "હઠયોગ" હૈ.

ષટ ચક્રકે ભેદસે બહિંર્મુખી શક્તિ કો બ્રહ્માંડમે લય કરકે મુક્તિ પથમે અગ્રસર હોનેકા નામ "લયયોગ" હૈ.

કેવળ બુદ્ધિકી સહાયતાસે, બ્રહ્માભ્યાસ યા બ્રહ્મવિચાર દ્વારા ચિત્તવૃત્તિયોંસે

ઉપશમ હોકર, અધિભૌતિકતાકો લીનકર અન્તર્વાહકતાકો પ્રાપ્ત કરતે હુએ મોક્ષ માર્ગ મે અગ્રસર હોનેકા નામ "રાજયોગ" હૈ.

અષ્ટ સિદ્ધિયાં (યોગથી મળતી આંઠ સિદ્ધિ) ભૂત જયાનન્તર અણિમાદિ "અષ્ટ સિદ્ધ," સિદ્ધિયો પ્રકાશ, શરીર સંબંધી સબ સમ્પતિયોકી પ્રાપ્તિ ઔર શરીરકે રૂપદિ ધર્મોકા, અનભિઘાત હોતા હૈ. ૧. અણિમાં ૨. લઘિમા, ૩. મહિમા, ૪. ગરિમાં, ૫. પ્રાપ્તી, ૬. પ્રાકામ્ય, ૭. વશિત્વ, ૮. ઔર ઇશિત્વ યેહી અષ્ટ સિધ્ધિયાં હૈ.

જબયોગી ઇચ્છા કરતેહી, અપને શરીરકો સુક્ષ્મ અણુસેભી સૂક્ષ્મતર કર લેતા હૈ. તબઉસે "આણિમાસિદ્ધિ" કહેતે હૈ.

"લઘિમાસિદ્ધિ" ઉસકો કહેતે હૈ. કિ જબ યોગી ઇચ્છા કર તેહી અપને સ્થુલ શરીરકો હલકેસેભી હલકા કર શકે ઔર આકાશકે અવલમ્બનસે જહાં ચાહે વહી જા શકે.

"મહિમાસિદ્ધિ" વહ હે કિ, જબયોગી ઇચ્છિા કરતેકી અપને શરીરકો ચાહે જીતના બઢા શકે.

"ગરિમાસિદ્ધિ" વહ કહેલાતી હૈ. કિ જબયોગી ઇચ્છા કરતેહીં અપને શરીરકા ચાહે જીતના ભારી સે ભારી કર શકે.

"પ્રાપ્તિસિદ્ધિ" વહ કહેલાતી હૈ કિ જબ યોગી ઇચ્છા કરતેહીં એક લોકસે લોકાન્તરમે, યાને કિસી ગ્રહ, ઉપ ગ્રહ, સુર્ય, યા કિસી મહાસુર્યમે જહાં ચાહે વહિં પહોંચ શકે.

"પ્રાકામ્યસિદ્ધિ" વહ હૈ કિ જબ યોગી જીસ કીસી પદાર્થકી ઇચ્છા કરે, તભી વોહ પદાર્થ ઉસકો પ્રાપ્ત હો જાય, અર્થાત ત્રીલોકમેં ઉસકો અપ્રાપ્ત કોઇભી પદાર્થ ન રહે.

"વશિત્વ સિદ્ધિ" વહ કહાતી હૈ કિ જીસસે યોગી કે વસમે સમસ્ત પંચભૂત, ઔર સંપૂર્ણ ભૌતિક પદાર્થ આ જાતા હૈં. ઔર વહ જૈસે ચહાતા હૈ, વૈસેહી પંચભૂતોસે કામ લે શકતા હૈં. વહ સ્વયં કિસીકેભી વશમેં ન હોતા.

"ઇશિત્વસિધ્ધિ" ઉસકો કહેતે હૈં, કિ જબ યોગી ભૂત, ઔર ભૌતિક પદાર્થોકી ઉત્પતિ, સ્થિતિ, ઔર લય કરનેકી શકિત કો પ્રાપ્ત હો જાતા હૈ; યાદિ વહ નવીન સૃષ્ટિકો કરના ચાહે તો વહ ભી આંશિક રૂપસે કર શકતા હૈ. યેહી અષ્ટ સિદ્ધિ હૈ. ઇન સિદ્ધિયોકી સાથ સાથ યોગીકો રૂપ, લાવણ્ય, બલ ઔર વજ્રતુલ્ય દ્રઢતા યે સબ કાયસમ્પત્તિયોં મીલ જાતી હૈ. રૂપ ઔર લાવણ્ય

ઉસે કહતે હૈં કિ યહ સ્થુળ શરીર એસી દીવ્ય સુંદરતા કો ધારણ કરે કિ તબ ઉસ શરીરકે રૂપકી માધુર્યતાસે સબ પ્રકારકે દર્શકહી મોહિત હો જાયે, ચાહે દર્શક દેવતા હો, ચાહે માનવ, ચાહે પશુ, ઔર જીવ હો; સબ ઉસકી મૂર્તિ કો દેખતે હી મોહિત હો જાયે પ્રકૃતિ હી જીસકે વશીભૂત હો જાતી હૈ, ઉસકે બળકી તુલના કિસસે હો શકતી હૈ? સબ શાસ્ત્રોંસે મહાતીવ્ર વજ્રકી તરહ ઉસકા શરીર દ્રઢ હો જાતા હૈ.

આ સીદ્ધિઓ ઉપરાંત પરકાયા પ્રવેશ બીજાના શરીરમાં દાખલ થવું જેને ફારસીમાં ખલેબદન કરીને કહે છે. ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળનું જ્ઞાન થવું. જાનવરોની બોલી સમજવી. સામા મનુષ્યના મનમાં જે કંઇ ચીજ જોવાનો તેનો વીચાર હોય તે વિચાર પ્રમાણે તેને પ્રત્યક્ષ દેખડાવવું. (જેવી રીતે આપણા મહાન પુરૂષોએ મહોમેદન લેકોને આસમાન ઉપર એક મોટું લશ્કર દેખરાવ્યું હતું.) ટુંકમાં મનુષ્યથી જેટલી શકિતઓ આ દુન્યામાં મેળવી શકાતી હોય તેટલી શકિતઓ પ્રાપ્ત કરી શકે છે. અને દુન્યામાં દરેક મુલ્કોમાં એવા પુરૂષો આજેપી વસે છે. કે જેના કામો આપણને બહુ અદ્દભૂત લાગે. (આપણે માનીબી શકયે નહિ).

આવા યોગીઓ હીમાલયના પહાડો ઉપર, ટીબેટમાં અને આસામ અને બરમાની પડોશમાં આવેલા શાન સ્ટેટમાં આજે પણ છે.

## જ્ઞાન યોગ

જ્ઞાન યોગ-ઇસ યોગમે સ્થુળ શરીરસે લેકર સુક્ષ્મ, કારણ મહાકારણ, ઔર ફીર અતી મહાકારણ દેહતક સબ દેહોંકી પચ્ચીકરણકી દ્રષ્ટીસે, તથા વ્યકતીરેક ઔર અન્વયસે આત્માસે ભિન્નતા સિદ્ધ કરતે હૈ ઔર ચિત્તવૃત્તિકાલય કરતે હુવે જ્ઞાનકી જો સાત ભૂમિકાએ પાર કરની પડતી હૈ. વે ઇસ પ્રકાર હૈ. ૧ શુભેચ્છા અર્થાત વિવેકવૈરાગ્યકી સ્થિતિ. ૨ વિચારણા અર્થાત શ્રવણ-મનનકી અવસ્થા, (ઇન દો ભૂમિકાઓ પાર કરનેકે પશ્ચાત મુમુક્ષુ સાધક પદ પર આતા હૈ) ૩ મનુમાનસા અર્થાત અનેક અર્થોમેંસે યહી એક અર્થ ગ્રહણ કરના કિ પંચ ભૂતાત્મક દેહ અનિત્ય ઔર આત્મા નિત્ય સુદ્ધબુદ્ધ હૈ ૪ સત્વાપત્તિ અર્થાત "અંહ બ્રહ્માસ્મિ" મૈં બ્રહ્મ હું ઇસ ધારણા કો દ્રઢ કરના. ૫ અસંસકિત અર્થાત નાનાવિધ સિદ્ધીયોંકી ઓરસે અનાશકિત. ૬ પદાર્થો ભાવિની "અહં બ્રહ્માસ્મિ" ભી તો એક અહંવૃત્તિ હી હૈ અતઃ ઇસકા ભી લય હોના ૭ તુર્યગા અર્થાત આત્મ-સ્વરૂપસે ન ઉઠના.

ઇન સપ્ત ભૂમિકાઓંકો પાર કરતે હુએ વિક્ષિપ્તતા, ગતાયાતા, સંશ્લિષ્ટતા,

ઔર સુલીનતા ઇન ચાર અવસ્થાઓં. તથા લય, વિક્ષેપ, કષાય, ઔર રસાસ્વાદ ઇન ચાર વિઘ્નોકો લાંઘકર કેવલ નિરાલમ્બ સ્થિતિ મેં તલ્લીન હો કર રહેને કો કહા ગયા હૈ।

આપણા જરથોસ્તીઓમાંથી એ યોગ સંબંધીનું જ્ઞાન બીલકુલ જતું રહ્યું છે: પણ આપણા પેગંબર સાહેબ તથા તેવણ પછી ગાદીએ આવનારા જરથુશ્રનેમો, અને બીજા દસ્તુરો આબેદો વીગેરે એ જ્ઞાનથી (યોગથી) પુરા માહીતગાર હતા, અને એ જ્ઞાન આપણા ધર્મપુસ્તકોમાંથી ટુકડે ટુકડે કોઈ કોઈ ચસ્ત નિયાએસો વીગેરેમાંથી મળી આવે છે. બુનદેશ તો આખી શરીરની રચના સંબંધીતી જ કીતાબ છે. અને એમાં જ યોગનું સંપૂર્ણ વર્ણન કરવામાં આવ્યું છે. જે આપણે આગળ જોઇશું. આપણા હીંદુસ્તાનમાં આવ્યા પછી પણ આપણા દસ્તુરો, આબેદો વીગેરેને એ જ્ઞાન હતું. દસ્તૂર હજરત આજર કયવાન (જુઓ જામે કેખશરૂ નામની કીતાબ) ફરજાને બહેરામ, દસ્તુર શરોષ, મહેરજી રાણા દસ્તુર. (તે ઉપરાંત કેટલાકના નામ આપણને જણાયા નથી, જેઓ દસ્તુર હજરત આજર કયવાનના ચેલાઓ હતા) વીગેરે. એ વિદ્યાને આપણા લોકોએ કોઇને શીખવી નહિ અને એને ભેદમાં (સંકેતમાં) રાખીને, લોકોને એનાથી અંજાણ રાખ્યાં તેનું કારણ કે અધિકાર વગર (લાયકાત આવ્યા વગર) એ યોગ જો કોઇ કરે તો તેનુ પરીણામ ઘણુ ખરાબ આવે, તેથી દુરઅંદેશી વાપરીને એને રમ્ઝમાં મૂકી, કે જે કોઇ પોતાની લાયકાતથી એ રમ્ઝો સોધી કહાડે. તેજ યોગને લાયક થાય.

યોગી થવાને માટે મનુષ્યને પુરુષાર્થ (બહુ વીકટ સંજોગોમાંથી પસાર થવું પડે છે.) કરવાની જરુર છે. સૌથી પહેલે "બ્રહ્મચર્ય" જેટલાં વરસ પાલી શકાય તેટલાં વરસ સુધી સ્ત્રી સંબંધીનો વિચાર પણ કરી નહિ શકાય એ જ પહેલી મોટામાં મોટી કસોતી (મુશીબત) પછી પરહેજગારી (અષોઈ) દાદાર અહુરમઝદ સિવાય કોઈપણ શક્તિ દુન્યામાં નથી એવી દ્રઢ માન્યતા, યાને તે સાહેબ ઉપરજ એકીન રાખવું. તદરોસ્તીના નીયમો જાળવવા, સાદાઈથી જીંદગી ભોગવવી, ખોરાકની પરહેજી. માંસ, મચ્છી, દારુ વીગેરે કોઈપણ બ્યસની પદાર્થનો ઉપયોગ કરવાથી દૂર રહેવું. બનતાં સુધી વસ્તીથી દૂર એકાંત જગ્યામાં રહેવું. રાત દિવસ તે સાહેબ સંબંધીના યાને પોતે કોણ છે, કયાંથી આવ્યો છે, કયાં જવાનું છે. અને આ દુન્યા સાથે મારો સો સંબંધ છે. એ વીષેના વીચારમાં મશગૂલ રહેવું. પાછલી રાતના યાને મધરાત પછી એકાંત જગ્યા ઉપર જઇને ધ્યાન ધરવું જેને અંગ્રેજીમાં (Meditation) કરીને કહે છે.

ધીરે ધીરે જેમ જેમ ચિત્તની એકાગ્રતા વધતી જાય, તેમ તેમ પોતે કોણ છે? ક્યાંથી આવ્યો છે? અને આ દુન્યામાં એનું શું કૃત્ય છે? તેની સમજણ પડતી જાય અને છેવટે સમાધિ સ્થીતી સુધી પુગી જાય ત્યારે દરેક છુપાં જ્ઞાનની સમજણ પડી જાય, અને પોતે તથા દાદાર અહુરમઝદ બન્ને એક જ છે. આત્મા અને પરમાત્મામાં ભેદ નથી. ફક્ત દરજ્જામાં ફેર છે. વસ્તુમાં ફેર નથી. દાદાર અહુરમઝદ સર્વ શક્તિમાન, સર્વવ્યાપક, સર્વજ્ઞ, હરવેસ્પ આગાહ. કોઇનો પણ મહોતાજ નહિ. (સ્વાલમ્બી) છે. જ્યારે મનુષ્ય જ્યાં સુધી શરીરનું ભાન હોય ત્યાં સુધી અલ્પજ્ઞ. પોતા સંબંધી જ જાણનારો, એટલો ભેદ હોય. પણ જ્યારે નીર્વીકલ્પ સમાધિમાં હોય છે, ત્યારે દાદાર હોરમઝદ સાથે એકતાન થઈ જાય છે.

નિર્વિકલ્પ જેને અંગ્રેજીમાં Not admitting an alternative વિકલ્પ વિનાનું ધ્યાન. Meditation with forgetfulness of self. પોતાની ખુદી ભુલી જવી "બેખુદ" થવું. એટલે ફક્ત દુન્યામાં જો કોઇની બી હસ્તી (હયાતી) હોય તો તે ફક્ત એકલા દાદાર અહુરમઝદની જ છે. વાજેબ ઉલ વજુદ તે જ છે. તેના સિવાય બીજો કોઈ નથી. હીન્દુઓ પણ એ જ પ્રમાણે કહે છે કે માણસે પોતાનામાંથી હુંપણું કહાડી નાંખવું જોઇએ. જે છે તે તે જ છે. "તત્વ મસિ" તે તું જ છે. ક્રાઇસ્ટ પણ કહે છે કે God the Father and I the Son we are one.

ટુંકમાં યોગનો પરીચય કરાવવો, એ બહુ મુશ્કેલ કામ છે. પણ આપણા જરથોસ્તીઓએ તો ફક્ત જ્ઞાનયોગ જ કરવો. જ્ઞાનમાર્ગે આગળ વધવું. કોઇ ઉસ્તાદ મળે નહિ ત્યાં સુધી એ યોગોથી દૂર જ રહેવું. કારણ કે ઉસ્તાદ વગર જો કોઇ ગમે તેમ આસન કરી પ્રાણાયમ કરે તો લાભને બદલે નુકશાન થાય. તેથી કોઈએ પણ એ પ્રયોગ કરવો નહિ.



# પ્રકરણ ૮મું

# સૂફીવાદ (Sufism)

સૂફી શબ્દ સૂફ ઉપરથી નીકળેલો છે. જેનો અર્થ ઉનનું જાડું લુગડું થાય છે, કારણ કે એ પંથના લોકો (વીચાર ધરાવનારા માણસો) હમેશાં જાડાં ઉનનાં કામળ જેવાં લુગડાં પહેરતા હતા. ઇરાનમાં સૂફીઓને "પશમીના પોશ" એટલે ઉનનાં કપડાં પહેરનાર કહેતા હતા.

સૂફીવાદનું અસલ નામ તસવ્વુફ છે, એનો મુળ હેતુ દુન્યાનું લુબ્ધપણું—ખાહેશ કહાડી નાંખી ખુદા તરફ ધ્યાન લગાડવાનો છે. અને એ બાબદ ઈસ્લામના વખતમાં ઘણી ખીલી નીકળી. ઈસલામ પહેલાનાં ઝમાનામાં પણ અરબસ્તાનમાં "સૂફીઆ" નામનો ફીરકો—વર્ગ હતો. અને એ લોકો હમેશાં મકકાના પવીત્ર ધામ "કાબા શરીફ" આગળ બેસી રહેતા હતા.

ઈસલામ જાહેરમાં આવ્યા પછી પણ તેને સૂફી નામ આપવામાં આવ્યું. સૂફીવાદ મૌલાના "જામી' તેમજ બીજા મહાન સૂફીઓના લખાણ મુજબ કુરાન શરીફનો બાતીનનો ભેદ છે. (The esoteric doctrine of the Prophet).

કેટલાક બીજા વીદ્વાનોના મત મુજબ એ સૂફીવાદ વેદાંત અને યુનાનની ફીલસુફીનું પરીણામ છે એમ કહેવાય છે.

સૂફીઓની નેમ મનમાંથી તમામ દુનયવી ખ્યાલ અને બુરાઇઓ કાઢી નાંખી, ફક્ત તેમાં ખુદાને રાખવાનો છે.

જે સર્વોત્તમ જ્ઞાન છે, તે ચોપડી વાંચવાથી અનુભવાતું નથી. પણ રૂહ (આત્મા)ને સુદ્ધ-પાક કરવાથી થાય છે. અને તે ફકટ ઈશ્ક અથવા ખુદાના પ્રેમથીજ થાય છે. આ દુન્યા માયારૂપે છે, અને તેમાં જે બદીઓ આપણને દેખાય છે. તે ફકટ ખ્યાળીજ છે.

જે આપણી ખાહેસો અને લાગણીઓ (વૃત્તિઓ) છે. તે "ખુદી" અથવા "હું છું" એવા ખ્યાલ કલ્પિત છે. તેથી સૌથી મોટું પગલું એજ છે કે, પોતાને ભુલી જવાની કોશીશ કરવી, અને તે ફકટ પ્રેમથીજ થઇ શકે છે. "અલમજાઝુ કનીરતુલ હકીકત"=કલ્પિત અથવા ખોટી હાલત, એ ખરી હાલતે જવાનો પુલ છે. જેથી સાલિક પોતાનો તમામ પ્રેમ એક શખસને અર્પણ કરે છે. પછી જ્ઞાન થતાં તેને માલમ પડે છે કે તેના પ્રેમની ચીજ એક ખુદાનો માત્ર અકસ એટલે પડછાયો છે.

જ્યારે આવી રીતે પ્રેમ ઉત્પન્ન થાય છે, ત્યારે માણસ ખુદાને કાંઇ પણ મતલબ વગર ફકટ પ્રેમને ખાતરજ ચાહે છે.

બ્હેસ્તમાં જવાની પણ તેની ઇચ્છા હોતી નથી. ફકટ ખુદા સાથે વસ્લ કરવા-મળી જવા ચાહે છે. અર્થાત સૂફીઓની મતલબ ખુદા સાથે જોડાઇ જવાની છે. તેમ કરવા સારૂ તેઓ ખુદા તરફ એવો ઇસ્ક અથવા પ્રેમ જગાવે છે કે દરેક વસ્તુમાં તે ખુદાજ જુવે છે. હવે ખુદા નિરંજન નિરાકાર હોવાથી સાલિક અથવા ખુદાઈ જ્ઞાનનો જીજ્ઞાસુ, પહેલાં આ દુન્યામાં કોઇ પણ શખસ તરફ પોતાના દીલમાં એવોજ પ્યાર પેદા કરે છે. ઝુલેખાં હઝરત યુસુફના પ્યાર સારૂ દીવાની થઇ હતી, અથવા મજનું લૈલા તરફ દીવાનો થયો હતો, એવો પ્રેમ પોતામાં પેદા કરે છે.

લૈલાનો કુતરો આવતો હતો, તોપણ મજનું એમ સમજતો કે તે લૈલા આવી હતી, એટલે જે કાંઇ ચીજ તે જોતો, તેમાં એમ સમજતો હતો કે તેના પ્રેમનીજ ચીજ છે. એવો પ્યાર દુન્યવી ખાહેસોને લીધે આવતો નથી. એ પ્યાર જ્યારે મુસ્તકીમ થાય છે, ત્યારે એ પ્રેમનું પાત્ર-માશુક ખુદાનો પડછાયો છે. એવું તે પ્રેમી આશકને જ્ઞાન થાય છે. મોટે ભાગે સાલિકો એવી રીતે પોતાના શેખ એટલે ગુરૂને એ પ્રેમ અર્પણ કરે છે.

મૌલાના રૂમી સાહેબ એ ખુદાઇ ઇશ્ક વિષે લખતાં કહે છે કે જેના દીલમાં એક જીવતો પ્યાર, એટલે શેખ અથવા સદગુરૂ સારૂ નીર્મલ પ્યાર વસ્યો; તે શખસ દર પળે ફુલની માફક ખીલે છે, વાસ્તે તું પણ એવાજ પ્યારનું ધ્યાન ધર.

કારણુ કે બધા અવલીયા થઇ ગયા, તેમનું કામ પણ ત્યારથીજ સફળ—પાર થયુ હતું. તારે એમ નહિ સમજવું, કે મને ખુદાના દર્શન થઈ શકશે નહિ. ઇશ્ક અથવા પ્રેમ આવી ચીજ છે કે જે આસમાનના ટુકડે ટુકડા કરી નાંખે છે. તેમજ ધરતીને ધ્રુજાવી મુકે છે. પ્રેમ મહાસાગર ને બળતા પાણીની દેગ માફક ઉછળાવી મુકે છે.

અને પહાડને પીસીને રેતી માફર કરી નાંખે છે. વાસ્તે પ્રેમનો આતશ તારા જીગરમાં સળગાવ અને ઇબાદતની ફીકર નાકર. પ્રેમનો ધર્મ એ બધા મતોથી જુદો છે. પ્રેમીઓનો મઝહબ અને પંથ એ ખુદા છે, એ ખુદાના આશકનો કુફ્ર તે ખરેખરૂં દીન છે, અને એનું દીન તે ખુદાનું નુર છે; બન્ને જહાનમાં તે નિર્ભય અને સલા મત છે. ઇશ્ક એવી આતશ છે કે ઘટમાં સળગે છે ત્યારે માશુક ("ખુદા") સીવાય બધી ચીજો બાળીને ભસ્મ કરી નાંસે છે.

"લા"ની તલવાર ખુદા સીવાય બધાને હાંકી કાઢે છે. જો "લા"ની પાછવાડે શું રહયું છે? અલ્લાહ રહયો છે અને બાકી બધું ગયું, વાસ્તે ખુશી થા, કારણકે આ ઇશ્કે ખુદા સીવાય બધું બાળી મુકયું છે.

## "સુફીવાદના જુદાં જુદાં મંડળો"

હીજરી સનેના બીજા સૈકામાં, પહેલા સુફી તરીકે અબુ હાશમ નામના શખશ ઓળખાયા, એઓ હીજરી સને ૧૫૦માં દુન્યામાંથી ઉઠી ગયા હતા, આ અરસામાં જ ભક્તિ રસના પુસ્તકો લખવાનું શરૂ થયું હતું અને ઝિક્ર (અજંપા મત્ર) ફિક્ર ( ચિંતવન ) ઝૌક (આનંદ) શૌક (ઉત્સાહ) સબ્ર (શાંતી) રઝા (તાબેદારી) ફક્ર (ગરીબાઇ) તવક્કલ (સતોષ ભાવના) શુક્ર (આભાર નીવેદન) મોહબ્બત (પ્રેમ) ખૌફ (ડર) જેવા સબ્દો જ્ઞાનની સ્થીતી સમજાવવા સારૂ વાપરવામાં આવ્યા છે. અને સુફીઓએ પોત પોતાના ખ્યાલ, અને અભિરૂચી માફક જુદા જુદા મંડળો (Schools) કાયમ કર્યા. સૌથી પહેલું મંડળ હી. સ. ૧૪૯માં હઝરત શેખ અલ્વાન નામના સુફીએ જીદ્દા શહેરમાં સ્થાપ્યું હતું બીજું મંડળ બાયાઝીદે બુસ્તામીએ (રે. અ.) બુસ્તામ શહેરમાં હીજરી ૨૬૧માં કહાડયું હતું. ત્રીજું બગદાદના સુફી સિરીં શકતીએ હીજરી સને ૨૯૫માં કાઢયું હતું. ચોથું સીસ્તાનમાં ખાજા મોઇનુદ્દીન ચિશ્તીએ હી. સ. ૫૩૨માં ચિસ્તીયા નામનું કાઢયું.

પાંચમો "કાદરીયા" તરીકો શેખ અબ્દુલ કાદર જીલાની (ગૌસપાક)ના

નામથી હીજરી ૫૬૧માં નીકલ્યો હતો.

છઠ્ઠો રીફાઇ તરીકો બગદાદના હઝરત અહમદ રીફાઈના નામનો હી. સ. ૫૭૬માં નીકલ્યો હતો. સાતમો સોહરવર્દિયા બગદાદના શેખ શાહબુદીનના નામથી સ્થાપ્યો હતો. (હી. સ. ૬૦૦માં) આંઠમો નકશબંદીયા તરીકો હી. સ. ૭૧૯માં ખ્વાજા બહાઉદીનના નામથી સ્થપાયો હતો. આશરે ૯૦ જુદા જુદા તરીકાઓ છે, જેમાં મુખ્ય તેર છે. અને તેમાં ચાર ઘણા મશહુર છે.

૧ કાદરીયા ૨ ચિસ્તીયા ૩ સોહવર્દિયા ૪ નકશબંદીયા.

આ બધા રસ્તા જુદા જુદા થવાનું કારણ એ કે દરેક મહાત્માને જે ખુદાતાલાની "સીફાત" પોતાની મરજીને અનુકુળ લાગી તે મુજબ રસ્તો તેમને પસંદ પડયો, તે રસ્તે ખુદાને પહોંચવા તેમણે કોશીશ કરી, અને તે રસ્તે ખુદાઇ જ્ઞાન મળતાં તેમણે તે તરીકો ખુદાઈ જ્ઞાનના તાલીબોને દેખાડયો.

એ સમજાવવા મઉલાના રૂમી સાહેબે મસ્નવીમાં નીચેનો કીસ્સો લખ્યો છે. એક માણુસે એવું સાંભળ્યું હતું કે દુન્યામાં એક ઝાડ એવું છે, કે જેનું ફળ ખાય તો માણુસ મરતો નથી.

તે ઉપરથી તેણે શહેરે શહેર અને જંગલે જંગલ ફરી તે ઝાડની શોધ કરી પણ તેને મળ્યું નહિ. એટલે નાઉમેદ થઇ એક શેખ પાસે આંસુભરી આંખો સાથે તેની દુઆ લેવા ગયો, કે તે દુઆથી તે ઝાડ તેને મળી આવે, તેની પાસે જઇને કહ્યું કે અય શહેનશાહ હું એક ઝાડ શોધતો હતો, તે ઝાડ એવું એવું છે કે, તેનું ફળ ખાવાથી, અમર જીંદગી થાય છે. વરસો સુધી તે શોધ્યું પણ મળયું નથી. ફક્ત લોકોની મશ્કરી અને ઠેકડી અનુભવી છે.

તે ઉપરથી શેખે જવાબ દીધો, અને હસીને કહ્યું કે, અય ભોળા માણુસ, આ ઝાડ તે ઇલ્મનું ઝાડ છે, એ ઘણુંજ ઉંચું ઘણુંજ પહોળું અને ઘણુંજ ફેલાયલું છે. અને એજ ખુદાના દરીયાનું અમૃત–આબે હયાત છે. તું બેખબર હોવાથી ફકત ઝાડની સુરત એટલે ઝાડનો આકાર સમજયો છે. અને તેથી ગુંમરાહ થઇ ગયો છે, અને એ ઝાડની મતલબ શું છે તે સમજ્યો નહિ.

જે વસ્તુને તું ઝાડ સમજ્યો તેને કોઇ વખત કોઇ ઝાડ કહે છે. કોઈ વખતે તેને સુરજ કરી બોલાવે છે, અને કોઇ વખત મહાસાગર કે રાહાબ નામ આપે છે, તે એક પુરૂષ છે કે જેની લાખો નીશાની (આસાર) છે. અને

સૌમાં નાનામાં નાની નીશાની તે જાવેદાનની જીંદગી (ઉમરે-બકા) છે. જોકે તે એક જ છે, પણ તેની હજારો નીશાનીઓ છે, અને હજારો નામ છે, જેવી તરેહ એક માણુસ પોતાના બાપ વીસે વાત કરતાં, પોતાને બેટા તરીકે ઓળખાવે છે, અને પોતાના ફરઝંદની વાત કરતાં, પોતાને તેના બાપ તરીકે ઓળખાવે છેઃ અથવા તેજ માણુસ એક સખ્સ તરફ ગુસ્સા અને દુશ્મનાઈથી વર્તતો હોય, અને બીજા તરફ માયા અને નેકીથી વર્તતો હોય, છતાં તે માણસતો એક જ છે. તેમ ખુદાપણુ એક જ છે, જો કે તેના લાખો નામ છે, અને તેના હજારો ગુણ છે, પણ તે ગુણોના બંધનમાં નથી. તું ફક્ત "ઝાડ" શબ્દને વલગી રહયો, તેથી તને દીલગીરીનો વખત આવ્યો, અય જવાન જાહેર સુરત નહિ સોધતાં, માઅની એટલે અંદરનો ભેદ શોધ.

નામ છોડીને સીફાતને જો, જેથી કરીને પછી "ઝાતનો" ખ્યાલ તને આવે, પછી જ્યારે ખુદાની જાનમાં ગુમ થાય, ત્યારે તારી આંખે નેક અને બદ કાંઈ જણાવાવાનું નથી. બધું જ એક રંગ લાગશે.

આખલકમાં જે ઈખતીલાફ, એટલે જુદાઈ પેદા થઈ છે, તે ફક્ત જુદા જુદા નામ અને શબ્દને લીધે થઇ છે. જ્યારે તે માણુસને તે શબ્દોના અર્થજ્ઞાન થાય છે ત્યારે બધી જુદાઇ દુર થાય છે (થોડોક ખુલસો આપણા પગંબર સાહેબને માટે પણ લખવામાં આવ્યું છે કે તેવણ પેલી મીનોઇ જહાંનમાંથી એક ઝાડ, નવગરની લાકડી, બળતો આતશ, અને ૨૧ નુસ્ક સાથે લાવ્યા હતા અને અને આપણા લોકો. શીખેલાવટીક એ માને છે. તે આ લખાણ પરથી સમજશે. કે આપણું ઘણું ખરૂં અવસ્તા સાહીત્ય રમ્ઝ(ભેદ)માંજ લખાયલું છે. અને એ રમ્ઝોનો ખુલાશો સુફીઝમથી ઘણો સરસ રીતે થઈ શકે એમ છે. તેથી જ સુફીવાદનો આટલો ખુલાસો આપવાની જરૂર જોઇ છે, ઈરાનના મહાન ફીલસુફો તથા સુફીએએ આપણી માજદીયસ્નની દીનના ભેદોનો બારીક અભ્યાસ કર્યો હતો, અને તેથી જ આપણે સૌથી પહેલાં ઇરાનની ફીલસુફી તરફ જ નજર કરવી જોઈએ. યુનાન, (ગ્રીક) ઇજીપ્ત (મીસર) ખેલ્ડીઅન, બેબીલોનીઅન, અને યાહુદીઓની કેબાલીસ્ત ફીલોસોફી કરતાં સુફીઝમમાંથી આપણા ઘણા ભેદો ઉકલતવી શકાશે. ખાસ કરીને નીચે લખેલા મહાત્મા ઓનું સાહીત્ય વાંચવાંથી માલમ પડશે, ફીરદોશી તુસી, હઝરત અલી, સમ્સ તબ્રેઝ, અબુ મનસુર, હાફેઝ, મઉલાના જલાલુદીન રૂમ સાહેબ હઝરત ફરીદુદીન અત્તારની તઝકર તુલ ઔલીયા[1] નામની કીતાબ મૌ. જામી, શેખ સાદી, ઓમર

૧. તઝકસુલ ગુજરાતી ભાષાંતર સસ્તાં સાહીત્ય તરફથી ભીક્ષુઅખંડાનંદે કર્યું છે જેનું નામ મુસ્લીમ મહાત્માઓ કરીને આપ્યું છે.

ખાઇયામ, સબીસ્તરી સાહેબની "ગુલશને રાઝ" (કબીર, નઝીર, શીખ ધર્મના સ્થાપક ગુરૂ નાનકજી, અનવર, (અનવર કાવ્યના કર્તા) કાયમુદીન ચીસ્તી "નુરેરોશન"ના કર્તા વીગેરે હીંદુસ્તાનમાં પણ થઇ ગયલા મહાન પુરૂષોના લખાણો વાંચવાથી પણ આપણા ધર્મનું જ્ઞાન થઇ શકશે.)

સુફીઓના સિદ્ધાંતને મળતું હીંદુઓનું સાહીત્ય પણ આપણને ઘણું મળી આવે એમ છે. અને એ સુફીઓની સૃષ્ટિ રચના ને મલતું બ્રહ્માનંદ સ્વામીનું લખાણ વાંચી જોવાથી. માલમ પડશે. કે દરેક ધર્મમાં કયાં કયાં મળતાપણું છે. અને કયાં કયાં જુદી જુદી કલ્પના કીધી છે, બ્રહ્માનંદ સ્વામીની નીચે લખેલી હોરી—

## હોરી

[ રાગ કાફી—તાલ દીપચંદી ]

કૃષ્ણ કૈસી હોરી મચાઇ મચાઇ, અચરજ લખિયો ન જાઇ.
અસત સત કર દીખલાઇ, રે કૃષ્ણ કૈસી હોરી મચાઇ (ટેક)
એક સમય શ્રી કૃષ્ણ દેવકે, હોરી ખેલન મન આઇ,
એકસે હોરી મચ નહિ કબહું, યાતે કરૂં બહુતાઇ,
યહિ પ્રભુને ઠહરાઇ, રે કૃષ્ણ કૈસી હોરી મચાઇ મચાઇ. ૧

પાંચ ભુતકી ધાતુ મીલાકર, અંડ પચકારી બનાઇ,
ચૌદ ભુવન રંગ ભીતર ભરકર, નાના રૂપ ધરાઇ,
પ્રકટ ભયે કૃષ્ણ કન્હાઇ, રે કૃષ્ણ કૈસી હોરી મચાઇ મચાઇ. ૨

પાંચ વિષયકી ગુલાલ બનાકર, બીચ બ્રહ્માંડ ઉડાઇ,
જીસ જીસ નેંન ગુલાલ પડી વહ, સુધ બુધ સબ વિસરાઇ,
નહિ સુઝત અપનાઇ, રે કૃષ્ણ કૈસી હોરી મચાઇ મચાઇ. ૩

વેદ-અંત અંજનકી સિલાકા, જીસને નેંનમેં પાઇ,
બ્રહ્માનંદ તિસકા તમ નાશ્યો, સુઝ પડી અપનાઇ,
હોરી કછુ બની ન બનાઇ, રે કૃષ્ણ કૈસી હોરી મચાઇ મચાઇ. ૪

આ હોરી ઉપરથી એવું માલમ પડે છે કે દાદાર અહુરમઝદ આ જગતને બનાવી તેનાથી અલગો થઇ કેડે દૂર બેઠો નથી, પણ આ જગતરૂપિ બગીચામાં પોતે જ જુદા જુદા વેશ લઈને રંગ મચાવી રહ્યો છે. અને આ જગતને આવું આનંદમય બનાવી રહ્યો છે. જયાં સુધી મનુષ્ય પોતે કોણ છે, અને આ દુન્યા

શું છે એ સમજતો નથી ત્યાં સુધી એને પરમાત્મા સંબંધી જ્ઞાન થતું નથી. અને પોતે અને પરમાત્મા જુદા હોય તેવો ભાસ થાય છે. જ્યારે આ ભાસ નીકળી જાય, અને પોતે કોણ છે એ સમજી જાય ત્યારે, એને આ દુન્યા જ પરમાત્માનું પોતાનું આનંદ કરવાનું ધામ છે. એમ સમજી આનંદ ભોગવતો થઈ જાય.

## હોરી (૨)

(રાગ કાફી—તાલ દીપચંદી)

શામ કૈસી ખેલત હોરી, અચરજ ખુબ બનોરી,
કોઇ જન ભેદ લહોરી, શામ કૈસી ખેલત હોરી (ટેક)
તન રંગ ભૂમિ બની અતી સુંદર, બાલન બાગ લગોરી,
નાડી અનેક ગલી જહાં સોભત, ખેલે તહાં સાંવરોરી,
સંગ વૃષભાન કિસોરી, શામ કૈસી ખેલત હોરી. ૧

પાંચ સખી મિલ પાંચ રંગ ભર, દેત બહોર બહોરી,
રાધિકા લેકર ડારે શામપર, સબ તન દીન ભિગોરી,
શામ મન મોદ ભયોરી, શામ કૈસી ખેલત હોરી. ૨

હોરીમેં મોદ માનકર શામને, રાધિકાવેષ ધરોરી,
મિલ સખિયન સંગ ફાગ મચાયો, ખેલત મગન ભયોરી,
આપ સુધ ભૂલ ગયોરી, શામ કૈસી ખેલત હોરી. ૩

ખેલત ખેલત જાન ન પાયો, દીર્ઘ કાલ ગયોરી,
બન બન ફિરત મિલ જબ સતગુરૂ, સખિયન સંગ બિછોરી,
રામ બ્રહ્માનંદ મિલોરી, શામ કૈસી ખેલત હોરી. ૪

પહેલી હોરીમાં પરમાત્માની માયા, જેમાંથી આ સઘળું જગત ઉભું થયેલું છે તેના સ્વરૂપનો વિચાર કર્યો, હવે આપણે આ બીજી હોરીના મનનરૂપે પરમાત્મા અને જીવાત્મા સંબંધનો વિચાર કરશું આવી રીતે જીવ આત્મા આ દુન્યા પરના આનંદ ભોગથી, પોતે કોણ છે એ વિસરી જાય, અને એ ભોગો ભોગવવામાં જ પોતાનું કૃત્ય થયલું સમજે, ત્યારે છેવટે તેથી પણ કંટાળો ઉપજે, અને એ ભોગોમાંથી પોતાનું મન ઉઠી જાય, અને કંઇ દિવ્ય આનંદ મેળવવાનો શોખ લાગે. અને કોઇ સતગુરૂ મળી જાય, તો તેને પોતાના આત્માનું જ્ઞાન કરાવી, તેને પરમાત્મા સાથે એક થઇ જવાનું શીક્ષણ આપી તેને દુન્યવી માયામાંથી છોડવે.

જેવી માન્યતા સુરીઓની છે, તેવી જ માન્યતા સુરીઓની પણ હજારો વરસ અગાઉ યાહુદીઓની અને ગ્રીકોની હતી.

The monotheism and high morality of the Hebrews enhence the prominence of nature in their devotional songs.

Though we find polytheistic and pantheistic modes of thought in the Greek and Roman literature the influence of nature is clear in both.

Aeschylus says "Zeus" is the air, the earth, the heaven and all things."

And Virgil says even the bees partake of the divine mind and breath of heaven.

Plato viewed the world as the manifestation of divine ideas.

Aristotle held the world as the realisation of divine ideas.

And Socrates the greatest of Greek philosophers held the same view.

Cicero stated that the thoughtful contemplation of nature was food to the mind. And Seneca said that God is the sum total of all that, we see and cannot see.



## પ્રકરણ ૯મું

# નકશાનો ખુલાસો

### ગેતી

૧ ગેતીનું અથવા જમીનનું તથા ઉપરના ચીનવદ પુલનું મધ્યબીંદુ.
૨ જમીનની વચમાંનો ચકાતે દાઇતી નામનો પહાડ.
૩ પૃથ્વી.
૪ વાતાવરણ.
૫ મેઘમંડળ.
૬ વીજળી પ્રદેશ.
૭ ચંદ્ર મંડલ.
૮ સુર્ય મંડલ.
૯ તારા મંડલ.
૧૦ "મીસ્વાન" અને હમીસ્તાન"
૧૧ ચીનવદ પુલ.

### બહેસ્ત

૧૨ સતર પાયેહ
૧૩ માહ પાયેહ
૧૪ ખુરશેદ પાયેહ
૧૫ ગરોથમાન અથવા અસરે રોશની.

## દોજખ

૧૬ પહેલ્લે દરજ્જેનું દોજખ
૧૭ બીજે દરજ્જેનું દોજખ
૧૮ ત્રીજે દરજ્જેનું દોજખ
૧૯ દરજ્જે દેમાન અથવા અસરે તારીકી

## સપેન્તમેન્યુસ અને અંગ્રેમેન્યુસના રાજ્યની હદ

૨૦ પુરૂષ અથવા તેજ (force) નો પ્રદેશ સપેન્તમેન્યુસના રાજ્યની હદ.
૨૧ પ્રકૃતિ અથવા અનાસરી સુક્ષ્મોનો જથ્થો—
(Matter) અંગ્રેમેન્યુસના રાજ્યની હદ

## ગેતીની પાસબાની કરનાર મીનોઈ કીલ્લો

૨૨ વસ્ત્ર એટલે સુદ્રેહ
૨૩ કેષ એટલે કુસ્તી

## રવાનોના રહેઠાણો

૨૪ વહીસ્તેમ અહુમ અથવા બહેસ્ત (સપેંતમેન્યુસનું એકલાનું રાજ્ય.)
૨૫ અચીસ્તેમ અહુમ અથવા દોજખ (અંગ્રેમેન્યુસનું એકલાનું રાજ્ય.)
૨૬ મીનો અખવાન એટલે મીનોઇ દુન્યા જેમાં મીનોઈ આત્માઓ જેવા કે મહેર, સરોશ વીગેરે જઈ શકે અથવા ફ્રરી શકે.
૨૭ હધન હધના તનસુસ = અનંત કાળ અને અનંત પોકળી

---

આપણે આગળ જોઈ ગયા તેમ આ દરેક ચીજો જેવી રીતે બહાર છે તેવીજ રીતે આપણા શરીરમાં પણ છે. આપણે એ દરેક ચીજ આપણા શરીરમાં ક્યાં ક્યાં આવેલી છે તેજ જોવાનું છે.

(૧) અરેઝ (૨) સવાહિ (૩) ફ્રદધ ફ્રષુ (૪) વીધ્ધા ફ્રષુ (૫) વોઉરૂબરેસ્તિ (૬) વોઉરૂ–જરેસ્તિ (૭) અને સૌથી સરસ ઘણુંજ ચળકતું ખનીરથ.

આ સાત કેશ્વરો એ આપણા સાત ચક્રો સમજવા જેની સમજણ પણ આગળ આપી જવામાં આવી છે. સૌથી ઉપરનો ભાગ જેને નકશામાં બહેસ્ત

‘દામદાદ’ (સૃષ્ટિ સર્જન)ના વખતથી તે “ફરશોગર્દ” (નવું કરવું)ના વખતલગીનાં (જરવાન દરેઘો ખધાતના) જગતનાં કારોબારનો નકશો

૨૭ હધન હધના તનાસુશ=અનંત કાલ અને અનંત પોકલી (?)

(દક્ષિણ દિશા)




(ઉત્તર દિશા)

હધન હધના તનાસુશ=અનંત કાલ અને અનંત પોકલી (?)

આ નકશાને જાહેરમાં દુન્યા તરીકે ઓળખાવ્યો છે. પણ જો બારીકીથી તપાસવામાં આવે તો માલમ પડશે કે એ મનુષ્યના શરીરનો ભેદમાં ચીતાર આપેલો છે. આવાં ભેદભરેલાં ચીન્હો (પ્રતીકો) દુન્યાના દરેક ધર્મમાં છે. યાહુદીઓમાં પણ આવી એક બે જોડેલી ત્રિકોણ આકૃતિ છે. જેને “કબાલા” (The Jewish Kabala) તરીકે ઓળખાવે છે. અને એ ભેદ ભરેલાં ચીન્હોનો પાયો નાખનાર તરીકે એક પુરાતન નામીચો ફીલસુફ હરમીસ ત્રીસ માજીસ્ટુસ (Hermes Tres Majestus) હતો. હિંદુઓમાં પણ એવી એક બે જોડેલી ત્રીકોણ આકૃતિ છે અને જેમાં ૐ શબ્દ મુકેલો છે. આવા બધા ભેદ ભરેલાં ચીન્હો આર્યનોના ધર્મ પુસ્તકોમાં છે. અને એવા પ્રતીકોનો મુળ પાયો નાખનારા આર્યનોજ હતા, જેના ઉપરથી બીજા ધર્મવાળાઓએ નકલ કીધી છે. યાહુદીઓ એને macrocosm કહે છે. અને આપણા ધર્મમાં એને હાડમંદ દુન્યા (Corporeal world) તરીકે ભેદમાં સમજાવી છે.

તરીકે જણાવ્યો છે. તે આપણી ગરદનનો ઉપલો ભાગ સમજવો. જેને દોજખ કરીને કહ્યું છે. તે આપણી દુતીની નીચેનો ભાગ સમજવો. (ખાસ કરીને આપણી જનેનઇંદ્રી સમજવી) ચીનવદ પુલ તે શરીરની મધ્ય નાડી, જેને સુષુમણા અથવા સુખમણા નાડી કહે છે. જે માથાંના વચલા ભાગમાંથી નીકળી મરદના લીંગ સુધી ગયેલી છે. (તાળવાંમાંથી નીકળી જનેનઇંદ્રી સુધી પહોંચી છે.) (Navel) ચીનવાદ પુલનું મધ્યબીંદુ તે આપણી દુતી છે. (Navel) અને શરીરનો વચલો ભાગ પણ એ દુતીજ છે. જેને જુદા જુદા લખનારાઓએ જુદા જુદા નામથી ઓળખાવી છે.

સતર પાયેહ પહેલ્લે દરજ્જેનું બહેસ્ત તે આપણું મોઢું અથવા જબાન જો મનુષ્યને બહેસ્તની ખુશાલી મેલવવી હોય તો જબાન ઉપર કાબુ રાખતાં શીખવું જોઈએ. એ જબાનથી જુઠું બોલવું નહિ તેમજ ખરાબ શબ્દો પણ ઉચારવા નહિ. એ જબાનને મહાત્માઓએ ચાવી તરીકે ઓળખાવી છે. આપણા અંતકરણમાં શું છે. એ જબાનથીજ પરખાઈ આવે છે. માટે જો આપણામાં જે જ્ઞાન નહિ હોય તે જ્ઞાનમાં માથું મારવાથી અથવા જેમ ગમે તેમ બોલવાથી આપણે મૌન ધર્યે મુંગા રહીએ તો વધ.રે સારૂં જેથી આપણો ભરમ સચવાય. નહિં તો કે આપણી બુદ્ધી કેટલી છે. એની સમજુ આસામીઓમાં કીમ્મત થઈ જાય.

તેથીજ મહાન પુરૂષો કેટલાં વરસ સુધી મૌન જાળવી રાખી જબાન ઉપર કાબુ મેળવે છે. કહેતી છે કે જબાંન શીરીં તો મુલ્કગીરી, જબાન જહેરી તો મુલ્ક વેરી. તેથી એની ઉપર કાબુ રાખવાથી મનુષ્ય પહેલ્લે દરજ્જેનું બહેસ્ત ભોગવે છે. એ આપણું ભેદમાં કહેલું સતર પાયેહ બહેસ્ત.

બીજા દરજ્જાનું બહેસ્ત માહ પાયેહ એ આપણું નાક એ નાકથી આપણો શ્વાસોશ્વાસ ચાલે છે. અને એનેથીજ મનુષ્ય જીવંત રહે છે. પ્રાણવાયુ શરીરમાં દાખલ થવાનો અને અપાનવાયુ બહાર નીકળવાનો એજ રસ્તો છે. દુન્યાના ઘણા ખરા મહાન પુરૂષો એ પ્રાણાયમ (Deep breathing) કરીને મન પર કાબુ મેળવ્યો હતો અને અ.જે પણ દુન્યા એ પ્રાણાયમને સૌથી અગતની કીયા સમજે છે. મઝદસ્નાન પંથનો સ્થાપક ઝરાદુસ્ત હાનીસ એ પ્રાણાયમનેજ સૌથી ઉંચું સ્થાન આપે છે. અને એનાથી માણસ તંદૅરસ્ત પણ થાય છે.

એ નાની સરખી લાગતી ચીજને માટે કેટલાકોએ પોતાનો જાન પણ આપી દીધો છે. સાધારણ રીતે પણ જો કોઈ શખસ બોલીને અથવા વચન

આપીને ફરી જાય તો દુન્યા તેને ધીકકારી કહાડશે અને કહેશે કે એના મોના પર નાક કયાં છે. નફ્ફટ અથવા નકટો છે. એને સારી સુગંધ ગમે છે. ખરાબ વાસથી દુર રહેવા માંગે છે. એ આપણું બીજા દરજ્જાનું બહેસ્ત માહ પાયેહ ભેદમાં જણાવેલું છે.

ત્રીજા દરજ્જાનું બહેસ્ત ખુરસેદ પાયેહ. એ આપણી બન્ને આંખો અને બન્ને કાનો. હવે આંખનો ઉપયોગ કેમ કરવો તેનો ખુલાસો કે બન્ને આંખોથી સરખી રીતે જોવું એટલે અપક્ષપાત રહેવું. ગરીબ તરફ અને તવંગર તરફ સરખી આંખે જોવું કોઇ તરફ ધીક્કાર દેખાડવો નહિ. તેમ કોઇ તરફ વધારે પડતી ખુશામત કરવી નહિ. ખુબસુરતી જોઇને મનમાં વીકાર લાવવો નહિ. ખુબસુરતી જોઇને તે સાહેબનેજ યાદ કરવો કે તે પોતે કેવો ખુબસુરત હોવો જોઇએ? કે તેને આવી ખુબસુરતી ખાકી તનને આપી છે. બદસુરત જોઈને કમકમાત દેખાડવો નહિ. દરેક સ્ત્રીને આપણી મા બહેન અથવા દીકરી સમજાવી. (આપણી પોતાની પરણેતર સિવાયની) જીવતાં જીવત એ આંખોથી જ પરવરદેગારના દર્શન કરવાં. મુવા પછી કંઈ નથી, સાધારણ રીતે લોકો કહે છે કે જેવી દ્રષ્ટી તેવી સૃષ્ટિ તે પ્રમાણે આપણી દ્રષ્ટી એવી રાખવી કે આપણને બધું સારૂં જ દેખાય કંઇ ખરાબ છે નહિ. એવી મનની વૃત્તિ રાખવી. બીચારા આંધળા માણસોની કેવી સ્થીતી હશે. તેનો ખ્યાલ કરી તે સાહેબના શુકરાના કરવા કે આપણને તેની ખુદરત દેખાડવાને માટે આવાં કીમતી રત્ન આપેલાં છે.

હવે કાનનો ઉપયોગ કેવી રીતે કરવો, કે બન્ને બાજુનું સમજી તેનું ખરૂ તોલ કરવું ઇન્સાફી થવું એક તરફનું સમજી લઇ કોઇને ગેર ઇન્સાફ કરવો નહિ. હવે એ કાનથી મનુષ્યને કેટલું બધું જ્ઞાન મળે છે. તે હાલના વખતમાં તો કોઈ તેની કદર કરી શકે નહિ. કારણકે હમણાના જમાનામાં તો આપણી પાસે પુસ્તકોનો ભંડાર ભર્યો છે. જે જ્ઞાન જોઇએ, તે પુસ્તકમાંથી મલી રહે છે. પણ અસલના વખતમાં તો ઉસ્તાદો પાસેથી સમજીને જ્ઞાન લેવામાં આવતું હતું. (સીના દર સીના) ત્યારે એની ખરી કીમ્મત જણાતી હતી. હીંદુઓમાંતો એને ઘણી અગત્યતા આપેલી છે. પહેલે શ્રવણ પછી મનન, અને પછી નીદીધ્યાસન, સમજવું વીચાર કરવો, વહેવારમા મુકી જોવું, (અમલ કરવો) એ કાનથી આપણે તે સાહેબનાજ ગુણગાન સમજવા, કોઇની ખરાબ વાત અથવા ગીબટ સસજવી નહિ, જેવી રીતે જબાનથી આપણે આપણો ખુલાસો કરી શકીએ છીયે, તેવી રીતે કાનથી આપણે સામા પુરૂષ ને બરોબર સમજી શકીએ છઈએ. બીચારા બહેરાં આદમીઓની તથા મુંગાં આદમીઓની સ્થીતી

કેવી હશે. તેનો આપણને ખ્યાલ આવી શકે છે. હવે એ આંખો અને કાનોનો જો બરોબર રાહે રાસ્તથી ઉપયોગ કર્યો હોય તો આપણે ખુરશેદ પાયેહ બહેસ્તમાં વસ્તા હોઈએ તેવી ખુશાળી લાગે છે. અને એજ આપણું જીવતાં જીવંત ભોગવવાનું બહેસ્ત (Best) એ ઈંદ્રીઓને કોઈએ સેતારા, કોઈએ સપ્ત રૂષિ, અને આપણા ધર્મમાં બહેસ્ત તરીકે ભેદમાં કહયું છે. હવે સૌથી ચહડતે દરજજેનું બહેસ્ત તે "ગરોથમાન" વીષે ખુલાસો કરસું એને અસરે રોશની કરીને કહેવામાં આવે છે, (કોઈક સેદાન સેદ કરીને પણ કહે છે) મહોમેદનો એને ફૂલ-કુલ અફ્લાંક અથવા નવમું આસમાન કહે છે. હીંદુઓ એને બ્રહ્મલોક કહે છે. અને યોગીઓ એને દસમો દ્વાર (દરવાજો) કહે છે. અને એજ બ્રહ્મરંધ્ર કે જયાં યોગીઓ સમાધિ સ્થીતીમાં પરમાત્માં સાથે ઐકય અનુભવે છે.

અને આપણા પેંગબર પણ અહિંયાજ દાદાર અહુરમઝદ સાથે પુરસેમ પાસોખ (યાને સવાલ જવાબ) કરે છે. જયાં સુધી મનુષ્ય આટલે દરજજે પુગતો નથી ત્યાં સુધી ખુદાઈ જ્ઞાન અથવા આત્મિક જ્ઞાન મેળવી શકતો નથી. આ જગ્યા એજ મનુષ્ય પોતાની જાતને ભુલી જઇ બેખુદ થાય છે. અને ત્યાં જોયલા તરેહવાર ચમતકારોનું બ્યાન પોતાની અસલ સ્થીતીમાં પાછા આવીને સબ્દ દ્વારા કરી શકતા નથી. એટલે ટુંકમાં આ શરીર દ્વારાજ પુરૂષાર્થ કરીને દાદાર અહુરમઝદના દર્શન થઇ શકે છે. મુંવા પછી નહિ જ.

એ વીષે જુઓ સ્પેનતોમદ ગાથાનો ૫૦મો. હા. અહિયાં જરથોસ્ત દાદાર અહુરમઝદને પુછે છે કે.

શું મારાં રવાને કોઈનીબી મદદની ખાહેસ રાખી છે? અએ આરાધના પામેલા હોરમઝદ, તું મને કહે કે "તું" સિવાય (તથા) રાસ્ની તથા સૌથી નેક મનશની સિવાય મારા પશુનો બચાવનાર કોણ (છે)? તથા કયો સખ્સ મારે માટે (બચાવનાર તરીકે) જણાયલો (છે)? આએ ખુશાલી ઉપજાવનારી દુન્યાને, અએ હોરમઝદ (તે માણુસ) કેવી રીતે પસંદ કરે ( અથવા ચાહે ) કે જે તેને હંમેશાં આબાદીથી ભરપુર ઇચ્છે છે.

અશોઇથી ખાલેશ જીંદગી ગુજારનાર તથા (ઇશ્વરી જ્ઞાનથી) પ્રકાશીત થયલાઓ ખોરશેદના પુષ્કળ ચલકાટમાં ( ઇઆને ખોરશેદ પાયેહના બહેસ્તમાં ) ( જાએ છે અથવા હોય છે. )

( અએ હોરમઝદ ) મને તે હાલતમાં લાવીને ખોરશેદ પાયાની બખસેસ

તું આપ.

(૩) જે સખ્સ અશોઈના કૌવટથી, સૌથી નજદીકની જમીન જે દુષ્ટ માણુસો રાખે છે. ( ઇઆને કોઈ બુરા માણુસના કબજામાં હોય છે ) તે પોતે લઈને (તેને) આબાદ કરે છે. તે (સખ્સ)ને (૪) અએ હોરમઝદ (હું જે તારી) કીર્તિ ગાનારો (તે) રાસ્તીથી ( ઇઆને ખાલેશ દીલથી ) સૌથી નેક મનશનીથી તથા ઉસ્તવારીથી તુંને હમેશાં આરાધું (અથવા ભજું), જેથી કોઇબી માણુસ (પોતાની) મુરાદના માર્ગમાં ઉભો રહે તથા ગરોથમાન (બહેસ્તમાં) તારી આરાધના (ના ગાયનો) ખોલ્લી રીતે હું સાંભળું.=અહિંયાં ખુલ્લું માલમ પડી જાય છે કે "આએ ખૂશાલી આપનારી દુન્યા" તે કઈ ? એ જ આપણું શરીર અને ગાયણો સાંભળું એટલે યોગ અભ્યાસમાં એક અનહદ નાદના ધ્યાનની રીત લખેલી છે. તેમાં લખેચ કે, બન્ને હાથની આંગળીઓથી કાન, નાક, આંખ, મુખ (મોંઢું) બંધ કરીને જે કોઈ બેસે, અને મગજમાં અનહદનું વાજું વાગે છે, તેમાં ધ્યાન લગાવે, અને તે ઠેકાણે સુરતી ઠરાવી, એવું મનમાં સમજે કે આ વાજું હું સાંભળું છું. એવી રીતે વાજાંમાં સુરતી લગાડી તેમાં લીન થઇ જાય, અને પોતાને ભુલી જાય, તો તેની સુરતી દસમાં દ્વારે થઇને ઉપર જાય છે. ઉપરની સર્વ લીલા પોતે જુએ છે. અને જ્યાં ધારે ત્યાં જાય છે. અને આ બરાબર સિધ્ધ કરવાથી જે કામ કરવું ધારે તે કરે છે.

જેવી રીતે ઉપલો ભાગ (આપણા શરીરનો) ભેદમાં બહેસ્ત તરીકે ઓળખાવ્યો છે તેવી રીતે દુંટીથી નીચલા ભાગને દુજખ તરીકે ઓળખાવ્યો છે.

દરૂજે દેમાન અથવા અસરે તારીકી તેમાં ત્રણ એકે એકથી ચહડતા પ્રકારના દોજખ વીષે બ્યાન કીધું છે. તે આપણા અધોગત મનનું બ્યાન કીધું છે. મન બે જાતના હોય છે. ઉધર્વ મન Super[1] conscious mind અને અધોમન Sub conscious mind. મનુષ્ય જેવું મન કરે તેવી તેની ગતી થાય. જો આગળ વધવા માંગતું હોય તો આગળ વધી શકે. અને જો તે આવાં ધર્મનું જ્ઞાન મેળવવાની કોશેશ કરે તો જરૂર આગળ વધી શકે. જેવી રીતે આપણા ચહડ ઉતરના બહેસ્તો છે. તેવી જ રીતના હીંદુઓના સ્વર્ગ વીષે પણ લખાણો છે. અને આપણે બન્ને ધર્મવાલાઓ સાથે સાથે જ ચાલીએચ. હીંદુઓ જેને ઇંદ્રલોક કહે છે. તેને આપણા ધર્મમાં હમેસ્તગાંન બહેસ્ત. હીંદુઓ વિષ્ણુલોક કહે છે. તેને આપણે સતરપાયે, એ લોકનું ચંદ્રલોક આપણું માહપાયે, સુર્યલોક તે આપણું ખોરશેદ પાયે. અને એ લોકનું બ્રહ્મલોક તે આપણું ગરોથમાન (ગરોદેમાન) અસરે રોશની.

---

1. Higher self and Lower self.

આપણું મરણ પછી આપણું સુક્ષ્મ શરીર જે વાતાવરણમાં જાય છે અને ત્યાં તેની કરણી પ્રમાણે જો તેના વિચાર સ્થુલ અથવા ખરાબ હોય તો નીચલા તબક્કા ઉપર રહે છે. જેવી રીતે ભારી વસ્તુ ઉંચે રહી નહિ શકે તેવી રીતે, અને જેના વિચાર સુક્ષ્મ અથવા સારા હોય તે તેના વીચાર પ્રમાણે ચહડ ઉતર તબક્કામાં રહે છે. એટલે મરણ પછી કંઈ બહેસ્ત અથવા દોજખમાં જવાનું નથી પણ થોડો વખત આસાયસ લેવાનો છે. આપણા વીચારનું પીંજર આપણી ભાષામાં કહીએ તો આપણી ફ્રવષી અથવા ફ્રોહર ઇથરમાં (Ether) પાતલી હવામાં રહીને પાછું જન્મ લે છે. ફક્ત બ્રહ્મલોક અથવા ગરોથમાન બહેસ્તમાં ગયલું ફ્રોહર પાછો જન્મ લેતું નથી. તે સિવાય દરેકને પાછાં આવવું પડે છે. જ્યાં સુધી આપણી વાસના અથવા ઈચ્છાનો ક્ષય અથવા નાશ નહી થયો હોય ત્યાં સુધી. દુઝખનો અર્થ જ કહી આપે છે કે દુ. એટલે દોયમ બીજીવાર (ફરીથી) ઝખ. એટલે જનમવું. આપણા ધર્મમાં જ્યાં જ્યાં ભેદોમાં લખાણુ આવશે ત્યાં ત્યાં એવી રીતે શરીર સબંધીનું જ લખાણુ કરેલું માલમ પડશે. શરીરને કેવી રીતે તંદરોસ્ત રાખવું. અને આપણી પોતાની જ ચાલચલણ સારી રાખીને આ જીંદગીમાં જ બહેસ્ત ભોગવવું.

## ચીનવદ પુલ

આ નકશામાં જોશો તો માલમ પડશે કે ચીનવાદ પુલ છેક મગજના તાલવામાંથી નીકલી આપણા આલાત સુધી જાય છે.

દીનમાં કહે છે કે ચેકાતી જે ૧૦૦ માણુસની ઉંચાઈનો ( છે તે ) દુન્યાની વચ્ચે છે, અને જેને ચેકાતે દાઇતી કહે છે. તરાજુનું પલ્લું રશ્ને યજદ (ના હાથમાં છે) તે (ચીનવદ પુલ)નો એક છેડો અલબુર્જ પહાડની તળેટીએ ઉત્તર દિશાએ, એને એક છેડો અલબુર્જ પહાડની ટોંચ ઉપર દક્ષિણ દિશાએ (અને) તેનો મધ્યભાગ તે ચેકાતે દાઈતી ઉપર છે, તેની અધવચમાં એક જગ્યા છે જેની સમશીરના જેવી તેજ ધાર છે, જેની લંબાઇ અને પહોલાઈ નવ (નેજા જેટલી છે). અને ત્યાં મીનો યજદો રહે છે, જેઓ મીનોઈ રીતે અશો રવાનોને પાક કરે છે, અને મીનોઈ કુતરા તે પુલના છેડા ઉપર છે, અને દોજખ તે પુલની નીચે છે. જેને આપણા લોકો ભેદમાં ચીનવદ પુલ કહી ગયા છે. તેને યોગશાસ્ત્રમાં "નાડીચક્ર" કહે છે.

યોગના પુસ્તકોમાં લખ્યું છે કે દરેક માણુસના શરીરની લંબાઇ ભરતાં પોતાના ૯૬ આંગળ થાય છે. પોતાના શરીરને ટટાર ખેંચીને દોરીથી માપ લઇએ તો તે દોરીનો છન્નુમો (૯૬) ભાગ જે થાય તે માપને પોતાનું એક એક

આંગળ સમજવું. તેમાંથી ૪૮ આંગળ ઉપરનું શરીર કહેવાય છે. અને ૪૮ આંગળ શરીર નીચેનું કહેવાય છે. તે બન્નેની મધ્યમાં મૂળાધાર ચક્ર છે. ગુદા પાયુનો અંત છે ત્યાંથી બે આંગળ ઉંચે, અને લીંગથી બે આંગળ નીચે એક આંગળ માત્રના પ્રદેશને દેહ મધ્ય કહ્યો છે, એ મૂળાધાર ચક્ર ત્રિકોણાકારે (સમોસા જેવો) છે. તપાવેલા સુવર્ણ જેવો તેનો પ્રકાશ છે.

તે મૂળાધાર ચક્રથી નવ આંગળ ઉંચે કંદસ્થાન છે. એનો વિસ્તાર ચાર આંગળનો છે. તેનો આકાર મરઘીના ઇંડાં જેવો છે. આ કંદસ્થાનની મધ્યમાં નાભિ-કુટીનું સ્થાન છે.

એ કંદની યોનીમાં ૭૨ હજાર નાડીઓ ઉત્તપન્ન થઇ છે. આ નાડીઓમાં ૧૪ મુખ્ય ગણી છે.

એ ૧૪ ચૌદ નાડીમાં સુષુમણા, પિંગળા, તથા ઇંડા એ ત્રણ ઘણું જ કામ કરી રહી છે. તેથી તે મુખ્ય છે. એ ત્રણમાં પણ "સુષુમણા" સર્વોત્તમ છે. તેને શાસ્ત્રમાં બ્રહ્મનાડી કહે છે. કારણ કે તે નાડીરૂપ એક જ રસ્તાથી બ્રહ્મની પ્રાપ્તિ કરી તુરમાં મળી શકે છે.

આ નાડીઓના સ્થાનોની વ્યવસ્થા આ પ્રમાણે છે. વાંસાની વચમાં અસ્થિમય વીણા દંડ (બરડાની કરોડ) છે. તેની સાથે રહીને માથા સુધી રૂડી રીતે જે નાડી આવેલી છે. તે સુષુમણા અથવા બ્રહ્મનાડી છે. નાભિની મણીપૂર ચક્રની નીચેથી આ નાડીના મુખની શરૂઆત થાય છે, કંથકૂપ (ગળા)થી આગળ જતાં તેના બે ફાંટા થાય છે. એક ફાંટો ઓડ (ગરદન)ના ભાગમાં થઈને સહસ્ત્રદળમાં જાય છે. અને બીજો ફાંટો ગળાના પાછળના ભાગમાં તથા તાળવાની નીચેના ભાગમાં થઇ બે ભવાંની વચ્ચે જાય છે. અને ત્યાંથી કપાળના ઉપલા ભાગમાં થઇ સહસ્ત્રદળમાં જાય છે. કેટલાક હઠયોગીઓ ઓડના ભાગમાં થઇને પણ સહસ્ત્રદળમાં જાય છે. તેમને માર્ગમાં ત્રિકુટીને બદલે ભ્રમરગુહા આવે છે. સુષુમણાથી (સુખમણાથી) ડાબી બાજુએ ઇડા (ઇંગલા) નામની નાડી છે. અને પિંગલા નામની નાડી જમણી બાજુએ છે. પીંગલા નાડી નાકના જમણા રંધ્ર નસ્કોરાંના અંત સુધી આવી છે. ઇડા નાકના ડાબા રંધ્ર સુધી રહી છે.

સુષુમણા નાડીનું દ્વાર જેના વડે બંધ થયેલું છે. તેને કુન્ડલીની કહે છે. આ કુન્ડલીની નાભિની નીચે ગુંચળાના અથવા સાંપના આકારમાં છે. નાભિની સામે બરડાની કરોડમાં સુષુમણાનું મુખ છે, તેમાં તે પોતાનું મુખ આડુ રાખી સુતેલી છે. માર્ગને આમ રોકી પોતાના પુછડાં વડે સુષુમણાના માર્ગને સખત બંધનથી રોકી રાખ્યો છે.

તેમ કર્યા પછી પોતાની બાકીની કાયા વડે આ કુન્ડલીની વાંસાના વીણા દંડ (કરોડ) સાથે સંબંધ કરતી. ઉપર સુષુમણાની સાથે સાથે માથાં સુધી ચડી છે, અને ત્યાં પોતાના પુંછડાંની અણી વડે બ્રહ્મરંધ્રને બંધ કરી રહી છે

આ કુન્ડલીનીને જગાડી સુષુમણા નાડીના તથા બ્રહ્મરંધ્રના દ્વારોને ખુલ્લાં કરાવી તેમાં પવનનો પ્રવેશ કરાવવો એ જ્ઞાનીનું કર્તવ્ય છે. મૂળધાર સ્થાનમાંથી જે વખતે પવન ઉડે છે, તે વખતે તેનો વેગ આ સુષુમણા (સુખમણા) નાડી તરફ જાય છે, પણ ત્યાં દ્વાર બંધ હોવાથી અથડાઈને ઇંડા અને પિંગળા નાડીઓના મુખ ખુલ્લાં હોવાથી તેમાં વહી જાય છે, અને તે રસ્તે બહાર નીકળે છે. પિંગળા નાડીમાં જે પવન છે તે સૂર્ય કહેવાય છે. અને ઇંડા નાડીમાં છે તે ચંદ્ર છે.

વળી પિંગળાને જમના, અને દક્ષિણ નાડી, અને ઇંડાને ગંગા અને ઉત્તર નાડી પણ કહે છે. (સુત સંહિતા પાનું ૧૮૪ અને હઠયોગ પ્રદીપીકા પાનું ૨૫૬) (બ્રાહ્મરંધ્ર દશમો દ્વાર).

યોગ અભ્યાસથી ખુલ્લું થઈ જાય છે કે ચીનવદ પુલ એ કંઈ બીજી જહાનમાં યાને મીનોઈ દુન્યામાં આવેલો કોઈ પુલ નથી પણ આપણા શરીરમાં રહેલી મુખ્ય નાડી છે.

આપણા ધર્મમાં જેમ ભેદમાં લખ્યું છે કે જે ચીનવાદ પુલ પસાર કરશે તેબહેસ્તમાં જશે, એટલે આપણી જીવતી જીંદગીમાં જ આપણા પ્રાણવાયુને રોકીને (પ્રાણાયમ કરીને) દશમાં દ્વારમાં પ્રાણવાયુને લઇ જવો જોઈએ.

હીંદુઓએ એનેજ ભેદમાં વૈતરણી નદી નામે ઓળખાવી છે એ લોકો પણ એમજ કહે છે કે જે વૈતરણી નદી તરી જશે તે વૈકુંઠમાં જશે. (વૈકુંઠ એટલે દશમો દ્વાર બ્રહ્મરંધ્ર અને આપણું ગરોથમાન બહેસ્ત).

બુન દહેશ બાબ ૧૯મો. તેમાં ત્રણ પગના ગધેડાનું અલંકારીક લખાણ છે, તે ત્રણ પગનો ગધેડો ફરાહોકન્ત દરિયામાં છે. તેને ત્રણ પગ, છ આંખ, નવ મહોડા, બે કાન, એક શિંગડું અને સફેદ શરીર (છે.) તેનો ખોરાક મીનોઈ છે, અને તે અશો છે. તેના કાન એટલા મોટા છે કે જે માંજદરાનના મુલકને ઢાંકી નાંખે, તેના પગનો ઘેરાવો એટલો છે કે તેની આસપાસ ૧૦૦૦ બકરાંઓ બેસી શકે. તેનું એક શિંગડું સોનેરી મિસાલનું અને સુરાખદાર છે. તેમાંથી બીજા હજાર તે શિંગડા ઉપર ઉગેલાં છે. જેમાંનાં કેટલાંક ઉંટ જેટલાં મોટાં છે. તે શિંગડાથી તે બૂરા નાશકારક ખરફસ્તરોની સઘળી દુશ્મનીને મારે છે. અને નાશ કરે છે. જ્યારે તે ગધેડો દરિયમાં ગરદન ઉઠાવે છે. અને કાન ફફડાવે છે, ત્યારે ફરાહોકન્ત દરિયાના તમામ પાણીને હીલચાલથી હલાવે છે, તે (પાણી)ને ગતિ

આપે છે, અને કીનારા પર દોડાવે છે. (અથવા તે પાણીને કીનારા પર મોકલે છે.) તીસ્તર ત્રણ પગવાલા ગધેડાની મદદથી ઘણું સરસ રીતે દરિયામાંથી પાણી પોતાના બુરૂજ પર ખેંચે છે. એવું એવું બીજું ઘણુંક લખાણ કીધું છે. એ ઇશારો એ આપણી ત્રણ નાડીઓ અને ડુંતી માટે કીધો છે.

બીજું એક ભેદમાં લખાણ છે તે બાબ ૧૮મામાં માછલી વીષે લખ્યું છે. હોરમઝદે એક કર માછલી પેદા કીધી તેની સામે હેરેમને એક દેડકો પેદા કીધો. તે માછલી હમેશાં હોમની આજુબાજુ ફર્યા કરે છે, અને દેડકા સાથે ચાલુ લડાઇ કર્યા કરે છે.

મોટી હપ્તનયસ્તમાં એને (૫૦) દરવાજાવાલી વાસી નામની જગા કરીને કહે છે.

"હાંરલે" તથા "દારમેસ્તેતે" એને મહોટા કદની માછલી કહે છે. "મીલ્સ" એને (૫૦) પાંખની માછલી કહે છે. અને "સ્પીગલ" (૫૦) પાણીના ઝરાવાલુ કોઇ કલ્પીત મુકામ કહે છે. એ બધા ઇશારા કુન્ડલીની ને માટે કીધા છે. હવે યોગ શાસ્ત્રમાં કહેલું ૩જુ ચક્ર જે નાભી સ્થાનમાં છે. (ડુંટીમાં) જેને મણીપુર ચક્ર કહેવામાં આવે છે. અંગ્રેજીમાં (Solar Plexus) કરીને કહેછે.

બુનદહેશમાં એ માછલીઓ વીષે ઘણું વીસ્તારીને લખ્યું છે. પણ આપણે ટુકમાં એટલું જ જાણવાનું કે ચીનવદ પુલ અથવા સુષુમણા નાડી, આપણી આવાં અરદવીસુર વીગેરે સર્વે એક જ ચીજ છે. પણ ભેદમાં જુદી જુદી રીતે લખવામાં આવ્યું છે. અને યોગ અભ્યાસી ને તો એ દરેક ચીજનું જ્ઞાન સહેજે હોય છે. પણ બીજાઓ જેઓ સન્નામાં અથવા ભરમમાં સમજતા નથી તે લોકોને એ બધું કલ્પીત લાગે છે. હવે આપણે એ નકશાનો ભેદ ખોલ્યા પછી ખાતરી થસે કે દુન્યા એ આપણું શરીર, અને એ નકશાની અંદર એક પદમાસન વાલીને બેઠેલો યોગીનું શરીર દેખરાવ્યું છે.

બે ખુણા જે ઉપર બાજુએ આપેલાં છે. તે બે હાથ, બે ખુણા જે નીચેની બાજુએ આપલાં છે. તે બે પગ, અને ઉપરનો જે ભાગ બહુ તીખો થઇને આવેલો છે અને જ્યાં બહેસ્તો છે એમ દેખડાવ્યું છે. તે આપણી ડોક અથવા મોઢું અને નીચેનો ભાગ જેને દોજખ તરીકે ઓળખાવ્યો છે તે આપણી જનેનઇંદ્રી (લીંગ) તે ઉપરાંત વાયુ પ્રદેશ, તારા મંડલ, મેઘ મંડલ, વીજલી પ્રદેશ, વાતાવરણ વીગેરે દરેક ચીજ આપણા શરીરમાં જ રહેલી છે. "જે પીંડે તે બ્રહ્માંડે. અને બ્રહ્માંડે તે પીંડે" આપણા શરીરમાં આખું બ્રહ્માંડ કેવી રીતે સમાયલું છે તે સ્વામી "શીવઆનન્દ"ની લખેલી અંગ્રેજી કવીતા ઉપરથી સ્પષ્ટ સમજી સકાશે.

## Heaven is My Head — Earth is My Foot.

( *Swami Sivananda - Himalayas.* )

The whole world is my body, the shurbs are my hairs.
All bodies are mine, I enjoy in all bodies.
All mouths are mine, I eat through all these mouths.
All eyes are mine, I perceive through all these eyes.
All ears are mine, I hear through all these ears.
All noses are mine, I smell through all noses.
All hands are mine, I work through all these hands.
The heaven is my head, the earth is my foot.
The sun and moon, are my two eyes.
Fire is my mouth, the wind is my breath.
The space is my trunk, the ocean is my bladder.
The mountains are my bones, the rivers are my veins.
Dharma is my chest, Adharma is my back.
Time is my movement, flow of gunas is my play.
Who can describe, the " Virat Swaroop ?"
It is magnanimous and soul-stirring.

શીવાનંદ સ્વામીની લખેલી આ કવીતા દુન્યાના સઘળા ધર્મોની એકયતા (દુઆને સઘળા ધર્મમાં શરીર વીષે જ ભેદમાં બ્યાન કરેલું છે) દેખરાવી આપે છે. અને બધા ધર્મોનો સાર આ નાની સરખી કવીતામાં સમાઇ જાય છે. આપણી "બુનદેશ" કિતાબ પણુ ભેદમાં શરીરની રચનાનું જ જ્ઞાન આપે છે. તે આ કવીતા ઉપરથી દરેક યસ્ત નીઆએસ વીગેરેનો ભેદ ખુલ્લો થઇ જાય છે. જો વાંચનારની ખાત્રી નહિ થતી હોય, કે શરીર તેજ દુન્યા અને અંદર રહેલો આત્મા એજ પરમાત્મા અથવા દાદાર–હોરમજદ, તો તેને નીચલી "ગઝલનો" બારીકીથી અભ્યાસ કરવો.

હમીં લામકાંસે તો આયે હુવે હેં
વલે રાઝ અપનાં છુપાયે હુવે હેં ૧

હે બાતન હકીકત, હમારી અનલહક
યે ઝાહેરમેં બંદા કહાએ હુવે હેં ૨

હે મીલતા ખુદા દેખનેસે હમારે
યેહ રૂતબાહ હમેં હકસેં પાયે હુવે હેં ૩

જુદા હમકો દરિયાસે, હરગીઝ ન સમજો
વોહ પાની હમ ઓલા[૨] જમાયે હુવે હેં ૪

નહિ હમમે ઓર બહરમેં ફર્ક મુતલક
હુબાબ ઓર દરિયા મીલાયે હુવે હેં ૫

હે કતરેમે[૩] દરિયા, વ દરિયેમેં કતરા
યેહ દોનું આપસમેં, સમાયે હુવે હેં ૬

હેં બાતનમે હમ, ઓર ઝાહર હૈ ઇનસાં,
યેહ રૂપ અપના હમને બનાયે હુવે હેં ૭

છુપાનેકો રાઝ, અપના દુનિયા કે અંદર
ઇઝાફતકા પરદા, લગાયે હુવે હેં ૮

હમી "નેહનો-અકરબ" કે હેં કહેનેવાલે
હમ નગમે "અલસ્તો" સુનાયે હુવે હેં ૯

નરી[૪] હર દો આલમ હે ઓર હમ હેં ઇસબાત[૫]
યેહ આરફકો હમને પઢાયે હુવે હેં ૧૦

હમારા હી મઝહર[૬] હે યેહ હરદો આલમ
હમીં જલવા અપના દિખાયે હુવે હેં ૧૧

હે અર્દો[૭] સમા બીચ હમ હી તો "અનવર"
હમીં આપ પર ખુદ, લુભાયે હુવે હેં ૧૨

---

Some love the world, some to the church take flight.
Yet not in either may I find delight.
Only the knowledge of thy-self can sate,

---

૨ ઓલા—કરાં બરફ. ૩. કતરો—બિન્દુ. ૪ નરી—નાશવાન. ૫ ઇસબાત—કાયમ.
૬ મઝહર—જાહેર થવાનું મુળ સ્થાન ૭ અર્દો—જમીન. સમા—આકાશ.

My hot desire, Ah tear the veil outright.
Once more he looks, within and finds God in the heart.
I sought His savour, in the morning breeze,
Sought him in flowers underneath the trees.
Yet in the quiet places of the heart,
I found His presence, sooner than in these.

(Jalal-ud-din Rumi)

## ગેતીની પાસબાની કરનાર મીનોઇનો કીલ્લો

(૨૨) વસ્ત્ર એટલે સુદ્રેહ
(૨૩) કેપ એટલે કુસ્તી.

આપણા સુદ્રેહ અને કુસ્તી વીષે જુદા જુદા ફીલસુફો જુદાં જુદાં મતો આપે છે. એ આપણા જરથોસ્તી ધર્મના ચિન્હ અથવા નિશાન છે. એ ચિન્હને અંગ્રેજીમાં Emblem કહે છે ગ્રીક ભાષામાં (em ballo I cast) A figure representation એ ચીન્હોથી એટલે સુદ્રેહે કુસ્તી પહેરવાથી આપણી જાત ઓળખાઇ આવે છે. એટલે જરથોસ્તીઓએ ફરજીઆત સુદરેહ પહેરવો અને કસ્તી બાંધવી જોઇએ.

ફારસીમાં એને સુદ-રાહ કહે છે સુદ એટલે લાભ, ફાયદો, હિત, ફળ, મોટાઇ, ચડતી, ફતેહ, જય અંગ્રેજીમાં advantage કહે છે. અને રાહ=રસ્તો માર્ગ path કહે છે. એટલે path of advantage ચડતીનો માર્ગ થાય છે.

કુસ્તી ફારસી કુસ્તન એટલે મારવું, મારી નાંખવું to kill kustan to kill કોણને મારી નાંખવુ દેવોને demons Demon killer દેવોને મારનાર એટલે આપણા દુર્ગુણોને મારી નાંખનાર આપણા ધર્મના દરેક આલાતો તથા ચિન્હોનું રહસ્ય અથવા ભેદ જ્યારે શોધી કહાડવામાં આવે છે. ત્યારે જ ખાત્રી થાય છે કે એમાંથી શું જ્ઞાન મળે છે. એ પ્રમાણે આપણા સુદ્રેહ કુસ્તીમાં પણ આવો ભેદ સમાયલો છે. એ સિવાય (આ જ્ઞાન સિવાય) એની બીજી કાંઈ પણ મહત્વતા નથી. એના ૭૨ તારો તાણા અને વાણાથી ગુંથાયલા છે, તેવી રીતે આપણું શરીર પણ જીની જીની નસોથી બનેલું છે. અને શરીરમાં પણ ૭૨ કોઠા છે. બીજી રીતે જોતાં એનો સંબંધ શરીર સાથે પણ દેખરાવ્યો છે: ધર્મ તો શરીરને તંદરોસ્ત રાખવાનીજ આજ્ઞા ફરમાવે છે.



# પ્રકરણ ૧૦મું

## "હીંદુ ધર્મના જુદા જુદા મતો"

હોરમજદ યસ્તમાં આપણે જુદા જુદા ધર્મવાલાઓને આપણુ ધર્મ સાથે ક્યાં ક્યાં મળતાપણું છે તે લંબાણથી; જોઇ ગયા, હવે આપણે જુદા જુદા ધર્મો તથા તેના આચાર્યો એ ફેલાવેલાં જુદાં જુદાં મતો વીષે કંઇક જાણવાના પ્રયત્ન કરશું પહેલે આપણે હીંદુઓના છ દર્શન કારોની ટુંકમાં તપાસી લઇશું.

### (૧) જૈમીનીની પૂર્વ મીમાંસાં Philosophical treatise on exegetics and its logic.

જૈમીની (એવીદવાન) કર્મની સ્થાપના કરે છે, તે કહે છે કે, જે કાંઇ છે, તે તમામ કર્મજ છે, જીવનો અધિષ્ટાન કર્મ જીવ કર્મથી જ ઉદ્ભવે છે, અને કર્મમાં રહી વર્તે છે. અને કર્મમાંજ લય પામે છે, કર્મજ દરિદ્રી બનાવે છે, કર્મ જ દુઃખ આપે છે, અને સુખ પણુ કર્મજ આપે છે, જે કાંઇ બને છે તે તમામ કર્મથી જ બને છે. કર્મ વગર કોઇ નથી, બ્રહ્મા, વિષ્ણું, ઇંદ્ર અને સન્કાદી રૂષિ (ઋષિ) વીગેરે થઈ ગયા, પરંતુ તે સર્વે કર્મને જ આધીન હતા. જ્ઞાન, યોગ, પણુ કર્મનેજ આધીન છે. જ્ઞાની સર્વેને જ્ઞાન બતાવે છે, યોગી સર્વને યોગ બતાવે છે, ભક્તાજન સર્વને ભક્તિ બતાવે છે. હવે જો એ

---

નોટ=આ છ ફીલસુફી જો કે જુદી જુદી દેખાય છે. કર્મ, કાળ, ઇશ્વર, યોગ જ્ઞાન. અને અખંડ ઇશ્વર Universal God પણુ એ છ ચીજની જરૂર છે. છેવટે તો દરેક ફીલસુફીની "એકવાકયતા" થઇ શકે છે. આ છ એ શક્તિની મનુષ્યને જરૂર છે. (દરેકમાં છ શક્તિ રહેલી છે.)

સર્વે સ્વતંત્ર હોય, તો પછી પ્રકાશ કેમ કેમ દ્રવ્ય થતો નથી (ઇઆને સર્વે જણા તેમના બતાવેલા માર્ગ પ્રમાણે ચાલીને કેમ તેમના જેવા થતા નથી?) તેમનો ઉપદેશ કોઇને લાગે છે, અને કોઇને લાગતો નથી. એટલે તમામ કર્મને આધીન, અને કર્મ અધિષ્ટાન, કર્મ એજ બ્રહ્મ, કર્મથી વિશેષ કાંઇ નથી. જ્ઞાન યોગ, વૈરાગ્ય એ સર્વ કર્મને આધીન છે એમ સમજવું. કર્મ જેમ નચાવે તેમ નાચે છે, (ટુંકમાં એટલું જ કે આપણી હાલની જે હાલત તે આપણા કર્મેથીજ થઇ છે એવી રીતનું એ ફીલસુફનું મત છે)

## (૨) બીજો ફીલસુફ તે કણાદ છે.

એ વૈસેષિકી શાસ્ત્રના પ્રણેતા છે, એનું મત નીચે મુજબ છે.

Atomic school of Philosophy.

એ કહે છે કે, કર્મ કાંઇ સ્વતંત્ર નથી, પણ સમય (વખત) ને વસ છે. (એટલે વખતને આધિન છે) કારણકે, પ્રાતકાળ ન થાય તો પ્રાત કર્મ થશે કે ! મધ્યકાળ ન થાય તો મધ્યાહ કર્મ થશે કે? અને સાંયકાળ ન થાય તો સાંય કર્મ થશે કે? નહિ જ.

બાળપણમાં તરૂણાવસ્થાનું કામ થતું નથી, અને તરુણા વસ્થામાં વૃદ્ધા વસ્થાનું કામ થતું નથી. (ઇઆને જુવાનીમાં ઘડપણનું કામ થતું નથી) માટે કર્મ એ કાળને (વખતને) આધિન છે.

કાળ એજ બ્રહ્મ, અને તેનાથી પર કાંઇ નથી, કાળને જોઇ કાળાનુસાર બ્રહ્મા, વિષ્ણું, અને મહેશ પેદા થાય છે, અને કાળ પુરો થતાં તેનો નાશ થાય છે, કાળને અવલંબી સૃષ્ટિ ઉત્તપન્ન થાય છે, અને સમય આવે પ્રલ્ય થાય છે. કાળને અવલંબી અવતાર આદિ જીવ પેદા થાય છે, અને સુખ દુ:ખ ભોગવે છે. કાળને અવલંબી કર્મની ઉત્પત્તિ અને પ્રલ્ય થાય છે.

આથી કર્મ પરતંત્ર, અને કાળ સ્વતંત્ર કર્મ ગમે ત્યારે કરવાથી થાય છે, પરંતુ કાળ કાંઇ કરવાથી થતો નથી. એટલે કાળ સત્ય, અને કર્મ અસત્ય, જેમ ખેડુત ખેતી કરે છે. પરંતુ પુરતો વખત થયા પહેલાં, તેને ખેતીનું ફળ મલતું નથી. અનાજ પાકતું નથી, અને જો કાળ ન હોય, તો તેની તમામ મહેનત ફોકટ જાય છે, એટલે કાળ સર્વેનું અધિષ્ટાન અને કાળ એજ બ્રહ્મ એમ સિદ્ધ થાય છે.

## (૩) ત્રીજો ફીલસુફ ગૌતમનું ન્યાય શાસ્ત્ર Logic

ગૌતમ કહે છે કે કાળ ક્ષણે ક્ષણે જાય છે, અને ક્ષણે ક્ષણે આવે છે, તેમ કર્મ કમતી કરવાથી, કમતી થાય છે, તો પછી તે કાળ અને કર્મ નાસ્તી. અને પરમાત્મા અસ્તિ (અસ્તી) ત્રણે કાળ આવે છે, અને જાય છે, અને ઇશ્વર ને તે આધિન છે. ઇશ્વર ધારે તો ચોમાસાંને ઉનાળો, અને ઉનાળાને ચોમાસુ કરી નાંખે, રાજાને રંક, અને રંકને રાજા બનાવે. કાળને અકાળ, અને અકાળને કાળ કરી શકે છે. આવી રીતે સમસ્ત જગત ઇશ્વિરને આધિન છે. સુત્રધાર ઇશ્વર છે. તે સંસારને પુતલાંની માફક નચાવે છે. એટલે ઇશ્વિર અસ્તિ, અને કાળ કર્મ, સ્વભાવ વિગેરે સર્વ નાસ્તિ.

## (૪) ચોઠો ફીલસુફ પાંતજલ અને તેનું યોગશાસ્ત્ર

The philosophy of the union of the human spirit, with the Supreme spirit.

પાતાંજલ શાસ્ત્રવાળા કહે છે કે તમે ઇશ્વરને જોયો છે? ઇશ્વર કેવો છે? જો તમે નજરે જોયો નથી, તો પછી તેનું પ્રમાણ શું? ઇશ્વર શું છે, અને કેવો છે, તે તમે જાતે જોયો છે? કે ઇશ્વર છે એમ અનુમાનથી માનો છો? અનુભવ વગરનું પ્રમાણ નકામું છે. અને આથીજ અનુમાનથી, તમો પીત્તલ (ધાતુ) પથ્થર, કાષ્ટ (લાકડાંની) વીગેરે આઠ પ્રકારની મૂર્તી, પ્રતિમા, પૂજા સ્થાપન કરો છો તે સર્વે મીથ્યા. (ફોકટ) તીર્થ, વૃત્ત (વ્રત) પ્રતિમાપૂજા, જે કાંઇ માનો છે તે સર્વે મીથ્યા.

અનાત્મા સચ્ચિદાનંદ, સત્ય આત્મા, કે જે અમે યોગમાર્ગથી જોઇ શકીએ છીએ, તેમનો તમુને કાંઇ અનુભવ નથી, તેથી જ પત્થર પૂજો છો. અને અમો બ્રહ્માંડનું સર્વ કારખાનું, પીડાંડમાં જોઇએ છીએ, એટલે હમારૂં કહેવું સત્ય, અને તમારૂં કહેવું અસત્ય, ઇશ્વરનો અનુભવ હમુને છે. તેથી યોગ સત્ય, અને બીજું સર્વ મીથ્યા ( ફોકટ ) યોગ વિના કાંઇપણ અનુભવ થતો નથી.

## (૫) કપીલનું સાંખ્ય શાસ્ત્ર

હવે આપણે સાંખ્ય શાસ્ત્રવાલા કપીલ મુની કહે છે કે, એકદેશી અનુભવ અને એકદેશી જ્ઞાન, કાંઇજ કામના નહિ, બ્રહ્મ સર્વદેશી, સર્વસાક્ષી અકર્તા છે, કર્તુતતો પ્રકૃતિનું છે. યોગ, સમાધિ, સર્વ પ્રકૃતિથી જણાય છે, સંસારની

ઉત્પતિ, સ્થીતી, અને લય સર્વ પ્રકૃતિથીજ છે. પાંચ તત્વો, અને પચીસ પ્રકૃતિ ચાર દેહના સર્વે તત્વ નાસ્તી, તેનો જાણુનાર હું સર્વ સાક્ષી અસ્તી, સંપૂર્ણ અનિત્ય, હું નિત્ય, યોગ, કર્મ સર્વ અનિત્ય, ( એટલે આત્મા કાંઈ કરતો નથી કુટસ્થ દ્રષ્ટા છે.

## (૬) વ્યાસજીનું વેદાંત શાસ્ત્ર

હવે વેદાંત શાસ્ત્રવાદી વ્યાસજી કહે છે કે સર્વ કલ્પીત શાસ્ત્ર છે, તે નાસ્તી, એક બ્રહ્મ અખંડ, સંપૂર્ણ, સર્વે આપો આપ તેમાં અસ્તિ નાસ્તિનો ક્યાં સંભવ છેઃ ધ્યાતા, ધ્યાન, અને ધ્યેય, જ્ઞાતા, જ્ઞાન, અને જ્ઞેય, એવી ટ્રીપુટી બ્રહ્મમાં સંભવીત છે.

બ્રહ્મ તો અખંડ, અદ્વૈત એકરસ, તેમાં દ્વૈત નિત્યા નિત્ય, અથવા સમાધિ એ સંભવીત નથી, સર્વ જોવું, અને જોવામાં આવવું, અને જોનાર, એ સર્વ બ્રહ્મ. અન્ય કોઇ નહિ. સર્વ નાસ્તિ.

(એટલે દાદાર હોરમજદ સિવાય બીજું કાંઈ નથી) Universal God.

ઉત્તર મીમાંસાંની સરેહ પરથી શંકરાચાર્યએ ચલાવેલું અદ્વૈત. વેદાંત મત. વ્યાસજીના બ્રહ્મસુત્ર અને શારીરીક ભાષ્યની ટીકામાં શંકરાચાર્યએ એવું મત ફેલાવ્યું કે "જ્ઞાન", "આનંદ", અને "ચૈતન્ય એજ ઇશ્વર સ્વરૂપ છે.

The non dualistic philosophy, or the philosophy of One Universal Spirit.

શંકરાચાર્યનો સિદ્ધાંત ટુંકમાં એટલોજ છે કે જ્ઞાનમય દ્રષ્ટિ કરી સઘળુ બ્રહ્મમય જોવું. અને બ્રહ્મજ્ઞાનના સાધન તરીકે પ્રથમ ચતુરંગ અધિકાર પ્રાપ્ત કરેલો હોવો જોઇએ. (૧) નિત્યાનિત્ય વસ્તુ વિવેક, (૨) ઈહામુત્રાર્થ ફલભોગ વિરાગ. (૩) શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન, એ ષટ્ સાધન સંપત અને (૪) મુમુક્ષત્વ, આ ચારે અંગો ગમે તેમ લઈ ગણાવ્યાં છે એમ નથી, એની પ્રકાર રચનામાં, માનસશાસ્ત્રનું ઉંડું અવલોકન કર્યું છે. પરમાત્મા તે જીવાત્માની અમુક વૃત્તિથી અનુભવી શકાય છે, એમ નથી, એને અનુભવવા માટે, અખંડ આત્મા જોઇએ, અને એ આત્મામાં Intellect, Emotion, Moral Will, અને Religious sense એ ચાર વાના આવે છે, અને એજ ચાર ક્રમવાર ઉપરના આધિકાર વિભાગમાં, સમાવેલા છે. એક તો નિત્ય, અને અનિત્ય વસ્તુ ને એક બીજાથી જુદી ઓળખવી જોઈએ ( વિવેક ) એ

વિવેકથી જ દરેક ચીજની પરીક્ષા થાય છે. વૈરાગ્ય એટલે આ લોક, અને પરલોકના સુખની ઈચ્છાનો ત્યાગ, (ઈઆને સ્વાર્થ વૃત્તિનો વિચ્છેદ કરવો) ષટ્ સાધન (શમ) એટલે અન્તરમાંથી વિષયવાસના છોડી દેવી, (દમ) એટલે બાહ્ય વૃત્તિને દબાવવી (ઉપરમ) વિષય તરફથી વૃત્તિને તદન વાળી દેવી ( તિતિક્ષા ) એટલે દુઃખ સહન કરવાં પડે તો તે આત્મબળથી સહન કરવાં. "**तत्वमसि**" "**ऐतदात्म्यमिदं सर्वम्**" આદી વાક્યોમાં, જે ઉમદા અને ઉદાર ભાવના પ્રતીપાદન કરી છે. તે ખરી છે, અને એ ભાવના, જગતમાં પ્રવર્તાવવા, આર્ચાર્યો જે જાત અનુભવથી ઉપદેશ કરે છે, તે હવાઈ નથી, પણ અનુભવમાં ઉતારી શકાય એવું "સત્ય" છે એવી "શ્રદ્ધા" રાખવી, અને (સમાધાન) એટલે વૃત્તિમાત્રનું પરમ લક્ષ્ય જે પરમાત્માં, એનામાં ચિત્ત સ્થાપવું. એ છવાના સાધન સંપત્તમાં આવે છે, મનુષ્યના આચાર વિચારની સઘળી ઉન્નતી પ્રાપ્ત કરવાનો આ માર્ગ છે. નિત્યા અનિત્ય વસ્તુનો વિવેક કરતા અનિત્ય વસ્તુ ઉપરથી વૈરાગ્ય થાય છે, અને એ વૈરાગ્યમાંથી. આ છ સાધનોનું સેવન શરૂ થાય છે. પણ એ સર્વની પાછળ અધિકારનું ચોથું અંગ જે "મુમુક્ષુત્વ" તે જોઈએ, મુમુક્ષુત્વ તે સંસારમાંથી છુટવાની તીવ્ર વૃત્તિ છે—એ ધર્મ માત્રનું અન્ત સ્તત્ત્વ છે. એક માણસના બાલ (વાળ) સલગ્યા હોય, અને જેમ જળાશયમાં પડવા દોડે છે, તેમ સંસારની અનિષ્ટાનું તીવ્ર ભાન પામી પરમાત્માનો સાક્ષાત્કાર કરવા તલપવું જોઈએ આવી વૃત્તિ જેનામાં ઉદય પામી નથી તે બ્રહ્મજ્ઞાનનો અધિકારી નથી. શંકરાચાર્યે બૌદ્ધ અને જૈન ધર્મનું ખંડન કરીને, હીંદુ સનાતન ધર્મ કે જેમાં પણ ઘણા દેવતાઓની ઉપાસના, તથા કર્મકાંડની જાળો પણ પુષ્કળ પથરાઈ ગઈ હતી તેનું પણ ખંડન કરીને, માત્ર એક "પરમાત્માજ" ઉપાસ્ય છે એવો સિદ્ધાન્ત ફેલાવ્યો હતો, અને એ પરમાત્માના શિવ, વિષ્ણુ વીગેરે નામો છે. એનીજ ઉપાસના કરવી, હીંદુ ધર્મ જે પ્રાચીન ઉપનીષદ ધર્મમાંથી ચળીત થઈ ગયો હતો તેને પાછો સુધારીને જ્ઞાન માર્ગે જવાની હીંદુસ્તાનને હાકલ કીધી હતી, અને સનાતન હીંદુ ધર્મનો ધ્વજ ફરકાવ્યો હતો.

## "રામાનુજે ચલાવેલું વિસિષ્ટા દ્વૈત વેદાંત મત"

The electic non dualistic philosophy, or the philosophy of the identity in part of the human spirit with the Supreme spirit.

રામાનુજ આચાર્યનું મત એવું છે કે, પરમાત્મા સગુણ, જગતકર્તા છે, અને આત્મા પણ સગુણ છે. આત્મા પણ મુકત સ્થીતીએ પરમેશ્વરમાં મળી

જાય છે ખરો. પણ જેવી શક્તિ પરમાત્માની છે (ઈશ્વરને સૃષ્ટિ રચના કરવાની શક્તિ) તેવી શક્તિ આત્માની નથી. ફરક એટલોજ છે. તે સિવાય, પરમાત્મા, અને આત્મા બન્ને એકજ છે. (અભેદ છે)

---

### "માધવાચાર્યએ ચલાવેલું દ્વૈત વેદાન્ત મત"

The dualistic philosophy, or the philosophy, of the non identity of the human spirit, with the Supreme spirit.

માધવાચાર્યનું મત એવું છે કે, પરમાત્મા ઉત્પન્ન કર્તા, પાલણકર્તા, અને સર્વથી શ્રેષ્ટ છે. આપણે તેના બંદા છીએ, (ઇશ્વરે તેને આપણને પેદા કીધા છે) મનુષ્ય ગમે તેવા દરજ્જાનો હોય, તોપણ તેની બરોબરી નહિ કરી શકે. મનુષ્યની ફરજ છે કે તેની ભક્તિ કરવી જોઇએ, સર્વ સત્તા પરમાત્માનીજ છે. મનુષ્યે તેના ફરમાન મુજબ ચાલવું જોઈએ. અને તેની એકલાની સેવા કરવી જોઇએ.

---

### "વલ્લભાચાર્યએ ચલાવેલો પુષ્ટી માર્ગ અથવા સુદ્ધાદ્વૈત વેદાંત મત"

The pure non dualistic philosophy.

વલ્લભાચાર્યનું એવું મત છે કે, આ દુન્યામાં જેબી કાંઇ આપણી નજરે દેખાય છે, તે બધું બ્રહ્મજ છે. મનુષ્ય, દુન્યા, પરમાત્મા, એ બધું એકજ છે. મનુષ્ય સુખદુઃખ ભોગવે છે તે પણ પરમેશ્વર જ ભોગવે છે. આપણામાં અને પરમેશ્વરમાં બીલકુલ ભેદ જેવું કશું નથી.

---

**બાદરાયણની ઉત્તર મીમાંસા** Indian Pantheism.
The doctrine that the universe is "God".
આખું વિશ્વ એ જ ઇશ્વર એવું મત.

---

### ચાર્વાકે ચલાવેલો જડવાદ માર્ગ Materialistic.

ચાર્વાકનું મત એવું છે કે આ દુન્યામાં જે ચીજ દેખાય છે (ઈશ્વરે જે ચીજને આંખ જોઈ શકે છે) તે જ ખરૂં છે. ઈશ્વર જેવું કાંઇ નથી.

ઇશ્વર તો કલ્પનામાંથી ઉભો કીધો છે. જો ઇશ્વિર હોય તો, તે દેખાવો જ જોઇએ, બીજી દુન્યા ( ઈબાને મીનોઇ દુન્યા ) જેવું કંઇ જ નથી. જે મૃત્યુ પામ્યો, તે જ મુક્ત, પુનર્જન્મ ધારણુ કરતો નથી. જેમ ઝાડ ઉપરથી પાંદડું ટૂટી જાય છે, અને પાછું ઝાડને ચોંટતું નથી તેવી જ રીતે, જે માણુસ મરણુ પામ્યું, તે ગયું (પાછું જનમ પામતું નથી.)

---

અથર્વ વેદમાં પણુ આવી રીતે જ કહેલું છે, કે આ સર્વ મીથ્યા પ્રપંચ છે. જે કાંઈ દ્રષ્ય થાય છે તે જ સત્ય, અને બ્રહ્મ નિરાલંબ, નિર્ગુણુ કાંઇ નથી.

હીંદુઓના સામવેદમાં કહેલું છે કે, પરમાત્મા વિષે દરેક જણુ મીથ્યા કલ્પના જ કરે છે. પરમાત્મા સગુણુ, તેમજ નીર્ગુણુ નથી. નજરે પડે તેવો નથી. ( ન દ્રષ્ટીગોચર ) અધ્યારોપ, અપવાદ નહિ તે સંપૂર્ણ બ્રહ્મ, અખંડ, અદ્દૈત, " **तत्त्व मसिती श्रुति** "

રૂગવેદ (ઋગવેદ) કહે છે કે પરમાત્મા, નિરાકાર, નીર્લેપ, અલખ, અગો-ચર છે. નિરાલંબ બ્રહ્મેતી શ્રુતિ **निरालम्ब ब्रह्मेति श्रुति**.

---

The Bible says closer is "He than breathing, nearer than hands, and feet.

---

## " સીખ ધર્મનું મત "

એ ધર્મના સ્થાપક "નાનકજી" છે અને એ નાનકજીએ જે ધર્મ સ્થાપ્યો, તે કબીરપંથના સીધ્ધાંતને બહુ મળતો આવે છે. એ લોકોનો સ્પીરીટ જરથોસ્તી ધર્મના જેવો જ છે. જો કે "નાનકજી" ભક્તિ ઉપર વધારે વિશ્વાસ રાખે છે. જ્યારે ગુરૂ ગોવીંદસીંગ પુરૂષાર્થને મહત્વતા આપે છે. એકંદરે એ ધર્મ આ જમાનાને માટે સારો છે. એ લોકોનું પવીત્ર પુસ્તક "જન્મ સાખી" છે એને "ગ્રંથ સાહેબ" પણુ કહે છે. એ લોકો પોતાના દશ મહાન ગુરૂઓને ઘણું માન આપે છે. પહેલા ગુરૂ પંથના સ્થાપક "નાનક" તેનો ચેલો "અંગત" તેનો ચેલો "અમરદાસ" અમરદાસનો ચેલો "રામદાસ" ( જેની ગાદી અમરીતસરમાં છે ) રામદાસનો ચેલો "અર્જુન" અર્જુનનો ચેલો "હરગોવીંદ", હરગોવીંદનો ચેલો "હરરાય" હરરાયનો ચેલો "હરીક્રીષ્ણુ" હરીક્રીષ્ણુનો ચેલો "તેગબહાદુર" અને તેગબહાદુરનો ચેલો ( અને છોકરો પણુ થાય ) "ગોવીંદસીંગ". એ લોકોનું મુખ્ય મંત્ર નીચે મુજબ છે.

Oh people remember the names of Arjun, Hargovind and Harrai, Pray for help by remembering the name of Hari–krisna by whose sight, all misery comes to an end.

હીંદુસ્તાનના ચાર મુખ્ય પંથો કબીરપંથ. સીખ ધર્મ, બ્રહ્મોસમાજ અને આર્યસમાજ એ ચારે પંથનો સિદ્ધાંત, આપણા માજદીયસ્ની ધર્મને ઘણો મલતો આવે છે. જો કોઇથી બધા ધર્મના પુસ્તકોનો અભ્યાસ નહિ થઇ શકતો હોય, તો તેને ફક્ત એક કબીર વાણી જ વાંચવી. તેમાંથી આપણા ધર્મનો સ્પીરીટ શું છે તે માલમ પડી આવશે. કબીરનું કાવ્ય બહુ મોટું છે. અને એના ભજનો અને દહોરાઓ આજે હીંદુ, મુસલમાન, શીખ, વીગેરે સર્વ જાતો હોંસે હોંસે ગાય છે. ભલાભલા લખનારાઓ એના દહોરાઓથી સમજણ આપે છે.

## જૈનોના ધર્મનું મત

જૈન એટલે જીતેન્દ્રિય. (જે પોતાની ઈંદ્રિઓને જીતે તે જૈન કહેવાય) એ લોકોમાં પણ થોડાક ફીરકાઓ છે. જુદા જુદા મતવાલા તેમાં ત્રણ મુખ્ય છે. શ્વેતાંબર (એટલે સફેદ વસ્ત્ર પહેરનારા) દીગબર (એટલે નગ્ન અવસ્થામાં રહેનાર) અને સ્થાનકવાસી.[1] કેટલાકો મૂર્તી પુજે છે અને કેટલાકો જ્ઞાનમાર્ગી છે. એ લોકોનો સીદ્ધાંત [અથવા ધર્મનો ઉપદેશ] એવો છે કે, પરમાત્મા કોઇ ચોક્કસ ઠેકાણે નથી. પણ આપણા શરીરમાં જ છે. પરમાત્માએ જગત ઉત્તપન્ન કર્યું નથી. પણ પુરૂષ (એટલે આત્મા) અને પ્રકૃતિ (એટલે જડ જગત) બન્ને સાથે જ અનાદિ કાળથી ઉત્તપન્ન થયાં છે. મનુષ્યે પોતાના બળથી જ એટલે પુરૂષાર્થ કરીને, પોતાના દુર્ગુણો સામે બળત્વારીથી લડવું, શરીરને ગમે તેવું કષ્ટ પડે તો તેની પરવા કરવી નહિ. એ લોકો અપવાસ રાખે છે તેનું કારણ પણ એમ કહેવામાં આવે છે કે, અપવાસથી શરીરની સુદ્ધી થાય છે. અને દુર્ગુણોનો પણ ધીરે ધીરે નાશ થાય છે. એ લોકો નાની ઉમરમાં જ છોકરાઓ અને છોકરીઓને દીક્ષા આપે છે. દીક્ષા લીધા પછી બ્રહ્મચર્યનું સખત પાલણ કરવું પડે છે. ભીક્ષા માંગીને નીર્વાહ કરવો પડે છે. પોતાની પુંજી પણ ધર્માદા આપી દેવી પડે છે. એ લોકો શરીરને એટલું બધું કષ્ટ આપે છે કે માથાના બાલ પણ હાથથી ઉખેડી નાંખે છે. અને એટલું કષ્ટ વેઠવાનું કારણ આત્માને પીછાણવો (જાણવો). કેટલાકો બીજા ધર્મવાલાઓનું એવું મત છે કે એ જૈનો "નીરિશ્વરવાદી છે" પણ એ લોકોના સાહીત્યનો જો થોડો ઘણો અભ્યાસ કર્યો હોય તો

---

૧. એકપંથ તેરાપંથી કહેવાય છે તે લોકો મૂર્તિ પુજતા નથી.

માલમ પડે કે જૈનો નીરિશ્વરવાદી નથી, એ લોકોના ૨૪ તીર્થંકર થઈ ગયા છે. પહેલો આદિનાથ (અથવા રૂષભદેવ) અને સૌથી છેલ્લે "મહાવીર" લગભગ બુદ્ધ ભગવાનનો સમકાલીન થઈ ગયો છે. એ લોકોનું સાહિત્ય ઘણું વિસાલ છે. અને મોટા મોટા મુનીઓએ, ફીલસુફીના ઘણા ગ્રંથો રચેલા છે. એ લોકો ક્રિયાકાંડમાં માનતા નથી. મરી ગયલાંની પછવાડે કંઈ પણ ક્રિયા કરતા નથી. પણ ગરીબોને પૈસા અને અનાજ વહેંચે છે. જ્ઞાનમાર્ગી છે. જ્ઞાનમાર્ગમાં કોઇબી ધર્મવાળાથી ઉતરતા નથી. એ લોકોના ધર્મનો મુદ્રાલેખ અહિંસા પરમો ધર્મ **"અહિંસા પરમો ધર્મ"** એ જૈનો બહુ દયાલુ છે. કોઈપણ નાનામાં નાના જીવને મારતા નથી. એ લોકોએ હજારો વરસ પહેલાં દુન્યાને દેખરાવી આપ્યું છે કે દરેક વસ્તુમાં જીવ છે. ઝાડ પાન વીગેરે કોઇબી જડ પદાર્થમાં. એ લોકોમાં એવી માન્યતા છે કે સ્ત્રી મુક્ત થઇ શકે નહિ સ્ત્રી છેલ્લા અવતારમાં મરદ થયા પછી જ મુક્ત થાય. બીજી એવી માન્યતા છે કે, જે માણસ અહિંથી ગુજરી ગયું (ઇઆને મરી ગયું) તે તરત જ પોતાના કર્મ અનુસાર બીજો જનમ તરત જ લઈ લે છે. તેથી જ ક્રીયા કરતા નથી. એ લોકોનો ધર્મ બુદ્ધ ધર્મને ઘણો જ મળતો આવે છે.

## બુદ્ધ ધર્મનું મત

ગૌતમ બુદ્ધ એક રાજાનો પુત્ર હતો, તેને દરેક જાતનું સુખ હતુ, છતાં પણ આ દુન્યામાં લોકોની કંગાલ્યત, દુખ દર્દો, ઘડપણ, વીગેરે જોઇને એ સઘળાંનું કારણ શું હશે? તે જાણવાની જીજ્ઞાસા થઈ, અને એક રાતે છુપાછુપ પોતાનો મહેલ છોડીને, સ્ત્રી, વીગેરેનો પણ ત્યાગ કરીને જ્ઞાન મેળવવા ચાલી ગયો, ઘણા વરસો સુધી ભટકીને અને તપ જપ વિગેરે કરીને પોતાની દેહને (શરીરને) કષ્ટ આપીને, હાડપીંજર જેવો થઈ ગયો, પણ તેનાથી તેને જ્ઞાન પ્રાપ્ત થયું નહિ, ત્યારે છેવટે "રાજયોગ" યાને ચિત્તની એકાગ્રતા કરીને ફક્ત વિચારથી જ જ્ઞાન મેલવ્યું. અને દુન્યાને સીદ્ધ કરી આપ્યું કે "જ્ઞાનમાર્ગ જ" સર્વથી શ્રેષ્ટ છે. જ્યારે એને સંપુર્ણ જ્ઞાન પ્રાપ્ત થયું, ત્યારે જ એને લોકોમાં ઉપદેશ આપવા માંડયો, અને તે જમાનામાં, હીંદુધર્મની જે અધોગતી થઈ હતી ( ઇઆને હીંદુ ધર્મ ઘણા દેવદેવીઓને પુજવા લાગ્યો. ) કર્મકાંડ એટલાં વધી ગયાં કે મોટા મોટા યજ્ઞો થવા લાગ્યા, અને તેમાં નીર્દોસ જાનવરોના ભોગો પણ અપાવા લાગ્યા, બ્રાહ્મણોએ પણ લોકોમાં એવા, એવા, વહેમો ફેલાવ્યા, અને ફક્ત સ્વર્ગનો ઇજારો તો બ્રાહ્મણોને જ મલ્યો હોય તેમ લોકોને છેતરી, સ્વર્ગ વેચાતું અપાવતા હતા, બ્રાહ્મણોનું જોર એટલું બધું વધી ગયુ હતું કે ભલા ભલા રાજાઓને પણ તે

લોકો આગળ નમવું પડયું હતું. અને બસ ભાડુતી ક્રીયા જ મુખ્ય ધંધો થઇ લાગ્યો હતો, જ્યારે બ્રાહ્મણોનું આવું જોર ચાલી રહ્યું હતું. તે વખતે બુધ્ધે આવીને લોકોમાં જ્ઞાન માર્ગનો ફેલાવો કીધો. અને ખુલ્લા શબ્દોમાં જણાવી દીધું કે સ્વર્ગ અને નર્ક એ તો ફકટ બ્રાહ્મણોના પેટની પૂજા કરવાના કલ્પનામાંથી ઉભાં કીધેલાં ખોટાં તુતો છે (ઇઆને એ બધી ખોટી બનાવત છે) બીજી દુન્યા જેવું કંઇ નથી સ્વર્ગબી નથી અને નર્કબી નથી, જે છે તે તો મનુષ્યના કીધેલાં કર્મો નો બદલો આ દુન્યામાં જ ભોગવવા માટે મનુષ્ય બીજો જનમ (પૂનર્જન્મ) લે છે. (ઇઆને જેવું કારણ ઉપજાવ્યું હોય તેવું પરીણામ આવે Cause & effect.) આવો સહેલો સિદ્ધાંત લોકોના મગજમાં ઘણો સહેલથી ઉતરી ગયો અને એના કહેવા પ્રમણે લોકોએ સનાતન ધર્મનો ત્યાગ કરવા માંડયો અને બુદ્ધ ધર્મની ઉન્નતી થવા લાગી, જોત જોતાંમાં એ ધર્મનો ફેલાવો આખા હીંદુસ્તાન ઉપરાંત, બર્મા, સીલોન, જાવા, મલાયા, ટીબેટ, ચીન, જાપાન, અફઘાનીસ્તાન અને છેક ઇરાન વેર એ ધર્મના સીદ્ધાંતો ફેલાયાં. એને દુન્યાની ઉત્તપતિ, કે લય, સંબધી વધારે વીવેચન કર્યું નથી, એને તો ફકટ એટલું જ દુન્યાને દેખરાવ્યું કે. સૌથી ઉત્તમ ધર્મ મનુષ્ય માત્રની સેવા કરવી, કોઈને દુખ દેવું નહિ, જાનવરો વટીકને પણ દુખ, દેવું નહિ, લોકોના કલ્યાણને માટે પૈસો ખરચવો, અને દુખ કંગાલ્યત તથા ઘડપણનું કારણ આપણી "ઇચ્છા" "વાસના" (Desires) ને જેમ બને તેમ ઓછી કરી નાંખવી, વૈરાગ્ય તરફ ભાવના રાખવી, ગમે તેવી મુશીબતો આવે પણ જ્ઞાન લેવું. જ્ઞાનથીજ નીર્વાણ છે. જ્ઞાનથી ઉત્તમ બીજું કંઇ નથી. (એના નીર્વાણની વ્યાખ્યા કોઇ બરોબર કરી શકતા નહિ હોવાથી કેટલાકોનું એવું મત છે કે બુદ્ધ નિરીશ્વરવાદી છે.) પણ એના સીક્ષણનો જો બારીક અભ્યાસ કરવામાં આવે તો માલમ પડી જાય કે બુદ્ધ નીરીશ્વરવાદી નહિ હતો, એને આત્માના જ્ઞાન પર તો ખાસ ભાર મૂકેલો છે. જે આત્માના જ્ઞાનને માને તે શું ઇશ્વરને નહિ માને? એને ઇશ્વરને કેડે એક ઠેકાણે રહેલો કોઈ વ્યક્તી તરીકે માન્યો નથી એને તો ફકટ દરેક મનુષ્યે પોતાની જાતને (એટલે પોતે કોણ છે) પીછાણવાનું શીક્ષણ આંપ્યું છે. આજે પણ દુન્યામાં મહાન પુરૂષ તરીકે લોકો એના શીક્ષણના વખાણ કરે છે. અને છેવટે સનાતની હીંદુઓને પણ એનો ભગવાન તરીકે સ્વીકાર કરવાની ફરજ પડી છે.

એના મરી ગયા પછી એના ચેલાઓમાં, મતફેરી પડી ગઇ અને રીધ્ધિ સિધ્ધિ મેળવવા અને ચમતકારો કરવાનું, અને હઠયોગ વીગેરે કરવાનું ચેટક લાગ્યું. તેથી એ ધર્મની પડતી આવી, જગતની ઉત્તપતિ વીષે બુધ્ધનું મત એવું છે કે, જગત એની મેલે પેદા થયું છે, એનો પેદા કરનાર કોઈ નથી

એ જગત સુક્ષ્મમાં સુક્ષ્મ અણુ પરમાણુંઓનું બનેલું છે. એ પરમાણુંઓનેઃ એક એક સાથ સંબંધ થવાથી, જુદી જુદી આકૃતિઓ પેદા થાય છે, અને અણુઓ અને પરમાણુઓના છુટાં પડવાથી તે આકૃતિ (ચીજ) દેખાતી બંધ થઈ જાય છે. (ઈઆને અદ્દસ્ય થાય છે) એ રીતે જગત અનાદિ કાલથી ચાલતું આવે છે બુધ્ધનો મુદ્રાલેખ એક જ છે કે, આપણા નસીબ (અથવા કર્મ) નો ઘડનાર આપણે પોતે જ છઇએ (બીજો કોઇ નથી) Man makes his own fortune. બુધ્ધ સોસાયતીએ એવી શોધ કીધી છે કે, શંકરાચાર્યનું શિક્ષણ બુધ્ધને જ આભારી છે, શંકરાચાર્યના ગુરૂ ગોવીંદાચાર્ય ગોવીંદાચાર્યના ગુરૂ ગૌદપાદે, અને ગૌદપાદેના ગુરૂ નાગ અર્જુન હતો. અને એ નાગ અર્જુન બુધ્ધિસ્ત સાધુ હતો. એ ત્રણે મહાન પુરૂષો શંકારાચાર્ય, બુધ્ધ, અને મહાવીર, વચ્ચે ઘણું સામ્ય છે (ઐકયતા છે) સહેજ સહજ મતફેરી છે. (પરમાત્માની વ્યાખ્યમાં અને મોક્ષ અને નિર્વાણની બાબદમાં) જેવી ઝડપથી એ ધર્મ ફેલાયો, તેવીજ ઝડપથી એનો નાશ પણ થયો. શંકરાચાર્યે આવી ને બુદ્ધ ધર્મનું ખંડન કીધું (અને જેવી રીતે બુધ્ધે સનાતન વેદીક ધર્મનુખંડન કર્યું હતું તેવી રીતે) અને પાછી સનાતન વેદીકધર્મની ધજા આખા ભરતખંડમા ફરકાવી

## આર્યસમાજના સ્થાપક દયાનંદ સરસ્વતીનું મત

દયાનંદ સ્વામીનું ઇશ્વર સંબંધી મત એવું છે કે, આ દુન્યામાં મુખ્ય ત્રણ કારણો છે. એક નીમિત્ત, બીજું ઉપાદાન, ત્રીજું સાધારણ, નીમિત્ત કારણ તેને કહેવામાં આવે છે કે, જેના બનાવવાથી બને, અને નહિ બનાવવાથી નહિ બને, (એટલે દાદાર હોરમજદ પોતાની મરજીમાં આવે તે બનાવી શકે, અને મરજી નહિ હોય તો નહિ બનાવે) પોતે કોઇબી ચીજ બને નહિ. પણ બીજાને બનાવે (૨) ઉપાદાન કારણ તેને કહેવામાં આવે છે કે, જેના વગર કોઈ ચીજ બની શકેજ નહિ, જે ચીજ બની હોય તેનું પાછું રૂપાંતર પણ થાય. (૩) ત્રીજું કારણ સાધારણ, તેને કહેવામાં આવે છે કે જે ચીજ બનાવવી હોય તેનું સાધન (અથવા સાધારણ નીમિત્ત.)

નીમિત્ત કારણ બે પ્રકારના છે, એક તો સૃષ્ટિ બનાવવી, અને તેને કાયમ રાખવી, અને પ્રલ્ય કરવો (પ્રલ્યનો અર્થ દેખાય નહિ તેવી અદ્રસ્ય) અને દરેક ચીજની વ્યવસ્થા કરવી, અને એ વ્યવસ્થા કરનાર નિમિત્ત કારણ "પરમાત્મા-છે."

બીજો પ્રકાર આ સૃષ્ટિમાંથી કોઇબી ચીજો લઈને તેને રૂપ આપવું, (અથવા બનાવવી) અને તે બનાવનાર તે સાધારણ નીમિત્ત કારણ જીવ છે.

ઉપાદાન કારણ પ્રકૃતિ છે. જેને પરમાણું અથવા સર્વ જગત બનાવવાની સામગ્રી કહે છે. તે જડ હોવાથી પોતાની મેળે બનતી નથી, તથા બગડી

શકતી નથી. બીજાના બનાવવાથી બને છે, અને બગાડવાથી બગડે છે, એ જડ હોવાને લીધે, કોઈ કોઈ વખત બને છે. અને બગડી પણ જાય છે, દાખલા તરીકે એક બીજ જમીનમાં રોપીએ અને તેને પાણી પાઇને એક વૃક્ષ (ઝાડ) બનાવ્યે, તો તે બને છે, પણ તે જ વૃક્ષને અગ્નિ સાથે સંયોગ થતા તે બળી જાય છે. અથવા તો બગડી જાય છે, પરન્તુ બનવું અને બગડવું, પરમેશ્વર અથવા જીવને આધીન છે.

જો કોઈ વસ્તુ બનાવવી હોય તો, તેમાં જે જે સાધનનો ઉપયોગ કરવામાં આવે છે, જેવું કે જ્ઞાન, દર્શન, બલ, હાથ, દીસા કાળ અથવા આકાશ એ સાધારણ કારણ કહેવાય.

દાખલા તરીકે, એક કુંભાર તે નીનિત્ત કારણ. મટ્ટી તે ઉપાદાન કારણ, અને વાસણ બનાવવાનું ચક્ર તે સામાન્ય નીમિત્ત. દિશા, કાળ, આકાશ, પ્રકાશ, આંખ, હાથ, જ્ઞાન, ક્રીયા વીગેરે તે નીમિત્ત સાધારણ, અથવા નીમિત્ત કારણભી કહેવામાં આવે છે. એ ત્રણ કારણ વગર કોઇભી વસ્તુ બની શકતી નથી, અને બગડી શકતી નથી.

ટુંકમાં સ્વામીજીનું કહેવું એવું છે કે, પરમાત્મા, જીવ અને પ્રકૃતિ, એ ત્રણેની શરૂઆતથી, ત્રણે અનાદિ છે, એ ત્રણ જગતના કારણો છે. એ કારણોનું કારણ કોઈ નથી, "જીવ" અથવા "આત્મા" આ અનાદિ પ્રકૃતિનો ભોગ કરે છે, અને તેની અંદર ફસી જાય છે.

પરમાત્મા ભોગ નથી કરતા, અને તેમાં નથી ફસતા, પરમાત્મા, સ્થીર, અચળ, સર્વવ્યાપક, સર્વજ્ઞ છે. જ્યારે 'જીવ" અથવા "આત્મા" સુક્ષ્મ હોવાથી, ચળીત, વ્યાપ્ય, અને અલ્પજ્ઞ છે. (વ્યાપ્ય એટલે દરેક ઠેકાણે જવા આવવાવાળો) એજ દુન્યામાં આવીને ભોગ ભોગવીને ફસે છે, જ્યારે પરમાત્મા તો જીવને સીક્ષા કરવાવાળો, અને દુન્યાને નિયમમાં રાખનાર છે. "જીવ" ગમે તેટલો ઉંચ્ચ દરજ્જે પુગેલો હોય, પણ પરમાત્મામાં મળી જતો નથી.

જો 'પરમાત્મા" અને "આત્મા" અથવા "જીવ" બન્ને એકજ વસ્તુ હતે, તો પછી યોગનું પ્રયોજન શું ? યોગનો અર્થ એવો થાય છે, કે પરમાત્મા અને જીવ જુદા છે, તે સમાધિ સ્થીતીમાં એક થઇ જતા હોય એવો આપણને અનુભવ થાય છે, તે તો જેમ એક લોખંડના ટુકડાને અગ્નિમાં નાંખ્યો હોય, અને અગ્નિ જેવું સ્વરૂપ ધારણ કરે, પણ તેને બહાર કહાડીએ ત્યારે પાછો લોખંડ જેવો દેખાય, તેજ પ્રમાણે સમાધિ સ્થીતીમાં આપણે બન્ને એકજ હોઈએ એમ લાગે છે. પણું ખરી રીતે જોતાં તેમ નથી.

જેવી રીતે હીંદુ ધર્મમાં મતમતાંતરો છે. તેવી જ રીતે યુરોપમાં પણ

જુદા જુદા Philosophers તત્વજ્ઞાનીઓ થઇ ગયા છે. યુરોપમાં પહેલવહેલો જ્ઞાનમાર્ગનો ફેલાવો કરનાર તત્વજ્ઞાની સોક્રેટીસ હતો. ઈ. સ. પૂર્વે ૪૬૫માં એટેકા સહેરમાં એક સિલ્પીને ત્યાં એનો જન્મ થયો હતો. એ સુધારક ગ્રીસ (યુનાન)ના નાના ગામડાંમાં જનમ્યો પણ એને જ્ઞાનનો શોખ હોવાથી, ત્યાંના પાયતખ્ત એથેન્સમાં આવ્યો, અને ત્યાં અભ્યાસ ચાલુ રાખીને તે વખતના લોકોના દેવદેવીના પુતલાંઓને પૂજવાના રીવાજને વખોડી કહાડીને જ્ઞાનમાર્ગનો ફેલાવો કીધો, તે જમાનામાં એથેન્સમાં જેમ હાલમાં પારસીઓમાં જુદાંજુદાં મંડળો છે. તે પ્રમાણે ઘણા મંડળો હતાં. અને ચાલુ ઝગડા થયા જ કરતા હતા, ત્યારે એને ન્યાય, મૈત્રી, સુખ સુધારા ઉપર વાએજો આપવા માંડી, અને એક સુત્રમાં ધર્મ સમજાવ્યો કે " Know thyself " તું તારી જાતને પીછાણ. તે વખતના ધર્મઝનુની લોકોએ એના શીક્ષણને વખોડી કહાડી, એ તો નાસ્તીક, વિષ્યગામી છે, કહીને છેવટે એને ઝેર આપીને મારી નાંખ્યો. એને પોતાના સિદ્ધાંતને માટે ભોગ આપ્યો પણ પાછળથી એની કદર થઇ, અને એનો મુખ્ય ચેલો "પ્લેટો" (અફલાતુન) એને પોતાના ગુરૂના શીક્ષણનો એટલો બધો ફેલાવો કીધો કે, આજે પણ યુરોપમાં એ પ્લેટોના શિક્ષણને સત્તાધારી, અને સૌથી ઉત્તમ તત્વજ્ઞાની તરીકે પીછાણવામાં આવે છે.

આધુનીક જમાનાના એટલે ૧૯મી અને ૨૦ મી સદીના યુરોપના તત્વજ્ઞાનીઓ, ડેકાર્ટ, સ્પિનોઝા, બેકન, લોક, બાર્કલિ, હ્યુમ, કાન્ટ, ફીશ્તે, હેગલ, મિલ, કેંટ, સ્પેન્સર, વીગેરેમાં પણ ઇશ્વર અને દુન્યા સંબંધીની ફીલસુફીમાં એટલી બધી મતફેરી છે કે, કોઇપણ તત્વજ્ઞાની એક એક સાથ મળતો આવતો નથી. અને હીંદુઓના "અદ્વૈત વેદાંત" જેવા સુક્ષ્મમાં સુક્ષ્મ જ્ઞાનને સમજી શકતા નથી. એ લોકોના જુદાં જુદાં મતો જો આપવા બેસ્યે તો લખાણ બહુ લંબાણ થઇ જાય, જેને જાણવાં હોય તેને "આપણો ધર્મ" નામની ચોપડી વાંચવી. ( એ ચોપડીનો લેખક પ્રો. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ છે. અને અમદાવાદથી મળી શકશે. )



# પ્રકરણ ૧૧મું

## ( અમસાસ્પંદ અને ફરેસ્તાઓ વિષે )

જેવી રીતે આપણે આંગળ દેવો (દૈત્ય) એટલે ખરાબ ચાલના મનુષ્યો, અનીતીથી થતાં દર્દો તથા આપણામાં રહેલા દુર્ગુણો વીષે જાણ્યું તેવીજ રીતે અમસારપંદો, અને ફરેસ્તાઓ તે આપણા સદગુણો (Virtues) સમજવા; અમસારપંદો તે ખુદ દાદાર અહુરમઝદમાં રહેલી મુખ્ય ૬ શકિતઓ (ગુણો. (Attributes of God) અને ફરેસ્તા તે આપણામાં રહેલા સદગુણો

**શાયસ્ત-લા-સાયસ્તની કેતાબ પ્રમાણે, અને મેં તે એના અર્થ કીધેલો છે તે પ્રમાણે**

| શાયસ્ત-લા-શાયસ્ત પ્રમાણે | મારા કીધેલા અર્થ |
|---|---|
| ૧ અહુરમઝદ is more Creative | દાદાર અહુરમઝદ દરેકનું મૂળ (all in all.) |
| ૨ બહમન is more Embellished | દહાપણ, જ્ઞાન, વિગેરે |
| ૩ અરદીબહેસ્ત is more brilliant | અષોઇ, પ્રેમ, ઇસ્ક |
| ૪ સહેરેવર is more exalted | પાદશાહી સત્તા અથવા સ્વતંત્રતા |
| ૫ સપંદારમદ is more fruitful | પરમાર્થ, પરોપકાર, સખાવત |
| ૬ ખોરદાદ is moister ...... | અજીત, કોઇથી જીતી નહિ શકાય તેવો, કોઈ પામી નહિ શકે |
| ૭ અમરદાદ is fatter ...... | અમર, સંપૂર્ણ |

હવે કેટલાક એનો જુદો અર્થ પણ કરે છે.

બહમન Wisdom અરદીબહેસ્ત, Divine will
સહેરેવર Sovereignty બાદશાહી સત્તા સપંદારમદ
Holy benevolence પરમાર્થ. સર્વનું ભલું કરવાની ઇચ્છા
ખોરદાદ Long-life અને અમરદાદ Immortality

૮ દેપાદર is just like Ahura-Maza દરેકનું મુળ
૯ આદર is hotter ... ... દુન્યવી પ્રેમ
૧૦ આંવાં is more golden ... ફલદ્રૂપતા, તંદરોસ્તી
૧૧ ખુરશેદ is more observant "આત્મા" અથવા બારીક અવ-લોકન કરનાર
૧૨ મહોર is more protective ... અંતકરણ, વિવેક, નમ્રતા,
૧૩ તીર is more liberal ... મર્દી, બ્રહ્મચર્ય
૧૪ ગોશ is swifter ... ... ચપલતા, તંદરોસ્તી,
૧૫ દેપમહેર is Just like Ahura Mazda
૧૬ મહેર is more Judicial ... દુરઅંદેશી, ઇન્સાફ
૧૭ શરોષ is more vigorous ... પ્રેરણા, પવિત્ર વિચાર Inspiration
૧૮ રસને is more Just ... રાસ્તી, સચ્ચાઇ
૧૯ ફરવરદીન is more powerful ... વૃદ્ધી, વિકાસ, ગતી, progress
૨૦ બહેરામ is more victorious ... પુરૂષાર્થ, ફતેહ ફીરોજી
૨૧ રામ is more pleasing ... અમર ખુશાળી, સંતોષ (bliss)
૨૨ ગોવાદ is more fragrant ...પ્રખ્યાતી કીર્તિ
૨૩ દેપ-દીન is just like Ahura-Mazda
૨૪ દીન is more valuable ... સુક્ષ્મજ્ઞાન, બારીક અવલોકન કરી મેળવેલું જ્ઞાન
૨૫ અશીસંગ is more beautiful ... હીમ્મત, ખુબસુરતી, ચળકાત
૨૬ આસતાદ is purer ... પ્રમાણીકપણું, સ્વચ્છતા
૨૭ આશમાન is more lofty ... ઉંચ બાસ્યત, અમીરઇ
૨૮ જમયાદ is more conclusive ... અનુમાન કરવું, તર્ક કરવી
૨૯ મારેસ્પંદ is more conveying the religion
૩૦ અનેરાન is the extreme of exertion and listening ... પ્રયત્ન કોશીષ.

સાત અમશાસ્પંદો–૨૩ યઝદો.

# પ્રકરણ ૧૨મું

## "અષેમ્ વોહૂ"

Purity of heart is the founndation of all ( Virtue ) excellence.

Be careful to maintain Purity of Thought under al'.

Circumstances Purity is the best good.

Happiness, happiness is to him: namely, to the best pure in purity.

Blessed are the pure in heart; for they shall see God.

અષેમ વોહૂ વહિશ્તેમ અસ્તી,
ઉશ્તા અસ્તી ઉશ્તા અહ્માઈ
હ્યત અષાઈ વહિશ્તાઈ અષેમ.

અશોઇ (એ) સઉથી સરસ નેઆમત છે, (તથા) સુખ છે, સુખ તે (શખ્સ)ને (છે) કે જે, સઉથી સરસ અશોઇને વાસ્તે (ઇઆને સઉથી સરસ અશોઇની બાબદમાં) અશો (છે.)

અશોઇના ઘણા અર્થ થાય છે, રાસ્તી, પવિત્રાઇ, પરહેજગારી, અને પ્રેમ. (અથવા ખાલેસ અંતઃકરણ).

આપણે અહિયાં પ્રેમ (અથવા ખાલેસ અંતઃકરણ)નેજ અશોઈ સમજવી

જોઇએ. હવે જો એનો અર્થ એમ કરીએ કે પ્રેમ એ મનુષ્યમાં રહેલો સૌથી શ્રેષ્ટ સદગુણ છે. તો એનો અર્થ આ પ્રમાણે થશે કે, પ્રેમ સઉથી સરસ ને આમત છે, જે કોઇ પ્રેમને મારેજ પ્રેમ કરે છે. (યાને દુન્યાને દેખાડવા મારે નહિ) તેજ ખરો પ્રેમી છે (અથવા ખાલેસ અંતકરણનો છે). પ્રેમથીજ મનુષ્ય દાદાર, અહુરમઝદને બહુ વહેલો પીછાની શકે છે. (યાને ખુદા સાથે એકતાન થઇ શકે છે) દાદાર અહુરમઝદ ખુદ પોતેજ પ્રેમ અથવા આકર્ષણ છે, જો કોઇ સખ્સ આ દુન્યાના લોકો ઉપર પ્રેમ રાખે તો તે ખુદા સાથે પ્રેમ કીધા બરોબર ગણાય. આપણા ધર્મનો પાયો પ્રેમ, અને પરમાર્થ (અથવા સખાવત) ઉપરજ રચાયો છે. અને આ આપણી સૌથી ટુંકી, બંદગી અને અહુનુવરની બંદગી, એ આપણા ૨૧ નુસ્કોનો ટુંકમાં કહેલો સાર છે (મંત્ર છે) અથવા નીરંગ છે. એ બે બંદગી ઉપર જો સરેહ કરવામાં આવે તો કેતાબોની કેતાબ ભરાય, અને તેથીજ એ બંદગી ખુલ્લે ખુલ્લા શબ્દોમાં (યાને કોઈપણ સમજી શકે) લખેલી છે. અર્થ પણ સ્પષ્ટ છે. જો કોઇ ખરા અંતકરણથી સમજીને એ બે બંદગી કરે તો, તે સખ્સ ખુદાને બહુ જલ્દી પુગી શકે. પહેલ્લી ફરજ ખાલેસ અંતકરણની છે. "Clear conscience is the best law." માર્ગ માત્ર એકજ છે "પ્રેમનો" (અશોઇનો) બીજા સર્વે માર્ગ ખોટા.



પ્રકરણ ૧૩મું

# The Ahunuvar Formula and Zarthustra's Biography

( I )

As (is) the will of God so (are) the heads ( Dasturan dastur ) by every purity.

Vohuman reward him who behave himself in this world, to the approval of Ahur-Mazda, He who gives living to the poor; gives sovereignty to Ahur-Mazda.

( II )

As is the will of the Lord, so the command from whatever merits.

The reward of deeds in the world of Hormazad, (is) from the good mind.

The kingdom of Hormazad, is his who gives protection to the helpless.

( Dastur Neriosang Dhaval )

( III )

I'shall do as is the will of the great God, who has given me birth in the great religion, I shall do what is desirable to God, and shall do nothing else. May Beheman Amesaspand endow me with virtuous desires which (will be) to the reward of virtues (in that) I shall do what the great Ahura-Mazda likes. God's heaven is accessible, to those who observe purity, and who mix with and support the pure, and protect the poor, and give in charity, and speak the truth.

God has created the heaven, for such virtuous one's only.

( Dastur Faramji Sorabji Meherjirana )

( IV )

As is the will of God; so should every righteous work be so adjusted every where; as to meet Gods approval. God gives good mind ( i. e. good thought and good desire ). when we do every virtuous and good deed in the world. God gives soveringty to those who gives protection to the poor. ( i. e. greatness in life and paradise after death ) This means, that those who do deeds of virtue and charity as God wishes, receive from God the happiness of paradise in the spiritual world; and health happiness and dignity in this life.

( Dastur Ardesher Rustomji Mullanfirojji )

( V )

As is the will of God so ( by keeping Gods ) commandment in all (deeds) of virtue (and) by doing good deeds in this world. God gives a pure mind. Those who support ascetics. Will get sovereignty ( i. e. great heaven

from God. )

( Dastur Edulji Dorabji Sanjana )

( VI )

As is the will of the Lord so ( is he ) the ruler out of purity from Vohumans ( will one receive ) gifts for the works ( which one does ) in the world for Mazda, and the kingdome (we give) to Ahura, when we afford succour, to the poor.

(A H. Bleeck's translation of Pr. Spiegel's german translation.)

( VII )

(I) (God says) As Ahu and as Ratu (Zarathustra) is worthy of devotion with perfect purity (II) He shall (or does) dedicate to Mazda (the best) of the deeds resulting from purity of mind in this world. (III) He shall (or does) indeed dedicate to Ahura, his spiritual teàching conducive to the protection of the poor.

( Dastur Khurshedji Eruchji Pavri )

( VIII )

As heavenly Lord, is to be chosen so is an earthly master (spiritual guide) for the sake of righteousness, (to be) the giver of the good thoughts, of the actions of life, towards "Mazda" and the dominion is for the Lord (Ahura) whom he ("Mazda") has given as a protector for the poor.

( From Haug's essays on the Parsis by
( E. W. West ).

Drs. West and Geiger both follow
Dr. Haug's Translation.

( IX )

The will of the Lord, is the law of righteousness. The gifts of Vohu-mans to deeds done in this world for "Mazda" He who relieves the poor makes "Ahura" king.

( Darmesteter )

( X )

The will of the Lord, is the law of holiness the riches of Vohu-mans shall be given to him, who works in this world for "Mazda" and wields according the will of Ahura, the power he gåve him to relieve the poor.

( Darmesteter's translation in the sacred books of the East )

( XI )

As is the will of God, so the priest by reason of truth, is the giver of good thoughts, regarding actions pleasing to God. Whoever shall give support to the distressed shall give sovereignty to Ahura Mazda.

( Dastur Eruchji Sorabji Meherjirana )

( XII )

Just as God wills, so also wills ( the man ) who conducts himself truthfully on the path of virtue (God) is bestower of the good mind ( the wisdom ) and of deeds (kerfe) the sovereignty of this world, is also (pertaining to) God. (God) procures for the distressed (for men needy and out of employ ) whomsoever is Lord of farms ( as their employer ).

( K. R. Kama rendering )

( XIII )

As the Ahu is excellent, so is the Ratu ( one who rules ) from (his) sanctity a creator of mental goodness and of lifes actions done for "Mazda" and the kingdom (is) for Ahura which to the poor may offer a nurturer.

( Dr. Mill )

( XIV )

Just as an emperor is absolute, so the Dasturan Dastur (is independent in his work) owing to his purity. The gifts of Behman are meant for those who work on behalf of God, in this world. Whoever is protector ( or supporter ) of the poor in distress ( as it were ) accepts God's supermacy ( for the whole universe )

( Ervad Kavasji Edulji Kanga )

( XV )

Just as there is a leader (i=e-sovereign) to direct the affairs of this world as he wills (i-e-independently) so the spiritual leader. (i-e-dasturan dastur) is absolute to act as he wills, by means of his purity (the meaning) is that the sovereign who is men's material leader and the Rad (Head priest) who is men's spiritual guide and who is men's teacher of the path of heaven by means of purity are both equal in rank, that is equally command honour) The gifts of Behman are for those who work for God in this world Who ever gets support for the poor. as it were honours Ahura-Mazda as is own sovereign) (Lord.)

( Ervad Tehemurash Dinshawji Ankelesharia's rendering)

( XVI )

As he is absolute sovereign, by way of purity so is

the Ratu (Head priest) who is appointed by virtue of Behman's gifts, to act on behalf of God, as director of the affairs of this world and punisher of the wicked.

(Ervad Jamshedji Dadabhoy Nadirshaw.)

( XVII )

As is the law of Eternal Being so does the power (or force) (of the being) become the maker of (the productions of) the universe, solely by the purity of Behman (the all perfect mind) and that (power is) a strength for Ahura Mazda to give life to the rotating universe.

(Khan Bahadur Navroji Dorabji
Khandalawala's translation.)

( XVIII )

As the holiest Ahura (Mazda) so the observer of purity, (Yogi Saint) by holiness too, the doer of good deeds is for the purification of the world, and those who have the power for purity have acquired holiness from saints (yogins).

( B. D. Basla's translation )

## અહુનવર (યથા અહૂવઈરયો)

યથા અહૂવઇરયો અથા,
રતુશ અષાત ચીત હુચા,
વંઘેહુઉસ દજદા મનંગહો શ્યોઅથન
નામ અંઘહેુઉશ મજદાઇ
ક્ષથ્રેમચા અહુરાઇ આ યિમ
દ્રેગુબ્યો, દદત વાસ્તારેમ

એનો તરજુમો, કાવસજી એદલજી કાગાં પ્રમાણે નીચે મુજબ કીધો છે. અને એ તરજુમા ઉપર સરેહ કીધી છે.

જે પ્રમાણે પાદશાહ પોતાની મરજી પ્રમાણે ચાલનાર (છે) તે પ્રમાણે દસ્તુરાન દસ્તુર, અશોઇ ઇત્યાદીને લીધે (પોતાના કામમા) (આપઅખત્યાર) (છે) બહમનની બક્ષેસ આએ દુનિયામાં, હોરમઝદને માટેના, કામો કરનારાઓની (છે) જેશખ્સ ગરીબ–લાચારોને માટે, પાસ બાની કરનાર (અથવા પોષણ કરનાર) થાએ છે, (તે ગોયા) હોરમઝદને માટે (તમામ ખલકતની) પાદશાહી (કબૂલ રાખે છે) હવે આપણે એનો ખુલાસો કરશું. અહિયાં જે પાદશાહ વીષે ભેદમાં ઇસારો કીધેલો છે તે ખુદ દાદર અહુરમઝદને માટે લખ્યું છે, જો કોઈ દુન્યવી પાદશાહને માટે લખ્યું હોય તો તે. આપઅખત્યાર હોઇ શકે નહિ. કારણકે રાજ કરતા પાદશાહને તો વજીરોની સલાહ લેવી પડે છે, અને લશ્કરની પણ મદદ લેવી પડે છે; વજીરોની સલાહ વગર તથા લશ્કરની મદદ વગર પાદશાહ રાજ કરી શકે નહિ.

દસ્તુરાન દસ્તુર એટલે આપણો આત્મા, બહમનની બક્ષેસ એટલે ડહાપણની બક્ષેસ, (બહમન એટલે ડહાપણ) કોણ ને મલે છે? કે જઓ હોરમઝદ માટે કામો કરે છે. તેને મલે છે.

શું કામો કરે છે? ગરીબ લાચારોની પાસબાની અને પોષણ કરે છે. અહિયાં ગરીબનો ઈશારો અજ્ઞાનો (ધર્મના જ્ઞાન વગરના) ને માટે કીધેલો છે. અને લાચારો, એટલે પૈસાની તંગી હોય તેવા, તથા અશકત, બેકાર. નબળા (પોતાનો બચાવ નહિ કરી શકે તેવા) શખ્સોને માટે કીધો છે. જે લોકો પોતાની લાયકાત મુજબ એટલે જો કોઇ શખ્સ જ્ઞાની હોય તો તેને અજ્ઞાનો ને જ્ઞાન આપવું. સઉથી ઉત્તમ સખાવત અજ્ઞાનોને જ્ઞાન આપવાની છે. અને તેને માટે જ અથ્રવનનો દરજ્જો સઉથી શ્રેષ્ઠ ગણેલો છે. હવે જે લોકો પાસે પૈસા હોય, તેને લાચાર બેચારો કામકરવાને અશ્કત હોય તેવા માણસો માટે રહેવાના, મકાનો, તથા તેના પોષણના ખર્ચ માટે નાણાંની મદદ કરવી, જે સખ્સો મજબુત બાંધાના હોય પહેલવાન હોય તેને ગરીબોના શરીરનું રક્ષણ કરવું (અહિંયા ગરીબનો અર્થ પોતાનો બચાવ કરી નહિ શકે તેવા બહીકણા) અને બીજા સાધારણ લોકોએ (આ ત્રણે ચીજના સાધન વગરના) પોતાથી બને તો ગરીબના કંઇ કામ કરી આપવાં જે લોકો વેપારી હોય તેને ગરીબોને પોતાને ત્યાં કામે રાખવા, કારખાનાવાલાઓએ પોતાના કારખાનામાં તાલીમ આપીને તેને રળતા કમાતા કરવા, જે લોકો નીડર હોય તે લોકોએ સત્તાવાળાઓના (એટલે સરકારના) જુલ્મોમાંથી ગરીબોને બચાવવા, વીગેરે જેવી જેની લાયકાત હોય તે પ્રમાણે તેને કંઇ ને કંઇ રીતે મનુષ્ય

માત્રને (નહિ કે ફક્ત પોતાની કોમનેજ) મદદ કરવી (સખાવત કરવી) જે લોકો એવી રીતે પોત પોતાની લાયકાત મુજબ મદદ કરે છે. તેજ ખુદાને ખરી રીતે પીછાણનારા છે. એટલે જે સખ્સો ફક્ત ખુદા ઉપરજ એકીન રાખે છે, તે લોકોને ખુદરત ડહાપણ આપે છે (યાને બહમનની બક્ષેસ મળે છે) આ આપણા ધર્મના મૂળ પાયારૂપ ટુંકી બંદગીનો સાર છે. એમાં કંઇ ભેદ, કરામત,[1] મોધ્ધમતા જેવું કંઈ નથી ખુલ્લું સાધારણ મનુષ્ય પણ સમજી શકે તેવી ઈબારતમાં લખ્યું છે. અને એ ૨૧ શબ્દો પરથીજ, આપણા ૨૧ નુશ્ક લખાયલાં છે. એટલે જો કોઇ (૨૧) એકવીસે નુશ્કોનો અભ્યાસ કરે (જો કે બધાં હાલ આપણી પાસે નથી) તો તે બધાં નુશ્કોનો સાર આ અહુનવરમાંથી જે નીકળે છે, તેજ નીકળે.

એટલે સખાવત કરવી, પરોપકાર કરવો, (પરમાર્થ) અને આ બે ટુંકી બંદગીનો સાર ફક્ત "પ્રેમ" અને "પરમાર્થ" એવો થાય છે અને આપણી માજદીયસ્ની દીનનો મુદ્રાલેખ પણ એજ છે. મનુષ્ય જાતે ધીરે ધીરે પોતાની સ્વાર્થ વૃત્તિનો ત્યાગ કરતા જઈ પરમાર્થ તરફ આગળ વધવું. અને ત્યારેજ રવાન બોખ્તગી (મુકિત) થાય, આપણા પેગંબરે એ બે, શબ્દોમાંજ આખી દુન્યાનું જ્ઞાન આપી દીધું છે. અને ત્યાર પછી આપણા મહાન દસ્તુરોએ પણ એવણને પગલે ચાલી ધર્મ સાહીત્યનો વીસ્તાર વધાર્યો છે. એટલે હજારો કેતાબો સઉ સઉના જ્ઞાન અનુસાર પ્રગટ કરી છે. અને દીનનું જ્ઞાન ફેલાવ્યું છે. એ આપણી દીનનો કલમો છે. અને એ કલમામાંજ આપણા ધર્મની ચાવી છે. કબીરજી મહોમેદનોના કલમાં વિષે લખેચ તે વાજબી છે, કે.

કલમાં કહું તો કળ પડે, બીન કલમે કળ ના
જો ખોલ દેખા કલમેકો, તો કળહે કલમેમાં.

હવે આપણે ઈસ્લામી ધર્મનો કલમો જોઈસું તો તેનો પણ એજ સાર છે લા, ઇલા, ઇલ, લીલ, લા, મહમદે રસુલ ઈલ્લાહ એટલે ખુદા સિવાય બીજો કોઇ નથી, અને મહમદ તેનો મોકલેલો પેગંબર છે. અને આખાં કુરાનની ચાવી પણ એ કલમામાંજ છે તેથીજ કબીરે ઉપલો દહોરો લખ્યો છે.

જેવી રીતે આપણી દીનમાં લખેલું છે કે અહુનવરનો નાદ જગતની ઉત્તપતિ અગાઉનો છે. એટલે દુન્યા પેદા કીધી ત્યાર પહેલાંનો તેવીજ રીતે આપણા હીંદુ ભાઇઓ પણ પોતાનાં "ગાયત્રી" મંત્ર વીષે એવો જ દાવો કરે છે. કે સૃષ્ટિ રચનાની અગાઉનો એ મંત્ર છે અને એ મંત્રજ ચારે વેદોની માતા છે.

( ગાયત્રી મંત્ર )

**ओ ३ म भूर्भवस्व तत्सवितुर्वरेण्य भर्गो**

**देवस्य धीमहि धियो यो न; प्रचोदयात्**

પહેલા ત્રણ દસ્કત "ઓઉંમ ભૂર્ભ અને સ્વ"એ તૈત્તિરીયક અરણ્યકનાં છે. એનો અર્થ "જે સર્વ જગતનો ઉત્તપાદક અને ઐશ્વર્યનો દાતા છે. જે સર્વ સુખોનો આપનાર, અને જેને પ્રાપ્ત કરવાને સર્વ લોકો ઇચ્છે છે. તે પરમાત્માનું જે સ્વીકાર કરવાને યોગ્ય, ઘણુંજ શ્રેષ્ઠ શુદ્ધ સ્વરૂપ, અને પવિત્ર કરનાર ચેતન, બ્રહ્મસ્વરૂપ છે. તેજ પરમાત્માના સ્વરૂપને અમે ધારણ કરીએ કારણ કે જે સવિતાદેવ પરમાત્મા અમારી બુદ્ધીને પ્રેરીત કરે, એટલે ખરાબ કામોમાંથી દૂર કરી સારાં કામોમાં પ્રવૃત કરે.

હે મનુષ્યો સર્વ સમર્થ પુરૂષોમાં તે વધારે સમર્થ સચ્ચિદાનન્દ સ્વરૂપ, નિત્ય સુદ્ધ બુદ્ધ મુકત સ્વભાવવાળો, કૃપા સમુદ્ર, યોગ્ય રીતે ન્યાય કરનાર, જન્મ મરણ આદિ દુખોથી રહીત, આકાર રહિત, સર્વના અંતકરણને જાણનાર, સર્વનો ધારણ કરનાર પિતા, ઉત્તપાદક, અનાજ આદિથી સંસારનું પોષણ કરનાર, સંપૂર્ણ ઐશ્વર્ય સહિત, જગતનો બનાવનાર શુધ્ધ સ્વરૂપ અને જેની પ્રાપ્તી (મેળાપ) ઇચ્છવા યોગ્ય છે. તે પરમાત્માનુ જે શુદ્ધ ચેતન સ્વરૂપ છે, તેનેજ અમે ધારણ કરીએ–એ પ્રયોજન માટે કે તે પરમેશ્વર, અમારા આત્મા અને બુદ્ધિનો અન્તર્યામી સ્વરૂપ, અમને ખરાબ આચરણ અને અધર્મવાળા માર્ગથી દૂર કરી, સારાં આચરણ અને સત્યમાર્ગમાં ચલાવે, તેને મૂકી દઇ બીજી કોઈ વસ્તુનું ધ્યાન અમે નહિ કરીએ, કારણ કે તેના જેવો, અથવા અધિક બીજો કોઈ નથી, તેજ અમારો પિતા, રાજા, ન્યાયાધીશ, અને સર્વ સુખનો આપનાર છે.

સ્કંદ પુરાણમાં એવું લખાણ છે કે વેદોના પવીત્ર ગાયણોમાં એના જેવું પવીત્ર ગાયણ (મંત્ર) બીજું કોઈ નથી. અને એ મંત્ર ફકટ બ્રાહ્મણ અને ક્ષત્રી સિવાય, બીજા કોઇને પણ કહેવાય નહિ. (અથવા બીજા કોઇને પણ શીખવવું નહિ.)

સુર્ય નારાયણ ઉપનિષદમાં એવું કહે છે કે, જે કોઇ સુર્ય નારાયણની સામે મ્હોડું રાખીને એ "ગાયત્રી" જપ (જપે) કરે તો તેની ધાસ્તી, (ચીંતા) દુર થાય. દુઃખો જતાં રહે. અને એટલો તો સ્વતંત્ર ગઈ જાય કે. તે પછી કોઇ પણ જાતનો મનાઈ કીધેલો ખોરાક ખાય, તો પણ તે અપવીત્ર થાય નહિ. અને કોઇ પણ ખરાબ સંગતથી તેને નુકશાન થાય નહિ.

બ્રાહ્મણોએ દિવસમાં એક વખત સંધ્યા કરતી વખતે જરૂર એ ગાયત્ર જપ કરવો. એવું હીંદુ ધર્મનું ફરમાન છે.

## ગાયત્રી મંત્રનો બીજો ટુંક સાર

સબ જગતકે ઉત્તપાદક, પ્રકાશરૂપ, પરમાતમાકે પ્રાર્થનીય ઉસ પ્રસિદ્ધ પાપનાશક તેજકા, હમ ધ્યાન કરતેં હે.

હમાંરે ધ્યાનમે પ્રસન્ન હુવા પરમાત્મા હમારી બુદ્ધિયોંકો સત્ત કર્મમે પ્રેરીત કરે. વસ્તુત ગાયત્રી મંત્રમે ભગવત મહિમાં પૂર્ણ રૂપસે વર્ણીત હૈ. જો સદબુદ્ધિકા દાતાં હે વહ સર્વસ્વકી દાતા હૈં. બુદ્ધિહી સદબુદ્ધિ હો જાય, તો જન્મ મરણકા બખેડાહી સદાકેલીયે મીટ જાય. (એનો અંગ્રેજી તરજુમો) We meditate upon the great light of the Sun. May it direct our minds to the path.

હવે આપણે એ આપણા દીનના કલમાં વીષે જાણ્યું કે એની અંદર કેટલી મહત્વતા છે. તો પછી શું એ ભણ્યા કર્યે તો કંઈ ફાયદો થાય? વગર સમજવે ભણેલું શું કામ લાગે. એની અંદરતો ફકટ સખાવત કરવાજ લખેલું છે. અને આજે સઉથી મ્હોટી ફરજ તો મનુષ્ય જાતનું ભલું કરવું. (લોક સેવા કરવી) એજ ઉત્તમ માર્ગ દુન્યાના દરેક ધર્મે સ્વીકાર્યો છે.

આપણી કોમ દુન્યામાં આસકારા થઈ (પ્રખ્યાત થઇ) તેનું મુખ્ય કારણ પ્રેમથી (અથવા દયાથી) દોરવાઈને કીધેલી સાર્વજનિક સખાવતનેજ આભારી છે, હીન્દુસ્તાનમાં આવ્યા પછી આપણા પૂર્વજો (જરથોસ્તીઓના) ફકટ ત્રણ સદગુણથીજ આગળ વધ્યા હતા તે "પ્રેમ," "પરોપકાર" (પરમાર્થ) અને "પૂરૂષાર્થ" "Charity is the best virtue" આપણી કોમના કેટલાક ભણેલા શીખેલા સાહેબો વટીક કોમને ઉંધા પાટા બંધાવે છે કે. આપણે જે દુન્યામાં હજુ સુધી ટકી રહ્યા છઇએ તે આપણા ધર્મની તરીકતો, અને આપણા ક્રીયા-કામોને લીધેજ. હવે પછી આપણે આગળ જોઇશું કે ક્રીયાકામો કેવાં ગડબડ ઘોંટાળા ભર્યાં છે. અને આપણી બંદગીઓ (prayers.) પણ કેટલીક સમજણ નહિ પડે તેવી છે સમજ્યા વગરની બંદગી (એટલે આપણે શું ભણી ગયા તે આપણે પોતેજ નહિ સમજીએ) એ ખાલી બડબડાત જ છે.

"જ્ઞાન વગરની ભકિત આંધળી." અને "ભકિત વગરનું જ્ઞાન સુષ્ક" (લુખ્ખુ) આપણી એ મુખ્ય બંદગીમાંજ કેટલી બધી મતફેરી છે તે પહેલા આપેલા જુદા જુદા ૧૮ તરજુમાઓ પરથી માલમ પડી આવશે. એજ પ્રમાણે દરેક યસ્તો

અને નીયાએસોનું પણ સમજવુ.

આ અહુનવરનો જુદા જુદા ધર્મ અભ્યાસીઓએ પોતાની જુદી જુદી દ્રષ્ટિ બિંદુથી જુદા જુદા અર્થ કર્યા છે. એને કોઇબી અર્થમાં લેવો તેનો વાંધો નથી. પણ આટલી ટુંકી બંદગીમાં આપણી માજદીયસ્ની જરથોસ્તી દીનનો સાર ટુંકમાં સમાવી દીધો છે.

અને એમાં ત્રણે માર્ગો, કર્મ માર્ગ, ભક્તિ માર્ગ, અને જ્ઞાન માર્ગ સમાવી દીધા છે. જે માર્ગે જેને જવું હોય તે માર્ગ આમાંથી પસંદ કરી લે. અને તે માર્ગે આગળ વધે. જોકે છેવટે તો જ્ઞાન માર્ગ વગર રવાના બોખ્તગીજ નથી. પણ શરૂઆતમાં જે તબકકા ઉપર મનુષ્ય હોય છે, તે પ્રમાણે જ તેને રૂચી હોય છે. તેથી એ દીનનો કલમો સર્વેને માટે અનુકુળ છે.



# પ્રકરણ ૧૪ મું

## "હોરમજદ યશ્ત"

ફ્કરો (૧) પેગંબર જરથોસ્તે દાદાર હોરમઝદને પુછયું કે, હાડમંદ જહાનના (તથા) ખુદરતી હમેશતગાનના, અએ ધણોજ વૃદ્ધિ કરનાર, મીનો અશો પેદા કરનાર હોરમજદ, માંથ્ર સ્પેન્તનો કીયો (ભાગ) સઉથી હીમ્મત આપનારો, સૌથી ફતેહ આપનારો સઉથી ખોરેહમંદ (તથા) સઉથી વધારે અસરકાક.

ફ્કરો (૨) ધણોજ ફતેહથી મારનર ધણોજ તંદરોસ્તી આપનાર (તથા) દેવોની તથા (ખરાબ) માણુસોની ખરાબીને ધણોજ તોડનાર છે? (માંથ્ર સ્પેન્તનો) કીયો (ભાગ) તમામ હાડમંદ દુનિયામાં મનને ધણોજ પહોંચનારો (ઇઆને મદદ કરનાર) (તથા) તમામ હાડમદં દુનિયામાં જીવને ધણોજ પાક કરનારો છે?

ફ્કરો (૩) ત્યારે (દાદર) હોરમજદે જવાબ આપ્યો કે, અએ સપેંતમાન જરથોસ્ત! "હમો અમસાસ્પંદોના નામ"

ખોલાસો ઉપલા વાકય પ્રમાણે દાદા હોરમજદ પોતેઅી અમસાસ્પંદોમાં ગણાયા. અહિંયા અમસાસ્પંદો નો ભેદ ખુલી જાય છે. હવે એ ૭ અમસાસ્પંદો તે હોરમજદમાં રહેલી (૬) શક્તિઓ બહમન એટલે ડહાપણ અરદીબહેસ્ત એટલે પ્રેમ (દરેક ઉપર એક સરખો પ્રેમ રાખવો) સહેરેવર એટલે બાદસાહી સત્તા સંપદારમદ એટલે પરોપકાર (બધાંનું ભલું કરવાની ઇચ્છા) ખોરદાદ એટલે

અજીત (કોઈ એને પામી શકે નહિ કોઇથી જીતાય નહિ તેવો) અને અમરશાહ એટલે હમેંશ સુધી રહેવાવાલો (અમર) માંથ્ર સ્પેન્તનો તે (ભાગ) ઘણોજ હિમ્મત આપનારો, ઘણોજ ફતેહ આપનારો, ઘણો જ ખોરેહમંદ, (તથા) સઉથી વધારે અસરકારક.

ફકરો (૪) ઘણોજ ફતેથી મારનાર, ઘણોજ તંદરોસ્તી આપનાર (તથા) દેવોની તથા ખરાબ માણુસોની ખરાબીને ઘણોજ તોડનાર છે. (માંથ્ર સ્પેન્તનો) તે (ભાગ) તમામ હાડમંદ દુન્યામાં, મનને ઘણોજ પહોંચનારો (ઇચ્છાને મદદ કરનાર) (તથા તમામ હાડમંદ દુન્યામાં જીવને ઘણોજ પાક કરનારો છે. ખુલાસો=માંથ્ર સ્પેન્ત એટલે વૃદ્ધિ કરનાર અથવા પવિત્ર માંથ્ર માંથ્રને સંસ્કૃતમાં મન્ત્ર કરીને કહે છે. એ માંથ્ર અને મંત્રનો અર્થ છુપા ભેદો એવો થાય છે. અને આપણા ધર્મમાં તો બધું ભેદોમાંજ કહેલું છે. આપણી દીનમાં ત્રણ જાતના માંથ્ર કહેલા છે "ફ્શુસો માંથ્ર" "માંથ્ર સ્પેન્ત" અને માંથ્ર. ફ્શુસો માંથ્ર સૌથી ઉત્તમ એટલે=દરેક શબ્દની વ્યુતપતિની મૂળ ભાષા. માંથ્ર સ્પેન્તનો અર્થ વૃદ્ધિ કરનાર અને માંથ્ર એટલે આપણી ચાલુ સમજાતી ભાષા (હીંદુભાઇઓના શાસ્ત્રમાં ચાર ભાષા આવે છે. પહેલી "પરા" "પસ્યનતી" "મધ્યમાં" અને વૈખરી.

"પરા" સઉથી શ્રેષ્ઠ દરેક ભાષાનું મુળ જ્યાંથી દરેક ભાષા નીકળી છે. પસ્યનતી એટલે ભેદમાં કહેલી. મધ્યમાં એટલે દરેક જુદા જુદા સંપ્રદાયની પોત પોતાની કોઈ નહિ સમજે તેવી રીતે બનાવેલી મોઘમ ભાષા. અને વૈખરી ચાલુ સમજાતી ભાષા "પરા" ભાષા જાણનારા દુન્યામાં ઘણા જુજ આસામીઓ છે. તેવી રીતે આપણી "ફ્શુસો માંથ્ર" બીજાણનારા હાલમાં તો ભાગ્યેજ કોઇ હોય.

ફકરો (૫) મો ત્યારે, જરથોસ્તે કહ્યું કે, અએ અશો હોરમજદ તારૂં તે નામ કે જે સઉથી મહોટું, સઉથી સરસ, સઉથી શ્રેષ્ટ, વધારે અસરકારક, ઘણું જ ફતેહથી મારનાર. ઘણું જ તંદોરેસ્તી આપનાર (તથા) દેવોની તથા માણુસોની ખરાબીને ઘણું જ તોડનાર છે. તે નામ (તું) મને ખચીત કેહે.

ફકરો (૬) ઠો જેથી કરીને (ઇઅ.ને તે નામની મદદથી) હું તમામ દેવોને, તથા (દુષ્ટ) માણુસોને જેર કરૂં. જેથી કરીને હું તમામ જાદુગરોને, તથા પરીઓને જેર કરૂં, કે મને કોઇબી સખ્સ નહિ દુખ દે, નહિ દેવ કે નહિ માણુસ, નહિ જાદુગરો કે નહિ પરીઓ.

પરીનો ભેદ—જેમ એને બે પાંખ આપી છે. તેની મતલબ કે ખુબસુરત

સ્ત્રી હોય જેનું દીલ હમેશાં મરદનો સમાગમ કરવા તલપી રહેતું હોય (યાને કામાતુર હોય) તેથી એને ઉડતી દેખરાવી છે.

ફકરો ૭મો. અહિયાં જરથોસ્તે પુછેલા સવાલનો જવાબ હોરમજદે આપ્યો કે (મારૂં) પહેલ્લું નામ અએ અશો જરથોસ્ત (એકે) હું હયાત છેઉં બીજું (નામ) ટોળાવાલો (અથવા ટોળાંની પાસબાની કરનાર) મારૂં ત્રીજું (નામ) સર્વબ્યાપક, (મારૂં) ચોહું નામ સઉથી સરસ અશોઇ, (મારૂં) પાંચમું નામ મજદની પેદા કીધેલી, અશોઈની તોખમની તમામ નેઆમત, (મારૂ) છથું (નામ) એકે (હું) પોતે અકકલ છેઉં, (મારૂં) સાતમું (નામ) અકકલવાળો (મારૂં) આઠમું (નામ) એકે (હું) (પોતે) ડહાપણુ છેઉં (મારૂં નવમું (નામ) ડહાપણુવાળો, (મારૂં) દસમું (નામ) એ કે (હું પોતે) વૃધ્ધિ (અથવા આબાદી) છેઉં (મારૂ) અગીઆરમું (નામ) વૃદ્ધિ કરનાર (મારૂં) બારમું (નામ) અહુર (ઇઆને જીંદગી બક્ષનાર) (મારૂં) તેરમું (નામ) ઘણોજ ફાએદો કરનાર, (મારૂં) ચઉદમું (નામ) દુસ્મન વગરનો, (મારૂં) પંદરમું (નામ) અજીત, (મારૂં) સોલમું (નામ) માણુસો (ના કામો)નો હિસાબ ગણુનાર, (મારૂં) સત્તરમું (નામ) તમામ જોનાર, (મારૂં) અઢારમું (નામ) તંદરોસ્તી આપનાર (મારૂં) ઓગણીસમુ (નામ) એકે હું પેદા કરનાર છેઉં, વીસમો જે હું છેઉં તે મહાજ્ઞાની નામવાળો છેઉં (ઇઆને મારૂં વીસમું નામ મહાજ્ઞાની છે.)

ખોલાસો અહિયાં હોરમજદ પોતે અકકલબી છે અને અક્કલવાલોબી છે અને ડહાપણુવાલોબી છે. એટલે એના બે સ્વરૂપ છે. એક નીરાકાર, અને બીજું સાકાર. આપણા ૧૦૧ સેફાતી નામોમાં જે ૧૨મું નામ અબરવંદ એટલે દરેકથી અલગ અને ૧૩મું નામ, પરવંદા એટલે બધા સાથે સંબંધ. (એ વીષે પાછળથી ખુલાસો કરશું) હવે આપણે એની નીરંગ વીષે ખોલાસો કરશું નીરંગમાં કહે છે કે "અએ દાદાર હોરમજ! નાશ કરનાર હારેમનને, (તથા) દેવોને હું આજેજ કરૂં, સ્તાખેજ (તથા) તનપસીન થવાની ઉપર હું બેગુમાન છેઉ.

આ બધાં નામો ઉપરથી તો એવેઃ સાર નીકલે છે કે. દુન્યાનો તમામ કારોબાર એ એકલા હાથે (કોઈની પણુ મદદ લીધા વગર) ચલાવી શકે છે. એને કોઈનીપણુ મદદની જરૂર નથી. અને એ ઉપરાંત એના ૧૦૧ સેફાતી નામોમાં પણ, એની જ દરેક બાબદોમાં મહત્વતા દેખરાવી છેઃ (ટુંકમાં કહીએ તો દરેક અણુંએ અણુંમાં એ રહેલો છે (All in all.) ત્યારે અહિયાં એક સવાલ થસે કે ત્યારે પેલા અમસાસ્પંદો, તથા ફરેસ્તાઓ શું કરે છે ? શું આપણી

(મનુષ્યની) માફક તેઓ પણ નવરા નકામા બેસી રહે છે. જ્યારે દરેક કામ તે હોરમજદ પોતે જ કરી લે છે ત્યારે તો એ લોકોની (ફરેસ્તાઓની) જરૂરજ નથી. અને ખરેખર તેમજ છે. કે ફરેસ્તાઓ એ આપણા સદગુણો જ છે એમ માલમ પડી જાય છે. અને અમસાસ્પદો ખુદ હોરમજદની (૬) ઉત્તમ શકિતઓ છે. જો મનુષ્ય પણ પુરૂષાર્થ કરીને એ છ શકિતઓ મેળવી શકે તો તેનું કામ પુરૂં થયલું કહેવાય (યાને મુક્ત સ્વતંત્ર થઇ જાય) તેથી જ નીરંગમાં આપણે એવી કબુલાત આપ્યે છીએ કે નાશ કરનાર હારેમનને તથા દેવોને હું આજે જ કરૂં હારેમન એટલે અજ્ઞાનતા, અને દેવો એટલે અજ્ઞાનતાથી ઉપજતા દુર્ગુણોને હું મારા દીલમાંથી કહાડી નાંખું. અને રસ્તાખેજ ને વખતે એટલે. જ્યારે આપણો "જરવાને દરેગો ખોદાતેહ" યાને ૧૨૦૦૦ વરસનો એક ચકાવો પુરો થાય ત્યારે તો જરૂર આપણે પાછા બચ્ચાં જેવા નીર્દોષ અને પેલી ૬ શકિતઓ પ્રાપ્ત કરીને "તનપશીન" એટલે આ શરીર છોડી દઈને તે સાહેબમાં મળી જઈશું. યાને (આપણી રવાન બોખ્તગી) આપણા આત્માનો છુટકારો જરૂર થશે. એ માટે જુઓ "વોહુ-ક્ષથ્ર" ગાથાનો હા. ૫૧મો ફકરો ૩જો.

આન્વે ગેઉષા; હુમ્યન્ત્ યોઇ
વેષ્યોથનાઈશ, સારેન્તે,
અહુરો અષા હિજ્વા
ઉખ્ધાઈશ વધહેઉશ્ મનઘહો,
યએષાંમ તૂ પોઉરૂયો
મજ્દા ફ્રદક્ષ્તા અહીં.

જેઓ (પોતાનાં) કામોથી, અશોઈથી, જબાનથી, (ઇઆને રાસ્ત સખુનોથી) તથા નેક મનશ્નીની (ઇઆને ખરાં અંતકરણથી કીધેલી) બંદગીથી, અએ હોરમઝદ તુંને સરદાર તરીકે ગણે છે, (તથા) જેઓનો અએ હોરમજદ, સઉથી પહેલ્લો, રાહનુમા તું છે, તેઓ (પોતાની) કીર્તિને લીધે (આખરે) તારામાં સાથે મળી જશે.

## ઈસ્લામી (મહોમેદન) લોકોના મત પ્રમાણે ખુદાની વ્યાખ્યા

The Mahomedans fully believe that there is only one God. Who is the creator and Master of the Universe.

His holy name is " Allah ". He has no partner, Because if there be more than one governor of the universe,

there would be no order, all greatness and perfection are due to Him. He is free from stain.

Because if He has a taint of guilt. He is not fit to be God. He has not to depend upon any one ( be he man, angel, god or any one else ) for anything. Because if he has, how can he create the various things, take care of all, hear their complaints, give them maintenance, and satisfy, all their desires? Every things depends upon Him.

Nothing can ever do without His support. Every thing has every moment of its existence to look up to Him, for succour.

God knows everything at all times, be they in light or darkness, in the sky or on the Earth, on the top of a mountain or at the bottom of the sea.

He is apprised of all the transformations a thing undergoes, all the occurrences that took place, and will take place in a particular spot–so much so that, He even knows the secret desires and thoughts of our innermost heart. If He had not been acquainted with all things, He would not have been entitled to such an exalted position.

The knowledge, which man, angels, and Satan possess, is not of the same sort as that of God. Because their knowledge is derived through the instrumentality of God. The intellect and the senses are their means of perception.
They sometimes know things and sometimes do not, They are not acquinted with every thing, nor are they aware of anything at all times. But God knows everything without having anyone to point them out to Him, and again without the intervention of the senses. He knows everything for all times and sees everything without the

physical eyes.

Nothing is hidden from his sight.

He can even see, on a dark night, the legs of an ant on a black stone, and can hear everything without the physical ears, to such an extent that He can hear the noise, made by an ant, in walking slowly.

He is all powerful and can do anything. He pleases.

He created the whole universe by simply. conceiving its idea and saying "kun" (let there be).

He can annihilate everything at one fiat, if He so wishes. If He cannot do all this How can He be God ?

His powers are not, like those of men and angels. Because all of them depend upon Him. They cannot do anything by themselves. Again their power is weak and limited. So that sometimes it is capable of doing things, and sometimes not, But God's powers are so potent, that they are always efficacious.

God has not given birth to anyone nor is he begotten of anyone.

He does not bear relationship to anyone. In short He is unique.

He is light without form or magnitude.

( Tohuftul Hind or Religious preaching )
by Gulam Mahomed Bin Hafej Sadak.

## જૈન મુની "આનંદઘનજી"નું ઈશ્વર વિષે મત

શામ કહો રહેમાન કહો, કોઉ કહાન કહો મહાદેવ રી;
પારસનાથ કહો, કોઉ બ્રહ્મા સકળ બ્રહ્મ સ્વયમેવ રી.

ભાજન ભેદ કહાવત નાના, એક મૃતિકા રૂપ રી,
તૈસે ખંડ કલ્પના રોપીત, આપ અખંડ સ્વરૂપ રી,
નિજપદ રમે રામ સો કહીંયે, મહાદેવ નીર્વાણુ રી,
પરસે રૂપ પારસ સો કહીયે, બ્રહ્મ ચિન્હે સો બ્રહ્મરી,
ઇહવિધ સાધો આપ "આનંદઘન" ચેતનમય નિઃકર્મરી.
All are but parts of One stupendious whole
Whose body nature is, and God the soul.

( Pope )

પ્રીતમ પતીઆં તબલીખું જબ તું હો બદેસ
તનસે, મનમેં, નૈનમે, વાંકો ક્યાં સંદેસ.

"સ્વામી રામતીર્થ"



બની આદમ આ જાય યક દિગરન્દ
કીદર આફ્રીનીશ, જીયક જોહરન્દ

આદમના વંશજો (મનુષ્યો) એક બીજાના અવયવ છે. કારણુ કે સર્વની ઉત્પત્તિનું મૂળ "એક જ" છે.

હીંદુઓનું સૌથી ઉત્તમ પુસ્તક ગીતામાં દાદાર હોરમઝદનું બ્યાન ઘણા ખુલ્લા શબ્દોમાં લખ્યું છે. અને એમાં પરમાત્માને એકલાને માટે જ ભકિત, જ્ઞાન, કર્મ સર્વ માર્ગો જુદા જુદા દેખરાવીને છેવટે "તેને જ" એકલાને ભજવાનો માર્ગ દેખરાવ્યો છે.

## અધ્યાય ૭મો જ્ઞાન વિજ્ઞાન યોગ.

૧. હે પાર્થ મનને મારામાં આસક્ત કરી, મારો જ આશ્રય લઈને યોગમાં જોડાવાથી, તું નીશંસય મને સમગ્રરૂપે. જે રીતે જાણીશ તે સાંભળ.

શ્લોક ૨. જો હું તને એ જ્ઞાન વિજ્ઞાન સહિત પૂરેપૂરૂં કહીશ તે જાણ્યા પછી, આ લોકમાં તારે બીજું કાંઇ પણુ જાણુવાનું બાકી રહેશે નહિ.

શ્લોક ૩. જો હજારો મનુષ્યમાંથી કોઇક જ એ જ્ઞાન સિદ્ધ કરવાનો યત્ન કરે છે અને યત્ન કરી સિદ્ધ કરનારાઓમાંથી પણુ કોઇક જ મને તત્વથી (અપરોક્ષપણે) જાણે છે.

૪. ભૂમિ જળ અગ્નિ, વાયુ, આકાશ, મન, બુધ્ધી. અને અહંકાર એમ આંઠ વિભાગમાં મારી પ્રકૃતિ વહેંચાયલી છે.

૫. એ તો મારી કનીષ્ટ પ્રકારની પ્રકૃતિ કહી, હે મહાબાહો, હવે એનાથી શ્રેષ્ટ એવી જે મારી બીજી પ્રકૃતિ, તેને જીવરૂપે રહેલી જાણ કે જેના વડે આ જગત ધારણ થાય છે.

૬. આ બે પ્રકાર પ્રકૃતિ, સર્વ ભૂતોનું ઉત્પતિદ્વાર છે. અને તેના દ્વારાજ મને સર્વ જગતની ઉત્પતિ તથા પ્રલ્યનો કર્તા જાણ.

૭. હે ધનંજય મારાથી ઉત્તમ હોય, એવું બીજું કાંઈ પણ નથી. જેમ દોરામાં અનેક મણિ પરોવેલાં હોય, તેમ મારામાં આ સર્વ ભૂતો પરોવાયલાં છે.

૮. હે કૌંતેય સર્વ જળોમાં રસ હું છું, ચંદ્ર સૂર્યમાં પ્રકાશ હું છું. સર્વ વેદોમાં પ્રણુવ હું છું, આકાશમાં શબ્દ હું છું. અને મનુષ્યમાં જે પરાક્રમ તે પણ હું જ છું.

૯. પૃથ્વીમાં સુદ્ધ સુવાસ હું છું, અગ્નિમાં તેજ હુંછુ. સર્વ ભૂતોમાં જીવન શક્તિ હું છું. અને તપસ્વીઓમાં તપ પણ હું છું.

૧૦ હે પાર્થ સર્વ ભૂતોનું સનાતન બીજ મને જ જાણ. વળી બુદ્ધીમાનોની બુદ્ધિ, અને તેજસ્વીઓનું તેજ પણ હું છું.

## અધ્યાય ૯મો રાજ વિધ્યા રાજ ગુહ્યયોગ.

મેં મારાં અવ્યકત રૂપ વડે, આ સર્વ જગત વીસતારેલું છે. અને સર્વ ભૂતો મારામાં જ સમાઇ રહેલાં છે. પણ હું કાંઇ તેઓમાં સમાઇ રહેલો (સમાઇ જાંઉ તેટલો) નથી.

મારા યોગનું એશ્વર્ય તો જો, અવ્વકત રૂપે મારો જ આત્મા સર્વ ભૂતોને ધારણ કરનારો, અને તેમની ઉત્તપતિ, તથા પાલન કરનારો છતાં, હું તેઓમાં નથી, અને તેઓ મારામાં નથી.

સર્વત્ર ગતી કરનારો મહાન વાયુ પણ જેમ તેનાથી વધારે વીસતારવાળા આકાશના એક ભાગમાંજ રહેલો છે, તેમ આ સર્વ ભૂતોને મારા એક જ અંશમાં વસી રહેલા જાણ.

હે કૌંતેય કલ્પને અંતે સર્વ ભૂતો મારી પ્રકૃતિમાં આવી મળે છે,

અને કલ્પના આરંભમાં પ્રકૃતિમાંથી પાછા હું તેઓને સૃજુ છું.

## અધ્યાય ૧૦ મો વિભૂતિ યોગ.

મારી ઉત્પત્તિ થઇ હોય, એવું દેવો તથા મહર્ષિઓ પણ જાણતા નથી. કેમકે દેવો અને મહર્ષિઓનું મૂળ પણ સર્વ પ્રકારે હું જ છું. મને જે એવો અજન્મા, અનાદિ અને સર્વ લોકોનો મહેશ્વર જાણે છે, તેજ આ મૃત્યું લોકમાં મોહ રાહિત, થઇ સર્વ પાપોથી છૂટે છે, હું જ સર્વની ઉત્પત્તિનું સ્થાન છું અને મારાથી જ સર્વ કાંઇ પ્રવર્તે છે. એમ જાણી બુદ્ધીમાનો ભાવ યુક્ત થઇને મનેજ ભજે છે. એવા સદા પ્રીતીપૂર્વક મને ભજનારા તથા મારા પરાયણ જનોને હું એવી બુદ્ધીનો યોગ આપું છું. કે જે વડે તેઓ મને પામે છે.

## અધ્યાય ૧૮ મો મોક્ષ સન્યાય યોગ

વિસુધ્ધ, અનાશક્ત, બુદ્ધી સંપન્ન, મુમુક્ષુ, ધીરજથી મનને નીયમમાં લાવીને. શબ્દાદી વીષયોને ત્યજીને, અને રાગદ્વેષ ને દૂર કરીને, તથા એકાંતને સેવનારો, હલકો આહાર કરનારો મન, વાણી, કાયાને નીયમમાં રાખનારો, નીત્ય ધ્યાન યોગ, પરાયણ રહેનારો, અને વૈરાગ્યનો સારી રીતે આશ્રય કરનારો થઇને, તેમજ અંહકાર, દુરાગ્રહ, કામ, ક્રોધ, મદ, તથા સંગ્રહ એ સર્વનો પરીત્યાગ કરીને, જ્યારે સર્વત્ર, મમતા વિનાનો, અને શાંન્ત બને છે, ત્યારે જ તે બ્રહ્મ પ્રાપ્તીને યોગ્ય થાય છે.

બ્રહ્મ જિજ્ઞાસુ, આ પ્રમાણે જ્યારે પ્રસન્ન ચિત્તવાળો બંનીને કશાનો શોક, કે આકાંક્ષા કરતો નથી, અને સર્વ ભૂતોમાં સમદ્રષ્ટીવાળો, થાય છે, ત્યારે તે મારી પરા ભક્તિને પામે છે.

હું જેટલી મહત્તાવાળો છું. અને જે કાંઇ છું, તે વાત એવી પરા ભક્તિ વડે જ, તત્વથી યથાવત જાણી શકે છે. અને એમ તત્વથી જાણ્યા પછી જ, તે મારામાં પ્રવેશી શકે છે.

સદા મારો જ આશ્રય રાખીને, પોતાના સર્વ કર્મ કર્યા કરનાર, ઉપરોકત કર્મથી, મારો કૃપા પાત્ર બનીને તે અનાદિ, તથા અવિનાશી, એવા પદને–પરમ સિદ્ધિને પામે છે.

માટે તું મનવડે સર્વ કર્મો, સદા મને અર્પણ કરતો રહીને મને જ સર્વસ્વ માનનારો થા, તથા બુદ્ધિ યોગનો આશ્રય લઇ ને સદા મારામાંજ

ચિત્ત રાખવાવાળો થા.

એ પ્રમાણે મારામાં ચિત્ત રાખવાથી, તું મારી કૃપા વડે, સર્વ અંતરાયોને તરી જઈશ, અને જોતું અંહકાથી મારૂં કહેવું નહિ સાંભળે તો વિનાશ ને પામીશ.

કવી હાફેજ કહે છે કે

"મયાને આશેકો માશુક, હીચી હાએલ નિસ્ત.
તો ખુદા હીજાબ ખુદી, "હાફીઝ" અઝ મયાં બરખીઝ."

પ્રીયા અને પ્રેમી વચ્ચે કોઈ વસ્તુ આડી નથી (યાને પરદો નથી) હાફીઝ તું પોતે તારો પરદો છે. (માટે તું) વચમાંથી ઉઠી જા.

ઓગણીસમી સદીના મહાન પુરૂષ રામ કૃષ્ણ પરમ હંસનું ઈશ્વર સંબંધી મત, એવણુ ઇશ્વરને માતા તરીકે સંબોધીને ભક્તિ કરતા હતા, એવણુના સાહીત્યમાંથી જયાં જયાં ઈશ્વર સબંધી એવણે જુદા જુદા ફકરા લખ્યા હતા, ત્યાં ત્યાંથી એકઠા કરીને અહિંયા સામટા આપ્યા છે.

પરમાત્મા પૂર્ણ અને સનાતન બ્રહ્મ છે, તેમજ આ વીશ્વનો પીતા છે. સચ્ચિદાનંદ બ્રહ્મ, એક વિસાળ અને કીનારા વગરનો નીસીમ સાગર જેવો છે. બ્રહ્મ નિર્ગુણ, અવિકારી, અચળમેરૂ પર્વત સમાન સ્થીર છે. તેનું નામ જ્ઞાન (ચિન્મય) છે. તેનું સ્થાન પણ જ્ઞાન છે, અને તે ઈશ્વર સ્વયં પણ જ્ઞાનજ છે.

તેના રૂપ અનેક છે, કોઈ તેને પીતા તરીકે, કોઇ માતા તરીકે અને કોઇ પતી તરીકે, જુદા જુદા ભક્તો જુદેજુદે નામે ઓળખે છે, પરમાત્માને પ્રાપ્ત કરવાના ઘણા માર્ગો છે. દરેક પંથ અને મતવાળા, જુદે જુદે માર્ગે એને પ્રાપ્ત કરી શકે છે.

બ્રહ્મની શકિતનું પરીમાણ જાણવાની ઇચ્છા રાખનાર જીવની, અને સમુદ્રમાંના અગાધ ઉંડાણનું માપ કરી લાવવાને નાંખેલા નીમકના, પૂતલાંની સ્થીતી એકજ સરખી છે. જેમ સમુદ્રનું માપ કાઢવાને બદલે, તે પૂતલું તેના અપરીમીત જળમાં ઓગળી જઈ લય પામે છે, તેમજ જીવ પણ, પોતાના, પ્રયાસમાં પોતાનું જીવપણું ગુમાવી દઈને બ્રહ્મમય અર્થાત બ્રહ્મમાં લય થઇ જાય છે.

જેમ એક વખતે કોઇએ કપડાં ધારણ કર્યાં હોય, અને એક વખતે નગ્ન સ્થીતીમાં હોય, તે પ્રમાણે એ સગુણ, અને બીજી વખતે નીગુર્ણ હોય છે. જેમ પાણી અને પાણીમાંનો પરપોટો વસ્તુ એકજ છે, તે પરપોટાની ઉત્તપતિ, સ્થીતી, અને લય, સર્વ પાણીમાંજ છે, તેમ જીવાત્મા અને પરમાત્મા વસ્તુત

એકજ છે, તે બેમાં વસ્તુનો ફેર નથી, પણ સ્થીતી (દરજ્જા)નો ફેર છે.

જીવાત્મા સુક્ષ્મ, અને પરીમીત પરીમાણુવાળો છે, "પરમાત્મા" અપાર, અપંરીમીત છે. એક પરતંત્ર છે, બીજો "સ્વતંત્ર છે."

જેમ દીપક તેલ વગર બલતો નથી, તેમ મનુષ્ય ઇશ્વિર સિવાય રહી શકતો નથી. જેમ વચમાં પડેલા લાકડાના કકડાને લીધે નદીના પાણી જુદાં દેખાય છે. તેમજ માયાની ઉપાધિને લીધે, એકજ અદૃષ્ય. બે સ્વરૂપે દેખાય છે. પણ વસ્તુત તે એક જ છે. જેમ સીસાંનો ટુકડો, પારાના ભરેલા વાસણમાં નાંખતાંજ ઓગળી જાય છે, તેમજ બ્રહ્મના સાગરમાં પડતાં જ, પ્રત્યગ આત્મા ઉપાધિથી વીમુક્ત થઈ સાગરમાં ભળી જાય છે.

જેમ કાંચળીથી સર્પ જુદો છે, તેમજ આત્મા શરીરથી જૂદો છે. જ્યાં સુધી હૃદય આકાશમાં કામનારૂપી, મહાવાયુનો વેગ ખળભળાત કરી રહ્યો છે, ત્યાં સુધી, તે અસ્થીર હૃદયમાં ઇશ્વરનો પવિત્ર પ્રકાશ પડી શકવાનો સંભવ બહુ ઓછો છે. જેનું ચિત્ત ઇશ્વરના ધ્યાનમાં અવ્યગ્ર, અને શાંત પણે લાગેલું હોય છે, તેને જ તેના દિવ્ય દર્શન થાય છે.

(૧) આ સઘળું "હું જ" છું. (૨) આ સર્વે 'તું જ' છે (૩) અથવા "તું" સ્વામી છે, અને હું સેવક છું. આ ત્રણમાંથી કોઇપણ અવસ્થામાં મનુષ્ય જ્યારે આવે છે, ત્યારે તે પરીપૂર્ણ થાય છે, અને તેને ઇશ્વર મળે છે. પરમાત્માના પ્રત્યક્ષ દર્શન કરનાર (આચાર વિચાર નીતી રીતી વીગેરેમાં) તુરત જ ફેરવાઈ જાય છે.

ઇશ્વર સંબંધી જ્ઞાન અને ભકિત એકજ છે, વિસુદ્ધ ભકિત ને સત્ય જ્ઞાનમાં કાંઇ પણ ભેદ નથી.

જગતની ઉત્તપતિ અર્થે શીવ, અને શક્તિ એ બેઉની આવશ્યકતા છે. જેમ જળ વિનાની શુષ્ક મૃતિકામાંથી કુંભાર વાસણ બનાવી શકતો નથી, તેમજ શક્તિની સ્હાયવિના, શીવ એકલા પણ કઇ કરી શકતા નથી. જેમ ફળનું કોટલું ગર્ભ, અને સત્વ, એ સર્વે વૃક્ષના એક બીયાંમાંથી ઉત્તપન્ન થાય છે. તેમ એક પરબ્રહ્મમાંથી જડ ચેતનાત્મક, સજીવ, નિર્જીવ, આ આખું વિશ્વ ઉત્પન્ન થયું છે. હે માતાજી હું ઉંચ છું, હું બ્રાહ્મણ છું. અને તેઓ નીચ ચંડાળ છે, એવા મારા મનના ક્ષુલ્લક વિચારોનો તું નાશ કર, કારણ કે અનેક રૂપોમાં પ્રકાશ પામતાં, તારા સ્વરૂપવિના તેઓ કોણ છે?

પરમજ્ઞાનથી જેનું હૃદય પ્રકાશીત થયું છે, તેજ ખરો મનુષ્ય છે. બાકીના

સર્વે મનુષ્યો તો ફકટ મનુષ્યનું નામજ ધરાવે છે. બુદ્ધિ ને શુદ્ધ સત્વમયી બનાવનારૂં જ્ઞાનજ સત્યજ્ઞાન (પ્રજ્ઞા) છે.

બાકી સર્વ જ્ઞાનાભાસજ છે. જો તમો સારા અને સિદ્ધ થવાને આતુર હશો, તો ઇશ્વર તમને સારા અને યોગ્ય સદગુરૂ જરૂર મેળવી આપશે. કારણ કે જીજ્ઞાસા ખરી જરૂરની છે.

ગમે તેવા સુજ્ઞ અને જ્ઞાની ગુરૂનો, અને સંતોનો સમાગમ હોવા છતાં, પણ જ્યાં સુધી મન ચંચલ અને સ્થીર હોય છે, ત્યાં સુધી તેની ઉપર કોઈ પણ અસર થતી નથી.

લય અને જાગ્રત અવસ્થામાં થતાં ફેરફારનું નામ સમાધિ છે. સમાધિમાં તમારો પ્રત્યગાત્મા પરમાત્મામાં લીન થઇ જાય છે, અને તમો અભેદાનંદ અનુભવો છો. પાછા જાગો ત્યારે તમારી "અહંતા"નો સ્વીકાર કરો છો, અને જ્યાંથી નીકળ્યા હતા, ત્યાં પાછા આવો છો છે. એટલે કે અનુભવો છો કે તમારો આત્મા પરમાત્મામાંથીજ ઉદ્દભવેલો છે. તથા ઇશ્વર, જીવ, અને પ્રકૃતિ (માયા) એ એકજ સચ્ચિદાનંદના ભીન્ન ભીન્ન રૂપો છે. અને તમો જો ત્રીપુટી-માંના એકને પણ વળગી રહેશો તો તમને–ત્રણેના ઐકયનો અનુભવ મળશે.

સઘળી વાત ઇશ્વરને સોંપી દો, તમો તેની ઇચ્છાનુરૂપજ વર્તવાને સાવધાન બનશો, તો તમારે માટે કોઇપણ ચીંતા રહેશે નહિ અને ત્યારે તમે જાણી શકશો, કે સર્વ કાંઇ તેના હાથમાં જ છે. ને તેની ઇચ્છાનુસાર જ ચાલે છે, જે સર્વ શકિતમાનની ઇચ્છાને શરણે ભક્તિપૂર્વક અને નિષ્પાપ હૃદયે જાય છે તે પરમાત્માને જલદીથી પ્રાપ્ત કરે છે. જ્યાં ગુરૂએ નથી, અને શિષ્યે નથી. એવું સ્થાન અંતિ ગુહ્ય રહસ્યથી ભર્યુ છે, "બ્રહ્મ" અને તેનું જ્ઞાન એટલું ગુઢ અને ગુહ્ય છે કે, જે એને પ્રાપ્ત કરે છે, તેને માટે ગુરૂ શિષ્યનો ભેદ રહેતો નથી, અને તે અભેદ સચ્ચિદાનંદ સ્થીતીમાં હોય છે. જ્યાં સુધી બાળક જેવો સરળ થશે નહિ. ત્યાં સુધી, તેને ઇશ્વિર સંબંધી જ્ઞાન પ્રાપ્ત થશે નહિ. જે કાંઈ સંસારનું જ્ઞાન એકઠું કીધું હોય તે, વિસરી જા, અને સાંસારિક વિષયમાં બાળક જેવો અજ્ઞાન થા, એટલે તને તે સત્ (પરમાત્મા)નુ જ્ઞાન થશે.

ઇશ્વર કહે છે કે, સર્પ જે કરડે છે, તે હું છું. તથા જાદુગર જે વિષ ઉતારે છે તે હું છું. ન્યાયાધિશ જે શિક્ષા કરે છે, તે ચંડાળ હું છું. તથા ચંડાળ ચાબુકથી ફટકાવે છે તે હું છું. જ્ઞાન અકય કરાવે છે, અને અજ્ઞાન ભેદ ઉત્પન્ન કરાવે છે.

જ્યારે તારા "અહંમ"નો નાશ થશે, ત્યારે તને જણાશે કે "અહમ્" અને મમ્ એ અજ્ઞાન છે, અને "ત્વ અને તવ" એ સત્ય જ્ઞાન છે. ખરો ભકત સતત એમજ વદે છે કે, ઓ મારા નાથ, તુંજ એક કર્તા છે, તુંજ સર્વ કરે છે, અને હું તો એક નિમિતરૂપ યંત્ર માત્ર છું. જેમ તું મને પ્રેરે છે, તેમજ હું કરું છુ. અને આ સર્વ કીર્તિ અને યસ તે તારાંજ છે. આ ગૃહ અને કુટુંબ સર્વનો સ્વામી તુંજ છે. તેમાં મારૂં કાંઇ પણ નથી. મારો ધર્મ તો માત્ર જેમ તું પ્રેરે, અને નીમે તે પ્રમાણે વર્તવાનોજ છે.

મનજ મનુષ્યને જ્ઞાની કે અજ્ઞાની, બદ્ધ કે મુકત, બનાવે છે. મનુષ્ય મનને લીધેજ પવિત્ર કે અપવિત્ર, પુણ્યશાળી કે પાપી, સદાચારી કે દુરાચારી બને છે. જેનું ચિત્ત સતત શ્રીહરિની મૂર્તીમાં સ્થીર થયલું છે, તેને માટે ભકિત કે ઉપાસના, કે પૂજા વિગેરેના બાહ્ય ઠાઠની કાંઇ પણ આવશ્યકતા, (જરૂર) નથી. સંસારમાં રહો પણ સંસારી થાવ નહિ. સર્પ અને દેડકાને સાથે નચાવો, ખરા પણ સર્પને દેડકો ગળી જવા દેતા નહિ.

આત્મજ્ઞાનની પ્રાપ્તી, અને બ્રહ્માનંદના સુખનો અનુભવ એ માયામાંથીજ આપણને મળી શકે છે. જો તેમ હોત નહિ, તો આ સર્વ પદાર્થની પ્રાપ્તીનો સ્વપ્ને પણ વિચાર કોણ કરતે ? માયામાંથીજ દ્વૈત ભાવ અને સર્વ સંબંધો ઉત્તપન્ન થાય છે. માયાની બહાર ભોકતા, ભોજ્ય અને ભોજન જેવું કાંઇ નથી.

માતા હું યંત્ર છું. તુ યંત્રી છે, હુ જગ્યા છું તું ભાડુત છે. હુ મ્યાન છું, તું તરવાર છે, હું રથ છું. તું રથી છે. તું જેમ આજ્ઞા કરે છે, તેમ હું કરૂં છું, જેમ બોલાવે છે તેમ બોલું છું. જેમ વર્તાવે છે. તેમ વર્તુ છું. હું નથી, પણ એક "તું" "તુ" ને "તુંજ" છે "तत्व मसि".

भोक्तारं यज्ञतपसां स्वर्वलोकामहेश्वरम्
सुहृदं सर्वभूताना ज्ञात्वा मां शांतिमृच्छति.

ગીતા અધ્યાય ૫ મો શ્લોક ૨૯ મો

મેં સબકા મહિશ્વર હોતા હુવાભી, અપને ભકતોંકા ભક્ત હૂં જગતકે સભી આશ્રય છોડકર, કેવળ એક મુંઝમેહી વિશ્વાસ કરો, મૈ તુમ્હારે યોગ ક્ષેમકા, ભાર અપને ઉપર લીયે હુવે હું. મુઝે છોડકર કહીં મત જાઓ, કીસીકા આશ્રા ન લો. કીસીકો અપના "પ્રભુ" ન માન લો, તુમ્હારા સ્વામી તો મૈં હુહી, તુમ્હારી લાજ મેરી લાજ હૈ. ભલા તુમ્હારી લાજ મૈં કૈસે જાને દુગા ? વિશ્વાસ

કરો, મૈ તુમ્હારે લીયે કુચ્છભી ઉઠા ન રકખુગાં તુમ્હારી મન ચાહિ હોગી, જૈ ચાહોગે જેસા ચાહોગે, તુમ્હારે હીતકી દ્રષ્ટિ રખતે હુવે વહી કરૂંગા તુમ અપના હિતાહિત કયા જાનો, તુમતો અસુભમેંહી સુભ દેખતે હો. અહિતમેંહી હિત સમઝતે હો, તુમ્હારે સુભા સુભ. હિતા હિતકા, એક માત્ર જ્ઞાન મુઝેહી હૈ. ઔર તુમ્હારે લીયે સદા વહિ કરૂંગા, જો સુભ ઔર હિત હો. લૌકકી ઓરસે, આંખે મુદલો મેરી ઓર દેખો, મૈં તુમ્હે અપની ગોદમે છિપા લેનેકે લીયે વ્યાકુલ હું. મૈં સામને ખડા હું, મેરી ઓર દેખતે કયો નહિ ? મૈં તુમ્હે અપની છાતીમે છિપા લૂંગા, આલીંગનમે ડુબા લૂંગા, ચુંબન્મે નહલા-દૂંગા. મેરી ગોદમે આ જાઓ જગતકી આંચ તુમ તક આ નહિ શકતી નીર્ભય હો જાઓ, મેરા અભયદાન સ્વીકાર કરો મેરા હાથ સદૈવ તુમ્હારે મસ્તકપર હૈ.

મૈં સદૈવ તુમ્હે પ્રાણોમે છુપાયે હુવે હું. ઘભડાવો મત સબ કુચ્ચ મંગળહી હોગા. અન્યથા હોહી નહિ શકતા.

મૈં પ્રતિજ્ઞા કરતા હું, મૈ સદૈવ તુમ્હારે, આગે, પીછે, ઉપર નીચે, ભીતર બહાર હૂ ડરો મત આગે બઢો.

---

હોરમજદયસ્ત ફકરો ૧૬—મો એમાં દાદર હોરમજદ જરથોસ્તને કહે છે. કે જે કોઈ શખ્સ, (ફકરો ૧૭ મો) ઉઠતાં, બેસતાં, કુસ્તી બાંધતાં, કુસ્તી છોડતાં, પોતાની જગ્યાએથી બહાર નીકલતાં, દેશમાંથી બહાર નીકલતાં આએ મારાં નામોને યાદ કરે તથા મોટે સાદે ભણેતો, તેણે એસમ નામનો ઘાટકી દેવ (દરૂજ) નુકશાન કરે નહિ. તેમજ કોઇ પણ હથીયાર, ગોફણ, ગુરજ, પથરા તલવાર ભાલા વીગેરે તેને લાગીને ઇજા કરે નહિ.

(૧૮) જે પ્રમાણે હજાર માણુસો, એક માણુસની ઉપર ચોકસી રાખે, તે પ્રમાણે આએ ઉપર જણાવેલાં દાદાર અહુરમજદના નામો તે ભણનારને, ગીલાનના દરવંદ, તથા પાપી માણુસો, તથા અંગ્રેમેન્યુસ વીગેરે કોઈપણ તેને નુકશાન પહોંચાડે નહિ. જો આપણી કોમ પહેલેથી જ પોતાનાં બચ્ચાંઓનાં કુમળાં મગજ ઉપર આ દાદાર અહુરમઝદની મહાન શક્તિ વીષે છાપ પાડે યાને તે સાહેબ સિવાય બીજો કોઇ મહોટો નથી. એવા સંસ્કાર જો તેના ઉપર પડેતો, ભવિષ્યમાં કોઇભી આફત વખને ઘભરાઇ નહિ જાય, હીમ્મતવાળો થાય, અને તેની તરફથી મદદ જરૂરજ મળશે, એવો આશાવાદી થાય, ફકટ તેના નામોમાં આટલી બધી શક્તિ છે, તો જ્યારે તેના ઉપર એકીન રાખીને તે

સાહેબની જ એકલાની મદદ ઉપર માણુસ જ્યારે પુરતો વિશ્વાસ મુકતો કંઈ એવી શક્તિ છે કે તેને ડરાવી શકે? પરસતેસને લાયક ફકટ તે "એકજ" છે. Firm faith is the best Divinity.

હિંદુભાઇઓના ઉપનિષદોમાં જે લખાણો આવેલાં છે. તેની અંદર એ લોકના ચાર વેદોનો સાર આવી જાય છે.

ઉપનિષદોમાં શું છે? એક તત્વમાંથી જગતની ઉત્પત્તિ, અને પાછો તે એક તત્વમાં તેનો લય. આમાં સમજાવવામાં આવ્યાં છે. જેમાંથી શરીર બને છે તે પંચ મહાભૂતો, પાંચ કર્મેન્દ્રિયો, અને પાંચ જ્ઞાનેન્દ્રિયો, તેઓનું સંચાલક મન. અને તેને પ્રેરણા કરનારી બુદ્ધિ, અને તેથી આગળ જઇને જીવનનું જીવન. જે પ્રાણ છે, તેની ઓળખ આમાં અપાયલી છે. ગર્ભધારણ કર્યાં પહેલાંની સ્થિતિ. ત્યાર પછીનો વિકાસ. અનેક બંધનોમાં સંકુચિત રહેલો જીવ. સાક્ષીરૂપે અને અલિપ્ત એવો, અંતર્યામી આત્મા. અને સર્વ દૃશ્ય જગત જેની માત્ર એક છાયા છે, તેવો અનાદિ, અનંત, સ્વયંપ્રકાશ, નિરામય, કૂટસ્થ, સર્વશક્તિમાન, સર્વેશ્વર, અનુશાસક, અણુથી પણ અણુ, અને મહાનથી પણ મહાન, અનુપમ, અવર્ણનીય, સર્વાત્મા, નિરંજન નિરાકાર, સર્વજ્ઞ, સર્વવ્યાપી, સનાતન, અને અલક્ષ્ય પરમાત્મા એટલે પરબ્રહ્મ-એવા ગહન વિષયો શ્રેષ્ટ, મહા તપસ્વી, જીવનમુક્ત ઋષિઓની વાણીમાં એનું વર્ણન કરવામાં આવ્યું છે, છેવટે દરેક જીવ એ વ્યાપક પરબ્રહ્મ સ્વરૂપે જ છે. એવું અનેક દૃષ્ટાંતોદ્વારા અહીં પ્રતિપાદન કરવામાં આવ્યું છે. જગત અને કર્મની એકતા પણ અહીં દેખાડવામાં આવી છે, જે આત્મા વ્યક્તિમાં છે, તે જ સમૂહમાં છે. એક જ પરમાત્મા સર્વના હૃદયમાં રહેલો છે, તે જ પૂર્ણ છે. તે પૂર્ણતાની તરફ વળાય અને એકત્વ અનુભવાય તો જ સુખ છે. આનંદ એ આત્માનું સ્વરૂપ છે, દુઃખ એ જડ તત્વ હોઈને શરીર અને મનનો ગુણ છે. ક્ષણિક સુખ પેદા કરનારી વસ્તુઓને પોતા તરફ ખેંચવામાં ખરો સ્વાર્થ નથી. પણ તે પોતામાં અને બીજાઓમાં રહેલું ખરું સ્વરૂપ સમજીને એટલે પરમાત્મા તરફ વળીને આત્મચિંતન કરવામાં છે. આમ વસ્તુઓના સુક્ષ્મ કારણો સમજતાં, અને સંતોનાં શબ્દોમાંથી પ્રેરણા લઇને, શ્રદ્ધાપૂર્વક સત્વગુણ વધારતાં મનુષ્ય પોતાનું અસલ રૂપ કેમ મેળવી શકે, તેમજ જેમાંથી જન્મમરણ અથવા બીજી કોઈપણ વ્યાધિ પાછી ઉભી ન થાય, એવા પરબ્રહ્મના પદને તેનાથી કેમ પામી શકાય એ ઉપનિષદોમાં બતાવ્યું છે.

સર્વ સત્યનું છેવટનું સત્ય આમાં છે, લાંબા શુભ ચિંતન પછી ચિત્તશુદ્ધિ થાય છે. કંઈક પોતાના પ્રયાસથી, અને કંઈક ઇશ્વરની કૃપાથી, જીવનનું

તત્વ સમજાય છે, એ અધ્યાત્મવિદ્યાનો આ મુખ્ય ગ્રંથ છે. ઉપનિષદોમાં કાંઇ એક જ વાદ નથી, કોઈ અન્ય વાદનો વિવાદ પણ નથી, એમાં તો સર્વસુંદર સંવાદ છે. "હું કોણ" એ પ્રશ્ન દરેક માણસે પોતાને પૂછવો જોઇએ, અને શુદ્ધ તત્વજ્ઞાનની દ્રષ્ટિએ "હું" પણ નથી, તેમજ "બીજાઓ" પણ નથી એમ જોવું જોઈએ. કૈવલ્ય એટલે આત્માનુભવ એક જ મહાતત્વ દરેક માણુસની અંદર અને બહાર રહેલું છે.

મન જે મનુષ્યને બંધનકર્તા થાય છે. તેનો તો લય અને નાશ થઇ જાય છે. કર્મ, જ્ઞાન અને ભક્તિ એ ત્રણે શ્રેણિઓ એક પદ ઉપર માણસને પહોંચાડે છે, ત્યાં છેવટે જ્ઞાન જ્ઞાતા અને જ્ઞેય એ ત્રણેનો ભેદ જ નીકળી જાય છે. તે મોક્ષ, તે બ્રહ્મજ્ઞાન, તે સાક્ષાત્કાર, તે ભગવદ્દર્શન, તે નિર્વાણ, અને તે કૈવલ્ય, જિજ્ઞાસુઓના, તપસ્વીઓના, ભક્તોના, અને ઋષિમુનિઓના એ અંતિમ ધ્યેયનો સાફ અને સીધો રસ્તો આ ઉપનિષદોમાં છે.

વેદોમાં રહેલું અપૌરુષેય અધ્યાત્મ જ્ઞાન ઉપનિષદોમાં તારવી લેવામાં આવ્યું છે. અનેક ઋષિઓએ જેમાં પોતાના પરમ અનુભવનું વર્ણન કર્યું છે. તે શ્રુતિના રૂપે ( તમે શું સાંભળ્યું છે એમ પૂછીને ) ઉપનિષદોમાં ઉતાર્યું છે. પૃથ્વી ઉપર કોઇપણ જગ્યાએ હજારો વર્ષોમાં આ તત્વજ્ઞાનમાં ઉપનિષદોથી કોઈ પણ આગળ જઈ શકયું નથી. જેમને હિંદની સંસ્કૃતિમાં (બધા સમાજોમાં અને સંપ્રદાયોમાં) મહાવાક્યો અને મહામંત્ર ગણ્યા છે, તે આ મહાવાકયો ઉપનિષદોમાં છે.

૧. **प्रज्ञानं ब्रह्म** ( ઋગ્વેદ )  ૨. **अहं ब्रह्मास्मि** ( યજુર્વેદ )
૩. **तत्वमसि** ( સામવેદ )  ૪. **अयमात्मा ब्रह्म** (અથર્વવેદ)

(૧) પ્રજ્ઞાનં બ્રહ્મ. (૨) અહંમ બ્રહ્માસ્મિ. (૩) તત્વમસિ. (૪) અયમાત્મા બ્રહ્મ.

જે શક્તિવડે પ્રેરાઈને જ્ઞાનેઇન્દ્રિયો પોતાના વિષયોનું ગ્રહણ કરે છે, તેને પ્રજ્ઞાન કહેવાય છે. એ પ્રજ્ઞાન બ્રહ્મરૂપ ચૈતન્ય જ છે. અને તે સર્વમાં રહેલું છે. પરિપૂર્ણ પરમાત્મા આ શરીરમાં રહેલો છે અને બુદ્ધિમાં પ્રતિબિંબિત બનીને "હું" રૂપે સ્ફૂરે છે. આમ "હું" બ્રહ્મજ છું એમ બીજાં મહાવાકય વડે કહેવાયું છે, એક અને અજોડ તેમજ નામરૂપ વિનાનું તત્વ સૃષ્ટિની પહેલાં હતું, અને હમણાં પણ છે. એ તત્વને **तत्** કહ્યું છે. સાંભળનાર વ્યક્તિ શરીર, ઇન્દ્રિયો વગેરેથી પર છે, અને તેને **त्वं** શબ્દ વડે દર્શાવાઇ છે એ **तत्** અને **त्वं**નું એકપણું બતાવવા માટે ત્રીજા મહાવાકય **तत् त्वमसि**—ની યોજના થઈ છે.

સ્વયંપ્રકાશ અને પ્રત્યક્ષ એવો આ આત્મા બ્રહ્મ છે. એમ ચોથા મહા-

વાક્ય વડે બતાવાયું છે. "આ" શબ્દનો અર્થ "અહંકાર, ચિત્ત, બુદ્ધિ, મન, ઇન્દ્રિયો, અને દેહના અભિમાનવાળો પ્રત્યગાત્મા" એવો થાય છે. એક જ વાત જુદા જુદા રૂપમાં સમજાવનારાં આ ચાર મહાવાક્યો એ ઉપનિષદોનું અંતર્ગત બીજ તેમજ તેનું છેવટનું ફળ છે. જડ તત્વ, શરીરને સંબોધીને ઊભા થતા વિચારો અને ઇચ્છાઓ, સંકુચિત સ્વાર્થથી દોરાયલી બુદ્ધિ અને વાસના—એ સર્વથી પર જઇને માણસે ખરૂં સુખ અને ખરો આનંદ શોધવા માટે પોતાનું અને જગતનું ખરૂં સ્વરૂપ શું છે તે સમજાવવાનો આગ્રહ રાખવો જોઇએ. અને તે આત્મા અનુભવમાં—જીવ આત્મા અને પરમાત્માના સમન્વયમાં—શુદ્ધ એક તત્વના ચિંતનમાં પૂર્ણ પરબ્રહ્મ છે. એવો છેવટનો નિર્ણય ઉપનિષદોમાં આપેલો છે. જ્યાં જ્યાં આત્માનું ચિંતન અને ચર્ચા થાય છે, ત્યાં ત્યાં આજે પણ મુમુક્ષુઓના દલમાં અને મહાત્માઓના પરસ્પર સમાગમમાં આ મહાગ્રંથ જ સમજાવાય છે.

પૂર્વે હજારો વર્ષના અધ્યાત્મની શોધના અનુભવો જેમાં એકઠા કરવામાં આવ્યા છે. તે ગ્રંથ આજે હજારો વર્ષો પછી પણ શા માટે અગ્રગણ્ય અને સર્વમાન્ય ગણાય છે?

કારણ કે તેમાં છેવટનું સત્ય કહેવાયલુ છે, અને તે બુદ્ધિના તર્કથી નહિ. પણ અંગત અનુભવ લીધા પછી.

ઉપનિષદ એટલે "નિશ્ચયપૂર્વક પાસે બેસવુ" આ અર્થ પુરાણી ગુરૂશિષ્યની પરંપરામાં ઊભો થયો છે. શિષ્યગુરૂ પાસે બેસીને જ્ઞાન–વિજ્ઞાનની અનેક ગુચોના રહસ્યનો ભેદ મેળવે છે. ત્યાં ગૂઢ રહસ્ય, છેવટની વાત, અને નિશ્ચયાત્મક સત્ય એજ નીકળતાં. દરેક પુરુષ જ્ઞાનની નજરે કેવો અને કેટલો અધિકારી છે. તે તો તેના સિક્ષણક્રમની વાત છે. પણ દરેક જણનું ખરૂં સ્વરૂપ એક જ છે.

દરેક જણની અંદર અને બહાર એ જ પરમતત્વ રહેલું છે. ત્યાં નાનો કે મોટો, ઊંચ કે નીચ, પુણ્યવાન કે પાપી એ ભેદો રહેતા નથી. ઉપનિષદો કહે છે કે "જે જીવાત્મા ત્રણ ગુણોથી યુક્ત છે, અને ફળને માટે કર્મ કરનારો છે, તે જ તે કરેલાં કર્મોને ભોગવનારો પણ છે......

હ્રદયમાં જે અંગૂઠા જેટલો છે, જે સૂર્ય જેવો તેજસ્વી છે, તેમજ જે સંકલ્પ અને અહંકારથી યુકત છે, તે જ—પરમાત્માથી જુદો (અર્થાત જીવાત્મા) બુદ્ધિના ગુણ વડે અને શરીરના ગુણ વડે આરાની અણી જેટલો નાનો બનેલો દેખાય છે. વાળના છેડાના સોમાં ભાગના પણ સોમા ભાગ જેટલા એ જીવને જાણવો. "એ જીવ જ અનંત થવાને સમર્થ છે" "આત્મવત્ સર્વભૂતેષુ" એ

સમાનતા—એટલે છેવટમાં સર્વનો સરખો અધિકાર, માળામાં પરોવાયેલા સૂત્રની જેમ સર્વ સામાન્ય આત્મદ્વારાજ છે. જ્યારે એ જીવાત્મા બીજા (પરમાત્મા)ને નિયંતા તરીકે જુએ છે ત્યારે તે "આ તો બધો એનો જ મહિમાં હું જોઈ રહ્યો છું" એમ સમજીને શોકરહિત બને છે. "એ મહાન આત્મા એકલો જ દરેક દરેક જીવજાતિને, અને સર્વ વ્યક્તિગત આકારોને નિયમમાં રાખે છે." "એ એક દેવ સર્વ ભૂતોમાં છુપાયેલો, સર્વવ્યાપી, સર્વ ભૂતોનો અંતરઆત્મા કર્મને પ્રેરનારો, સર્વ ભૂતોના નિવાસસ્થાનરૂપ, સાક્ષી, ચૈતન્યસ્વરૂપ, એક માત્ર નિર્ગુણ છે. એક છતાં તે અનેક ક્રિયારહિત (અચેતન) વસ્તુઓને વશમાં રાખે છે. તે જ એક મૂળ બીજને અનેક રૂપમાં પલટાવે છે."

ઉપનિષદો શીખવે છે કે, "પથ્થર સોનું કે માટીમાંથી બનાવેલી મૂર્તિઓની પૂજા મોક્ષની ઇચ્છાવાળાને ફરી જન્મ અને ભોગ આપવાવાળી થાય છે. આથી ફરી જન્મ ન આવે એમ ઇચ્છનારાએ એવી બહારની પૂજા છોડી દઈ પોતાના હૃદયમાંજ પૂજા કરવી."

વળી સર્વવિભૂતીઓ બતાવી, ઊંચામાં ઊંચો સમન્વય સાધી, ઉપનિષદો મનુષ્યત્વની સાધનાની આ જાણે છેલ્લી સીમા બતાવે છે :

"હું જ એકલો બીજા રૂપે છું, બ્રહ્મ છું, ઉત્પત્તિ છું, સર્વ લોકનો ગુરૂ છું. અને સર્વ લોકમાં છું, હું જ સિદ્ધ છું, શુદ્ધ છું, અને પરમતત્વ પણ હું જ છું, હું હંમેશ છું, અને પવિત્ર છું, વિજ્ઞાન હું છું, ત્રણ ગુણોથી રહિત છું, હું દ્વૈત અને અદ્વૈતથી રહિત છું. સુખ દુઃખ વિગેરે જોડકાંથી રહિત છું, ઉત્પત્તિ અને વિનાશ વિનાનો છું. પ્રકાશ વિનાનો છું, છતાં પ્રકાશ રૂપ પણ હું જ છું, હું શૂન્ય અને અશૂન્ય રૂપ છું, સુંદર અને કદરૂપો છું, સમતા અને વિષમતા વિનાનો છું, બંધ અને મોક્ષ વિનાનો છું, આકાર ઉકાર મકારરૂપ પણ હું જ છું, હું ધ્યાતા ધ્યાન અને ધ્યેયથી રહિત છું, સર્વ અને પૂર્ણ સ્વરૂપ છું, અને સચ્ચિદાનંદરૂપ છું, બધા તીર્થો પણ હું જ છું, હું બધી ઇન્દ્રિયો વિનાનો છું છતાં બધાં કર્મો કરનારો હું જ છું, બધાં વેદાંત વડે હું જ સંતુષ્ટ બન્યો છું, આનંદ અને શોકરૂપ, સર્વ મૌનના ફળરૂપ, નિત્ય ચિદ્રુપ અને સચ્ચિદ્રૂપ પણ હું જ છું, કામ ક્રોધ વિગેરે છ શત્રુઓ વિનાનો છું અને ઊંડામાં ઊંડે સ્થાને રહેલો છું, હું દેશ અને કાળથી રહિત છું, તેમજ દિશા આકાશ અને આનંદરૂપ છું, આ નથી તે નથી, પણ હું જ છું, હું શરીર વગેરેથી પર છું, નિર્ગુણ છું અને એક માત્ર છું, હું મોક્ષ વિનાનો છું, છતાં મુક્ત છું. હું સત્ય અસત્ય વિનાનો છું, મારે કશે જવાપણું કે ન જવાપણું નથી. અને જવાનું

સ્થાન પણ નથી, હું હંમેશ સમરૂપ છું, અને શાંત પરમાત્મા છું, આવો જેનો સ્વાનુભવ છે, તે જરૂર બ્રહ્મરૂપ જ થાય છે.

આટલું કહ્યા પછી પણ તે સાધકોને ચેતવે છે કે–"તત્વનો વિચાર ઉત્તમ છે, શાસ્ત્રોનો વિચાર મધ્યમ છે, મંત્રોની સાધના અધમ છે, અને તીર્થોમાં ફરવું અધમમાં અધમ છે, પ્રતિબિંબિત થયેલા ઝાડના ફળના સ્વાદની જેમ ખરા અનુભવવિના મૂઢને થતો બ્રહ્મનો આનંદ નકામો છે. મનુષ્ય માત્ર સુખ, આનંદ અને મોજ શોધી રહ્યો છે, તેનું ખરૂ સ્વરૂપ આ સુંદર શબ્દોમાં સમજાવવામાં આવ્યું છું: "જે વિશાળતા (ભૂમા) છે, એ જ સુખ છે, ઓછાપણામાં સુખ નથી. માટે વિશાળતા સમજવી જોઈએ......માણુસ પોતાનાથી કાંઇ જુદું છે એમ દેખે નહિ, જુદું છે એમ સાંભળે નહિ, જુદું છે એમ સમજે નહિ, એ વિશાળતા છે, પણ જ્યાં એ 'પોતાનાથી બીજા જુદા છે' એમ દેખે, સાંભળે, અને સમજે, ત્યાં "અલ્પતા"–ઓછા પણું છે...જે વિશાળતા છે, એ અમૃત છે; અને જે અલ્પતા ઓછાપણું છે એ મરણ છે.

"ઉપનિષદોમાંથી" (મનુસૂબેદાર)



# પ્રકરણ ૧૫ મું

## "બહમન યસ્ત"

બહમન યસ્તમાં ઘણેખરે ભાગે ભવિષ્યમાં ઈરાનમાં માજદીયસ્ની દીનનો કેવો ફેજ (અથવા બુરો વખત આવશે) આવશે, તે વિષે દાદાર હોરમજદ અને જરથોસ્ત વચ્ચેની અલંકારીક વાતચીતનું (ઇઆને સવાલ) જવાબ) બ્યાન છે.

એમાં જરથોસ્ત, હોરમજદ પાસે એવું માગે છે કે, તું મને અમર બનાવ, અમર્ગી આપ, ત્યારે હોરમજદે જરથોસ્તને કહ્યું, કે જો હું તુંને અમર બનાઉં, તો પછી પેલો કરપ "તુરઇબ્રદરવસને પણ અમર બનાવવો પડે અને જો તેને પણ અમર બનાઉં તો પછી, ભવિષ્યમાં રસ્તાખેજ નહિ થઈ શકે, એમાં જરથોસ્તને, સ્વપ્નામાં, દાદાર હોરમજદે એક સાત ડાલનું ઝાડ દેખારાવ્યું. અને તેની મતલબ એવી સમજાવી કે, દુન્યામાં ચહડ ઉતર સાત હજારા (Millenium) આવશે. પહેલ્લો સોનાનો. બીજો ચાંદીનો, ત્રીજો તાંબાંનો, ચોઠો પીત્તલનો, પાંચમો કલાઇનો છઠ્ઠો પોલાદનો, અને સાતમો લોખંડનો. હોરમજદે જરથોસ્તને અગમચેતી આપી હતી કે, ભવિષ્યમાં ઈરાન ઉપર નીર્દય, દગલબાજ અનેજુલ્મી કોમ ચહડી આવશે. અને ઈરાનના ફળદુપ મુલકનો નાશ કરશે (ઉજ્જડ કરી નાખશે.) તે ઉપરથી જરથોસ્તે દાદાર હોરમઝદ ને પુછ્યું કે, તે બુરા વીખરાયલા બાલવાળા, દેવોનો કેવી રીતે નાશ થશે? અને પાછી માજદીયસ્ની દીનનો ફેલાવો દુન્યામાં કેમ, અને ક્યારે થશે.? ત્યારે હોરમજદે જરથોસ્તને કહ્યુ કે, રાતી ટોપીવાળી, રાતાં હથીઆરવાળી, અને

રાતા વાવટાવાળી એક બીજી પ્રજા આવશે. અને તે લોકો (તે પ્રજા) પેલા મૂર્તી પૂજકો સાથે મહોટી લડાઇ કરશે. અને તે પ્રજાની (મૂર્તી પૂજકોની) ઉપર ફતેહ, મેળવીને, પાછી ખાલેસ, માજદીયસ્ની દીન લોકોમાં ફાએસ-કરશે. (યાને માજદીયસ્ની દીનનો પાછો ફેલાવો કરશે.)

જ્યારે હોરમજદ તરફથી, ભવિષ્યનાં આવનારા લોખંડી હજારા વિષે જાણ્યું, ત્યારે જરથોસ્તે, હોરમજદને અરજ કીધી કે, ત્યારે તો હું મોતજ પસંદ કરૂં છું. તું મને મોત આપ, અને મારી સાથવાળાઓને પણ (મારી તરફેણમાં રહેનારા) તું મોત આપ, કારણકે આવો બુરો અંજામ જોવા જીવતા રહેવા નહિ પામ્યે.

એ સિવાય. આ યસ્તમાં ભવિષ્યમાં આવનારા, હુશેદર, હુશેદરમાહ, અને સ્યોશ્યસ વિગેરે ત્રણ પેગંબરોનું બ્યાન છે. અને જ્યારે છેલ્લો પેગંબર સ્યોશ્યસ આવશે, ત્યારે તે દુન્યાને પાછી પવિત્ર કરશે, કયામત કરશે (યાને મુંએલાંને જીવતાં કરવું તે) અને પછી ભવિષ્યમાં આવનારાઓની હૈયાતી શરૂ થશે, (યાને આખી દુન્યાજ પવિત્ર થઈ જશે હેરેમનનો નાશ થઇ જશે,) (ફ્રષોગર્દ થશે, દુન્યાજ નવેસરથી રચાશે.)

જ્યારે જરથોસ્ત બીજી દુન્યામાં ગયા હતા ત્યારે દરેક અમસાસ્પંદની મુલાકાત લીધી હતી. તેમાં પહેલી મુલાકાત બહમન અમસાસ્પંદ સાથે થઈ. ત્યારે બહમને નીચે લખ્યા પ્રમાણેનો સંદેશો, આપ્યો હતો, અને કહ્યું હતું કે ઓ જરથોસ્ત તું જ્યારે આ મીનોઇ દુન્યામાંથી ગેતીની દુન્યામાં જાય ત્યારે આ મારો સંદેશો લોકોને કહી સંભલાવજે.

O Zarathustra I give unto your care all the cattle and sheep on the earth, Persuade all the chiefs and priests, to take care of them, they are of great use to mankind, and I do not like that, innocent quadrupeds should be tortured.

**ખોલાસો**—બહમન એટલે ભલુંમન, ડહાપણ, (બંગાલી સ્કોલર મી. ચેતરજી એનો અર્થ Conscience કરે છે ગાથાના તરજુમામાં) આપણે બહમનનો અર્થ ડહાપણ કરશું. અને બહમન યસ્તમાં જણાવેલી વીગતોનો ભેદ એ છે કે, મનુષ્ય જ્યારે ડહાપણ મેળવે છે (યાને ડહાપણવાળો દૂર અંદેશ-

થાય છે) ત્યારે, તેને દરેક ગુહ્ય (છુપી ભેદમાં કહેલી) બાબદનું જ્ઞાન થઈ જાય છે. ઉપર બતાવેલા સાત હજારા આપણા પ્રગટીકરણમાં (આપણા વિકાસ ક્રમ evolution) દરેક આસામી. જુદે જુદે જન્મે, એટલે આપણી એ (Cycle) બાર હજાર વરસના અઈયામમાં ચહડ ઉત્તર તબક્કામાંથી પસાર થાય છે, તેને માટે ઇસારો કીધો છે. જેવી રીતે એક મનુષ્યને ચહડઉતર તબક્કામાંથી પસાર થવું પડે છે, તેવી રીતે આ દુન્યાને પણ ચહડઉતર તબકકામાંથી પસાર થવું પડે છે જ્યારે જ્યારે દુન્યાના લોકોના આચાર વિચાર ખરાબ થઈ જાય છે ત્યારે) સાત ડાલનું ઝાડ એટલે જુદા જુદા ઇલમો અથવા જ્ઞાન (આ બાબદ આગલ આવી ગઈ છે ત્યાં જુઓ) અને એ જ્ઞાનોમાં પણ સૌથી ઉત્તમ જ્ઞાન તે ખુદાઈ જ્ઞાન, બ્રહ્મજ્ઞાન અથવા આત્મીક જ્ઞાન સમજવું. ત્રણ પેગંબરોનો ખુલાસો પણ થઈ ગયો છે.

હવે બહમન અમસાસ્પંદ જરથોસ્તને કહે છે કે, મારાં ઢોરો અને મેંઢાઓની સંભાલ રાખવા તું, કોમના મુખીઓને, અને ધર્મગુરુઓને સમજાવજે કે કોઈ ઢોરોને અને મેઢાંઓને (નીરદોષ જાનવરોને) ફાડી ખાય નહિ. આ અલંકારમાં જરથોસ્તને એક ભરવાડ જેવો ચીતાર્યો છે. જેવી રીતે ભરવાડ નીરદોષ ઢોરોને ગામે ગામ ફરીને ચરાવે છે એટલે જ્યાં ચારો પાણી મલતાં હોય ત્યાં લઈ જાય છે. અને તેની સંભાળ રાખે છે કે કોઈ ફાડી ખાનારા જાનવરો તે ઢોરોને ઘેટાં બકરાંઓને ફાડી નાંખી ખાઈ જાય નહિ. તેજ પ્રમાણે આપણા ધર્મના વડા ધર્મગુરૂઓને અને મુખીઓને માથે ફરજ નાંખવામાં આવી છે કે ઢોરો એટલે નીર્દોષ શખસો, અને મેઢાં એટલે નાહલાં બચ્ચાંઓ, તે લોકોની સંભાળ રાખવી, એટલે કોઇ બીજી દીનવાળાઓ (ઇચ્યાને બીજા ધર્મના લોકો) આપણી દીનવાળાઓને ખોટું સમજાવીને દીનમાંથી વટલાવી જાય નહિ તેની ખાસ તકેદારી રાખવી, અને એવાં નીર્દોષોને ધર્મનું ખરૂં જ્ઞાન આપવું. જો ધર્મગુરૂવર્ગ એ પ્રમાણે તે લોકોનો બચાવ કરે નહિ તો બીજી દીનવાળાઓ, આપણા લોકોમાં પોતાની દીનનો ફેલાવો કરી આપણી કોમમાં ખરાબ શિક્ષણ ફેલાવે (યાને ગુમરાહ કરે) દરેક જણને કંઇ ધર્મના સુક્ષ્મજ્ઞાનની સમજણ હોય નહિ. તેથી જ જે ધર્મનો પેશ્વા અથવા વડો હોય, તેને માથે એવી ફરજ નાંખેલી છે. આપણા લોકો ગય ગેરપંદને માટે કંઇ એવા જ ભરમમાં છે કે ગાય ગોસ્પંદ તે ખરેખર ઢોર જ હોય, પણ ગય એટલે નીર્દોષ સ્ત્રી અને ગોસ્પંદ એટલે નીર્દોશ બાળક જેવી રીતે બહમન યસ્તમાં, સાત હજારા અને ત્રણ પેગંબરોનું બયાન છે તેવી રીતે હીંદુભાઇઓમાં પણ વિષ્ણુ ભગવાનના જુદા જુદા અવતારો વીષે બયાન કીધું છે, આપણે અને હીંદુભાઈઓ દરેક બાબદમાં સાથે સાથે જ ચાલ્યા કરશું. દરેક કથા જોઈશું તો ફક્ત નામો અને

બનાવટમાં કંઇ સહેજ સાહજ ફેર માલમ પડશે.

—જ્યારે જ્યારે ધર્મની ગ્લાની થાય છે, ત્યારે ત્યારે, દુન્યાને અધર્મીપણાથી છોડવવા ભગવાનને અવતાર ધારણ કરવાની જરૂર પડે છે. સત્યયુગમાં વિષ્ણુએ ચાર અવતારો ધારણ કીધા હતા.

## પહેલ્લો મચ્છ અવતાર

હયાગ્રીવા નામે દૈત્યે (રાક્ષસે) એ લોકોના ચાર વેદો ગળી જઇને સમુદ્રમાં ભરાઈ બેઠો, ત્યારે વિષ્ણુએ મચ્છીનો અવતાર લઇને, તે દૈત્યને મારી નાખીને, તેના પેટમાંથી, વેદોને બહાર કહાડી બ્રહ્માને સપુરદ કીધા.

## બીજો અવતાર

બીજા અવતારમાં કાચબો થઇ આવીને, સમુદ્રમંથન કરીને મનદરાચલ પહાડને પોતાની પીઠ ઉપર ઉંચકીને (૧૪) ચઉદ રત્નો મેળવી આપ્યાં. ( Fourteen gems. )

## ત્રીજો અવતાર

ત્રીજા અવતારમાં, જંગલી ડુક્કર થઈ આવીને એક મહાન દૈત્યને કે જેણે આ દુન્યાને ‘એક સાદડીની માફક વીટાલી નાંખી હતી. તેને મારી નાંખીને દુન્યાને તે દૈત્યના ત્રાસમાંથી છોડવી હતી.

## ચોથો અવતાર

ચોથા અવતારમાં હિરણ્યકશ્યપ નામનો દૈત્ય જે લોકોને એવું સમજાવતો હતો, કે મારાથી કોઈ બળવાન છે જ નહિ, મારી જ પુજા કરો, ત્યારે પ્રહલાદ નામનો તેનો છોકરો હતો, તે ઇશ્વરની જ પુજા કરતો હતો, તેને તેના બાપની પુજા નહિ કરી ત્યારે તેની ઉપર ઘણું દુખો પાડયાં, પહાડપરથી ગબડાવી પાડયો, આતશમાં નાંખ્યો, વીગેરે. પણ જ્યારે તે નહિ જ ડગ્યો ત્યારે તેના બાપે હિરણ્યકશ્યપે ઇશ્વર વિષે ખાતરી કરવા, ધગધગતા લોખંડના થાંભલા સાથે તેને આલીંગન કરવા (પકડવા) કહ્યું. ત્યારે ભગવાને તેને બચાવવા “ નરસીંહ અવતાર ” ધારણ કર્યો. ( નરસીંહ એટલે ઉપલો ભાગ સીંહ જેવો અને અરધો નીચલો ભાગ મનુષ્ય જેવો ) અને હિરણ્યકશ્યપને ચીરી નાંખી તેના ટુકડેટુકડા કરી નાંખ્યા.

બીજા ત્રણ અવતારો ત્રેતા યુગમાં લીધા.

## પહેલ્લો અવતાર "વામન અવતાર"

પહેલ્લો અવતાર વહેત્યાં તરીકે લઇને બળી નામના રાજાને પાતાળમાં દાબી દીધો, કારણ કે બળી રાજાએ પોતાની ઉદારતાનો અહંકાર કીધો હતો.

## (બીજો અવતાર)

બીજા અવતારમાં પરસુરામ નામ ધારણ કરીને, "સહસ્ત્રબાહુ" નામના ક્ષત્રીને મારી નાખ્યો, (સહસ્ત્રબાહુ એટલે હજાર હાથવાળો) કારણ કે સહસ્ત્રબાહુએ પરસુરામના પીતા જમ્દાગ્નીને મારી નાંખ્યો હતો, તેના કીનામાં એને ક્ષત્રીઓનો આ દુન્યામાંથી નાશ કરી નાંખ્યો હતો. (દુન્યાને નક્ષત્રી કરી નાંખી)

## (ત્રીજો અવતાર) રામ અવતાર

ત્રીજા અવતારમાં રાજા દશરથને ઘેર રામ તરીકે જન્મીને રાવણનો સંહાર કીધો હતો, કારણ કે રાવણે સીતાનું હરણ કીધું હતું, (રાવણને સીતાનું હરણ કરવાનું કારણ એની બહેન સુપર્ણખાંને રામના ભાઈ લક્ષમણે મારી નાંખી હતી તેથી)

## દ્વાંપાર યુગમાં બે અવતાર ધારણ કીધા

પહેલ્લો અવતાર મથુરાના રાજા વાસુદેવને ત્યાં કૃષ્ણ તરીકે જનમ લીધો, અને પોતાના મામા કંશને મારી નાખ્યો.

બીજો અવતાર જગન્નનાથ તરીકે સુખડની મૂર્તિમાં, અને તે મૂર્તિ જગન્નનાથપુરીના દહેરામાં મુકેલી છે. એને માટે એવું કહેવામાં આવે છે કે, કોઈપણ સખ્સ ગમે તેવો પાપી હોય, પણ જો એક વખત તે મૂર્તીના દર્શન કરે તો તેના દરેક પાપ ધોવાઇ (કપાઇ) જાય, (અને સીધો સ્વર્ગમાં જાય) જગન્નનાથને માનનારા લોકો ન્યાતી ભેદ રાખતા નથી. દરેક ન્યાતના લોકો એક પંગતે ખાય છે, ભેદભાવ જેવું કશું છેજ નહિ.

હવે સૌથી છેલ્લા અવતારને માટે એવું કહેવામાં આવે છે કે, સમભલ નામે ગામમાં વિષ્ણુ નામે બ્રાહ્મણને ત્યાં પ્રભુ (ભગવાન) જન્મ લેશે, તેને કલંકી અવતાર કહેવામાં આવે છે. કારણ કે તે વખતે લોકોના આચાર વિચાર (નીતીરીતી) એવા ખરાબ થઇ જશે કે લોકો ત્રાહે ત્રાહે પોકારશે, અને આ દુન્યામાં પાપનો ભાર એટલો બધો વધી જશે ત્યારે "પ્રભુ" પ્રકટ થઈને દુન્યાને પાપના ભારમાંથી છોડવશે, અને લોખંડી જમાનો પુરો થઇને પાછો સોનેરી

જમાનો ચાલુ થશે ઇયાને સત્યયુગ પાછો આવશે.

હવે આપણે દરેક ધર્મવાળા પોત પોતાનો એક રાએનીદાર યાને દુન્યાને છોડવનાર (૧) deliverer of man kind આવશે એવી આગ.હી કરી જાય છે (ઇઆને ભવિષ્યમાં જન્મ લેશે) પહેલાં આપણા ધર્મમાં જોઇએ તો સ્યોસ્યશ અથવા તો બહેરામ વરજાવંદ આવશે એમ કહે છે. હીંદુઓ કલંકી અવતારમાં વિષ્ણુ નામના બ્રાહ્મણને ત્યાં જન્મ લેશે, બુદ્ધ ધર્મવાળા કહે છે કે ભવિષ્યમાં "મૈત્રય બુદ્ધ" આવશે અને દુન્યાનો છૂટકારો કરશે. મહોમેદન ભાઈઓ કહે છે કે હજરત ઇમામ મેહદી આવશે અને તે દુન્યાનું તારણ કરશે, ખ્રીસ્તી લોકો કહે છે કે "ક્રાઇસ્ટ" પાછો આવશે, અને દુન્યાનો પાપોમાંથી છૂટકારો કરશે. (Salvation) બહાઈ ધર્મવાળા તો આજે એવોજ દાવો કરે છે કે ભવિષ્યમાં આવનાર પેગંબર તે બહાઉલ્લા પોતેજ છે અને એક વખત થીઓસોફીસ્ટોએ પણ એવોજ દાવો કીધો હતો કે દુન્યાને મુકિત અપાવનાર જન્મી ચૂકયો છે અને તે મી. "જે કૃષ્ણમૂર્તિ" છે. ત્યારે હવે કોણનું કહ્યું માનવું, અને કોણનું નહિ. દરેક ધર્મવાળા એક સરખો જ દાવો કરે છે. એ લખાણ઼ો ઉપરથી એવા સાર ઉપર આવવું પડે છે કે, કોઇ પણ પેગંબર અથવા મહાન પુરૂષ આવીને દુન્યાને છોડવશે (ઇઆને દુન્યાનું તારણ કરશે) એ વાત ધ્યાનમાં ઉતરે એવી લાગતી નથી. ભુતકાળમાં મોટા મોટા પેગંબરો, રૂષિઓ, મહાત્માઓ આવી ગયા પણ તેઓમાના કોઈ પણ દુન્યાને પોતાના મત પ્રમાણે ચલાવી શકયા નહિ. ત્યારે ભવિષ્યમાં આવનારા કેવી રીતે ચલાવી શકશે? એક નાનામાં નાની કોમ જોશો તો તેમાં પણ મતફેરી તો જરૂર જ રહેવાની, જુદા જુદા મતોમાં વહેંચાઈ જવાના, ત્યારે દુન્યાના કરેડો મનુષ્યોને કોઇ પણ ચલાવી શકે એ બનવા જોગ નથી. ત્યારે એનો ખોલાસો એટલોજ કે દરેક મનુષ્યે પોતેજ પોતાની મુક્તિ, સ્વતંત્રતા અથવા રવાન બોખ્તગી માટે પુરૂષાર્થ કરીને ખુદાઇ જ્ઞાન (આત્મીક જ્ઞાન) મેળવવું પડશે. જ્યાં સુધી એક શખ્સ પોતે જાતે પ્રયત્ન કરે નહિ ત્યાં સુધી મુક્ત અથવા સ્વતંત્ર થાય નહિ. અને બહમન યસ્તના લખનારની મતલબ પણ એવીજ છે કે એક મનુષ્ય જુદા જુદા તબક્કામાંથી પસાર થઇને (ઇઆને ઘણા જન્મો ધારણ કરીને) છેવટે તો તે પોતાની જાતને ઓળખશે. (ઇઆને ખુદાઇ જ્ઞાન મેળવશે)

હીન્દુઓના અવતારની ફીલસુફી પણ એવી જ છે, જો એ અવતારોની કથા ખરી માન્યે, તો શું પરમાત્માને (ઇઆને ભગવાનને) એક દૈત્ય, કે રાક્ષસને મારવાને માટે આટલી બધી તકલીફ ઉઠાવીને જન્મ લઈને આવા પ્રયત્ન કરવાની

જરૂર પડે ખરી ? નહિ જ, એક સર્વ શક્તિમાનને એક તુચ્છ મનુષ્યને મારવાને માટે આટલી બધી જંજાળ શા માટે જોઈએ. એતો બીચારા ભોળાઓને સમજાવવાની (ધંઆને જજમાનોને સમજાવવાની બ્રહ્મણોની ઉપજાવી કહાડેલી કથાઓ છે) અલબત એ કથાઓમાંથી પણ સાર નીકળે છે. જે જ્ઞાની છે. તે તો એનો સાર તરત સમજી જાય છે. ફકટ હીન્દુઓના મહાન પુસ્તક રામાયણની કથાનો સાર થોડીક લીટીમાં સમજાવ્યો છે. તે નીચે આપેલા ગીત ઉપરથી માલમ પડશે.

( રાગ ભૈરવ )

રામ કથા રામાકી સારી, હેંગી સબ ઘટ માંહિરે,
અગમ, આગોચર, દર્શનતુર, સત્તગુર ખોલ બનાઈરે.
જ્ઞાનરૂપિ દીલપર ચઢે, "પ્રેમ" રૂપિ હનુમાન રે
પચીસરૂપિ લંકા જલાઈ, મારા આપા રાવણ રે
સુરત સીતા છુટક પાઈ, સત્તગુરૂ કે ઉપદેશે રે,
મીલી સો રામજી સંગાતે, પહોંચી અસલ દેશે'રે
એક અપરમ ભેદ હે સારા, જો જાને ઉસ મીઠારે,
"કાયમદીન" ચીસ્તી સત્તગુરૂ મહેરે, અલેખ રામજી દીઠારે,

એનો અર્થ એવો થાય છે કે, રાવણ તે આપણી ખુદ્દનુમાઈ ખુદી અહંકાર અથવા હું પણું. જયાં સુધી મનુષ્યમાં હું પણું છે. ત્યાં સુધી તે મનુષ્યને કંઈ સુજ પડતું નથી, પણ જયારે તે પોતાની ખુદી હું પણાનો નાશ કરે છે ત્યારેજ તેને આત્મીક જ્ઞાન પ્રાપ્ત થાય છે, જ્યાં સુધી સીતા રાવણના કબજામાં હતી ત્યાં સુધી રામચંદ્રજીને પાછી સીતાને મેળવવાને ઘણા સહાસકર્મો કરવા પડયાં એટલે (સીતાનો આ લખનારે શાંત ચીત્ત અથવા ધ્યાન એવો અર્થ કર્યો છે) (કોઈ લખનારાઓ સીતાનો અર્થ બ્રહ્મજ્ઞાન કરે છે.) ચીત્ત શાંત પડયા પછી જ ધ્યાનસ્થ સ્થીતીમાં જ મનુષ્ય એજ્ઞાન પ્રાપ્ત કરે છે. (કોઇ હનુમાનનો અર્થ શ્રદ્ધા કરે છે) હવે જ્ઞાન અને પ્રેમ બન્ને એકઠાં થાય તો પછી મનુષ્ય શું નહિ કરી શકે ? પચીસરૂપિ લંકા એટલે શરીરના પચીસ તત્વો એજ પ્રમાણે હીંદુઓની દરેક કથામાં આપણા શરીરમાં રહેલી આસુરી સંપત્તિ, અને દૈવી સંપત્તિના યુધ્ધોના અલંકારીક લખાણો છે.

હવે જરથોસ્ત બીજી દુન્યામાં ખુદા આગલ ગયા એમ દરેક વખતે લખાણ આવ્યા કરશે ત્યારે એટલું જ સમજવું કે ચીત્તની એકાગ્રતા કરીને

શાંત રીતે વિચાર કરીને મેળવેલું આત્મિકજ્ઞાન. દાદારહોરમજદ સર્વવ્યાપક છે એટલે કોઇ ચોકકસ જગાએ હોઇ શકે નહિ. હવે બહમન અમસાસ્પંદ એ કોઈજ નહિ, પણ "અકકલે અવ્વલ" યાને ડહાપણ, અને એના બાહોશ લખનારે ડહાપણ ઉપર એક નીબંધ લખ્યો છે. Essay આપણી દરેક યસ્તો અને ન્યાએશો એ જુદા જુદા લખનારાઓના જુદા જુદા સદગુણો ઉપરના નીબંધો સમજવા. છેલ્લે આપણે મહાન ફીલસુફ "પ્લેટો" જેને પૂર્વ તરફની ભાષામાં અફલાતુન કરીને કહે છે. તેને એક ફેરી પોતાના ચેલાઓને એવો સવાલ કીધો કે There are many virtues or one ? ત્યારે આવો જવાબ મલ્યો કે "Virtue is one" અને તે શું "Knowledge."

---

(નોટ) બહમન યસ્તના લખાણને ઘણે ભાગે મળતું આવતું લખાણ આપણી જામાસ્પી નામની કેતાબમાં છે.

# પ્રકરણ ૧૯ મું

# અરદીબેહેશ્ત યસ્ત
# અને
# આતશ નીઆએશ

અરદીબહેસ્ત અમસારપંદનો દરજ્જો આપણી માજદીયસ્ની દીનમાં સૌથી ઉત્તમ છે. અને આપણા લોકોને બીજી દીનવાળાઓ આતશ પરસ્ત તરીકે ઓળખે છે, આપણા ધર્મનું પ્રતિક અથવા ચીન્હ Symbol એ આતશ છે. જેવી રીતે સ્થુલ આતશ દુન્યામાં સૌથી ઉત્તમ તત્વ (Element) ગણાય છે. અને દુન્યાના દરેક ધર્મવાળાઓ પોતાની ધાર્મીક ક્રીયાઓમાં, આતશને અગત્યનું સ્થાન આપે છે, કોઇપણ ક્રીયા આતશની હાજરી વગર થતી નથી. સાયન્સથી તપાસતાં પણ એજ પહેલ્લી શકિત છે, એમ માલમ પડી આવે છે. દુન્યામાં એના વગર બીજી શક્તીઓ કામ કરી શકતી નથી. પહેલે દરેકમાં ગરમી હોય તો જ તે જીવી શકે છે, અને ગરમીથી હીલચાલ, હીલચાલથી ઉજાસ અને ઉજાસથી અવાજ Heat, motion, light, and sound. સ્થુલ આતશથી આપણે ખાણું પકાવીએચ, દરેક ખુશબોદાર ચીજો બાલીને તેનો વાતાવરણમાં પમરાટ ફેલાવીએચ, ખરાબ વસ્તુઓને બાળી નાંખી પોતે તો પવીત્ર જ રહેચ, કોઇબી ચીજથી એ અપવિત્ર થતો નથી, જેટલા એના સ્થુલરૂપના ફાયદા છે. તેવીજ રીતે એનો સુક્ષ્મ અર્થ (અથવા ભેદમાં કહેલો અર્થ) "પ્રેમ" Divine

Love થાય છે. અને આપણા ધર્મનો મુદ્રાલેખ પણ "પ્રેમ" છે. જે આપણે અષેમવોહૂની ટુંકી બંદગીમાં જોઈ ગયા. હવે એ અરદીબહેસ્ત યસ્ત અને આતશ–નીઆએસની જે બંદગી છે. તે પણ "પ્રેમ"નો એક નિબંધ લખેલો છે "Essay on Divine Love" જુઓ ફીરદોશી જેવો, ઇસ્લામી પણ આપણા જરથોસ્તીઓનો કેવો બચાવ કરે છે.

મગુઈ કે, આતશ પરસ્તન્દ બુદન્દ
પરસ્તેશ પે, પાક, યઝદાં બુદન્દ.

એમ ના સમજતા કે જરથોસ્તીઓ આતશના પુજારી છે, એ લોકો તો એક ખુદાને માનનારા છે. આપણા લોકોમાં સાધારણ રીતે એવી માન્યતા છે કે અરદીબહેસ્ત અમસાસ્પંદના હાથમાં બહેસ્તની ચાવી છે. એનો બાતેની અર્થ જોતાં તો વાજબી જ છે કે, "પ્રેમ"થી જ મનુષ્ય બહેસ્ત ભોગવી શકે છે (બહેસ્ત એટલે તંદરોસ્તી સાથે સર્વ જાતનું સુખ) "એ પ્રેમનો દુરઉપ્યોગ તે હવસ કહેવાય છે."

અરદીબેહેસ્ત યસ્તના ૬થા ફકરામાં લખે છે કે, પાંચ જાતના વૈદ્ય છે. (૧)લો અશોઇથી સાજુ કરનાર (૨)જો ઇન્સાફથી સાજુ કરનાર, (૩)જો શસ્ત્રવૈદ્ય વહાડકાપથી સાજું કરનાર (૪)થો ઝાલાપાલાથી સાજું કરનાર અને (૫) મો "માંથ્રવાની" ભણીને સાજું કરનાર.

હવે એ બધા વૈદ્યોમાં "માંથ્રવાની" ભણીને સાજું કરનારને સઉથી ઉત્તમ (શ્રેષ્ટ) ગણેલો છે, એટલે જે વૈદ્ય (ઇઆને આથ્રવન) "પ્રેમ"નો માર્ગ દેખરાવીને (ઇઆને ખુદા સાથે પ્રેમથી એકતાન થવું) લોકોને ચાલુ વાએજો આપીને કુદરતમાં આગળ વધારે છે. તે જ ખરો "વૈદ્ય" (આથ્રવન). છેલ્લે એ યસ્તની નીરંગમાં કહે છે કે—

જેહાનનો રાખનાર, દાદાર, સર્વશક્તિવાન તથા મહાજ્ઞાની છે. જ્યારે હારેમન એ કંઇ જ નથી અને નાપાક નાશ પામવાને (ઇઆને દફે થવાને) લાયક છે. હારેમન એ કંઈ કરી શકતો નથી એ પરથી ખુલ્લું માલમ પડે છે કે, જ્યાં સુધી મનુષ્યમાં અજ્ઞાનતા (હેરેમનનો ભેદમાં અર્થ અજ્ઞાનતા થાય છે) છે, ત્યાં સુધી જ તે અંધારામાં ગોટાં ખાયા કરશે, જ્યારે જ્ઞાનમાર્ગ પ્રાપ્ત કરી પ્રેમથી ખુદા સાથે વસ્લ કરશે (ઇઆને એકતાન થશે) ત્યારે જ તે સંપૂર્ણ થશે.

"નીરંગ" એટલે ઘણી મતલબ સાથનો ટુંકમાં સાર, Moral."

જ્યારે અશો જરથોસ્ત મીનોઈ જહાનમાં હોરમજદની હજુર ગયા હતા ત્યારે જેમ બહમને સંદેસો આપ્યો હતો તેમ અરદીબેહેસ્ત અમસારપંદે પણ જરથુસ્તને સંદેશો આપ્યો, અને કહ્યું કે જ્યારે તું ગેતીની દુન્યામાં જાય ત્યારે ત્યાંના લોકોને આ મારો સંદેશો આપજે.

O Prophet of Ahura-Mazda tell king Gustasp, to take care of and preserve all.

Fires, Fire proceeds from Ahura-Mazda Himself and it is his lustre, You should know that, Fire is one of the grandest things in the world, and is wanted every-where, by every-body.

Fire wants from man nothing, but dry wood, If you will put fragrant wood on it, it will spread around you a pleasant smell, which will please your brain, but if you will lay any-thing foul on it, the smell out of it, will surely harm you, the heat of fire cures all the diseases, proceeding from cold.

Fire illuminates your "dark heart". Many grand deeds can be achieved with fire, and it is your duty, to give it the high respect it deserves Ahura-Mazda has given me the care of fire and I in turn entrust it to your care.

He who will follow my advice will endear himself to the Supreme-Being but he who disobeys, will have his soul, overcome by the evils of "hell."

ઉપરના અંગ્રેજી લખાણ ઉપરથી માલમ પડશે કે, અહિંયા જે આતશને માટે કહેવામાં આવ્યું છે. તે આપણા દીલમાં રહેલો આતશ "ઇશ્કે હકીકી" "ખુદાઈ પ્રેમ" Divine love.

મવલાના રૂમ સાહેબે પોતાની મશનવી-શરીફમાં એ ઇશ્કે હકીકી વીષે ઘણું બયાન કીધું છે. એવણ લખેચ કે,

"હરકે ઇ આતશ, ન દારદ નેસ્ત બાદ"

ઇઆને—જીસ્કે દિલમે ઇશ્કકી આગ ન હોવે, વો નેસ્ત યાને ફ્‌ના હો.

અહીંયા મવલાના રૂમ કંઇ બદદુવા દેતો નથી, પણ એના કહેવાની મતલબ એ છે કે, માણુસના (ખ્વાસે નફ્‌સાની) યાને બુરાં ફેલનો નાશ થઈ જાઓ. એક બીજો શાયર લખે છે કે—

ગમે ઇશ્ક અઝ દિલેકસ કમ મબાદા
દિલે બે ઇશ્ક દર આલમ મબાદા.

યા ઇલાહી ઇશ્કકા ગમ કીસીકે દીલમે, કમ મત હોઇઓ, ઓર બગેર ઇશ્કકા દિલ જહાંમે મત હોઇઓ.

(જુઓ રૂમ સાહેબનું ઇશ્ક વીષેનું લખાણ.)

આતશ—નીઆએસ ફકરો ૧ લો.

અહિયાં આતશને એસમ, બરસમ તથા જીવામ વીગેરે લઇને આરાધવામાં આવે છે. એટલે દીલના ઉભરાથી, બરસમ એટલે દ્રઢતાથી (એકીન રાખીને) અને જીવામ એટલે ચોખ્ખાં અંતકરણથી (ખાલેસ મનથી)

બીજા ફકરામાં કહે છે કે હોરમજદની તરફના સઘળી ચીજોના અએ પાક કરનાર આતશ, ખોરાકમાં લાંબો વખત સુધી ભરેલો તું થજે. અહિયાં ખોરાકનો ભેદ (અથવા સુક્ષ્મ અર્થ) ખુદાની બંદગી, (એબાદત) એક સાયેર કહી ગયો છે કે, જેસાકે ખાના તનકી ગીઝા (ખોરાક) હય, એસાકે ગાના રૂહકી ગીઝાહય. જેવી રીતે શરીરને ખોરાકની જરૂર છે તેવી રીતે રૂહ (અથવા આત્માને) ને ગાઇને બંદગી કરવાની જરૂર છે, હવે ગાઇને બંદગી કરવાના કેટલા ફાયદા છે. તે કમનશીબે આપણી કોમ બીલકુલ જાણુતી નથી, અને આપણા ધર્મ સાહીત્યમાં, મોનાજતો, ગઝલો, યા ભજનો જેવું કંઇ જ નથી, આપણી જેટલી બંદગીઓ છે તે ફકટ તાલ યા સુર વગર બબડી જઇએ છીએ. અને એ બબડી જવાનું કંઇ પરીણામ આવી શકે નહિ.

શબ્દોથી તો ફકટ મોજાઓ (waves) થાય છે. જ્યારે ગાવાથી (vibrations) ધ્વનીઓ થાય છે. શબ્દો જ્યારે સરસમાં સરસ ધ્વનીઓ પ્રાપ્ત કરે છે, ત્યારે સંગીત થાય છે. (દુન્યામાં દરેક ધર્મ વાળાઓ પોતાની બંદગી વાંજીત્રો સાથે ગાઇને કરે છે. ત્યારે ફકર એકલી આપણી કોમજ વગર સમજવે, (પોતે શું ભણ્યો તેની ખબર પણ નહિ) મહોંડેથી ભરડી જાય છે. ગાયનની અસર જાનવરોને પણ થાય છે. અને કુરમાં કુર જાનવર પણ થોડો વખત

પોતાની હેવાની ખાસ્યત ભુલી જાય છે, ત્યારે મનુષ્યને કેટલી અસર થતી હશે, તેનો ખ્યાલ વાંચનારે પોતે જ કરી લેવો.

ફકરો ૬ઠ્ઠો. આ ઘરમાં રસ્તાખેજના વખત સુધી બળતામાં રહેજે. એટલે જ્યાં સુધી આ શરીર છે ત્યાં સુધી, (જ્યારે મનુષ્ય જે ખુદાઇ ઇશ્કની લગ્ની લાગે છે તે ધીરે ધીરે એટલી બધી વધી જાય છે કે તેને ખુદાની મોનાજત ગઝલ યા ભજન ગાયા વગર ચાલતું જ નથી, અને જ્યારે ભજનની ધુનમાં હોય છે, ત્યારે તે આગળ પાછળ જોતો જ નથી, કે તેને તેની શરમ પણ લાગતી નથી જેમ ગમે તેમ નાચે છે, કુદે છે, હાથની તાલીઓ વગાડે છે એટલી એમાં ખુબી છે. (ઇઆને સંગીતમાં એટલી શકિત છે.)

ફકરો ૭મો "આતશ રાતનું અને બપોરનું ખાણું પકાવે છે" એનો ભેદ એ છે કે, જે મનુષ્ય જુવાનીમાં પોતાના બુરા હવસો ઉપર કાબુ રાખીને, ખુદાઇ ઇશ્કમાં મસગુલ રહે છે, તેનું ધડપણ પણ બહુ આસાનીથી (સુખ અને તંદરોસ્તી સાથ) પસાર થાય છે યાને ધડપણમાં પસ્તાવો કરવો પડતો નથી.

ફકરો ૮મો તમામ આવનારાઓના હાથ તરફ આતશ નજર કરે છે (અને કહે છે કે) ચાલતો દોસ્ત બેઠેલા દોસ્તને માટે શું લાવે છે.

એનો ભેદ એ છે કે બેઠેલા દોસ્ત તે દાદાર હોરમજદ છે, કારણ કે એ સર્વ વ્યાપક છે, અણું એ અણુંમાં એ વ્યાપી રહેલો છે. (એટલે આવજાવ કરવાવાળો નથી) જ્યારે ચાલતો દોસ્ત, તે મનુષ્યનો આત્મા (અથવા મનુષ્ય) કારણ કે મનુષ્ય (અથવા આત્મા) વ્યાપ્ય છે એટલે આવજાવ કરવાવાળો છે. અને દાદરહોમજદને મનુષ્ય તરફથી કોઇપણ ભેટ સોગાદની આરજુ નથી (ભેટ સોગાદ જોઇતી નથી) તેને તો ફકટ મનુષ્યનું દિલ (ચોખ્ખુ અંતકરણ) જોઇએ છે. ખાલેસ દીલની ખુદા તરફ લાગણી.

ફકરો ૧૦મો રોશનીમાં પરિક્ષા કીધેલી, અને સાફ કીધેલી કાઠી જે શખ્સ આતશને માટે લઇ જાય છે, તેને આતશ દુઆ દે છે. એનો સુક્ષ્મ અર્થ એ થાય છે કે દુન્યાને દેખાડવા અને પોતે કેવો એક પવિત્ર હોય તે પ્રમાણે સ્વાંગ સજીને, મોટે શાદે બંદગી કરીને લોકોને છેતરવાની નેમથી. જે બંદગી કરે છે, તે તો પોતાના શ્વાસની અને વખતની બરબાદી જ કરે છે. મનુષ્યને (ઇઆને દુન્યાને છેતરી શકાય) પણ ખુદાને છેતરી શકાય નહિ. પણ કેટલાક શખ્સો તો કંઇ એમ જ માની બેઠા છે કે, ગમે તેમ દુન્યાને છેતરીએ પણ ખુદાની બંદગી કરશું, તો ખુદા માફ કરશે. તેથી જ ઉપલા ફકરામાં

લખ્યું છે કે, રેશનીમાં પરીક્ષા કીધેલી એટલે ફક્ત પ્રેમને માટેજ પ્રેમની, અંગ્રેજી ફકરો જુઓ કે "Fire wants from man nothing but dry wood." તેને તમારી તરફથી કંઈપણ ચીજ જોઈતી નથી. ઉલટું દુન્યાને દરેક ન્યામત તેના તરફથી મળે છે. એક ફકરામાં લખેચ કે the heat of fire cures all the diseases proceeding from cold. એ આતશની ગરમી તમારાં સઘળાં દર્દોને કે જે ઠંડીથી થયાં હોય તેને દફે કરે છે, (ઈઆને સાજાં કરે છે) એટલે મનુષ્યો જો દરેક કામમાં આળસાઈ કરે તો ચાલી શકે, પણ ખુદા તરફ એકીનથી ભક્તિભાવ નહિ રાખે તો જરૂર તેની જીંદગી વ્યર્થ જાય, અહીંયા જે દર્દોને માટે ઇશારો કીધો છે તે આપણી પરેશાની, અને જો એ તકલીફો અથવા પરેશાની નાબુદ કરવી હોય તો અંતકરણમાં આતશની જ્યોત જગાવો અને તેની સાથે આશક અને માશુકની માફક પ્રેમ કરતાં શીખો. આ બધા ખોલાસાઓ ઉપરથી આપણે જાણ્યું કે સ્થુળ આતશતો એક ચિન્હ પ્રતિક અથવા "symbol" છે. જ્યારે સુક્ષ્મ આતશ તે ખુદાઈ ઇશ્ક અથવા પ્રેમ છે.

## ભજન

હમને બ્રહ્મ બિચારા રે હમારા પંથ હે ન્યારાજી.
૧...માળા, મણુકા હમ નહિ ફેરે, પુસ્તક ગ્રંથ બિસારા રે ભાઇ
ધામ જાત્રા હમ નહિ જાવે, ભટકે નહિ સંસારા
૨...દેવી, દેવતા હમ નહિ પૂજે, પથરા કોન બીચારા રે ભાઇ
દેવળ, મંદિર હમ તહિ જાવે, છોડા ઠાકર દ્વારા
૩...પૂજા, ક્રિયા, વ્રત, સમાધિ કરતવ છોડા સારા રે ભાઇ
તપ, જપ તો હમ કછુ ન કરીએ, ભાવ હમારા ન્યારા,
૪...ચિત્ત હમારા જીસ્સે લાગા, ઓહી હમારા પ્યારા રે ભાઇ,
સુરતા ઉસ્કે સન્મુખ રખ્ખે, આનંદ હોય અપારા,
૫...દિન ઓર રાત મગન હો રહેવે, મન મોહન પર વારા રે ભાઈ
પ્રેમ પ્યાલે ભર ભર પીવે, એ હે કામ હમારા.
સોંહ સિદ્ધ કીયા મન અંદર, છોડા સબ વિસ્તારા રે ભાઇ
૬...એક, બ્રહ્મ ઓર દ્વિત્ય નાસ્તિ, એહી શબ્દ લલકારા.
કભી નહિ હમ કપડે રંગે નહિ મુંડાવન હારા રે ભાઈ
૭...કભી હમ નહિ જટા બડાવે, છોડા સબ આચારા,
સબ સંસાર કે જુઠે ઝગડે, આવે નહિ નિસ્તારા રે ભાઇ,
૮...જ્ઞાન નાવમે બેઠકે સંતો, "જ્ઞાનીને" ભવ તારા.

હવે આપણે આતશ બહેરામ અને તેના (૧૬) આતશો વીસે ખોલાસો કર્યે. જ્યારે એક આતશ બહેરામ બાંધવું હોય ત્યારે પહેલે ૧૬ જુદા જુદા આતશોની ઉપર ઇજશની, વંદીદાદ વીગેરેની જુદી જુદી દરેક આતશની ક્રિયા કરી એક અફ્રગાન્યામાં મુકવામાં આવે છે. અને જે મકાન બાંધ્યું હોય તેમાં તેને પરથાવવાની ક્રિયા કરવામાં આવે છે. ત્યારે તેને આપણે "આતશ બહેરામ" કરીને કહીએ છીએ. ૧લો આતશ નશાનો અથવા મુરદાંનો. (૨)જો રંગરેજનો, (૩)જો હમામખાનાનો, (૪)થો કુંભારનો, (૫)મો પંજાબી યાને ઇટ બનાવનારની ભઠ્ઠીનો (૬)ઠો ખોદાને યાદ કરનાર ફકીરની ધુંઈ (ધુણીનો) તથા કંસારાનો, (૭)મો કીમીઆગર તથા સોનીનો, (૮) ટંકશાળ યાને જ્યાં સીકકા પડતા હોય ત્યાંનો. (૯)મો લુહારની ભઠ્ઠીનો. (૧૦)મો હથીઆરો બનાવવાના કારખાનાનો. (૧૧)મો ભઠીઆરાનો, (૧૨)મો કલાલખાનાનો તથા જ્યાં દારૂ ગાલવાની ભઠ્ઠી હોય તેનો, (૧૩)મો પાદશાહ અને લશ્કરી સરદારો, જ્યાં છાવણી નાંખીને પડયા હોય અને જ્યાં મુસાફરો ખાણું પકાવતા હોય તેનો, (૧૪)મો ભરવાડ યાને ગોવાળીઓ જે ઢોર ચરાવતો હોય તેને ત્યાંનો, (૧૫)મો વીજળીનો, (૧૬)મો દસ્તુર, મોબેદ તથા બહેદીનના ઘરનો આતશ. આ (૧૬) આતશો.

આપણે સાધારણ બુદ્ધીથી જોઈશું તો માલમ પડશે કે, આ દરેક જુદા જુદા આતશમાં કંઇજ ફરક નથી. બધા એક સરખા છે. કોઈ પણ આતશમાં વધતી ઓછી ગરમી નથી. દરેક આતશની એક સરખીજ ગરમી છે. અને એક સરખોજ દરજ્જો છે. કોઇનો ચહડ ઉતર દરજ્જો નથી. ત્યારે એ સોળ જુદા જુદા આતશો લેવાનું શું કારણ હશે ? અને જે ચીજ જાતેજ પવિત્ર (ઉલટી બીજાને પવિત્ર કરે તેવી) તેને પવિત્ર કેવી રીતે કરે એ ધ્યાનમાં ઉતરે તેવું લાગતું નથી, અને આપણા દસ્તુરો કંઈ એટલા બધા અજ્ઞાન નહિ હતા કે આવું નહિ બનવા જેવું કરીને આપણને ધોકામાં નાંખે. (ઇઆને આપણને ગેર રસ્તે દોરવે) એની મતલબ જુદી છે, અને જેમ દરેકનો સ્થુલ અર્થ જુદો અને સુક્ષ્મ અર્થ (અથવા ભેદ) જુદો તેજ પ્રમાણે આ આતશ બહેરામનું સમજવું. અને આ બે શબ્દોના જુદા જુદા અર્થો સાથે લેવાથી એનો ભેદ માલમ પડી જશે. આતશ એટલે પ્રેમ (ઇશ્ક) અને બહેરામ એટલે પૂરૂષાર્થ. જો કોઇ શખ્સ ફકટ ખાલેશ દીલથી પ્રેમ કરી જાણતો હોય, પણ તેનામાં પૂરૂષાર્થ કરવાનું સામર્થ્ય નહિ હોય તો તે શખ્સ દુનિયાના મહાન કાર્યો કરવાને લાયક થાય નહિ. પણ જે શખ્સમાં બન્ને ગુણો હોય "પ્રેમી" અને કોઇબી કાર્ય કરવાને હીમ્મતવાન (દ્રઢ મનનો) તે કોઇ પણ કામ માથે લે તે પાર ઉતારી શકે છે. અને તેથીજ આતશ બહેરામનો દરજ્જો સૌથી શ્રેષ્ટ (આલા) છે. તેવીજ રીતે જેને પોતાના શરીરને આતશ બહેરામ બનાવ્યું હોય, યાને જુદી જુદી ૧૬ આપણા

શરીરની શક્તિઓને ક્રિયા કરીને એકત્ર કરી જાણી હોય તેજ સૌથી બળવાન કહેવાય અને તેનો ભેદ હીન્દુભાઇઓના ધર્મના ભેદોથી જાણવાનો પ્રયત્ન કરીશું.

હીંદુઓના અથર્વ વેદમાં "હૃદય અને શિરનું સંધાન" એ વીષયમાં લખ્યું છે કે, સ્થિર ચિત્ત યોગી પોતાના શિરને પ્રાણ વડે હૃદય સાથે સાંધે છે. અર્થાત હૃદયની ભક્તિ અને મસ્તિષ્કના વિચાર એ બન્ને એક જ કામમાં જોડે છે. ધર્મમાં તો તર્ક અને ભક્તિને સમાનતા મળવી જોઇએ. કેળવણી પણ હૃદય અને મસ્તિષ્કનો સરખો વિકાસ થાય એવી જોઇએ. જેમાં કેવળ તર્ક શક્તિ વધે એ સિક્ષા પ્રણાલી નાસ્તિકતા લાવે છે. અને જેમાં માત્ર ભક્તિ વધે એ પદ્ધતિ અંધ વિશ્વાસ વધારે છે. યોગી એ બન્નેને સાંધી પ્રાણને મસ્તિષ્કમાં મોકલે છે. પીઠની કરોડમાં મૂળાધાર, સ્વાધિષ્ટાન, મણિપૂર, અનાહત, વિસુધ્ધી, આજ્ઞા અને સહસ્રાર નામે ૭ ચક્રો, ક્રમશ ગુદાથી બ્રહ્મરંધ્ર સુધીમાં છે.

પ્રાણાયમ દ્વારા નીચેથી એક એક ચક્રમાં પ્રાણ ભરવાની ક્રિયા સાધ્ય થયા પછી, છેવટે સહસ્રાર (બ્રહ્મરંધ્ર)માં પ્રાણને યોગીઓ મોકલે છે. મુમુક્ષુને એ એ અવસ્થામાં બ્રહ્મલોકની પ્રાપ્તી થાય છે.

## દેવનો ખજાનો

યોગીના શિરને દેવોનો ખજાનો કહ્યો છે. કારણ કે તેમાં સઘળી દિવ્ય ભાવનાઓ રહે છે. અને શ્રેષ્ટ દૈવી શક્તિઓ, એના શરીરમાં વસે છે. માટે જ યોગીનો દેહ (શરીર) દેવતાઓનું સાચું મંદિર છે.

એની રક્ષા કરનાર વીરોનું નામ **પ્રાણ મન** અને **અન્ન** છે. બળવાન પ્રાણ સઘળા રોગ બીજો, અને શારીરીક દોષોને હઠાવે છે. શ્રેષ્ટ સદ્‌ગુણીને સત્યનિષ્ઠ મન સુવિચારો દ્વારા એને સુરક્ષિત કરે છે. સાત્વિક અન્ન સેવનથી શરીર નીર્દોષ અને મન સાત્વિક બની પ્રાણનું બળ વધે છે.

## બ્રહ્મ નગરી

બ્રહ્માની નગરી હૃદયમાં છે. તેમાં અમૃત છે, તે દેવો પ્રાશન કરે છે, ને પુષ્ટ થાય છે. એ રૂપક છે. અર્થાત હૃદયનું રૂધિર જ સૌ ઇંદ્રિઓમાં જઇને આરોગ્ય આપે છે. જે સંયમી માણસ હૃદયની શક્તિઓનું ઉત્તમ જ્ઞાન મેળવે છે, તેને દીર્ઘ આયુ બળવાન ઇંદ્રિઓ અને સારી પ્રજા પેદા કરવાની શક્તિ મળે છે.

પ્રાણાયમથી ચિત્ત એકાગ્ર થાય છે. ત્યારે કેટલીએ અજ્ઞાન શકિતઓનું ભાન થાય છે. એ સ્થિતીમાં આંતરિક ઉપકરણોનું વિજ્ઞાન થાય છે. એ રીતે

હૃદયાદિ અંતરંગોનુ પૂર્ણજ્ઞાન થયા પછી ત્યાં પોતાની આત્મશક્તિ કેવી અદ્દભુત રીતે કામ કરે છે. તેનો સાક્ષાત્કાર થાય છે. અને બ્રહ્મજ્ઞાનીને આત્મિક શાંતી થવાથી; અકાળે મૃત્યુ ન થતાં સ્વેચ્છાથી મરણુ મરતાં સુધી સર્વે ઇંદ્રિઓને અવયવો બળવાન, તથા કાર્યદક્ષ બને છે. એ બ્રહ્મજ્ઞાનનું જીવતાં ફળ છે. આત્મા બ્રહ્મ છે, તે હૃદય કમળમાં વસે છે, હંસ એટલે પ્રાણ (સોઽહં) એનું વાહન છે એ હંસ માનસ સરોવરમાં રહી, ઉચ્ચ વિચારોના અણમુલ્યાં મોતી ચરે છે.

## અયોધ્યા નગરી.

મૂળાધારાદિ સાત ચક્ર અને મુખાદિ (મહોંડાના) નવ દરવાજાવાળી આ દેહ નગરીનું નામ "અયોધ્યા" છે. એમાં જ્યાં સુધી કેવળ દૈવી વૃત્તિઓજ સદા શાંતિ સાથે રહે અને આસુરી ભાવનાઓ સાથે સંગ્રામ થાય જ નહિ, ત્યાં સુધી એ દેવોને આધિન હોઇ એમાં શાંતિનું સામરાજ્ય છે, એ નગરમાં પ્રકાશમય સ્વર્ગ હૃદયમાં છે.

તે જેની ઇચ્છા હોય, તે પ્રયત્નથી મેળવી શકે છે, આળસુ મનુષ્યને તે નથી મળતું. એનો પૂજનીય દેવ આત્મારામ છે, બ્રહ્મજ્ઞો તેને જાણે છે. આસુરી ભાવોને તે રામ જીતીને રાજધાનીમાં પ્રવર્તે છે. હું અપરાજિત છું, શક્તિશાળી છું, એમ મનુષ્ય સમજે. "શરીર તે દેવ મંદિર છે" કે ઋષિઆશ્રમ છે એમ માને, અને પોતે તેનો અધિષ્ઠાતા તથા પરમાત્માનો સહચારી સમજે, તો એ દ્રઢ ભાવનાથી અનુભવ પણ તેવો થશે. દુષ્ટ ભાવોથી હું કદી જીતાઇશ નહિ, મારૂં નામ વિજય એવી ઉચ્ચ વૈદિક ભાવના આત્મામાં થવી જોઈએ, હું દીન છું દુર્બળ છુ, અધમ છું. એવી અવૈદિક ભાવનાઓ મનુષ્યે મનમાં કદી ન કરવી ઘટે.

## પ્રાણ રામનો સખા છે (દોસ્ત છે)

જીવાત્માનો સેવક પ્રાણ છે, એ વાયુ પુત્ર છે, કેમકે વાયુ પ્રાણ બનીને નાકમાં પ્રવેશ્યો છે, શરીરનો પ્રાણ વિશ્વવ્યાપી પ્રાણનો અંશ છે, પુત્ર છે, માટે એને "મારૂતી–પવનાત્મજ" કહે છે, એ મારૂતી–(હનુમાન) આત્મા–રામનો સખા છે, વિશ્વવ્યાપક શક્તિઓ અંશાવતાર રૂપે કર્મ ભૂમીમાં (દેહ અથવા શરીરમાં)આવીને એ રીતે કરમ કરે છે.

---

(મારૂતી–એટલે હનુમાન.)

પ્રાણના અમરત્વને લીધે હનુમાન ચિરજીવત્વ સિદ્ધ થાય છે. હનુમાન પૂજા એજ પ્રાણોપાસના છે, દશરથના રામનો એટલે દશ ઇંદ્રિઓના રથમાં જે આનંદ-રૂપ આત્મારામ છે, એનો પ્રાણ નિત્ય સહાયક છે. તથા દશમુખની લંકાંને બાળનાર પણ એજ મારૂતી અર્થાત દશે ઇંદ્રિઓની મુખ્ય પ્રવૃત્તિ ભોગમાં થાય છે; તે પ્રાણાયમના અભ્યાસથી દહન કરે છે. ઇત્યાદી કલ્પનાથી એ રૂપક સ્પષ્ટ થાય છે. માટે જ મનુષ્યે હું આત્મા છું, પ્રાણ મારો સખા–અનુચર છે, અને પ્રાણને આધિન સંપૂર્ણ શરીર છે, એ મારો સામ્રાજ્ય વૈભવ છે, હું સદાએ આસુરી ભાવનાઓ (દરૂજી શકિતઓ દૈત્યો રાક્ષસો) પર વિજયી બનીશ, એવી વૈદિક ધર્મની આદર્શ ભાવનાઓ કરવી જોઇએ.

આ ઉપરના અથર્વ વેદના શરીર સંબંધી લખાણના ૧૬ દરવાજા વાળી અયોધ્યા નગરી વીસેના ભેદથી, સમજુ વાંચકોની ખાત્રી થશે કે. આપણા સોળ આતશ, અને વંદીદાદની પહેલી પરગરદના સોળ (૧૬) શહેરો એ ભેદમાં કહેલાં લખાણો છે, આપણું શરીર એજ આતશ–બહેરામ અને પેલા ૧૬ આતશો તે સાત ચક્રો અને નવ ઇંદ્રિઓ, હવે પેલા ૧૬ આતશની ક્રીયા તે આપણા ચક્રોને પ્રાણાયમથી (Deep breathing) જાગૃત કરવાં. અને ઇંદ્રિઓ પર મનનો કાબુ રાખવો, જો મનુષ્ય પૂરૂષાર્થ કરીને એ ચક્રો ખીલવે તો દરેક શકિત પ્રાપ્ત કરે. (જુઓ અષ્ટસિદ્ધિ) હવે આપણા ત્રણ જુદા જુદા આતશના દરજજા વીસે જાણવું કે. આતશ બહેરામ એટલે ખુદાઇ ઇશ્ક (ઇશ્કે હકીકી) આતશ–આ દરાન એટલે આપણી પરણેતર સ્ત્રી સાથનો પ્રેમ, (૧) જુઓ નોટ અને આતશ દાદગાહ એટલે દુન્યાના સર્વ મનુષ્ય સાથનો પ્રેમ, (જેવો કે મા–બાપ–ઉસ્તાદ, તથા સગાં વહાલાં વીગેરે.)

જીસસ ક્રાઇસ્ટે પણ આપણી માફક શરીરને જ દેવલ (Temple) ભેદમાં કહેલું છે.

Know ye not that ye are the temple of God, and that the spirit of God dwelleth in you; If any man defile the temple of God him shall God destroy for the temple of God is holy which temple ye are.

આપણું શરીર જ ખુદાને યાદ કરવાનું પવિત્ર મંદિર છે. જ્યાં હોરમજદ પોતે જ રહેલો છે. જે આ શરીરને અપવિત્ર રાખે છે, તે પોતે પોતાને જ નુકશાન કરે છે.

હવે આપણે સ્વામી વીવેકાનંદનું અંગ્રેજી લખાણુ જોઇશું તો માલમ પડશે કે, ગ્રંથો, મંદીરો, પ્રતીકો, ક્રિયાકાંડો એ બધાં ધર્મની શરૂઆતના સાધનો માત્ર છે, એ કાંઇ ખરો ધર્મ નથી.

If therefore, anyone says, that symbols, rituals, and forms, are to be kept for ever, he is wrong, but if he says, that these symbols and rituals are a help to the growth of the "soul" in its low and undeveloped state, he is right,......These are the external forms of devotion, through which man has to pass, but if he is sincere, if he really wants to reach the truth, he goes higher than these, to a plane where forms are as nothing. Temples or churches, books or forms, are simply the kindergarten of religion, to make the spiritual child strong enough to take higher steps, and these first steps are necessary, if he wants religion......Religion is not in doctrines, in dogmas, nor in intellectual argumentation, it is being and becoming; it is realisation.

(Swami Vivekananda Vol. II. 41 & 43)



---

નોટ—હવે એ પ્રેમ વિષે ફારસી સાહિત્યમાં સૌથી ઉત્તમ લખાણુ એક ઠેકાણે આવે છે. તે પેલો લયલા મજનુનો પ્રેમ કિસ્સો. એ કિસ્સામાં લખ્યું છે કે, મીનોઇ જહાનમાં દાદાર હોરમજદે મજનુને પુછીયું, કે તું જેવી રીતે એક સ્ત્રી ઉપર પ્રેમ કરીને દીવાનો થઇ ગયો, તેવો જ પ્રેમ જો તે ખુદા સાથે કીધો હતે, તો તારી આવી હાલત થતે નહિ. પણ અત્યારે તું ખુદાનો દોસ્ત હતે, અને તારી જગ્યા બહેસ્તમાં હતે. ત્યારે મજનુએ શું સરસ જવાબ આપ્યો, કે જો તુંને મારો પ્રેમ જ જોઇતો હતો, તો તું જ મારી લયલા થઇને કેમ નહિ આયો? આ પ્રેમની હદ જ થઇ ગઇ. એનું નામ તે ખરો પ્રેમ. જેનામાં આવો પ્રેમ હોય તે જ ખરો પ્રેમી.

# પ્રકરણ ૧૭ મું

## "સહેરેવર—અમસાસ્પંદ"

જ્યારે પેગંબર જરથોસ્ત મીનોઇ જહાનમાં ગયા હતા, ત્યારે સહેરેવર અમસાસ્પંદે સંદેશો આપ્યો હતો કે—

O holy Zaruthustra of good sense; may Ahura-Mazda always crown you with success. When you return to the lower world, give this message to the people there "viz" that those who have at their place, swords, daggers, spears, and other weapons, should keep them always shining and not allow them to rust. Bad people are always afraid of those, that have their weapons shining. With such weapons people always shive out in war, and against their enemies. It is necessary to preserve these weapons, and not let them go into their hands.

આ ઉપરના લખાણમાં એવું ફરમાવવામાં આવ્યું છે, કે લોકોને કહેજે કે તમારાં હથીઆરો જેવાં કે તલવાર, કટારી અથવા ઝંબીઓ ભાલો અથવા નેજો હમેશાં ચળકાટવાળા (ધારવાળાં) રાખે. તેની ઉપર કાટ ચઢે નહિ. ખરાબ આદમીઓ હમેશાં આવાં ધારવાળાં હથીઆરો રાખનારથી બીહે છે, અને એ

હથીઆરોથી જ આપણા દુશ્મનને આપણે મારી હઠાવવાનો છે, કોઈના હાથમાં આ હથીઆરો જાય નહિ તેની સંભાળ રાખજે.

સાધારણ રીતે એવું સમજવામાં આવે છે કે સહેરેવર—અમસાસ્પંદ એ ધાતુ (metal) ઉપર મવક્લ અમસાસ્પંદ છે. તેથી એ ધાતુના હથીઆરોને ચાલુ ધારવાળાં રાખવાની અહિંયા તાકીદ કીધી છે.

પહેલ્લે આપણે સાત અમસાસ્પંદોનો, આપણા શરીર સાથે શું સંબંધ છે તે તપાસ્યે.

હોરમજદ—તે આપણા શરીરમાં રહેલો આત્મા

બહમન—તે આપણી અકકલે અવ્વલ ડહાપણ, ભલું મન

અરદીબેહેસ્ત—તે આપણા શરીરમાં રહેલી ગરમી જીવનશક્તિ

સહેરેવર—તે આપણા શરીરમાં રહેલાં હાડકાં જુઓ બુનદેશનો બાબ ૧૨મો આપણા શરીરમાં ૩૬૦ હાડકાં છે.

સપંદારમદ—એટલે શરીરનું માંસ અને ચામડી.

ખોરદાદ—એટલે (પ્રવાહી) શરીરમાં રહેલો પ્રવાહી ભાગ, વીર્ય લોહી, થુંક પરસેવો વીગેરે.

અમરદાદ—એટલે બાલ, નખ, રૂંવા વીગેરે

વધુ ખુલ્લાસા માટે જુઓ મહોટી હપ્તન યશ્તનો કરદો ૮મો ફકરો ૪થો—શું દુન્યાના લોકોને એટલી પણ ખબર નહિ હતી ? કે હથીઆરોને ચાલુ હાલતમાં (ઇઆને ધારવાળાં) રાખવાની પેગંબરને આટલી તાકીદ કરે; એ હથીઆરો—ઇઆને આપણાં હાડકાંને બચપણથી કસાયલાં રાખવાની તાકીદ કીધી છે, કારણ કે કુમળાં હાડકાંને જેમ વાળો તેમ વળી શકે, તેથી દરેક મનુષ્યે બચપણથી જ અંગકસરત કરવી. અથવા તો ચાલુ મહેનત કરીને તંદરોસ્ત થવું. આપણાં ધર્મમાં બે દુર્ગુણોને સઉથી ખરાબ ગણેલા છે. એક તો જુઠહું બોલવું (જુઠ્ઠઇ) અને બીજો આળસુ માણસ (ઇઆને આળસઇ). આપણા શરીરને જુદા જુદા ફીલસુફોએ જુદીજુદી સંજ્ઞાથી (ઇઆને ભેદમાં) જુદાજુદા નામો આપ્યાં છે. આ સહેરેવર—અમસાસ્પંદનો લખનાર આપણા શરીરને કીલ્લા સાથે સરખાવે છે. કીલ્લો તે શરીર, એની અંદર રહેલાં હાડકાં તે આપણા હથીઆરો, આપણી ઇંદ્રિઓ તે કીલ્લાના બારી, બારણાં, અને એ કીલ્લાની અંદર રહીને લડનાર તે આપણો "આત્મા" એ શરીરમાં રહેલા દુશ્મનો તે આપણા દુર્ગુણો. હવે એ દુર્ગુણોને મારવા માટે શરીર હૃષ્ટપુષ્ટ (ઇઆને તંદરોસ્ત) જોઇએ, તેથી ખાસ

ધર્મની રૂએ ફરમાન આપ્યું છે કે, કદી પણ આળશાઈ કોઈપણ કામમાં કરશો નહિ. મનુષ્યે હમેશાં પ્રવૃત્તિમય રહેવું.

એ વીષે જુઓ વંદીદાદની પરગરદ ૧૮ મી ફકરા ૧૪ થી ૨૪ સુધી.

એ ફકરાઓમાં હોરમજદ જરથોસ્તને કહે છે કે, "પરોદરશ" નામનો મરઘો (જેને સાધારણ લોકો "કહર કતાસ" કરીને પણ કહે છે.) જ્યારે હોશાન બેહ (ઇઆને બામદાદે) પોકાર કરે ત્યારે, અએ માણુસો તમારા બીછાના ઉપરથી ઉઠો, નાહી ધોઇને હાથ પાક કરી આતશ રોશન કરો, જો તમો આળસઇ કરીને નહિ ઉઠસો, તો "બુષ્યાસ્પ" નામનો દેવ, તમારી તરફ દોડી આવશે, અને પાછા તમને ઉંઘમાં નાંખી દેશે. અએ માણુસો લાંબી ઉંઘ તમુને સજાવાર નથી.

હવે એ બુષ્યાંસ્પ દેવ તે આળસાઇનો દેવ છે. અને એ આળસાઇનો દેવ (ઉંઘમાંથી ઉઠો એટલે જ્યારે તમને ધર્મજ્ઞાન લેવાની જીજ્ઞાસા થાય ત્યારે) (ઉંઘમાં પડો છો એટલે આળસુ રહો છો) તમારી ઉપર ફાવી નહિ જાય માટે, તમારે આળસઈ છોડીને એ જ્ઞાન લેવું, અને તંદરોસ્ત થવુ."

"મરઘો એટલે પ્રેરણા" જ્યારે તમને પ્રેરણા થાય ત્યારે જરૂર આળસઇ તજી દેવી. કારણ કે આળસુ માણુસ દરેક ચીજની તંગીમાં રહે છે, કામકાજ કરતો નથી અઇયાસી જીંદગી ગુજારી, પોતાનું સ્વમાન ગુમાવીને પારકાને આધારે (આશ્રયે) રહે છે. અને લોકોને બોજા સમાન થઇ પડે છે. જ્યારે એક તંદરોસ્ત ઉદયમી આદમી ગઇ તેવી સખત મહેનત મજુરી કરીને પણ સ્વતંત્ર જીંદગી ગુજારી શકે છે. પોતાનું સ્વમાન ગુમાવતો નથી. તેથી જ સહેરેવર અમસાસ્પંદે જરથોસ્તને સંદેશો આપ્યો કે દુન્યાના લોકોને કહેજે કે. આળસુ જીંદગી ગુજારે નહિ. જ્યારે કોઇ તંદરોસ્ત મનુષ્ય ધર્મની સખાવત પર ગુજારો કરે છે ત્યારે લોકો કહે છે કે, "હાડકાંનો" હરામ છે. આખાખાઉ છે, એવી રીતે હડધુત થઇને (પોતાની આળસાઇને) લીધે જીંદગી પુરી કરે છે. આપણા બાપદાદાઓ એટલા સ્વમાની હતા કે કોઈ દીવસ પણ ધર્મનો પૈસો લેતા હતા નહિ. પોતાની જાત મહેનત પર જ વિશ્વાસ રાખી ગમે તેવી ગરીબી (તંગદસ્તી) વેઠી લેતા. આજે તો કોમમાં એથી ઉલ્ટોજ મામલો નજરે પડે છે.

આપણા શરીરને કોઇએ કીસ્તી અથવા નાવ સાથે સરખાવ્યું અને આત્માને "નાખુદા" તરીકે ઓળખાવ્યો છે, કોઇએ રથ સાથે રથ તે શરીર અને રથી તે "આત્મા" કોઈએ દુન્યા સાથે સરખાવ્યું છે. કોઇએ શરીરને ઘોડા સાથે સરખાવ્યું છે, ઘોડો તે શરીર અને સવાર તે "આત્મા" હીંદુઓએ એને

"કુરૂક્ષેત્ર" નામનું લડાઇનું મેદાન કહેલું છે. પાંડવો તે "સદગુણો" અને કૌરવો તે દુર્ગુણો. આપણા ઇરાની સાહીત્યમાં એને "રઝ"નું મેદાન કહેલું છે. કૈખુશ્રોનું લશ્કર તે સદગુણો, અને અફ્રાસ્યબનું લશ્કર તે દુર્ગુણો, કોઇએ અયોધ્યા નગરી ને નામે ઓળખાવ્યું અયોધ્યા તે શરીર અને "રામચંદ્રજી" તે આત્મા, કોઇએ આતશ બહેરામ સાથે સરખાવ્યું છે, કોઇએ મંદિર સાથે સરખાવ્યું છે. મંદિર તે શરીર અને અંદર રહેલો દેવ તે "આત્મા" કોઇએ સ્ત્રી સાથે સ્ત્રી તે શરીર અને મરદ તે આત્મા body & Soul.

આપણી તવારીખમાં એક ઠેકાણે લખ્યું છે કે પેગંબરને ગુસ્તાસ્પ પાદશાહે કેદમાં નાંખ્યા હતા (એવણના દુશ્મનોની ખોટી સમજાવતથી) ત્યારે ગુસ્તાસ્પનો માનીતો ઘોડો બેહેઝાદ (અસ્પેસીહા) નામનો હતો, તેના એક દિવસે ચાર પગો પેટમાં ઘુસી ગયા હતા ત્યારે એ ચાર પગો આપણા પેગંબરે બહાર કહાડયા હતા તેનો ખોલાસો ઘોડો એટલે શરીર અને ચાર પગો તે આપણી અંદર રહેલી ચાર શકિતઓ, પહેલ્લી શકિત તે એક ખોદા પરજ એકીન રાખવું તે (એકીન–ઇમાન–faith) બીજી શકિત તે "તંદરોસ્તી" health, ત્રીજી શકિત તે ગ્નાન Knowledge. અને ચોઢી તે આપણો પુરૂષાર્થ અથવા હીમ્મત courage, Manliness, હીંદુઓએ તો ઇશ્વરની સાથે એકએક સ્ત્રી પણ આપેલી છે "બ્રહ્માની" સાવિત્રી "વિષ્ણુંની" લક્ષ્મી અને મહાદેવ અથવા "શીવ"ની પાર્વતિ કૃષ્ણની રાધા વીગેરે હવે એ સ્ત્રીઓ તે શરીર અને બ્રહ્મા, વિષ્ણું, મહાદેવ તે આપણો "આત્મા" પ્લેટો પણ ચાર શકિતને માટે લખે છે.

Wisdom, Justice, Courage, અને Temperance પ્લેટોનું બધું સિક્ષણ આ ચાર સદગુણોમાં જ સમાઇ ગયું છે.



# પ્રકરણ ૧૮ મું

## "ખોરદાદ યશ્ત"

Khordad (Haur-vatat) rules over the seasons of the year, He is the genius of "Health" and presides over Waters.

---

May Khordad grant three plenty and prosperity.

---

જ્યારે પેગંબર જરથોસ્ત મીનોઇ જહાનમાં ગયા હતા ત્યારે જેમ બીજા અમસાસ્પંદોએ સંદેશા આપ્યા હતા, તે પ્રમાણે ખોરદાદ અમસાસ્પંદે પણ પોતાના તાબા હેઠલની ચીજ જે નદી અને કુવાના પાણીને સ્વચ્છ રાખવા વીષે સંદેશો આપ્યો હતો.

The next in order was Archangel Khordad, who enjoined the Prophet to take care of the waters of the rivers and wells. Which flow from mountains and underground passages, and which are used in cultivation, and for cooking purposes.

He wanted the people of the world, not to throw any dead body, or a part of the dead body, into such flowing waters, nor allow any foul substance, to mix with

them, and added that if the water used in cooking food, was clean and unpolluted, the food would never harm, the person, who ate it, and told him not to forget, that foul water was the cause of several diseases in the world.

આ ઉપરના લખાણુમાં પાણીની સ્વચ્છતાઈ રાખવાને માટે જે તાકીદ કીધી છે. (ઇઆને ધર્મની રૂએ ફરમાન આપ્યું છે) તેના બે અર્થ થાય છે, એક તો નદી, કુવા, તલાવ વીગેરેનું પાણી અને બીજું પાણી તે આપણા શરીરમાં રહેલો પ્રવાહી ભાગ, લોહી, વીર્ય વીગેરે.

પેગંબરે જે પાણી વીષે ધર્મમાં લખ્યું છે તે ખાસ કરીને આપણા "વીર્ય"ને સ્વચ્છ રાખવા લખ્યું છે. જુઓ નવમો (૯)મો ફકરો ખોરદાદ યસ્તનો.

એમાં દાદાર હોરમજદ કહે છે કે:-અએ જરથોસ્ત, આએ માથ્ર, છોકરાવાળા બાપ, અથવા એક ભાઈ જેની સાથે બીજો જનમેલો હોય તે. અથવા ત્રણ પંથવાળા (તથા) નેકનામીના ગુણવાળા આથ્રવન (એ ત્રણ) સિવાય બીજા કોઇને તું શિખવતો ના.

ખોલાસો:—(તે આથ્રવન કેવો હોવો જોઇએ તેની બીજી સિફતો નીચે જણાવે છે.)

(જે આથ્રવન) સારી દીનવાળો (હોએ) (તથા) જે સારી દીનવાળો અશો (તથા) નામીચો (હોવાથી) તમામ દરૂજોને જેર કરનાર (થાએ) (ઇઆને દરેક જાતની જુદાઇને તોડે)

આ યસ્તનો બાહોશ (વિદ્વાન) લખનાર એના ભેદનો ખોલાસો જાહેરમાં કરવાને માટે મનાઈ કરે છે. પણ ઉપર દેખરાવ્યા પ્રમાણે ફકટ ત્રણ જુદી જુદી જાતની લાયકાત ધરાવનાર શખ્સોનેજ એનો ભેદ કહેવાની આગ્ના કરે છે. પહેલ્લો ઘણા છોકરાવાળો બાપ. એનો ભેદ એ છે કે જે શખ્સ સ્વતંત્ર રીતે વિચાર કરી શકતો હોય, પોતાના અંતકરણને જે સાચું લાગે તે જાહેરમાં કોઈનોબી ડર રાખ્યા વગર તડ ને ફડ કહી દે અને ખરૂં ખોટું પીછાણવાની શક્તિ હોય. બીજો એક ભાઈ જેની સાથે બીજો જનમેલો હોય=એટલે કોઇ શખ્સ ખાલેસ અંતકરણનો હોય, પણ ડગમગતા વિચારનો હોય, તેને ભેદ કહેવો નહિ. પણ જો ચોખ્ખાં અંતકરણની સાથે તેનામાં દ્રઢતા (મક્કમતા) firmness હોય તોજ તેને ભેદ કહેવો. ત્રીજો ત્રણ પંથવાળો આથ્રવન=એટલે જેના વિચાર, વાણી અને વર્તન (કાર્ય) એક સરખાં હોય ઈઆને જેવું વિચારે તેવુંજ બોલે, (જાહેર કરે)

અને જેવું બોલે તેવાંજ કાર્યો કરે (એટલે વિચારે કંઇ બોલે કંઇ અને કાર્ય કરે કંઈ એવો ઇઆને જેનામાં નૈતિક હિમ્મત નહિ હોય તેવો, એવા આશ્રવનને એ યસ્તનો ભેદ નહિ કહેવો) ઉપર લખવા પ્રમાણે જેનામાં લાયકાત હોય તેને ભેદ કહેવો.

હવે આ જમાનામાં કંઇબી છુપાવાય તેવું રહ્યું નથી. ઉલ્ટું જેમ છુપાવી રાખીએ તેથી તો અર્થનો અનર્થ થઇ જાય. માટે આ યસ્તનો ખુલાસો કરી નાંખવાની ફરજ સમજું છું.

ફકરો ૧લો દાદાર હોરમજદે સપેંતમાન જરથોસ્તને કહ્યું કે અશો માણસોને માટેની મદદ, ખુશાલી, સુખ, મોજ ખોરદાદ અમસાસ્પંદમાંથી પેદા કીધી. જે શખ્સ તુને પહોંચે તેની ઉપર હમે મહેરબાન થઇએ છીએ—

એનો સુક્ષ્મ અર્થ (ભેદ) એ છે કે તારા કહેવા પ્રમાણે (એટલે જરથોસ્તના કહેવા પ્રમાણે) જે કોઈ પોતાના "વીર્ય"ની જાળવણી કરશે (ઇઆને વીર્યને પવિત્ર રાખશે) તેને ખુશાલી, સુખ અને મોજ મલશે.

ફકરો (૨)જો જે કોઈ આએ હજાર ઘણા હજારથી દશ હજાર ઘણા દશ હજારથી બેહદ ઘણા દેવોના ( હુમલાની સામે થવાને માટે ) અમશાસ્પંદોમાંથી ખોરદાદના નામને યાદ કરે તો (તે શખ્સ) નસુશ (દેવ)ને મારે, હવિ (દેવ)ને મારે ધવિ (દેવ)ને મારે સએની (દેવ)ને મારે તથા બૂજિ (દેવ)ને મારે.

ખોલાસો—ઉપર જણાવેલા પાંચ (૫) દેવો તે મનુષ્ય પાંચ રીતે વીર્યનો બગાડ કરે છે તેને માટે ભેદમાં લખ્યું છે.

(૧)લો નસુશ એટલે જે શખ્સ સ્ત્રીઓના સમાગમમાં રાત દિવસ આવતો હોય અને જેના વિચારો તેમાં જ રહેતા હોય, તેને ઉંઘમાં (સ્વપ્ના અવસ્થામાં) જે વીર્ય જાય (discharge) તેને નસુશ દેવ કહેલો છે.

(૨)જો હવિ દેવ એટલે હસ્તક્રિયા (હાથ રસથી) કરીને જે વીર્યને બગાડી નાંખે (અથવા કહાડી નાંખે) તેને હવિ દેવ કહેલો છે.

(૩) જો ધવિદેવ—જે શખ્સ પરણેલો હોય, પણ સંસાર સુખમાં (ભોગ વિલાસ) સંયમ રાખી શકતો નહિ હોય (ઇઆને હદ કરતાં વધારે સંભોગ કરતો હોય) તેને ધવિ દેવ કહેલો છે.

(૪) થો સએની દેવ–કુંવારો હોય યા પરણેલો હોય પણ પોતાની

(હકદાર પરણેતર શિવાય) બીજી સ્ત્રી સાથે સંબંધ કરે (ઇઆને જનાકારી કરે) તો તેને સએની દેવ કહેવામાં આવે છે.

(૫) મો બુજિદેવ—એટલે મરદ મરદમાં મની નાંખે, ગોલામબાર્ગી કરે (સૃષ્ટિ નિયમ વિરૂધ) અથવા જે સ્ત્રી સ્ત્રીવેષમાં નહિ હોય તેની સાથે અકુદરતી વહેવાર કરે તેને બુજિદેવ કહેવામાં આવે છે.

આ પાંચ રીતથી વીર્યનો નાશ થાય છે. અને વીર્યના નાશથી મનુષ્યને ઘણાં બુરાં દરદો (અથવા રોગો) થાય છે. તંદરોસ્તીમાં જે સુખ, મોજ, મળે છે. તે ગુમાવી બેસે છે. અને બુદ્ધિ પણ ગુમાવીને જુવાનીમાંજ ઘડપણ લાવે છે. (ઇઆને ઘરડો થઇ જાય છે) (૪) થો ફકરો રાસ્ત લોકોનો માર્ગ અને દુષ્ટ લોકોનો માર્ગ એક એકથી જુદા પડે છે.

ખોલાસો—એની મતલબ એકે નીતીવાન તથા ધર્મી લોકોના અને પાપી માણસોના જીંદગીના માર્ગોમાં શું ફેર છે? ત્યારે દાદાર હોરમજદે કહ્યું કે, અગરજો (કોઇ માણસ) મારા માંથ્ર મ્હોટે સાદે બોલે, (તથા તે માંથ્રને) યાદ કરનારો તથા ભણનારો (થાએ) અથવા ભણતાં ભણતાં કશ ખેંચે તો (તે શખ્સ) પોતાના તનને (દેવ દરૂજના હુમલાથી તથા બદીના માર્ગથી) બચાવે છે. એનો અર્થ એ છે કે, આ ખોરદાદ યસ્તની અંદર જે બાબદ છુપાવેલી છે. તેનો ભેદ જાણવાનો પ્રયત્ન કરવો, (આપણા લોકો તો એવું જ માની બેઠા છે કે દરેક યસ્ત અથવા નીઆએસ ફક્ટ મહોંડેથી ભણી જવાથી જ એનો ફાયદો આપણને થઇ જશે, એવી અંધ માન્યતાથી વગર સમજવે ભણી જાય છે.) જ્યાં સુધી એક ચીજ (બાબદ) તમો સમજી નહિ શકો ત્યાં સુધી તેનો ફાયદો કેવી રીતે મેળવી શકો? આપણી દરેક યસ્તો અને નીઆએસો કંઇ મહોડેથી ભણી જવાની નથી. પણ એની અંદર સમાવેલી આપણી તંદરોસ્તી વધે ખુશાલી પેદા થાય એવા ગુહ્ય બાબદો (છુપાવેલા ભેદો) નો અકકલ પસદ ખુલાસો જાણી તેનો અમલ કરવાનો છે (ઇઆને વહેવારમાં મુકીને તેનો ફાયદો મેળવવાનો છે.) હવે ખોરદાદ ફસલ અથા રૂતુ (ઋતુ)ને બર વખતે લાવે છે. અને આપણને તંદરોસ્તી આપે છે. અહિયાં જે ફસલને માટે લખવામાં આવ્યું છે, તે કંઇ આ ધરતી ઉપરની રૂતુ (અથવા મોસમ) સમજવાની નથી અહિંતો ભેદમાં આપણી જીંદગીમાં આપણા શરીરની (વિકાસ ક્રમને કાયદે) ફસલ વિષે લખ્યું છે. દાખલા તરીકે (જ્યારે આ યસ્ત લખાઇ હોય ત્યારે) એક મનુષ્યની જીંદગી જો ૭૫ વરસની ગણીએ. તો પહેલાં ૧૫ વરસ તે આપણી વસંત રૂતુ. ૧૫થી૩૦ સુધી આપણી ગરમીની મોસંમ, ૩૦થી૪૫ વરસ સુધી વરસાદની રૂતુ. ૪૫થી૬૦ સુધી થંડીની મોસમ, અને ૬૦થી૭૫ પાનખર રૂતુ ઇઆને ઘડપણ તેજ ક્રમ

અનુસાર આપણી પાંચ ગેહોનું પણ સમજવું. પહેલાં ૧૫ વરસ હાવનગેહ ૧૫થી૩૦ રપીથ્વન ગેહ ૩૦થી૪૫ ઉઝીરનગેહ ૪૫થી૬૦ અઇવિસ્રુથ્રેમ ગેહ અને ૬૦થી૭૫ ઉશહેન ગેહ. (એ વીષે જુઓ આફ્રગાન રપિથ્વનનું. રપિથ્વન ઇજવાના જે ફાયદા જણાવેલા છે. તેનો ભેદ એજ છે કે ૧૫થી૩૦ વરસની ઉમ્મરમાંજ વીર્યની વૃદ્ધિ થઇ માણસ તંદરોસ્ત બને છે. અને જો એ અઇયામમાં વીર્યને સાચવ્યું (જાળવી રાખ્યું હોય) હોય તો આખી જીંદગી સુધી તે શખ્સ તંદોરસ્ત રહી શકે છે.

ફ્રકરો (૬)થો દાદાર હોરમજદ કહે છે,-(જે માણુસ) ત્રણુ કશ ખેંચે છે (તેને) અશો નર તરીકે હું પસંદ કરૂં છું. (જે માણુસ) છ (૬) કશ ખેંચે છે (તેને) અશો નર તરીકે હું પસંદ કરૂં છું. (જે માણુસ) નવ (૯) કશ ખેંચે છે (તેને) તમામ અશો નર તરીકે હું પસંદ કરૂં છું.

હવે એ કશની બાબદનો ખોલાસો જાણુવા પછી ખાત્રી થશે કે, આ ખોરદાદ યસ્તમાં વીર્યનેજ વીષે ભેદમાં લખેલું છે. આપણે ઉપર દાખલા તરીકે એક માણુસની સાધારણુ રીતે ૭૫ વરસની ઉમ્મર જોઈ ગયા એટલે ૯૦૦ મહિના. જો કોઈ સખ્સ ૩૦૦ મહિના યાને ૨૫ વરસ (૧૦૦ મહિનાનો કશ સમજવો) સુધી વીર્યને સાચવે (યાને બ્રહ્મચર્ય પાળે) તો તેને દાદાર હોરમઝદ પસંદ કરે છે. એટલે ૨૫ વરસ સુધી તો દરેક મનુષ્યે (બ્રહ્મચર્ય પાળવુંજ જોઇએ) વીર્ય સાચવવું જોઇએ, પછી જ પરણુવું. જો ૨૫ વર્ષથી પણુ વધારે વર્ષ કુંવારો રહી શકતો હોય ( વીર્ય સાચવી શકતો હોય ) તો વધારે સારૂં. હવે છ કશ એટલે ૨૫મે વર્ષે પરણીને ૫૦ યા ૬૦ મે વર્ષે પાછો સંસાર છોડી દે (ઇઆને પોતાની સ્રી સાથે શરીરસંબંધ નહિ રાખે) તો તેને હોરમજદ પસંદ કરે છે. પણુ જો કોઇ જીંદગી સુધી ( બ્રહ્મચર્ય પાળે ) કુંવારો રહી શકતો હોય તો તેને દાદાર હોરમજદ વધારે પસંદ કરે છે (બાળ બ્રહ્મચારી તો કોઇક વીરલો જ રહી શકે) આપણુા ધર્મનું કોઇબી ફરમાન ફરજીઆત નથી. દરેકને પોતાની મરજી પ્રમાણે ચાલવાની આપઅખત્યારી આપેલી છે. મરજીનું છુટાપણું (free-will) એક ઠેકાણે પરણુવાને માટે ખાસ તાકીદ કીધી છે. (વંદીદાદમાં) અને અહિંયાં આવી રીતે જીંદગી સુધી કુંવારૂં રહેવાનું ફરમાન મળે છે. તેથી ગુચવાડો થાય નહિ, તેથી આટલો ખુલાસો કરવો પડયો છે. નવે નવ કશ ખેંચનાર ફક્ત આપણુા ધર્મનો વડો ધર્મગુરૂ કે જેને જરથોસ્રતેમો કરીને કહેતા હતા તેને જ માટે એક અપવાદ તરીકે ફરમાન છે. તેના શિવાય બીજા કોઇને નહિ. ( જે કોઈ પોતે મરજીથી કુંવારો રહી શકતો હોય તેને માટે વાંધો નથી. )

હવે વાંચનારને માલમ પડશે કે આપણા પેગંબર અશો જરથોસ્ત પરણેલા નહિ હતા. એવણની બાઇડી તથા છોકરાંઓ વિષેનું જે લખાણ છે, તેનો ભેદ આ પ્રમાણે છે.

છોકરાનો ભેદ—શરીર એક ઝાડરૂપ છે, તેની ઉપર પાંચ ફુલ છે. પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, અને આકાશ (પંચ મહાભુતોનું શરીર બનેલું છે) તે ઝાડમાં માળો છે, તેમાં એક પંખી છે. તે પંખી તે આત્મા અથવા જીવ, તે પાંચે ફુલ ઉપર બેસીને તેનો વાસ લે છે, એ જીવરૂપી પંખીના પેટમાં એક સ્ત્રી છે, તે સ્ત્રી તે ઇચ્છા. તે ઇચ્છા ત્રણ પ્રકારનો ખોરાક ખાય છે. તે ખોરાક, ત્રણ ગુણ સત્વ, રાજસ અને તામસ. એટલે કેટલીવાર તે કામ, ક્રોધ, શોક, મોહ, ભયમાં, કેટલી વાર ભક્તિમાં, એવી રીતે પોતાનો વખત ગાળે છે. તે સ્ત્રીને ભોગ કર્યા વગર ઓધાન (ગર્ભ) રહે છે, તે ગર્ભમાંથી કોઇ વિરલો પુરૂષ ઉત્પન્ન થઇ આસમાન તરફ ઉડવા માંડે છે.

"વિરલો પુરૂષ" તે જ્ઞાન, જ્યારે ઇચ્છા જ્ઞાન મેળવવાની થાય છે ત્યારે તે "પુત્ર" અથવા જ્ઞાન પોતાના પિતાની શોધમાં જાય છે. અને ખુદાને શોધી કહાડે છે. જ્યારે પિતાને શોધી લાવે છે, ત્યારે તેની મા "ઇચ્છા" હમેશાં પિતાની સાથે રહે છે. એટલે તેને બીજી કાંઈ ઇચ્છા રહેતી નથી, ફક્ત ખુદાની સંગતની જ ઇચ્છા રહે છે, તેથી તનને (શરીરને) શાંતી થાય છે.

ઉપરના લખાણના ભેદથી માલમ પડશે કે, ધાર્મીક સાહીત્યમાં જ્યાં જ્યાં છોકરો ઉત્પન્ન થયો એવાં ભેદમાં લખાણો આવશે, ત્યાં ત્યાં તે છોકરાનો અર્થ જ્ઞાન (આત્મીકજ્ઞાન) સમજવું. ખાસ કરીને હોમયસ્તમાં એવા લખાણો આવશે.

હવે આપણે બરસનુમવાળા મોબેદ વીષે થોડોક ખુલાસો કરશું. મોબેદો જ્યારે બરસનુમમાં બેસે છે ત્યારે ૯ દિવસ સુધી નહાતા નથી (ઇઆને પાણીથી આંગ સાફ કરતા નથી) તેનું કારણ એવું દેખરાવે છે કે એ દિવસોમાં પાણીનો ઉપયોગ થાય નહિ. હાથે મોજા પહેરી ચમચાએ ખાય છે, અને હાજતે જઈ આવ્યા પછી પણ પાણીનો ઉપયોગ કરતા નથી તેને બદલે ખરવ (એક જાતની મટોડી) થી તે જગા સાફ કરે છે. હવે બરસનુમ લેવું તેની મતલબ એટલી જ છે કે પોતાના તનને પવિત્ર કરી, જ્યાં માણસની આવજાવ નહિ હોય તેવી એકાંત જગામાં બેસી શાંત રીતે (વિચારની એકાગ્રતા કરીને) પોતાની જાતને પીછાણવાનું જ્ઞાન અથવા તો ખુદા વીષેનું જ્ઞાન મેળવવાની છે. (Meditation) જ્યારે તનને પાક કરવાની ખાસ જરૂર છે ત્યારે જ આવી રીતે અપવિત્ર રહે છે. તેનું કારણ આ પાણી વીષેના ભેદનું જ્ઞાન નહિ હોવાને લીધે છે. જે પાણી વાપરવાની

મનાઇ કીધી છે તે આ વીર્યનો ઉપયોગ નહિ કરવાની ભેદમાં મનાઇ કીધી છે. આવી રીતે અર્થનો અનર્થ થઇ જવાથી, જ્યારે ખાસ નહાવા (ગોસલ કરવાની) ની જરૂર છે, ત્યારેજ નહાતા નથી અને અપવિત્ર રહે છે. એક મોબેદ જ્યાં સુધી આવી રીતે નહાનમાં બેઠો હોય ત્યાં સુધી વીર્યનો ઉપયોગ તેનાથી થાય નહિ પણ વિચાર વટીક થવો નહિ જોઇએ. જો ખરાબ વિચાર આવે તો તે બરસનુમ અવાવ થઇ જાય. એવી રીતે "બ્રહ્મચર્ય" પાળવાની ખાસ તાકીદ આપણા ધર્મગુરૂ વર્ગને આપેલી છે. બરસનુમ મોબેદજ લઇ શકે, અને બહેદીન નહિ લઇ શકે એવું કાંઇજ નથી એક બહેદીન પણ બરસનુમ લઇ શકે. હીંદુઓ એને જાપ (અથવા જપ) કહે છે. ઇસ્લામીઓ ચીલ્લો (અથવા છીલ્લો) કહે છે. ખ્રીસ્તીઓ પણ એવી રીતે એકાંતમાં બેસીને આત્મીક જ્ઞાન લઇ શકે છે. જીસસ ક્રાઇસ્ટને જોન ધી બેપટીસ્ટે બેપતીઝમ આપ્યા પછી એ ક્રાઇસ્ટે ૪૦ દિવસ સુધી જંગલમાં રહીને ખુદા સાથે વાતચીત કીધી હતી (અથવા ખુદા સાથે સંબંધ સાંધ્યો હતો.) દરેક પેગંબરે એવી રીતે વર્ષો સુધી એકાંતમાં રહીને ખુદા અને દુન્યા વિષેનું જ્ઞાન મેળવ્યું હતું. જીસસ ક્રાઇસ્ટે પણ કુંવારી જીંદગી ગાળી હતી. આટલા ખુલાસા પરથી માલમ પડશે કે મહાન પુરૂષોએ પોતાના વીર્યનો જીંદગીમાં વિચાર વટીકપણ કર્યો નહિ હશે. વધારે ખુલાસાને માટે નીચે લખેલા લખાણ પરથી માલમ પડશે.

## બ્રહ્મચર્ય

ૐ જીસ યોગકી મહત્તા દિવ્યતા, ગહનતા તથા કઠીનતા, કઠોરતા ઓર કુરતા કો ઉપર કહા ગયા હૈ, જીસકે અનુસાર ચલકર, સાધક ઇશ્વરકી જ્યોતમે ભી સમા શકતા હૈ, ઔર મૃત્યુકા કલેવાભી બન શકતા હૈ. ઉસ યોગકો યદી આપ સાધ્ય બનાના ચહાતે હૈં તો, સર્વ પ્રથમ આપ બ્રહ્મચર્યકા પાળન કીજીએ, બ્રહ્મચર્ય કે બીના યોગકી સફળતાકા અંકુર વૈસેહી નહિ ઉગા કરતા, જૈસે જલકે વિના બીજ. બ્રહ્મચર્યકે વિના યોગ વૈસાહી હૈ, જૈસે પ્રકાશકે વિના સૂર્ય, ઔર પ્રાણ કે વિના પ્રાણી, બ્રહ્મચર્યકી નિષ્ટાકે વિના યોગકો છૂના અપની મૌતકો આપ બુલાના હૈ. અત યોગકે જીજ્ઞાસુકા બ્રહ્મચારી હોના ઉતનાહી આવશ્યક હૈ. જિતનાકી જીવનકે ઇચ્છુક કો પ્રાણી (પ્રાણવાલા) હોના આવશ્યક હૈ.

બ્રહ્મચર્ય વ્રતસે યુકત સાધકકે પ્રાણ સ્વભાવસે હી સ્થીર રહા કરતે હૈ. યહી બાત યોગશાસ્ત્રમે ભી કહી ગઇ હૈ. "સ્થિર બીન્દો સ્થિર પ્રાણ, વીર્ય કે સ્થિર હો જાનેસે હી પ્રાણભી સ્થિર હો જાતા હૈ. ઇસ સિદ્ધાન્તકે પોષક વાક્ય યોગશાસ્ત્રમેં સેંકડોહી મીલતે હૈ. જૈસે

"સિધ્ધે બિન્દૌ મહાદેવિ કિં ન સિધ્યતિ ભૂતલે"

હે પાર્વતિ બિન્દુકે સિદ્ધ હો જાનેપર ઐસી કોનસી સિદ્ધી હૈ, જો સાધકકો પ્રાપ્ત ન હો શકે? પાંતાજલ યોગ દર્શનમેભી કહા હૈ "બ્રહ્મચર્ય પ્રતિષ્ટાયાં વીર્યલાભ" બ્રહ્મચર્યકી નિષ્ટાસે વીર્ય બિન્દુ"કી સ્થિરતા ઉર્ધ્વગતિકા લાભ પ્રાપ્ત હોતા હૈ. હઠયોગ પ્રદિપિકામે કહા હૈ કિ,

"ઉર્ધ્વરેતા ભવેધાવત તાવત કાલભયં કુત"

જબતક સાધક બિન્દુકો ઉર્ધ્વગામી રખતા હૈ, તબ તક ઉસકો કાલ-મૃત્યુ–પ્રાણુક્ષયકા ભય નહિ હૈ. "અથર્વ વેદ"મે ભી કહા હૈ કિ

"બ્રહ્મચર્યેણુ તપસા દેવા મૃત્યુમુપાઘ્નત"

બ્રહ્મચર્યરૂપ તપસે દેવોને મૃત્યુકો માર ડાલા.

"શિવ સંહિતામે મહાદેવ કહેતે હૈ"—

"મરણુ બિન્દુ પાતેન, જીવન બિન્દુ ધારણાત્"—

બિન્દુકા પતનહી મૃત્યુ, ઔર બિન્દુકા ધારણુ–સ્થિરતાહી જીવન હૈ. આગે ફીર કહા હે કે, "અહં બિન્દુ શિવો બિન્દુ" મૈ બિન્દુ હું, શિવહી બિન્દુ હૈ. આગે ફીર પાર્વતીસે કહેતે હેં કિ, હે પાર્વતિ, મૈં બિન્દુ જયસેહી શિવપદકો પ્રાપ્ત કર સકા હું. ઇસ બિન્દુકે ધારણુસેહી તો ૐ કા ૐકાર ઇશત્વકો પ્રાપ્ત હો ગયા હૈ. ઉસકે મત્થેપરસે બિન્દુકો હટાકર દેખીયે કિ યહ ફીર ભી ૐ રહતા હૈ યા નહિ. યે બિન્દુ હટતેહી ઇશત્વસે ચ્યુત હો જાતા હૈ. બિન્દુ ધારણુ હી ઉસકો ઇશત્વપદ દિયે હુએ હૈ!

અસ્તુ, જબ યોગ કે જન્મદાતા મુખ્યાચાર્ય શિવકો શિવત્વહી બિન્દુ ધારણુસે પ્રાપ્ત હુઆ હે જબ યોગકે પ્રદાતા ઇશ્વર કે પ્રથમ નામ ૐ કે ઓમત્વકા કારણુભી બિન્દુધારણુ હી હૈ, તો ફિર સાધારણુ બ્રહ્મચર્યહીન પુરૂષ યોગસિદ્ધિ, શિવત્વકો પ્રાપ્ત હો સકેગા, યહ બાત અસમ્ભવસે ભી દુસ્તર હૈ. દુસ્તર હી નહિ અપિ તુ અપની મૌતકો નિમન્ત્રણુ દેના હૈ.

ઉપર્યુક્ત વિવેચનસે આપકો દો બાતોંકા પત્તા લગેગા! એક બ્રહ્મચર્ય બિના યોગકા સાધન કરના, અપનેકો રોગ ઔર મૌતકે મુખમે ભેજ દેના હૈ, ઔર દૂસરે મરનેવાલે મિથ્યાત્વસે છૂટના શિવત્વકો પ્રાપ્ત કરતા હૈ યહ યોગ શબ્દકા સચ્ચા તત્વાર્થ હૈ! ૐ કે મતાનુસાર ઇસ અર્થકો લેકર યોગસાધનમે લગનેવાલા સાધક હી યોગમાર્ગકી કઠિનાઇયોંસે પાર પહુંચા કરતા હૈ.

આપ ઉપર ચે તો સમઝહી ચુકે હૈ કિ, બ્રહ્મચર્યસે હીનસાધક, યોગ-માર્ગમેં સફલતા નહિ પા સકતા હૈ. બ્રહ્મચર્યહી યોગ સફલતાકી કુંચી હૈ। યહી નહિ અપિતુ બ્રહ્મચર્યહી વિશ્વમાત્રકી સફલતાઓંકા બીજ હૈ. ફિર યહ સફલતા ચાહે ભૌતિક હો યા આધ્યાત્મિક! યહી કારણ હૈ કિ, હમારે પૂર્વજોને મનુષ્ય-નિર્માણકી અવસ્થાકા નામ હી બ્રહ્મચર્ય રકખા હૈ.

ઇસ અવસ્થાકો પૂર્ણ રૂપસે નિભાનેવાલા પુરૂષ સફલતાકા ભંડાર હી હુઆ કરતા હૈ! ઇસ તત્વકા પત્તા હમકો બ્રહ્મચર્ય શબ્દકા અર્થ સમઝનેસે હી લગ જાતા હૈ.

## "બ્રહ્મચર્ય શબ્દકા તત્વાર્થ"

બ્રહ્મચર્યકા શબ્દાર્થ સમઝના બહુત કઠિન હૈ. બહુતસે લોગ બ્રહ્મચર્યકા અર્થ આ જન્મ કુંવારા રહના યા જટાજૂટ આદિ ભેસ બનાકર ફિરના માત્રહી માન લેતે હૈ। સચમુચ બ્રહ્મચર્યકા ઇતના અર્થ લેના બ્રહ્મચર્યકી હત્યા કરના હૈ। બ્રહ્મચર્યકા સંબંધ ન તો કુંવારાપનમે હૈ, ઔર ન કિસી વેષ ભૂષાસેહી હૈ. સ્થુલાર્થમે બ્રહ્મચર્યકા અર્થ વીર્યનિરોધ યા કામદમનસે હી હૈ। પરન્તુ ઇતના સમઝનેસે ભી બ્રહ્મચર્યકા અર્થ પુરા નહિ હોતા। બ્રહ્મચર્યકા પુરા અર્થ હોતા હૈ, વીર્યકો રોકના, વેદ જ્ઞાનકો પાના, સત્-ચિત્ત-આનન્દ બ્રહ્મમે સમાના.

વીર્ય એક દિવ્ય તેજકા નામ હૈ, જૈસે કે શતપથ બ્રાહ્મણમે કહા હૈ. "વીર્ય વૈ ભર્ગ" વીર્યહી તેજ, આભા પ્રકાશ હૈ. ઇસ વીર્યરૂપ બ્રહ્મકે દીપનસેહી, બ્રહ્મ-વેદકે તત્વજ્ઞાનકા દર્શન, ઔર વેદ તત્વકે બ્રહ્મદિપકસે, સત્-ચિત્ત-આનન્દ બ્રહ્મકા સાક્ષાત્કાર હુઆ કરતા હૈ.

યહ બ્રહ્મત્રય સંગમ હી બ્રહ્મચર્યકા પૂરા તત્વાર્થ હૈ. ઇસ બ્રહ્મ-ત્રિવેણીકા સ્નાતા પુરૂષ હી યોગકા સચ્ચા અધિકારી હુઆ કરતા હૈ.

## "બ્રહ્મચર્યકી શ્રેણી"

હમારે શાસ્ત્રોમે વીર્યકે, બીજત્વ, વીરત્વ, ઓજસ, બલ, તેજ, શુક્ર, પવિત્રતા, રેત, રેતસ, કાન્તિ, બિન્દુ ભર્ગાદિ નામ કહે હૈ. ઔર વીર્યકોહી સૃષ્ટિકા ઉત્પાદક, પાલક, સંહારક, ભી કહા હૈ. પરન્તુ યોગશાસ્ત્રમે વીર્યકો બ્રહ્મબિન્દુ-બ્રહ્મબીજતક કહા ગયા હૈ। મહાદેવને યોગશાસ્ત્રમે કહા હૈ કિ, "અહં બિન્દુ રજ શક્તિ" મૈં (મહાદેવ) બિન્દુ વીર્ય હું, ઔર રજ શક્તિ (પાર્વતી) હૈ!

યોગશાસ્ત્રમે કહા હૈ કિ સાધકકે નાભિસ્થાનમેં રજ, ઔર મસ્તકકે મધ્ય

કેન્દ્રમેં વિર્ય બિન્દુ રહા કરતા હૈ! રજકા સિન્દૂર વર્ણ, ઔર વીર્યકા શ્વેત વર્ણ હૈ! રજરૂપ પાર્વતીકો નાભિસે ઉઠાકર મસ્તકમે મિલા દેનાહી, યોગ સિદ્ધિકા સફલ રહસ્ય હૈ.

ઈસ કથનમે બહુત બારીક વૈજ્ઞાનીક તત્ત્વ છીપા હુઆ હૈ.

બ્રહ્મચર્યકા બ્રહ્મશબ્દ વીર્ય ઔર બ્રહ્મકે અભેદ રખનેવાલા સાધકહી પ્રથમ શ્રેણીકા બ્રહ્મચારી હોતા હૈ. ઈસ બ્રહ્મચારીકા અહં બિન્દુ, અપને સ્વભાવસિદ્ધ સ્વરૂપ બ્રહ્મમેંહી સ્થિર રહા કરતા હૈ. અર્થાત્ એસે બ્રહ્મચારીયોંકો યહ ભી માલૂમ નહિ હોતા, કિ હમારે વીર્યતન્તુઓમેં સંસારસે સંબંધ રખનેવાલા, કોઇ વીર્યરૂપ પદાર્થ હૈ યા નહિ! ઉસકા બ્રહ્મબિન્દુ સબ તરહકે કમ્પનોંસે રહિત સદા સ્થિર રહા કરતા હૈ. દુસરી શ્રેણીકે બ્રહ્મચર્યવાલે સાધકકે બ્રહ્મબિન્દુમે કમ્પન તો અવશ્ય ઉઠા કરતા હૈ, પરન્તુ વહ અપને, કઠોર સંયમ, બલ, ઔર ભીષ્મપ્રતિજ્ઞા દ્વારા બ્રહ્મબિન્દુકે ઉન કમ્પનોંકો, બ્રહ્મબિન્દુકી ઔર હી ઢકેલ દિયા કરતા હૈ. યહ ભૂમિકા સાધકકે લિયે બહુત હી કઠીન કસૌટી કી હૈ.

તીસરી શ્રેણીકે બ્રહ્મચર્યવાલે બ્રહ્મચારી (સાધક) કે બ્રહ્મબિન્દુમેં જો સૃજન-કમ્પન ઉઠા કરતા હૈ, ઉન્હે યહ ઇશ્વરકા સૃષ્ટિ-સૃજન આદેશ સમઝકર સન્તાન ઉત્પત્તિમે બદલ દિયા કરતા હૈ. વહ ઈસ સૃજનકે ધ્યેયસેહી ગૃહકાર્યમે પ્રવૃત્ત હુઆ કરતા હૈ, વહ બ્રહ્મકી ઉસ બ્રહ્મબિન્દુમે હોનેવાલી "એકોઽહં બહુસ્યામ" કી સાંકેતિક સૂક્ષ્માન્તર દિવ્યવાણીકો સુના કરતા હૈ.

જો ઉસકો કહતી હૈ કિ ચલ, તૂં ભી મેરે બહુત હોનેકે કાર્યમેં સમ્મિલિત હો જા! ઇશ્વરીય આજ્ઞાકા પાલક, ઔર વિષયાશક્તિસે રહીત હોનેસે, યહ સાધક ભી બ્રહ્મચારી હી હોતા હૈ, એસે સાધકોંકે સૃજનકાર્યમે, ઈશ્વરીયસૃજન પ્રેરણાહી કાર્ય કરતી હૈ.

---

## છાન્દોગ્યોપનિષદ્ પ્રપાઠક ૩, ખંડ ૧૬નું વચન છે.

કે બ્રહ્મચર્ય ત્રણ પ્રકારનું હોય છે, કનિષ્ટ, મધ્યમ, અને ઉત્તમ પુરૂષે (અન્ન રસમય પુરી એટલે દેહમાં શયન કરનાર જીવાત્માએ) જિતેન્દ્રિય અને બ્રહ્મચારી રહી વેદાદિ સત્ય વિધ્યા અને સુશિક્ષાનું ગ્રહન કરી અતિ પવિત્ર કર્મો કરવાં, વિવાહ કરીને પણ જે વિષયલમ્પટ થતો નથી, તેના શરીરમાં પ્રાણુ બળવાન થઇને, સારા ગુણોને વસાવનારો થાય છે; આ પહેલ્લી ઉમ્મરમાં બ્રહ્મચારીને વિધ્યાભ્યાસ કરવામાં કષ્ટ પડશે; પરંતુ આચાર્ય તેને સારો ઉપદેશ

આપ્યા કરે, અને બ્રહ્મચારી પણ તેવો જ નિશ્ચય કરે કે જો હું પહેલી અવસ્થામાં, બરાબર બ્રહ્મચારી રહીશ તો મારૂ શરીર નીરોગી અને બળવાન થઇ, શુભ ગુણોને વસાવનાર પ્રાણનું ધારણ કરશે, હે મનુષ્યો, તમે એ પ્રમાણે સુખને વધારો, જો હું ૨૪ વર્ષ સુધી બ્રહ્મચર્યનો લોપ ન કરી, ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરીશ તો મ્હારી આયુ (ઊમ્મર) ૭૦ કે ૮૦ વરસની થશે, એ નિશ્ચય છે

## "મધ્યમ બ્રહ્મચર્ય"

જે માણસ ૪૪ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળતો, વેદાભ્યાસ કરતો રહે છે, તેના પ્રાણ, ઇન્દ્રિયો, અન્તકરણ, અને આત્મા બળવાન થઇ, સર્વ દુષ્ટોને રડાવનાર અને શ્રેષ્ટને પાળનાર થાય છે, જો હું આ પ્રથમ વયમાં જેવી રીતે આપ કહો છો. તેવી રીતે કાંઇક તપશ્ચર્યા કરૂં તો, મારો આ રૂદ્રરૂપ પ્રાણ મધ્યમ બ્રહ્મચર્ય સિદ્ધ કરી શકે, બ્રહ્મચારીઓ તમે આ બ્રહ્મચર્યને વધારો, જેવી રીતે હું બ્રહ્મચર્યનો લોપ નહિ કરી યજ્ઞ સ્વરૂપ થયો છું, તથા તેજ ગુરૂકુળમાંથી, આવો નીરોગી થયો છું, તથા જેવી રીતે આ બ્રહ્મચારી સારાં કામ કરે છે તેવી રીતે તમે કર્યા કરો.

## "ઉત્તમ બ્રહ્મચર્ય"

ઉત્તમ બ્રહ્મચર્ય ૪૮ વર્ષ સુધીનું છે. જેવી રીતે ૪૮ અક્ષરનો જગતી છન્દ છે, તેવીજ રીતે ૪૮ વરસનું બ્રહ્મચર્ય છે. જેઓએ ઉત્તમ બ્રહ્મચર્ય પાળ્યું છે, તેઓનો પ્રાણ બલિષ્ઠ અને અનુકુળ થઇ સર્વ વિધ્યાનું ગ્રહણ કરી શકે છે.

જે આચાર્ય અને માતાપિતા પોતાના સન્તાનોને વિદ્યા અને ગુણ કર્મ શીખવવાને તપસ્વી બનાવે છે, અને ઉપદેશ આપે છે, તે સન્તાનો પોતાની મેળેજ અખંડિત ઉત્તમ બ્રહ્મચર્ય સેવી, પૂર્ણ ચારસો (૪૦૦) વરસની આયુ વધારી, શકે છે, કારણકે જેઓએ ઉત્તમ પ્રકારનું બ્રહ્મચર્ય સેવ્યું છે, તેઓ સર્વ પ્રકારના રોગથી રહિત થાય છે, અને તેઓ ધર્મ, અર્થ, કામ, અને મોક્ષને પ્રાપ્ત કરી શકે છે.—

હીંદુમાં એવો રીવાજ છે કે બચ્ચાંને નહ્લી ઊમ્મરમાં ધર્મનું જ્ઞાન આપવું, પછી તેને પૈસા પેદા કરવાને માટે મહેનત મજુરી ધંધો વીગેરે કરવું ગ્રહસ્થાશ્રમી થવું (એટલે પરણીને છોકરાં બચ્ચાંવાળા થવું) પછી જ્યારે ઉમ્મર મોટી થાય ત્યારે પોતે સંસારથી અલગ થઇ સુખ ચેનથી દિવસો ગુજારવા

(તેને કામ કહે છે) અને ત્યાર પથી જ્યારે ઘડપણુ આવે બહુ જઇફ થઇ જાય ત્યારે પોતાની મુક્તિ અથવા મોક્ષના વિચારો કરી બ્રહ્મજ્ઞાનમાં પ્રવૃત્ત થવું. અને મુક્તિ કેમ થાય તેને માટે પરમાત્માનું ભજન કિર્તન કરીને આ દુન્યામાંથી ઉઠાંગરી કરવી. ધર્મનું જ્ઞાન શરૂઆતમાં લેવાની એજ મતલબ છે કે જ્યારે ધંધો વેપાર યા નોકરી કરે ત્યારે પ્રમાણીકપણાથી જ ધન (પૈસો) પેદા કરે.

હવે ખોરદાદ અમસાસ્પંદને માટે હોરમજદ યસ્તના ૨૫માં ફકરામાં લખે છે કે. અહિયાં "ખોરદાદ" તથા અમરદાદ અમસાસ્પંદ જેઓ બીજી હયાતીમાં જનારા અશો (લોકો)નો બદલો છે. તેઓબી અએ જરથોસ્ત મારી પેદાએશ છે.

જમ્યાદ યસ્તના (૫૨)માં ફકરામાં લખ્યું છે કે.

તેજ ઘોડાની ચાલનો "અપામ નપાત" જે હકુમત કરનાર નુરમંદ, દલીર, (અથવા મરદાનગીવાલો) તથા આરાધનાનો ફાયદો આપનાર, બુલંદ દરજ્જાનો સાહેબ, (તે) ને હમો વખાણીએ છીએ, જેણે માણુસોને પેદા કીધાં, જેણે માણુસોને રૂપ આપ્યું, જે પાણીમાં રહેનાર ઇજદ (છે) તથા (જ્યારે) તે આરાધના પામેલો (હોય છે) (ત્યારે) સાંભળવાના ઘણા જ તીક્ષ્ણકાન રાખનારો છે.

ઉપલા બન્ને ફકરાઓ પરથી માલમ પડી જાય છે કે ખોરદાદ (યાને વીર્ય) એજ માણુસની તંદરોસ્તીનો મૂળ પાયો છે. એને તેથી તો એને શરીરનો રાજા કરીને કહેવામાં આવે છે. જેવી રીતે કે જો દેશનો રાજા નબળો હોય તો પ્રજા તેને ગણકારે નહિ (તેના તાબામાં રહે નહિ) તેવી રીતે જો શરીરમાં વીર્ય નહિ હોય (યાને નબળું હોય) તો મન કાબુમાં રહે નહિ, અને મનના કાબુ વગર ઇંદ્રિઓ પ્રબલ થઇ જાય, તેથી જ એને જાળવી રાખવા (જેમ ગમે તેમ વેડફી નહિ નાંખવાં)ની આટલી બધી તાકીદ કીધેલી છે. હવે ખોરદાદ બીજી હયાતીમાં કેવી રીતે જાય છે. તે જોઇશું ખોરદાદ તે આપણા શરીરમાં રહેલું વીર્ય, એનો હમકાર (એટલે સાથે મળી કામ કરનાર) તેસ્તરતીર, ફરવરદીન અને ગુઆદ ઇજદ છે. તેસ્તરતીર તે જ્યારે સ્ત્રી સંબંધ કરવામાં આવે છે. અને જે સ્ત્રીના ગર્ભસ્થાનમાં જાય છે તેને તીર ઇજદ કહેવામાં આવે છે. (જેવી રીતે વરસાદ જમીન ઉપર પડીને અનાજ ઉગાડે છે) તેવી રીતે તેસ્તરતીર ઇજદ છોકરાં બચ્ચાંની વૃદ્ધિ કરે છે, અને ફરવરદીન ઇજદ તે આપણી "ફ્રવષિ" ફરોહર, સુક્ષ્મ શરીર, ઇચ્છા શરીર (Astral body or etherial body) જે નામે ઓળખો તે. જ્યારે માણુસ આ દુન્યામાંથી ગુજરી જાય છે (મરી જાય છે)

ત્યારે એ સુક્ષ્મ શરીર "ફ્રવષિ" હવારૂપે હવાના ફરેસ્તા ગુઆદ ઇજદ મારફતે ઇથિરમાં જઇને થોડો વખત આસાયસ ભોગવે છે, અને પછી, એજ ફ્રવષિ હવાનીજ મારફતે (ગુઆદ ઇજદ મારફતે) પાછી મરદની મની તરીકે (ઇઆને વીર્ય તરીકે) આવી શરીરમાં રહે છે, જેને "અપામ નપાત તરીકે ભેદમાં કહે છે, તેથી જ હોરમજદ યસ્તના (૨૫)માં ફકરામાં કહ્યું છે, કે "બીજી હયાતીમાં જનારા અશો (લોકો)નો બદલો છે. એવી રીતે વીકાસક્રમને કાયદે ( Law of evolution ) જેવી આપણી ઇચ્છા હોય તેવે ઠેકાણે પૂનર્જનમ થાય છે. ફરીથી જન્મ લઇએ છીએ. કુદરતમાં એક નીયમ છે કે. તમારા જે જે વિચારો તમારી જીવતી જીંદગીમાં કીધાં હોય, તે તે વિચારો જે ફળીભુત નહિ થયા હોય (ઇઆને જે જે ઇચ્છા કીધી હોય અને તે તે ઇચ્છા પૂર્ણ થઇ નહિ હોય) ત્યાં સુધી મનુષ્ય આ ધરતી ઉપર વારંવાર જન્મ લેયા કરશે. "જેવી મતી તેવી ગતી."

હવે પછી તીર યસ્ત, ફ્રરવરદીન યસ્ત વીગેરેમાં જે બ્યાન આવશે. તે ખોરદાદની સાથે સંબંધ ધરાવતું એકમેકને મળતુંજ બ્યાન આવશે. આપણો ધર્મ બાલ કરતાં પણ બારીક છે એમ વારંવાર કહેવામાં આવે છે, તેનું કારણ એજ કે આપણા શરીર રચનાનું બારીકમાં બારીક નીરીક્ષણ કીધેલું છે, અને જેટલું સાહિત્ય ધર્મ સંબંધી જોશો તો ફક્ત તંદરોસ્ત કેમ રહેવું અને આનંદમાં જીંદગી કેમ પસાર કરવી, તેના સાધનોનું જ સુક્ષ્મજ્ઞાન દરેક યસ્તો અને નીઆએસોમાં આપેલું જોશો.



# પ્રકરણ ૧૯ મું

## "અરદ્વી સૂર–નીઆએશ"

May Avan grant thee wealth from every generous one!

આવાં અરદ્વી સૂર–નીઆએશ વીષે જુઓ ચીનવદ–પુલવાળું લખાણ એની અંદર આપણા શરીરમાં કેટલી નસો છે તેનું વીગતવાર બયાન કીધું છે. અને લોહી સ્વચ્છ રાખવાથી કેટલો ફાયદો થાય છે, તેની લંબાણ વીગત આપેલી છે.

ફકરો (૩)જો એમાં ખુલ્લા શબ્દોમાં લખેચ કે અરદ્વીસુર, મરદોની મનીને, સ્વચ્છ કરે છે. તમામ જનનારી માતાઓના જન્મ આપવાને માટેના ગર્ભસ્થાનને પવિત્ર કરે છે, બચ્ચાંઓનો જનમ સહેલાઇથી આપે છે, અને માતાઓના થાનમાં દુધની વૃદ્ધી કરે છે. (ઇઆને દુધ આપે છે)

ફકરો (૫) મો એમાં હજારો ફાંટાઓ નાળાંઓનું બયાન છે. તેમાં એક બાબદ ભેદમાં લખી છે, કે એ હજાર નાળાંઓમાંથી કોઇબી નાળું પસાર કરવાને માટે, એક તેજ ઘોડાવાળા સવારી કરનાર મરદને ચાલીશ (૪૦) દહાડાની સવારી (જોઇએ) એ ૪૦ દિવસની સવારીનો સુક્ષ્મ અર્થ એ થાય છે કે ગમે તેવા તંદરોસ્ત શખ્સને પણ પોતાની સ્ત્રી સાથે સંબંધ કરવાને ૪૦ દિવસનો ગાળો જોઇએ (એટલે ૪૦ દિવસે હમબીસ્તર થવું જોઇએ.) એનું કારણ એ છે કે લોહીનું વીર્ય બનતા આટલા દિવસ લાગે છે. અને આવાં સખ્ત ફરમાનો ફક્ત

ધર્મગુરૂઓને જ લાગુ પડે છે. સાધારણ માણસો પણ જો એ પ્રમાણે ચાલે તો તંદરોસ્તીને ઘણો જ ફાયદો થાય. હવે પેલી ખોરદાહ યસ્તના નવ (૯) કશવાળી બાબદ સાથે એનો કેવો મેળ આવે છે તે જોઈએ. ૪૦×૯=૩૬૦ દિવસ થાય, એટલે જે શખ્સ નવ કશ ખેંચે તેને વરસમાં એક દિવસ પણ બીસબંધ કરવો નહિ. એમ ખુલ્લું માલમ પડી જાય છે. આવાં ઈજદ તમને દોલત બક્ષે, એવા શબ્દો લખેલા છે. તે દોલત તે કઈ? આપણા સ્વચ્છ લોહીથી, આપણા બચ્ચાંઓ પણ તંદરોસ્ત આવે એ જ આપણી દોલત.

હીંદુઓના "સકલ શાસ્ત્રનિરૂપણ" અથવા જ્ઞાનચક્ર એટલે ગુજરાતી એનસાઇક્લોપીડીઆ નામના ગ્રંથમાં આપણા શરીરમાં કેટલી નાડીઓ છે તેનું વીગતવાર બયાન કીધું છે.

### નાડી ભેદ

નાભી સ્થાને કંદ છે, શ્વાસો શ્વાસ અંકુર,
સહસ્ર એકવિને છસોં, નિત્ય વહે ભરપૂર.
સર્પાકારે નાભિસ્થલ, કુન્ડલી ચક્ર તપાસ,
તે પર દશ નાડી થકી, દશ દીશ ચાલે શ્વાસ.
તીર્યંગતિ બે સન્મુખે, એના બમણા ચાર,
દશથી બમણા વીશ છે, સૌ મલી ચોવીસ સાર.
"બ્હોતેર સહસ્ર" આદિ છે, તનમાં નાડી વીચાર,
ત્હેમાં મુખ્ય ચોવીસ છે, તે થકી દશ સુખકાર.
વામ નાસીકાયે ઇડા, જમણી પિંગળા વેહ;
મધ્યભાગમાં સુખમણા, એમાં ત્રીજી રેહ.
ગંધારિ, વામ, આક્ષિકા, હસ્તિની જો દક્ષિણ;
દક્ષિણ કર્ણ યશસ્વિની, પૂષા વામ પ્રવીણ.
અલંબુષા મુખમાં વહે, કુહુકા લિંગે લેખ,
મૂળદ્વાર પર સંખિની, એ વિધી દશ દીશ પેખ.

આ લખાણ પરથી માલમ પડે છે કે આપણા શરીરમાં બ્હોતેર હજાર નાડીઓ છે. તેમાં ૨૪ મુખ્ય કામ કરે છે, તેમાંથી ત્રણ નાડી ઇડા, પિંગલા, અને સુખમણા સૌથી અગત્યની છે. અને આવાં અરદી-સૂરમાં તો ખાસ કરીને સુખમણા નાડીનું બયાન કીધું છે. વીગતવાર જાણવું હોય તો જુઓ "બુન દેશ" નો ૨૦-૨૧-૨૨ મો બાબ.

★

# પ્રકરણ ૨૦ મું

## "ખોરશેદ—નીઆએસ"

May "Khorshed" hold thee without mystery, and doubt, among the great and thy compeers.

આપણી રોજની ફરજીઆત બંદગી ખોરશેદ મહેરની નીઆએશ વીષે ખુલાસો કરશું. બ્રહ્માંડમાં સૌથી મહોટી શક્તિ તે સૂર્ય-નારાયણની છે. જેને આપણે ખોરશેદ ઈજદના નામથી ઓળખ્યે છીએ. જેવી એ શક્તિ બ્રહ્માંડને, ધરતી અને સર્વ સેતારાઓને પોતાની આસપાસ ગતી કરાવે છે. (ચલાવે છે) તેવી રીતે આપણા શરીરમાં આત્મા છે. અને એ આત્મા જ આપણા શરીરનો સ્વામી (ચલાવનાર) છે. અહિયાં જે સુર્યને માટે લખ્યું છે. તે ભેદમાં આપણા આત્મા વિષે લખ્યું છે. ખોરશેદ નીઆએસમાં પહેલ્લે દાદાર હોરમજદની સ્તુતી કરીને પછી ખોરશેદ વિષે લખેચ કે અમર, ચળકાટવાલો, તથા તેજ ઘોડા રાખનાર ખોરશેદ ઈજદ (મારી મદદે) પહોંચો.

એને લગાડેલા વીશેષણોથી ખુલ્લુ માલમ પડી જાય છે કે અમર શક્તિ દુન્યામાં એક જ છે. "દાદાર હોરમજદ" અને એને પણ અમર કહેલો છે. એટલે આત્મા પણ અમરં છે. અને તે જ ઘોડા=એટલે આપણી ઇંદ્રિઓ. સૂર્યનારાયણને રથની ઉપર સ્વારી કરતો દેખરાવ્યો છે તે એક "રૂપક" છે. આપણા શરીરને રથ જાણવો. આત્મા તે રથનો સ્વામી જાણવો. ઇંદ્રિઓને ઘોડા જાણવા, નિશ્ચયાત્મ

બુદ્ધિને ઘોડાઓનો હાંકનાર જાણવો. મનની વૃત્તિને ઘોડાઓને બાંધવાની દોરી (લગામ) જાણવી, જ્યારે રથનો ચલાવનાર ઘોડાઓને કાબુમાં નથી રાખી શકતો, ત્યારે ઘોડાઓ મસ્તીખોર બની જઈ કાબુમાં રહી શકતા નથી, અને રથને જમે ત્યાં ઘસડી જઇ રથનો ખુરદો કરી નાંખે છે. (યાને ભાંગી નાંખે છે)

પતેત પશેમાનીના ૮ મા કરદામાં લખેલ કે, બીજો ગુનાહ કે જે મારાથી હોરમજદની પેદાએશ સાથે થયો હોય, જેમકે સેતારા, માહતાબ, તથા આફતાબ સાથે તો હું પતેત કરી પશેમાન થાઉં છું.

હવે આપણે આવી દુરી ચીજો જે આપણાથી લાખો માઇલ દૂર તેની સાથે કેવી રીતે ગુનોહ કરી શકીએ, આફતાબ-એટલે આત્મા, મહાતાબ એટલે અંતઃકરણ અને સેતારા એટલે ઇંદ્રિઓ. જે માણસ ઇંદ્રિઓને કાબુમાં રાખી નથી શકતો, તે પોતાના અંતકરણને છેતરે છે. અને અંતકરણને છેતરવું, એટલે આત્માને છેતરીઆ બરોબર, કારણ કે જો અંતકરણ ચોખ્ખું (સ્વચ્છ) હોય તોજ એ આત્મા અથવા ખોરશેદનો પ્રકાશ અંતઃકરણમાં પડે છે, અને ખરૂં ખોટું માલમ પડી જાય છે. બીજો દાખલો માહતાબ પોતાના જાતી પ્રકાશથી પ્રકાશતો નથી પણ સૂર્યના પ્રકાશથી પ્રકાશે છે.

ફકરો (૧)લો ઓ હોરમજદ તારી બીજી પેદાયસોની આગમચ, ત્રણ મરતબે તુંને નમાજ હોજો, અએ અમસાસ્પંદો તમુને નમાજ હોજો, (તમો જે) બધા ખોરશેદ ઈજદની સાથે એકજ મરજી રાખનારા, ( ઈઆને એક દિલથી સાથે કામ કરનારા ) છેઓ.

અહિયાં આપણી જુદી જુદી (૬) શકિતઓ, ડહાપણ, પ્રેમ, સત્તા (અથવા સ્વતંત્રતા) બધાનું ભલું કરવાની ઇચ્છા, વીગેરે તે આપણા આત્મામાંથી જ નીકળે છે. અને તેથી બધા સાથે મળી કામ કરનારા કહેવાય છે.

ફકરો (૫)મો બહોળા ખેતરવાલા મહેર-ઇજદને નમાજ (હોજો) તેજ ઘોડાવાલા ખોરશેદ ઇજદને નમાજ (હોજો.) આએ આંખો કે જે હોરમજદની (તેને) નમાજ હોજો. જુઓ મહેર ઈજદ વિષે શું લખે છે.

Meher (Mithra) is the Lord of wide pastures, He is the genius of Heavenly Light. He presides over Truth. He is the preserver of oaths, and good failth, and punishes, those that break their promises, or fail in their contracts.

મહેર-યસ્ત કરદો (૩૩)મો ફકરો (૧૪૦)મો (દાદાર હોરમજદ કહે છે) અએ સપેંતમાન (જરથોસ્ત) ભલા, જોરાવર, મીનો પહેલ્લા ફરજન્મા પોતે

જાતે માફ કરનાર, જુઠાઇથી વેગળા, બુલંદ મુકામવાળા, કૌવતમંદ (તથા) જોરાવર લડવૈયા મહેર ઇજદને તું ઇજ.

ફકરો (૧૪૧)મો. મહેર ઇજદ ફત્તેહમંદ (તથા) સારા બનાવેલાં હથીઆર રાખનારો (છે) અંધારામાં ચેકાસી રાખનાર (તથા) કોઇથી નહિ ઠગાએ તેવો (છે) (તે) ઘણા જોરાવરોમાં ઘણોજ જોરમંદ છે. ઘણી તાકાત રાખનારાઓમાં ઘણોજ તાકાત રાખનાર છે. (તથા) ઇજદોમાં પુરતી રીતે ઘણો જ અક્કલવાળો છે, વળી તે ફત્તેહમંદ ખોરેહ રાખનારો હજાર કાનવાળો, દશ હજાર આંખવાળો, દશ હજાર જાસુસવાળો, શૂરો, તમામ જાણનારો (તથા) કોઇથી નહિ ઠગાએ તેવો છે.

એ ખુરશેદ અને મહેર બન્ને એક જ છે. દાખલા તરીકે જેવી રીતે આતશ અને તેની ગરમી બન્ને એક છે. તે પ્રમાણે એ સૂર્ય (ઇઆને આત્મા) અને મહેર એટલે, ઇનશાફ દુરઅંદેસી, બારીકીથી નીરીક્ષણ કરવાની શક્તિ, એ બધા ગુણો આત્માંમાથી જ નીકળે છે, જેનો આત્મા જાગ્રત સ્થીતીમાં હોય (ઇઆને આત્મજ્ઞાન લઇને એને પીછાણ્યો હોય) તે શખ્સ આ મહેર ઇજદમાં જે જે ગુણો દર્શાવ્યા છે, તે બધા ગુણો પ્રાપ્ત કરી શકે. હજાર કાનવાળો એટલે આપણે (૨) કાનથી જે સાંભળી શકીએ તેના કરતાં એ ઘણું સાંભળી શકે, એટલે બારીકમાં બારીક સુક્ષ્મમાં સુક્ષ્મ બાબદ તરત સમજી જાય, દશ હજાર આંખવાળો એટલે આપણી બે આંખની જોવાની શક્તિ કરતાં ઘણું દૂરનું જોઈ શકનાર ઇઆને દુરઅંદેસ, ઇનસાફી, અપક્ષપાત, વીગેરે, એને આપણા ત્રીસ રોજમાં મધ્યમાં મુકેલો છે, અને (૧૨) મહિનામાં પણ મધ્યમાં મુકેલો છે. એટલે એ મધ્યસ્થ (Judge) છે. બેની વચ્ચે રહી ઇનશાફ કરનારો, એને ત્રાજવું અથવા (Ballance) પણ કહેવામાં આવે છે. જેવી રીતે બે પલ્લાનું તોલ દાંડીની વચ્ચેનો સુઇઓ, બરોબર દેખરાવી આપે છે. તેવી રીતે મહેર ઇજદ પણ ઇનશાફ આપે છે. જુઓ ત્રીસ ફરેસ્તાવાળી બાબદ ત્યાં એનો ગુણ is more Judicial કરીને કહેલો છે.

જે વીશેષણો અથવા ગુણો હોરમજદને લગાડયા છે, તેવાં જ વીશેષણો અથવા ગુણો એ ખુરશેદ ઇજદને લગાડયા છે. તેથી જ એને આપણે આત્મા તરીકે ગણ્યો છે (સંબોધીએ છે.)

ફકરો (૧૩)મો કારણ કે અગરજો ખોરશેદ નહિ ઉગે તો અહિંયા હફત કેશ્વરમાં, તમામ (ચીજો તથા જાનદારો) છે, (તેઓને) દેવો મારી નાંખે, (અથવા નાશ કરે) (પછી) (આઓ) હાડમંદ દુનિયામાં કોઇબી મીનો ઇજદ બચાવ

(અથવા) થર પડવાનું મેળવે નહિ.

એનો ભેદ એ છે કે જો આપણે પુરૂષાર્થ કરીને એને નહિ જગાડયે, (અથવા આત્મજ્ઞાન લઇ એને* નહિ પીછાણીએ) તો દેવો–એટલે દુર્ગુંણો આપણામાં પેવસ થાય અને આપણા શરીરનો નાશ કરે. દુર્ગુણોથી બચવાને માટે (ઇઆને દેવોથી બચવાને માટે) લાયક ઉમ્મરે એ જ્ઞાન પ્રાપ્ત કરવું.

ફકરો (૧૪) જે શખ્સ અમર, તુરમંદ, તેજ ઘોડાવાળાં, ખોરશેદને ઇજે છે, (અથવા) વખાણે છે, તે ગોયા હોરમજદને ઇજે છે, અમસાસ્પદોને ઇજે છે. તથા પોતાના "રવાન"ને ઇજે છે. અહિંયા આખી નીઆએસનો ભેદ ખુલ્લો કરી નાંખે છે. કે જે પોતાના આત્માને ઓળખે છે, તે જ હોરમજદને ઓળખે છે.

ફકરો (૧૫)મો. દોસ્તીઓમાની સઉથી સરસ દોસ્તી, કે જે માહતાબ, અને આફ્તાબની વચ્ચે છે, (તેને) હું વખાણું. માહતાબ એટલે અંતકરણ અને જેનું અંતકરણ ચોખ્ખુ (ખાલેસ) તેને ઇશ્વર પ્રેરણા થાય Inspiration.

The Knowledge of the "Self"
is the knowledge of God,
The Knowledge of the words
is the knowledge of fraud.

જેવી રીતે એ ખોરશેદનો સુક્ષ્મ અર્થ (અથવા ભેદ) જાણ્યો તેવી રીતે, આપણા આ દેખઇતા સુર્યના ફાયદાઓ વીષે જાણવાનો પ્રયત્ન કરીએ. અસલના ગ્રીક લોકોએ એને Vibgoyr* વીબ ગોયર કરીને કહેલો છે. એટલે સૂર્યમાં સાત રંગો છે.

(૧) વો Violet. (૨)જો Indigo. (૩) જો Brown. (૪) ગો Green. (૫)ઓ Orange. (૬)યો Yellow. (૭)ઓ Red. એ સાત રંગો જેમ સૂર્યમાં છે તે જ પ્રમાણે આપણા શરીરની આસપાસ પણ એ સાત રંગોનું કુડાળું છે. જુઓ આપણા પેગંબરના માથાં ઉપર જે "ખોરેહ" છે.

* Violet, Indigo, Brown, Green, Orange, Yellow, Red.

તેવી જ રીતે દરેક મહાન પુરૂષોના શરીરની આસપાસ એવું કુંડાળું રહે છે સહુથી ચહડતે દરજજે (એટલે કે પેગંબરના જેવા દરજજાનો) ના મનુષ્યની આસપાસ Violet વાયોલેટ કલર રહે છે. તેથી ઉત્તરતા દરજ્જાવાલાઓને ઉપરના ક્રમમાં દેખરાવ્યા પ્રમાણે જેવા જેવા ગુણો (ખાસ્યતો) તેવા તેવા રંગો દરેક મનુષ્યની આસપાસ રહે છે.

એ રંગો વરસાદની કમાન Rain-bow માં ખુલ્લા દેખાય છે. એ ખોરેહ વીષે જેણે વધુ માહીતી મેળવવી હોય તેને જમ્યાદ યસ્તના કરદા ૭મા તથા ૮મા ના ફકરા-૩૫-૩૬-૩૭-૩૮-૩૯-૪૭-૪૮-૪૯-૫૦-૫૧-૫૨-૫૩ જોવા.

જમયાદ યસ્ત કરદો ૮મો ફકરો ૫૧ મો ત્યાર પછી તે (ઇજદી) ખોરેહ વોઉરૂકશ દરિયામાં રક્ષણ પામ્યું ત્યા તેજ ઘોડાવાલા "અપામ-નપાતે" તેને સંગેરી રાખ્યું. તેજ ઘોડાવાલા અપામ-નપાતે તે ખોરેહને પસંદ કીધું, (ઇઆને અપામ નપાતની ખાહેશ હતી કે) (વોઉરૂકશ નામના) ઉંડા દરિયાના તળિયામાં તે અખુટ ખોરેહને હું સંગેરી રાખીશ.

ખોલાસો-જમશેદ પાદશાહની અધર્મી, તથા ખુદા તરફની નીન્દાખોરી, ચાલને લીધે, તેને મળેલું ઇજદી ખોરેહ, જ્યારે જતું રહ્યું, ત્યારે બુરા તરીકાના જોહાકે, તે લેવા માંગ્યું, પણ "આદર" ઇજદે તેના હાથમાં જતું અટકાવ્યું, આખેરે તે ખોરેહને "અપામ-નપાતે" વોઉરૂકશ દરિયામાં સાચવી રાખ્યું.

કરદો (૮)મો ફકરો (૫૨)મો તેજ ઘોડાની ચાલનો, "અપામ-નપાત" જે હકુમત કરનાર, નુરમંદ, દલીર, (અથવા મરદાનગીવાળો) તથા આરાધનાનો ફાયદો આપનાર, બુલંદ દરજજાનો, સાહેબ (તે)ને હમો વખાણીએ છીએ, જેને માણુસોને પેદા કીધાં, જેણે માણુસોને રૂપ આપ્યું. જે પાણીમાં રહેનાર ઇજદ (છે) જ્યારે તે આરાધના પામેલો (હોએ છે) (ત્યારે) સાંભળવાના ઘણા જ તીક્ષ્ણ કાન રાખનારો છે. ફકરો (૫૩)મો ત્યાર પછી દાદાર હોરમજદે (પેગંબર જરથોસ્તને) એ પ્રમાણે (ઇઆને નીચે મુજબ) કહ્યું કે, તમો માણુસોમાંનો કોઇબી, અએ અશો જરથોસ્ત (તે) અખુટ ખોરેહને, મેળવવાને કોશેશ કરશે, તો તે (ગોયા) આથ્રવનની બક્ષેસો (મેળવશે.)

ખોલાસો-(આથ્રવનની બક્ષેસો તે કેઇ તે બાબે નીચે જણાવે છે) તે શખ્સ આથ્રવનની બક્ષેસો (મેળવે) (એટલે) દીનના એલમની રોશની (હાંસેલ કરે) આથ્રવનની બક્ષેસોમાં દીનનો સંપૂર્ણ એલમ, તથા ધર્મજ્ઞાન જણાવેલું છે, અને તે દીનના પેશવા તરીકે, નીતિનો તથા બહેસ્તનો માર્ગ બતલાવવા સારૂ, અતિ

ઉપયોગી, બલકે આએ હાડમંદ દુનિયાની દોલતના કરતાં, ઘણો ચઢતે દરજ્જેનો પાયદાર ખજાનો સમજવો, બીજુ એ જે આગલા વખતમાં, આથ્રવનોની મ્હોટી દોલત તેઓએ મેળવેલું. ધર્મજ્ઞાન ગણાતું હતુંઃ (જુઓ ખોરદાદ યસ્ત) ટુંકમાં જે શખ્સ વીર્યની જાળવણી કરે તેને એ કયાન ખોરેહ મળે.

Ashishang, the beautiful, is the resplendent glory of the "Kayans" જે આથ્રવન પોતે જ્ઞાન લઈને બીજાઓને એ ધર્મજ્ઞાન આપે તેને એ કયાન ખોરેહ મળે. આપણે રોજ સૂર્ય ઉગતાં ખોરશેદ-મહેરની નીઆએસ કર્યે છીએ, તેનું એક કારણ તો એ કે એના કીરણો લેવાથી આપણને તંદરોસ્તીની બાબદમાં ઘણો લાભ થાય છે. આજની સાયન્સ પણ એ વાતને ટેકો આપે છે ને બામદાદના ઉગતા સૂર્યમાંથી વાયોલેટ રંગના કીરણો નીકળે છે. એ Sun Bath થી કેટલાક દુઃખ દર્દો પણ સારાં થઇ જાય છે. અમેરીકા અને યુરોપમાં સોલેરીયમ[1] એટલે સૂર્યના તડકો પડે તેવાં કાચના મકાનો બાંધીને અને જેમ જેમ સૂર્ય ફરતો જાય તેમ તેમ તે મકાનોને ફરવીને કેટલાંક દર્દો સાજા કરવામાં આવે છે. (એવું એક કાચનું મકાન જામનગરમાં છે) અગાઉ આપણે જોઈ ગયા તેટલા રંગોની બાટલીઓમાં પાણી ભરીને તેને સૂર્યનો તડકો દેખાડીને[2] તે પાણી પાવાથી જુદી જુદી જાતના રોગો સાજા કરવામાં આવતાં હતાં. એ ઉપરાંત એ સૂર્યનાં કીરણના ઘણા દેખઈતા ફાયદા છે. અને એના ગુપ્ત ફાયદા (બાતેની) આપણે ઉપર જોઈ ગયા તેમ એજ આપણો આત્મા છે. જે રીતે વાદલાંના ઘેરાવાથી સૂર્ય પ્રકાશ ઓછો દેખાય છે. તેવી રીતે અજ્ઞાનના આવરણથી (યાને અજ્ઞાનના પરદાથી) આપણો એ "સૂર્ય" પ્રકાશ આપતો નથી. કુંડલીની શક્તિને જાગ્રત કરવાથી આપણા શરીરની (યાને અંતર જગતની) દરેક ક્રિયા, આપણે જોઈ શકીએ છીએ, લાખો કેન્ડલ પાવરનો પ્રકાશ આપણા આત્મામાં છે. અને એ આત્મપ્રકાશથીજ યોગીઓએ આપણા શરીર રચનાનું બારીકમાં બારીક નીરીક્ષણ કીધેલું છે.

સૂર્ય ઉપનિષદમાં કહે છે કે અમે સૂર્યદેવના શ્રેષ્ટ પ્રકાશનું ધ્યાન કરીએ છીએ, એ સૂર્યદેવ હમારી બુદ્ધિને પ્રેરનારો છે. એ સૂર્યજ આખા ય જડ-ચેતન જગતનો આત્મા છે, સૂર્યમાંથીજ બધાં પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. હે સૂર્યદેવ! તમેજ પ્રત્યક્ષ બ્રહ્મા છો, વિષ્ણુ છો, રૂદ્ર છો, તેમજ તમે ઋગ, યજુ, સામ, અને અથર્વ—એમ ચારે વેદના મંત્રો છો. સૂર્યમાંથીજ વાયુ, ભૂમિ, તેજ,

---

૧. Solarium ૨. Chromopathy જુદા જુદા કલરની બાટલીઓમાં પાણી ભરી સૂર્યનો તડકો દેખાડી તે પાણીનો દવા તરીકે ઉપયોગ કરવો તે.

આકાશ, જળ તેમજ દેવો અને વેદો ઉત્પન્ન થાય છે. એ સૂર્યજ બ્રહ્મ , એ સૂર્યજ અંતઃકરણ, મન, બુદ્ધિ, ચિત્ત, અને અહંકાર છે. એ સૂર્યજ પાંચ પ્રાણ છે, પાંચ જ્ઞાનેન્દ્રિય છે, પાંચ કર્મેન્દ્રિય છે. શબ્દ, સ્પર્શ વગેરે પાંચ તન્માત્રા છે, એ સૂર્ય આનંદ, જ્ઞાન અને વિજ્ઞાનથી પૂર્ણ છે. સૂર્યમાંથી પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, તેના વડે પોષાય છે, અને અંતે તેમાં વિલય પામે છે. એ સૂર્ય હું જ છું. એ સૂર્યદેવ હમારી આંખ છે.

આ ઉપનિષદ પરથી ખુલ્લું માલમ પડી જાય છે કે ખોરશેદ ઇજદ પોતે દાદાર હોરમજદનું સાકાર સ્વરૂપ છે, અને તેથીજ એની સામે ઉભા રહીને બંદગી કરવાનું ધર્મનું ખાસ ફરમાન છે કારણ કે એનાથી આપણી તંદરોસ્તીને ફાયદો થાય છે. એ એક ખરી બંદગી (Prayer) છે.



# પ્રકરણ ૨૧મું

## "ગાહામબારની ફીલસુફી"

હવે આપણે છ ગાહામબારની ફીલસુફી (અથવા બાતેની અર્થ)નો ખુલાસો કરશું (૧) લો ગાહામબાર "મએદીઓજરેમ" (૨) જો "મએદીઓશહેમ" (૩)જો "પએતેશહેમ" (૪) થો "અયાથ્રેમ" (૫)મો "મએદીઆરેમ" (૬)થો "હમસ્પથમએદએમ" સાધારણ રીતે એ છ ગાહામબારો વરસની જુદી જુદી ફસલ (મોસમ અથવા ઋતુ) ઉપર આવે છે. ૧લામાં ભરવસંત (૨)જામાં પુર ગરમીનો વખત (૩)જામાં અનાજ પાકયું હોય ફળ પાક્યાં હોય તેને ઉતારવાનો વખત (૪)થામાં ગરમીનો છેડો લાવનાર તથા ગોશન છોડનાર (૫)માંમા પુર સરદી (૬)થામાં ગાથાના પાંચ દહાડા આવે છે તે સરદી–તથા ગરમીનું સમતોલ થવું દહાડો અને રાતનું સરખા ભાગમાં વહેંચાઇ જવું. દિવસ અને રાતનું ૧૨ કલાકની સરખી લંબાઇનું થવું. એ થઈ આપણી ધરતી ઉપરની ફસલ, હવે એ ગાહામબારોમાં દાદાર હોરમજદે તબકકે તબકકે દુનિયા કેમ પેદા કીધી તે જોઇશું (૧) લામાં આશમાન બનાવ્યું (૨) જામાં પાણી બનાવ્યું (૩) જામાં જમીન બનાવી (૪) થામાં ઝાડપાન બનાવ્યાં (૫)માં જાનવરો "પરંદાં ચરન્દા બનાવ્યાં અને (૬)થામાં મનુષ્યને બનાવ્યો એમ એક વરસની અંદર આ બ્રહ્માડ (દુનિયા) બનાવ્યું. એ દુનિયા કેમ બની તે વીષે દરેક ધર્મવાળા જુદા જુદા બ્યાનો કરે છે. પેગંબરો અને મહાન પુરૂષો પણ એક મત ઉપર આવી શકતા નથી.

One says that the universe is the outcome of his thought and natute.

Another says that the universe has come into existence spontaneously (i. e.) it is neither, the cause nor the effect of anything else.

One says that the universe is without begining and without end.

Another says that it is created, before its creation. There was nothing except the holy one "God." When the fourteen universe will be annihilated. God only will remain.

Another says, that they are brought into existence by "One" and the same individual nothing exists except this individual.

હવે આ જુદા જુદા મતો ઉપરથી માલમ પડે છે. કે કોઇબી કહી નહિ શકે કે એ ક્યારે ઉત્તપન્ન થઈ અને કેવી રીતે ઉત્તપન્ન થઇ ?

આપણા ધર્મમાં છ ગાહામબારમાં જે દુન્યા ઉત્તપન્ન થયલી દેખારે છે. તે આપણે જેના ઉપર વસીયે છીએ તે દુન્યાનું બ્યાન નથી કીધું પણ મનુષ્યની ઉત્પત્તી કેવી રીતે થાય છે તેનો ક્રમ દેખાડયો છે. આપણે આગળ જોઇ ગયા તે પ્રમાણે આપણા શરીરને દુનિયા કહેલી છે. ( Man is microcosm of a macrocosm ) એ શરીર કેવી રીતે બને છે તેનું ભેદમાં બ્યાન એવી રીતે કરેલું છે કે તીર મહીનાના ગાહમબાર જે ખોરશેદ રોજથી શરૂ થઇ મહેર રોજ સુધીના પાંચ દિવસમાં જો કોઇ શખ્સ (હમબીસ્તર થાય) ઇઆને સ્રીસંગ કરે તો છઠ્ઠા ગાહામબારના પાંચ ગાથા સુધીમાં=*દાખલા તરીકે ખોરસેદ રોજે જે જો

*મનુષ્ય શરીર સાત ધાતુઓથી ધડાયલું છે. છ પ્રકારના રસમાંથી લોહી થાય છે, લોહીમાંથી માંસ થાય છે. માંસમાંથી મેદ (ચરબી) થાય છે. મેદમાંથી સ્નાયુઓ થાય છે, સ્નાયુઓમાંથી હાડકાં થાય છે. હાડકામાંથી મજ્જા અને મજ્જામાંથી વીર્ય થાય છે. એ વીર્યનો જ્યારે સ્રીના લોહી સાથે સંયોગ થાય છે, ત્યારે ગર્ભ પેદા થાય છે.

ઋતુકાળે સ્રીસંભોગ થયા પછી એક દિવસમાં એ ગર્ભ કલલ ( નાના પરપોટા ) રૂપ બને છે. સાત દિવસે તે બુદબુદ (મોટા પરપોટા) રૂપ થાય છે, પંદર દહાડે તે પિણ્ડરૂપ બને છે, અને એક મહીના બાદ તે કઠણ થાય

વીર્ય સ્ત્રીના ગર્ભસ્થાનમાં પડે તો તે દીવસથી ગણતાં ગાથાના પાંચ દિવસોમાં ગમે તે દિવસે એટલે ૨૬૦થી તે ૨૬૫ દિવસ સુધીમાં સ્ત્રી છોકરાંનો જન્મ આપી શકે છે.

અહિયાં બીજા ગાહમબારમાં દાદાર હોરમજદે પાણી પેદા કીધું તે એ પાણી તે વીર્ય અને ત્રીજામાં જમીન બનાવી એટલે એ વીર્યથી (અથવા પાણીથી) લોચો બંધાયો એટલે જમીન થઇ, ચોથામાં ઝાડપાન બનાવ્યા એટલે શરીરના બધા અવયવો તૈયાર થયા. પાંચમાંમા ચરંદા પરંદા વીગેરે પેદા કીધાં એટલે મનુષ્ય પોતાની કરણી પ્રમાણે (પૂર્વેના સંસ્કાર પ્રમાણે) કોઇપણ જાનવરની ખાસ્યત પોતા સાથે લેતો આવે છે. કોઇ સિંહ જેવો બળવાન, કોઇ લોંકડી જેવો

---

છે. બે મહિને તેનું માથું ઉત્પન્ન થાય છે, ત્રણ મહિને પગનો ભાગ આવે છે, અને ચોથે મહિને ઘુંટી, જઠર અને કેડનો ભાગ આવે છે. પાંચમે મહિને પીઠની કરોડ આવે છે. છઠ્ઠે મહિને મોં, નાક, આંખ, અને કાન ફૂટે છે, અને સાતમે મહિને એ ગર્ભ જીવ સાથે જોડાય છે. આઠમે મહિને તેને બાકીના બધા અવયવો આવે છે. પિતાનું વીર્ય જો પ્રમાણમાં વધારે હોય તો તે પુરૂષરૂપ થાય છે. અને માતાનું વીર્ય વધારે હોય તો સ્ત્રી બને છે. તેમજ જો બન્નેના વીર્યની સમાનતા હોય તો સંતતિ નપુંસક થાય છે. જો માતાનું ચિત્ત ગર્ભધાન વખતે વ્યાકુલ બનેલું હોય છે, તો છોકરૂં આંધળું, ખોડું, કુબડું કે ઠીંગણું બને છે. જો માતપિતાના વાયુના આઘાત વડે વીર્યના બે ભાગ થઇ જાય છે. તો જોડકાં બાળક ઉત્પન્ન થાય છે આઠ મહિના વિત્યા બાદ તેનામાં મન, પાંચ ઇન્દ્રિયો, બુદ્ધિ વગેરે પ્રગટ થતા તે ૐ કારનું ચિન્તન કરે છે. ત્યાર પછી ગર્ભાવસ્થામાં દેહધારી બનેલો એ જીવાત્મા આઠ પ્રકૃતિઓ, ( મૂળ પ્રકૃતિ મહત્ અહંકાર અને પાંચ તન્માત્રા ) તેમજ સોળ વિકારો (મન સાથે અગિયાર ઇન્દ્રિયો અને પાંચ મહાભૂતો) સાથે જોડાય છે.

માતા જે કાંઇ ખાય પીએ છે, તે નાડીરૂપ સૂત્ર વાટે એ ગર્ભનું પોષણ કરે છે. ત્યાર પછી નવમે મહિને એ ગર્ભ સર્વ લક્ષણો અને ઇન્દ્રિયોથી સંપૂર્ણ થાય છે, અને આગલા જન્મને સંભારે છે, તેમજ તેણે પૂર્વ કરેલું શુભ અને અશુભ કર્મ તેને આવી મળે છે. તે વિચાર કરે છે—

મેં પૂર્વે હજારો યોનિઓ જોઇ છે, અનેક પ્રકારના આહારો ખાધા છે, તેમજ અનેક પ્રકારના સ્તનપાન કર્યાં છે. હું ફરીફરી જન્મ્યો છું, અને ફરીફરી મર્યો છું. મારા કુટુંબને માટે જે કાંઇ શુભાશુભ કર્મો મેં કર્યાં તેને કારણે હું એકલો જ અહીં દુઃખ ભોગવું છું.

( ગર્ભોપનિષદ )

ચપરખંડો, કોઇ બીલાડીની ખાસ્યતનો ચોર જેવો, કોઈ ઉંદરની ખાસ્યતનો ફોલી ફોલીને ખાનાર, કોઇ કબુતર જેવો નિર્દોશ, કોઈ ગધેડા જેવો મુર્ખ, કોઇ દેડકા જેવો આળસુ, કોઈ ઘોડા જેવો ચબરાક, કોઈ સાપ જેવો ઝહેરી ખાસ્યતનો, કોઇ કાગડા જેવો ચતુર, કોઇ ગાય બકરાં જેવો ગરીબ નરમ સ્વભાવનો, કોઈ હાથી જેવો સંતોષી, કોઇ કુતરા જેવો અધિરો, કોઇ કીડી જેવો સંગ્રહ કરનાર કંજુસ, કોઇ વાઘ વરૂ જેવો લોહીતરસ્યો ખુની, કોઈ સરડા જેવો ઘડી ઘડી પોતાનો રંગ બદલનાર, એવી એવી ખાસ્યતો મનુષ્યમાં હોય છે. એ વીષે જુઓ "વનન્ત યસ્ત બા માએની"નો સાર નીચે લખવા મુજબ.

તમામ ઉંદર (તથા) બીલાડીની પેદાએશના (જાનવરોના) મોહોડાને હું બાંધું છું કે જેથી કરીને તેઓ ઘેરમાં નુકશાન નહિ કરે (મને) તંદરોસ્તી (તથા) મશહુરી હોજો, (દાદાર) હોરમજદના નામથી (તથા) ફરેદુન (કે જે) ફરેદુન આથ-બ્યાનનો (છોકરો થાએ તેના) કૌવત (તથા) ખોરેહના નામથી (તમામ ઉંદર તથા બીલાડીના મોંહડાંને હું બાંધું છું.) સાંપો (તથા) સાંપની જાતોના (તથા) પેદાએશના (જાનવરોના) મોંહોડાંને હું બાંધું છું, કે જેથી કરીને તેઓ ઘેરમાં કોઇને નુકશાન નહિ કરે. વરૂઓ તથા વરૂની જાતોના (તથા) બીલાડીના મોંહોડાંને હું બાંધું છું. જેથી કરીને તેઓ ઘેરમાં નુકશાન નહિ કરે. અહિંયા જે ઘેર વીષે લખ્યું છે તે આપણું શરીર સમજવું.

## વનન્ત યસ્તની નીરંગ

તમામ બલા તથા દેવ, દરૂજ, પરી, તથા તરસ (ઇઆને તરસની ખસલતના માણુસ અથવા ડાકણ) તથા જાદુગરો, તથા ખરાબ પવન, તથા દુઃખ, પેટનું દરદ તથા શરીરના સાત સાંધાનું દરદ તથા શેતાનથી ઉત્તપન્ન થતી ખરાબી તથા દીલની પરીશાની તથા ભેજાનું દરદ તથા મનને બેચેની આપનાર ખરાબ પવન તથા બદ નજર, તથા બદ માણસોને જોવાથી જે ખરાબી થાય છે, તે, તથા એના જેવીજ બીજી બલા-એ સઘળુ દફે અને નાબુદ થઈ જાએ.

આ વનન્ત યસ્ત અને તેની નીરંગ ઉપરથી માલમ પડશે, કે દરેક બચ્ચું (નવો જન્મ લેનાર) પોતાની સાથે કોઇંપી એક જાનવરી ખસલત (ઇઆને ખાસ્યત) લેતુંજ આવે છે. હવે એ બચ્ચાંની આગલા ભવની ખાસ્યત સુધારવાનું કામ તેના માબાપનું છે. અને છેલ્લા ગાહામબારમાં મનુષ્ય પેદા કીધું, એટલે બચ્ચાંનો જન્મ થવો તેને મનુષ્ય પેદા કીધું એવી રીતે ભેદમાં કહેલું છે.

એ છ ગાહમબારમાં આપણા શરીરની (માના ગર્ભસ્થાનમાં) સંપૂર્ણ રચના થાય છે. આજની વૈદિક વિધાને આધારે જો તપાસ કરશો તો માલમ પડશે કે બચ્ચાંનો જન્મ આશરે ૨૬૦ થી ૨૬૫ દિવસમાં થાય છે. પછી તો

કોઇ આકસ્મીક રીતે અધુરે જન્મે યા તો ૨૬૫ દિવસ પછી જન્મે. પણ એટલી મુદતમાં જન્મ થવો જોઇએ. હવે એ બચ્ચું જ્યારે અવતરે ત્યારે ખુદરતી રીતે દરેક કુટુંબમાં ખુશાલી તો પેદા થવી જ જોઈએ તેથીજ ભેદમાં આ ગાથાના દિવસોને મહત્વતા આપેલી છે. કંઇ દરેક બચ્ચું કાંઈ આ હીસાબે જન્મ પામવાનું નથી ( એટલે તીર મહિનામાંજ ગર્ભ ધારણ કરે અને ગાથા ગાહામબારમાંજજન્મે ) પણ ગમે તે દિવસે તેનો જન્મ થાય, તે દિવસે બચ્ચાનું નવું વરસ શરૂ થયેલું કહેવાય. હવે એક બીજી બાબદનો ખુલાસો ધ્યાનમાં રાખવાનો છે તે એ કે આપણા ધર્મમાં "રપીથ્વન" ગેહ ફરવરદીન મહિનો અને હોરમજદ રોજથી શરૂ થાય છે તે મેહેર મહિનો અને અનેરાન રોજ સુધી એટલે (૭) મહિના "રપીથ્વન" ગેહના અને (૫) મહિના બીજી હાવનના આવાં મહિનો ને હોરમજદ રોજથી શરૂ કરીને તે સપંદારમદ મહિનો અને અનેરાન રોજ સુધીના. એમાં પણ ભેદ સમાવેલો છે, તે એ કે જ્યારે બચ્ચું જન્મે ત્યારથી તે સાત મહિનાનું થાય ત્યાં સુધી (રપીથ્વન) ( રપીથ્વન ઇજવી એવું જે ભેદમાં કહેલું છે ) તે એ કે મરદે પોતાની સ્ત્રી પાસે જવું નહિ (યાને સ્ત્રીસંગ કરવો નહિ) તેથીજ ધર્મના ફરમાનની રૂએ આજ્ઞા કીધી છે કે જે શખ્સ રપીથ્વન ઈજશે તેને ઘણું પુન્ય લાગશે. (જો કોઇ મરદ સાત મહિનાથી વધુ વખત પોતા પર કાબુ રાખી શકતો હોય તો તે વધારે ફાયદાકારક છે) જેમ બચ્ચું વધારે વખત માનું દુધ ધાવે તેમ તે બચ્ચાંનો બાંધો ઘણો સરસ થાય (ઈઆને તંદરોસ્તી ભોગવે) અને (૫) મહિના બીજી હાવન એટલે સ્ત્રીને ગર્ભ રહ્યો છે એવી ખબર પડે (એવાં ચીહ્ન માલમ પડે) ત્યારથી મરદે (૫) મહિના સુધીજ તેની સાથે સંગ કરવો એ મુદત પછી સંગ કરવાથી તે બચ્ચાંની માતાને યા તો બચ્ચાંને નુકશાન થવાનો ભય રહેલો હોય છે. આવી આવી બારીક વીગતો ધર્મના ફરમાનને નામે ( યાને ગુનાહની બીક દેખરાવીને ) આપણને આપણા દસ્તુરોએ આપ્યાં છે. બહારથી કંઇ મતલબ નીકલે, પણ ખરી ખુબી તો એની અંદર માતાની તેના પીતાની અને જન્મનારાં બચ્ચાંની તંદરોસ્તી, કેમ જળવાય, (અથવા તંદરોસ્ત રહે) તેના ફાયદા તે અમલ કરનારને કેવી રીતે મલે તેની સંભાળ રાખી છે. જ્યાં જ્યાં ધર્મની રૂએ ફરમાનો આપેલા છે તે આપણા પોતાના ફાયદાઓને માટેજ આપેલાં છે, કારણ કે શરીરની રચનાનું બારીક જ્ઞાન તે વખતના ધર્મગુરૂઓને હતું.

હવે આપણે એ ગાહામબારની ચાસ્ની કોણે કરવી તે વીષે જાણવું કે આંતાં યસ્તના ફકરા (૯૨) માં લખે છે કે—નહિ (બીજાઓને) દુખ દેનાર નહિ ગરમ મીજાજવાળાએ, નહિ ઠગાઇ કરનારે, નહિ હીચકારાએ, નહિ નીચ માણસે, નહિ સ્ત્રીએ, ગાથા ગાયા વગર ભણનાર નહિ, બુરા અથવા અધર્મી માણસે,

નહિ કોહોડીઆએ, જે (કોહોડથી) પંચરાએલા તનવાળો છે. (એ બધાઓમાંના કોઇએબી નહિ) મારી આએ ક્રિયાની રૂએ ઇજેલી ભેટની ચાસ્ની કરવી.

ફકરો (૯૩) મો—મારે માટે (ઇઆને મારી નયને) આએ ક્રિયાની રૂયે, ઇજેલી ભેટો, જે આંધળા, બહેરા, ખુરા, ઘાતકી, બામીલ, શેહેવત-પરસ્તે (તથા) તમામ (માંથ્ર) માંના, (કોઇબી) માંથ્રને અનુસરતી પુરતી હુશીયારીવાળી ખાસિયત તથા ગુણ નહિ ધરાવનારા, (એઓમાંનો કોઇબી શખ્સ) ખાશે તો હું કબુલ રાખતી નથી (વળી) નહિ આગળથી ખુંધવાળાએ, નહિ પાછળથી ખુંધવાળાએ, આડાઅટાડા દાંતવાળા (ઇઆને ખરાબ સખુન બોલનાર) ખુરા માણસે મારી આએ ક્રિયાતી રૂયે ઇજેલી ભેટની ચાસ્ની કરવી નહિ.

હવે ચાસ્ની એટલે ચાખવું to taste ફારસી શબ્દ ચસીદન ઉપરથી નીકલ્યો છે. હવે એનો ભેદ એ છે કે ખાવાની ચીજ હોય તો તેનો સ્વાદ લઇ શકાય, પણ અહિયા જે ચાસ્ની લખી છે, તે અંગ્રેજી શબ્દ to test કોઇબી ચીજનો અમલ કરીને તેનો અનુભવ લેવો, કોઇ ચીજની ક્રિયા કરીને તેનું પરિણામ લાવવું તેથી આ ફકરાની મતલબ એવી છે કે ઉપર દેખરાવ્યા પ્રમાણે આવા અવગુણોવાળા (નાલાયકો) એઓએ પરણવું નહિ. અને તેને પરણાવવાની પણ ભલામણ કરવી નહિ=પણ એથી ઉલટું ગાહમબારના આફ્રગાનમાં કહે છે કે ફકરો (૭)મો જુઓ ત્યાં લખે છે કે (ગુમાશ હોવા છતાં) અગરજો કોઇ શખ્સ અએ સપેંતમાન જરથોસ્ત, પહેલ્લી મ્યજદનો ઇઆને મેદીઓ જરેમ ગાહામબારના જશન)નો (પોતાનો ફાળો) નહિ આપે તો જશન કરાવનાર વડો ધર્મગુરૂ (પોતાનો ફાળો આપીને) તે મ્યજદમાં, શામેલ નહિ થનાર શખ્સને માજદયસ્નો (ની મિજલસ)માં ક્રિયામાં નહિ શામેલ થનાર તરીકે ઉઘાડો પાડે. નોટ ૧

(૨)જા ગાહામબાર મએદીઓશહેમમાં સામેલ નહિ થનાર શખ્સને વડો ધર્મગુરૂ, પોતાનો કોલ (ઇઆને સખુન) કરાર મુજબ અમલમાં નહિ લાવનાર તરીકે ઉઘાડો પાડે.

(૩)જા ગાહામબાર "પએતેશહેમ"માં શામેલ નહિ થનાર શખ્સને વડો ધર્મગુરૂ-માજદયસ્નો (ની મીજલસ) માં જણાઇ આવેલા ગુનેહગાર તરીકે ઉઘાડો પાડે.

(૪)થા ગાહામબાર "અયાથ્રેમ" શામેલ નહિ થનાર શખ્સને

---

નોટ ૧. આપણા વંદીદાદમાં અને ગાહમબારના આફ્રગાનમાં જે બાબદો ભેદમાં લખેલી છે તેવીજ બાબદો (અથવા ગુનાહોની તેઝેસોની) હીંદુઓના "મનુ-સ્મૃતિ" નામના પુસ્તકમાં ખુલ્લી આપી છે.

વડો ધર્મગુરૂ–માજદયસ્નો (ની મીજલસ) માં રદ થયલા ઢોરની માફક ઉઘાડો પાડે.

(૫)મા ગાહામબાર "મએદીઆરેમ"માં શામેલ નહિ થનાર શખ્સને વડો ધર્મગુરૂ માજદયસ્નો (ની મિજલસ)ની હજુરમાં, આએ દુનિયાની તેની તમામ નેઆમતો (અથવા સારી ચીજો) છીનવી લે.

(૬)થા ગાહામબાર "હમસ્પથમએદએમ"માં શામેલ નહિ થનાર શખ્સને વડો ધર્મગુરૂ માજદયસ્નો (ની મિજલસ)ની હજુરમાં હોરમજદી દીનના તરીકાથી બાતેલ થયેલા તરીકે તેને ઉઘાડો પાડે.

ત્યાર પછી તે નીતીવાન (ધર્મ ગુરૂ) તેને (ઇઆને ગાહામબારના જશનમાં ફાળો આપીને શામેલ નહિ થનાર શખ્સને) (તે મિજલસમાં) પોકાર સાથે ઉઘાડો પાડે, તથા (તેને) હાંકી કહાડે, ત્યાર પછી તે નીતીવાન ધર્મગુરૂ, તે શખ્સને નારાસ્ત કામો લાગુ પાડે, એ પ્રમાણે રતુના હાથ હેઠળનો પેલો શખ્સ રતુને (તાબે થાએ) ઈઆને તેના હોકમ મુજબ અમલ કરે,

આ ગાહામબારના આફ્રગાનના લખાણુ પરથી તો એવું માલમ પડે છે કે (આતલા નજીવા ગુનાહ ને માટે આતલી બધી સખ્ત સજા કરવી પડે) એનો ભેદ કંઈ જુદોજ હોવો જોઈએ. દરેક ઠેકાણે લખે છે કે ગુજાશ હોવાં છતાં એનો બાતેની અર્થ પરણુવાને લાયકની ઉમ્મરનો અને સંપતીવાન હોવા છતાં જો તે લગ્નના ગાંઠથી પોતાને લાયકની કન્યા સાથે જોડાય નહિ (સેહાદી નહી કરે) તો તે વખતના કાયદા પ્રમાણે દસ્તુરો તેને પરણુવાને સમજાવે, અને જો તે નહિ સમજે તો તેને ચાર પાંચ વાર સમજાવી જોય, અને છતાં પણુ નહિ જ સમજે તો તેને છેવટે હોરમજદી દીનના તરીકાથી બાતેલ થયલા તરીકે ઉઘાડો પાડે. કારણુકે તે જમાનાના નીતીના કાયદા પ્રમાણે એક ઉમ્મરે પુગેલો શખ્સ મરદીમાં હોવા છતાં નહી પરણે અને જેમ ગમે નીરઅંકુસ રીતે જીંદગી ગુજારે (ઇઆને અનીતીવાન હોય) તો તેને આવી રીતે સજા કરવાની વડા ધર્મગુરૂને સત્તા હોવી જોઈએ. તે જમાનામાં પરણેલાઓને ઘણા બચ્ચાં છોકરાં વાળાઓને ઘણું માન મલતું હતું, તેના ઈશારા આપણા ધર્મ સાહીત્યમાં ઘણે ઠેકાણે મલે છે. કોઇ સવાલ કરશે કે એક ઠેકાણે ખોરદાદ યસ્તમાં (૯) નવ કશ ખેંચનારને (ઈઆને જીંદગી સુધી કુવારો રહેનારને) દાદાર–હેરમજદ વધારે પસંદ કરે છે. અને અહિયાં નહિ પરણુનારને સજા કરે છે. તેને માટે જાણુવું કે જે કોઇ જરથોસ્તની ગાદીએ આવનાર "જરથેસ્તતેમો" હોય તેને જ એક અપવાદ તરીકે કુંવારા રહેવાનું ફરમાન છે. બાકી દરેક જણે લાયક ઉમ્મરે પરણુવું જ જોઈએ એવું આપણી માજદીયસ્ની જરથોસ્તી દીનનું ફરમાન છે.

આવા યસ્તના ફકરા ૪૨–૪૩ માં જણાવ્યા પ્રમાણે જે શખ્સો, મરદીમાં

નહિ હોય, રોગીષ્ટ હોય, જેવાકે રગતપીત, કહોડ, ક્ષય, તથા અનીતીથી થતાં દર્દો, વીગેરેથી પીડાતા હોય તેને પરણુવાની મનાઈ કરેલી છે. આપણું દરેક લખાણોમાંથી બે મતલબ નીકલે છે. એક જાહેર બીજી બાતેન. (દાખલા તરીકે -પાણી=અને વીર્ય લોહી વીગેરે આતશ અને પ્રેમ) તેવી રીતે આવાં યસ્તના એ ફકરાઓની એક મતલબ એવી પણ નીકલે છે કે એમાં જણાવેલી ખાસ્યત (ખસલત) ના શખ્સોથી મોબેદી (યોજદાથ્રેગરી) ના પેશામાં (ધંધાંમા) નહિ પડાય (ઇઆને મોબેદ યાઘમેંગુરૂ નહિ થઈ શકે શરીરમાં કાંઇપણ ખામી હોયતો.)=

હવે આપણે મુકતાદ વિષે ખુલાશો કરશું વરસના છેલ્લા (૫) દિવસ આસતાદ રોજથી અનેરાન રોજ સુધી અને (૫) ગાથા મલીને દશ દિવસ આપણા લોકોની એવી માન્યતા છે કે, એ દશ દિવસ આપણાં ગુજરેલા અશો ફ્રરોહરો આ ગેતીની દુન્યામાં (મીનોઈ દુન્યામાંથી) આવે છે. અને આપણાથી પોતાને માટે કીયા ભણતરની આરજુ રાખે છે. પણ એ માન્યતા ભુલ ભરેલી છે જેવી રીતે આપણે દરેક બાબદમાં ગોથું ખાઈએ છીયે, (ઇઆને ભેદોના ખુલાસાની સમજ વગર) તેજ પ્રમાણે આ દશ દિવસની ક્રિયામાં પણ આપણે ફોકટના પૈસા ખરચીને મુર્ખા બનીએ છીયે એક ગમથી આપણે એમ બોલીએ છીયે કે–આપણી "ફ્રવષિ' યાને અશો-ફ્રરોહર તે મીનોઈ જહાનમાં બહેસ્તમાં રહે છે. અને તેને ત્યાં કોઇપણ બાકી ચીજની જરૂર પડતી નથી જ્યારે બીજી ગમથી આપણે તેને માટે ભણતર ક્રિયા, વીગેરે કરીને તેને આ દુન્યામા ઇજન કરીએ છીએ, સાદી સમજથી પણ વીચાર કરતાં માલમ પડશે કે મીનોઈ= એટલે અદ્રષ્ય સરુથી સરસ દુન્યા મુકીને આ ખાકી દુન્યામાં તે લોકોનું આવવું કેટલું બેહુદું છે. (ઇઆને નીર્થકછે) કોઇ આવતું પણ નથી અને જતું પણ નથી એનો ભેદતો આપણા ગાહામબારમાં જણાવ્યા પ્રમાણે (૬) થા ગાહામબારમાં બચ્ચાંનું અવતરવું (ઇઆને જન્મ પામવું) તેને માટે ઇશારો કીધો છે. કે અશો–ફ્રરોહર આ દુન્યામાં આવે છે. જનમ લેનાર બાળક માના પેટમાંથી અંધારી જગ્યા એથી છુટકો પાંમીને આ ધરતીની રોશની જોય છે. ત્યારે તે બાળકને કેટલી બધી ખુશાળી લાગતી હશે. અને જેને ત્યાં તે આવે છે તે લોકોને પણ કેટલી બધી ખુશાળી લાગતી હશે. એ જન્મ લેનાર બાળક જ અશો–ફ્રરોહર કહેવાય એ વીષેનો વીગતવાર ખુલાસો ફરવરદીન યસ્તમાં કરવામાં આવશે. અહિયાં તો એટલું જ જાણવું કે આત્મા અંધારી કોટડીમાંથી મુકત થયો એટલે "મુકત–આત્મા" તેને આપણા લોકોએ મુકતાદ નામ આપી ને આટલો ઘોંટાળો કરી નાખ્યો છે.

*

# પ્રકરણ ૨૨મું

## "સરોશ–યસ્ત વડી બા માએની"

### ( SROASH )

Sroash is the Master of Holiness. He smites fiends. He is the divine Messenger. He leads souls after death, to the "Chinvat Bridge" Before him all the "Devs" (fiends) bow with fear and fright, and rush–away to darkness.—

May Sroash, the righteous, the smiter of demons, keep greed wrath and want far from thee; May he destroy them, and may not seize thee as unjust.

સરોશની બાબદ આપણા ધર્મસાહીત્યમાં ઘણી અગત્યની જણાવી છે. ઉપર લખતા પ્રમાણે એ પવિત્રાઇનો માલેક, દેવોને ભય પમાડીને દુર કરનાર (મારનાર) ઇશ્વરી કાસદ (સંદેસા લાવનાર) મરણ પછી ચીનવત પુલ પસાર કરાવનાર, તથા દેવો એનાથી દહેશત ખાઈને દોજખમાં નહાસી જાય છે. એવો એ બળવાન છે. રાત અને દિવસ આપણી ચોકી કરે છે ( ઇઆને આપણી સાથે જ રહે છે ) એવાં એને ઘણા વીશેષણો લગાડવામાં આવ્યા છે.

શ્રુ—ધાતુ ઉપરથી એ શબ્દ નીકલ્યો છે, અને એનો અર્થ સંભળાવનાર એવો થાય છે. એને સંદેસા લાવનાર તરીકે કહ્યો છે. તે વાજબી જ છે. કારણ કે જો એ સંદેસા નહિ લાવતે તો મનુષ્ય જ્ઞાન કયાંથી મેળવતે. એની આગળ અશો વીશેષણ લગાડ્યું છે તેથી એનો ભેદ ખુલ્લો થઇ જાય છે. અશો=એટલે પવિત્ર અને શ્રરોસ એટલે વિચાર આપણી અંદર રહેલા પવિત્ર વિચાર તે=શ્રરોસ એ યસ્ત એક પવિત્ર વિચારથી શું શું ફાયદા થાય છે તેનો નીબંધ છે. ( Essay on thought power )

મણુસના વિચાર સારા હોય અને ખરાબ પણ હોય તેથી—અશો વિશેષણ લગાડ્યું છે: એનો સમજણ પડે તેવો અર્થ ઇશ્વરી પ્રેરણા અથવા બસારત Inspiration છે. હવે એ અર્થ કરવાને માટે એ યસ્તનો (૨૧)મો ફકરો એના રહેઠાણની (એ કયાં રહે છે તે જગ્યા પરથી) આપેલી વીગત પરથી એનો ભેદ ખુલી જાય છે.

(૨૧) ફકરો—ખુબસુરત, ફત્તેહમંદ, દુનિયાની વૃદ્ધિ કરનાર, તથા પવિત્ર સરોશ, (ઇજદ) (જે) અશો (તથા) અશોઇનો સરદાર (તેને) હમો આરાધીએ છીએ, જેનું ફત્તેહમંદ (૧૦૦૦) થામલાવાળુ મજબુત, અંદરના ભાગમાંથી પોતાની મેળે રોશની આપતું (તથા) બાહારના ભાગમાંથી, સેતારાથી સંગારેલું ઘેર, અલબુર્જ પહાડની સઉથી ઉંચી ટોંચ ઉપર (આવેલું છે).

ફકરો (૨૨) જેનું (બઆને સરોશ ઇજદનું) ફત્તેહમંદ હથિયાર ( થઇ રહેવાને ) અહુનવરે તથા હપ્તન યસ્તે, તથા ફ હમંદ, ફષુષ માંથ્રવાનીએ, તથા તમામ દજસ્નેના કરદાઓએ કબૂલ રાખ્યું હતું.

હવે જગ્યા તે દસમોદ્વાર અજરામર ચક્ર (બ્રહ્મરંધ્ર ચક્ર) નિરંતર સચિદાનંદ જ્યોતિર સ્વરૂપ સહસ્રદળ યુકત અને સુદ્ધ સ્ફટિક સમાન (Brain મસ્તક) વધુ માટે જુઓ દુનીયાનો નકશો આપણે એને હજાર થાંભલાંવાળું કહીએ છીએ, હીંદુઓ એને સહસ્રદલ=એટલે હજાર દલવાળું કહે છે. એ આપણા શરીરનો મસ્તકનો ભાગ છે. અને એની અંદર હંમેશાં પ્રકાશ રહે છે. બહારથી સેતારાથી સંગારેલું એટલે આપણી ઇન્દ્રિઓ નાક, કાન, આંખ, વીગેરે. આપણા વિચારોની સ્ફુરણા પણ એ જગ્યાએથીજ થાય છે. દરેક ઠેકાણે જીવામ અને બરસમ કરીને લખે છે, અને આપણી ક્રીયાઓમાં બકરીના દુધને જીવામ તરીકે મુકે છે. પણ એનો બાતેની અર્થ = ખાલેસ ( ચોખ્ખું, નિર્મલ ) અંતકરણ. અને બરસમ = એટલે દ્રઢતા એક ખુદા ઉપરજ એકીન રાખવું તે

સાહેબ સિવાય બીજી કોઈ પણ શક્તિઓને માનવું નહિ. હવે જે માણુસ આ બન્ને ગુણો ધરાવતો હોય તેને જરૂર પ્રેરણા અથવા બસારત થાય, આપણા પેગંબરે પણ વિચારની એકાગ્રતા કરીને આ જ્ઞાન મેળવ્યું હતું. આપણા મોબેદોમાં (૮) એક એકથી ચઢતા દરજ્જા દેખરાવ્યા છે. (૧) જઓતારેમ (૨) હાવનાનેમ (૩) આતરે વક્ષેમ (૪) ફ્રબરેતારેમ (૫) આબેરેતેમ (૬) આસ્નતારેમ (૭) રથવિશ્કરેમ (૮) સ્રઓષાવરેજેમ=એટલે સરોશ સાથ એકતાન થયલો, જે સમાધિ સ્થિતિમાં જ્ઞાન મળે છે. તેજ ખરૂં આત્મીકજ્ઞાન (બ્રહ્મજ્ઞાન) કહેવાય, તેનેજ બસારત પામેલો કરીને કહેવામાં આવે છે. જરથોસ્તે પોતે પણ સરોશને સંદેશા આપ્યા, અને એ સંદેશાનો જવાબ બહુમન અમસારપંદ તરફથી મેલવીને પછી જરસ્થોતને કહ્યા જેને પુરસેસ–પાસોખ કરીને કહે છે. જેનેબી એ અંતરજ્ઞાન મેળવવું હોય તેને ફકટ પવિત્ર વિચારજ કરવા અને જે બાબદના વિચારો કીધા હોય તેમાં એવા તો મસગુલ થઈ જવું કે જ્યાં સુધી તે વિચારોનો ખુલાશો મેળવ્યે નહિ ત્યાં સુધી તે જગ્યા ઉપરથી ઉઠવું નહિ. પોતાની જાતને ભુલી જવું. એવી રીતેજ દુનિયાની મહાન શોધો જાહેરમાં આવી છે: એડીસને એવા વિચારો કરીનેજ ઇલેકટ્રીક લાઇટ, સીનેમેટોગ્રાફ, ફોનોગ્રાફ વિગેરે સેંકડો જાતની જુદી જુદી વીજ્ઞાનીક શોધો કરીને દુન્યાને ચકિત કરી નાખી, વાયરલેસનો શોધક મારકોનીએ પણ એવીજ રીતે ચીત્તની એકાગ્રતા કરીનેજ દુન્યાને વાયરલેસ તથા રેડીઓની બક્ષેસ કીધી. દરેક રૂષિ અથવા મહાત્માઓએ આવીજ રીતે જ્ઞાન મેળવ્યું રૂષિ (ઋષિ)નો અર્થજ free thinker થાય છે. જુઓ એ વિષે બંગાળનો આત્મજ્ઞાની હરનાથ પાગલ વીચાર વિષે શું કહે છે.

Try to shake evil thoughts completely off your mind, Thought is so powerful, that it can create non existent things can show invisible things, and can catch them, which can not be caught. (Harnath Pagal).

You should polish your thoughts, well, Thoughts well polished the light as of lightning will flash ablaze in deep dark room, than there remains nothing unknown, and everything shall be clear, and visible to you, as if in a miror. ( Harnath Pagal )

A man's thoughts blossom in to deeds, and his deeds, bear the fruitage of character and destiny. ( Allen )

Sow a thought and reap an act, Sow an act and reap a habit, sow a habit and reap a character, sow a character and reap a destiny. ( Thackeray. )

તકદીરનો ઘડનાર, નસીબનો લખનાર, સિતારાની ચાલ નથી, પણ આપણા મગજના વીચારો છે, જેવા વીચારો મનમાં લાવશું, તેવાં કાર્યો દુનિયામાં કરીશું. ને આપણાં કીધાં કર્તુકોથીજ આપણી ચાલચલન ને રહેણીકરણી ઘડાય છે. તો યાદ રાખ કે નશીબ સુધારવા માટે વીચાર સુધારવાની મુખ્ય જરૂર છે.

મઝદઝનાન પંથનો સ્થાપક જરાદુસ્ત હાનીસ પણ મઝદઝનાનનો અર્થ Master of thoughts કરે છે.

ફકરો (૯)મો-ખુબસુરત ફતેહમંદ દુન્યિાની વૃદ્ધિ કરનાર (તથા) પવિત્ર અશો સરોશ (ઇજદ) જે અશોઈનો સરદાર (તેને) હમો આરાધીએ છિયે.

ફકરો (૧૦)મો-જે (સરોશ ઇજદ) મુફલેસ માણુસનું તથા મુફલેસ બાઇડીનું મજબુત બાંધેલું (ઘેર) છે, (વળી) જે (સરોશ ઇજદે) બામદાદના ઝઝકળાંના વખતથી તાંકેલા હથીઆરે કરીને એશમ (દેવ)ને સખત જખમ મારે છે, (તથા) જે માણુસ એ પ્રમાણે (તેના) કૌવતને તુચ્છકારી કહાડે છે, તેનાં માથાં ઉપર મારીને તે માથાને ખચીત ભાંજી નાખે છે.

અહિયાં મુફલેસનો અર્થ થોડી અક્કલનો થાય છે, એટલે જો મનુષ્યમાં અક્કલ થોડી હોય પણ જો તે પોતાના વીચારો પવિત્ર રાખે તો તેનું દરેક કાર્ય સફળ થાય, બામદાદાનું ઝઝ.ળું=એટલે જયારથી મનુષ્ય વિચાર કરતો થાય ત્યારથી જો પોતાના વીચાર પવિત્ર રાખે તો તે દુર્ગુણો ઉપર કાબુ રાખતાં શીખે એશમદેવ=એટલે ગુસ્સાનો દેવ, અહિયાં લખવાની મતલબ એટલું જ દેખરાવવાની છે કે બચપણથી જ સારા સંસ્કાર પાડવા (ઇઆને કેળવણી આપવી) કરદો (૧૧) મો ફકરો (૨૭) મો-એમાં સરોશને સફેદ, ચકચકથતા, દેખામણા પવિત્ર ચાર ઘોડાની ગાડીમાં ફરતો દેખરાવ્યો છે. અને તે ઘોડા છાયાવગરના સીસાંની નાળ સાથના, અને સીસાં ઉપર સોનાનો ઢોળ ચઢાવેલા. એ ચાર ઘોડા તે બે આંખ અને બે કાન જયાસુધી મનુષ્ય કાન વાટે કોઇ વાત સાંભળે નહિ, અથવા આંખોથી જોય નહિ ત્યાં સુધી તેના મગજમાં વિચાર આવી શકે નહિ અને એ ઘોડાની નાળ સીસાંની એટલે જેવી રીતે સીસું વહેલું પીગળી જાય છે તેની રીતે મનુષ્યના વિચારો પણ ઘડી ઘડી

ફેરવાય છે. મક્કમ રહી શકતો નથી. અને સોનાનો ઢોલ, એટલે દરેક મનુષ્ય પોતાના વિચારમાં ગમે તેવો ડગમગતો હોય, તોપણ બહારથી ઘણા સુંદર વિચાર ધરાવતો હોય તેવો દેખાવ કરે છે. કોઇના ભાષણથી યા સારી ચોપડી વાંચવાંથી થોડા વખતને માટે એવા ઠરાવપર આવી જાય છે કે હવે આપણે પણ એ પ્રમાણે જ ચાલ્યે, પણ થોડાજ વખતમાં ભાષણવાળો હોલ છોડયા પછી, યા ચોપડી વાંચીને ઊંચી મુકયા પછી પાછા જેના તેજ વિચારો આવી જાય છે. આવી રીતના ડગમગતા વિચારોને લીધે તે કોઇપણ કામ કરી શકતો નથી, યા પોતે સુધરતો નથી તેથી ભેદમાં લખ્યું છે કે સીસાંની નાળ, અને તેની ઉપર સોનાનો ઢોલ. ફકરો (૨૮) મો સરોશ ઇજદના ઉપર જણાવેલા ઘોડા બીજા ઘોડાઓ કરતાં વધારે સેતાબ પવન કરતાં વધારે સેતાબ, વરસાદના કરતાં વધારે સેતાબ સારી પાંખવાળાં પક્ષિઓ કરતાં વધારે સેતાબ, તથા (તાંકેલા) ફેંકેલા તીર કરતાં વધારે સેતાબ હોય છે, ફકરો (૨૯) મો જે ઘોડા તે બધાં ઓને પહોંચી શકે છે, જેઓ પછવાડેથી જાય છે. તેઓ પછવાડેથી તે (ઘોડા) ઓને પહોચી શકતા નથી. તે ઘોડાઓ (સવહિ નામના કેશ્વરથી નીકળીને અરેજહિ નામના કેશ્વર સુધી જાય છે.) અહિયાં આપણા વીચારની ગતી (અથવા ઝડપ) દેખરાવી છે. જે કોઈ કાર્ય કરવા અગાઉ તેનો પુરતો શાંત રીતે વિચાર કરે છે. તેનું કાર્ય ફતેહમંદ થાય છે (દુરઅંદેશીથી વિચાર કરનારનું) પણ જેઓ પચ્છમ બુધિયા છે. તે ગમે તેમ કાર્ય કરીને પાછળથી (તે કાર્ય બગડી જવાથી) તેનો પસ્તાવો કરવા બેસે છે. તેથી એ લખનારની મતલબ એટલું જ કહેવાની છે, કે પુરતો વિચાર કરીને જ દરેક કામ કરવું. એને હથીઆરોથી રાત અને દિવસો સુધી દેવો સાથે લડતો દેખરાવ્યો છે, તે આપણા દુર્ગુણોને માટે ઇશારો છે, માણુસ એક પળ પણ વિચાર કર્યા વગર રહી શકતું નથી. યાને આપણા મગજમાં ચાલુ વિચારોની પરંપરા થયા જ કરે છે. અને આપણા "નફસે અમ્મારા" દુર્ગુણોની સામે ચાલુ જેહાદ (લડાઇ) કરવી જ જોઇએ તોજ આપણે આગળ વધી શકિએ, એ વિચારો જ માણુસનું ભવિષ્ય ઘડે છે. અને દુન્યામાં વિચારોની મતફેરીને લીધે જ ચાલુ જગડાઓ થયા કરે છે.

હવે આપણે હીંદુઓના પુરાણો તથા વાર્તાઓમાં "નારદ મુની" વીષે ઘણું જાણ્યું છે. કોઇપણ વાર્તા ભાગ્યે જ એવી હોઇ કે જેમાં "નારદ મુની" ભાગ ભજવતો નહિ હોય, "નારદ મુની" ના હાથમાં બીન નામનું વાજીંત્ર (જે એને મહાદેવ તરફથી ભેટ મલ્યું હતું) છે. અને એને આખા બ્રહ્માંડમાં ભ્રમણ કરતો (ફરતો) દેખરાવ્યો છે. અને કોઇને કંઇ સમજાવવું, અને બીજાને તેથી ઉલટું સમજાવવું. એવી રીતે એના કાર્યો દુન્યામાં દરેક ઠેકાણે, મતફેરી

ઉભા કરવી (જગડા કરાવવા) અને ઘડીમાં મૃત્યું લોકમાં ઘડીમાં વિષ્ણું લોકમાં, ઘડીમાં બ્રહ્મ લોકમાં, અને ઘડીમાં ઇન્દ્ર લોકમાં, ચાલુ આવજાવ કરવી એ એનું મુખ્ય કામ છે. જેવી રીતે સરોશ ચાલુ ગતી કરતો દેખરાવ્યો છે, તેવી જ રીતે બરોબર મળતી જ રીતે હીંદુભાઇઓએ નારદનો ચીતાર (રૂપક) આપ્યો છેઃ એ નારદ તે કોઇ નહિ પણ આપણા વિચાર. હીંદુભાઇઓમાં જેને અંતરજ્ઞાનછે તે લોકો તો ખુલ્લું કહે છે. કે નારદ તે વિષ્ણુનું મન અથવા વિચાર.

Narad is the name of God. Many instances of his deceipt and roguery are found in their books. The Hindus believe him, to be the mind of "Vishnu" (i. e) the thoughts of "Vishnu."

આપણો "સરોશ" હીંદુઓનો "નારદમુની" ઇસ્લામીઓનો "જીબ્રાઇલ" ખ્રીસ્તીઓનો "ગ્રેબીઅલ" એ દરેક આપણા વિચારોને માટે જુદા જુદા ફરેસ્તાઓના નામે આપ્યા છે. *આ દુનિયા વિચારોથી જ ચાલી રહેલી છે. દુનિયાની મહાન કેતાબો "સાહનામું" "મહાભારત" "રામાયણ" "ઇલીયડ" "પરસ્યન તેલ્સ" "અરેબીઅન નાઇટસ" વીગેરે પુસ્તકો લખનારા ફીરદુસી, વ્યાસ, વાલ્મીક, અંધ કવી હોમર (ગ્રીક) અને આપણી ઇરાનની બે મુખ્ય ચોપડીઓના લખનાર જરથોસ્તીઓને જે જ્ઞાન મળ્યું હતું તે સરોશ તરફથી જ (ઇશ્વરી પ્રેરણાથી અથવા બસારતથી) વીચારનું બલ એવાં એવાં કામો કરી શકે છે કે જે આપણા માનવામાં પણ નહિ આવે, વીચારથી હજારો માઇલ દૂર શું બનાવો બને છે તે જોઇ શકાય છે. માણસોના વિચારો વાંચી શકાય છે, અને જો બે સખ્સ એ વીચારો સંબંધીના જ્ઞાનથી વાકેફ હોય છે તો ગમે તેટલા દુરથી એકએકના વીચાર આપ લે કરી શકે છે જેને અંગ્રેજીમાં (Telepathy) કહેવામાં આવે છે.

આપણા મરણ પછી એ ચીનવદ પુલ પસાર કરાવે છે, એમ જે લખેલું છે તે તો ભેદમાં લખેલું છે. ખરૂં જોતાં તો આપણા જીવતા જીવત એ બ્રહ્મનાડી અથવા સુષુમણા નાડીની મારફતે આપણા પ્રાણવાયુને, કુન્ડલીનીને જાગ્રત કરીને તેની મારફતે દસમાં દ્વારમાં Brain મસ્તકમાં લઇ જઇને ત્યાંથી જે જ્ઞાન મલે તે જ્ઞાન જ ખરૂં જ્ઞાન કહેવાય. હીંદુઓના સૌથી ઉત્તમ જ્ઞાન જેને એ લોકો શ્રુતિ કરીને કહે છે. અને એ જ્ઞાન વિચારની એકાગ્રતા કરીને મેળવેલું હોય છે એ લોકોના ચાર વેદો એ ઇશ્વરી પ્રેરણાથી લખાયલા છે. અને પછીના સ્મૃતિ એટલે એ લોકોના ધર્મ સાહીત્યના કયા ગ્રંથમાં કયું લખાણુ છે એ વીગેના

* ગ્રીકો એને હરમીસ કહે છે. Hermes messenger of God.

ઇસારા References સુચનાઓ કીધેલી હોય તેવા લખાણોને "સ્મૃતિ" કહે છે. ત્યાર પછી પુરાણો, બ્રહ્મણો, અરણ્યકો અને ઉપનીશદો વીગેરે ગ્રંથો છે. આપણામાં પણ "ગાથા" એજ સૌથી ઉત્તમ ગણાય છે.

ત્યારપછીના લખાણો ઇજશને, વંદીદાદ, વીસપરદ, ખે રદેહ-અવસ્તા જેમાં યસ્તો, નીઆએશો વીગેરે સમાઇ જાય છે; અને ત્યાર પછીની કેતાબોનું લીસ્ટ અગાઉ આપી ગયા છે ત્યાં જોવું.

જેવી રીતે સરોશ ઇજદનું મુકામ અલબુર્જ પહાડની ટોંચ ઉપર દેખરાવ્યું છે, તેવી જ રીતે મહેર-ઇજદનું રહેવાનું મુકામ પણ અલબુર્જ પહાડની ઉપરજ દેખરાવ્યું છે. જુઓ મહેર યસ્તનો કરદો (૧૨) મો ફકરા ૫૦-૫૧-૫૨.

એ વીચારો ઉપર જો લખવા બેસીએ તો પાર નહિ આવે એની શક્તિ છે. અને એ વીચારોજ માણુસને પાછા આંય દુન્યામાં લાવે છે. તે વીષેનું બ્યાન તથા આપણી ચાર દિવસની મરણની ક્રીયા વિષેનું બ્યાન જેમાં પણ મુખ્ય ભાગ સરોશ જ ભજવે છે, તે ફરવરદીન યસ્તમાં જોઇશું.

હવે આ સરોશના ખુલાસા પરથી માલમ પડશે કે એ કોઇ બહાર રહેલો અથવા મીનોઇ જહાનમાં રહેલો ફરેસ્તો નથી પણ આપણા પોતાના વીચાર કેમ પવિત્ર રાખવા, અને ધીરે ધીરે પવિત્ર વિચારથી કેમ પ્રગટીકરણમાં આગળ વધવું તેની સમજણ આપી છે, હવે જો એને ફક્ત રાતના ભણીજ જઇએ તો આપણને તેનાથી શું ફાયદો થાય? પણ દરેક યસ્તની તાવીલ ખોલીને તે પ્રમાણે અમલ કરીએ તો જરૂર ફાયદો થાય. આપણા દરેક કાર્યનો પાયો મનશ્નની ઇઆને વિચાર છે, જેવા વિચાર તેવી વાણી અને જેવી વાણી તેવાં કાર્ય શેકસપીયર કહે છે કે—There is nothing good or bad but thinking makes it so.

સ્વામી રામતીર્થ એ વીચારોને માટે કહે છે કે.

બદ ન સોચે, જેમ ગરદૂગર મેરી સુને.
એ હય, ગુંબજકી સદા, જેસી કહે વૈસી સુને.

જે કોઈ મારી શીખામણ સાંભળતો હોય, તો આ આકાશ નીચે આ જગતમાં ખરાબ વીચાર કદી પણ મનમાં લાવતા નહિ કારણ કે આ આકાશરૂપિ ઘુમ્મતમાં બોલ્યા પ્રમાણેજ પડઘો પડે છે. મા બાપના વીચારોની અસર બચ્ચાંઓ પર પડે છે. તે તો ખુલ્લું માલમ પડી જાય છે. કહેતી છે કે બાપ

તેવા બેટા, વડ તેવા તેટા. જ્યારે માના પેટમાં બચ્ચાંનો જીવ પડે છે (ઇઆને હીલચાલ કરે છે) ત્યારથી તે માતાએ પણ પોતાનો વીચારો ઘણા સુંદર (સારા) રાખવા જોઈએ. માતાના વીચારોની અસર બચ્ચાંને થાય છે. તેથીજ એવી હાલતવાલી (ગર્ભ ધારણ કરેલી હમેલવાળી) માતાને જ્યાં ગમગીની ભર્યાં બનાવો બનતા હોય ત્યાંથી દૂર રાખવામાં આવે છે. ઘણું કરીને કોઇને ત્યાં મરણ થયું હોય, અથવા પોતાના કુટુંબમાં પણ થયું હોય ત્યાં તે બાઇને જવાની મનાઇ કરેલી છે. તેનું ખાસ કારણ એજ છે કે ત્યાંનું વાતાવરણ શોક ભરેલું, (રડવું કુટવું વીગેરે) હોય છે અને એવા ગમગીની ભરેલાં વાતાવરણની તેણીની ઉપર અસર થાય નહિ તેટલા માટેજ જ્યારે આપણા લોકો એવું સમજે છે કે આપણા ઘેહસારણાના શબ્દોના મોજાથી (ધ્વનીથી) તે બચ્ચાંને ખરાબ અસર થાય છે. એ વીચાર બીલકુલ ગલત છે. આપણા અવસ્તા કલામોમાં એવું કાંઈ નથી. પણ એ અવસ્તા તો ખુદ પેગંબર સાહેબે રચેલા ગાથાના છે, અને તે માંથ્રનો ઘણા શ્રેષ્ટ છે. યાને વૃદ્ધી કરનારા છે. (માથ્રસ્પેન્ત) હવે આપણે બામદાદના ઝઝકલાંથી એટલે બચ્ચું જ્યારથી સમજણનું થાય ત્યારથી તેના કુમળાં મગજ ઉપર સારા વીચારો ઠસાવવા, ખાસ કરીને તેને એક ખુદા ઉપરજ એકીન રાખતાં શીખવવું. જો બચ્ચાંના મગજમાં આ વાત મજબુતીથી ઠસી ગઇ તો તેની આખી જીંદગી સફળ થયલી સમજવી. ઇસ્લામી ધર્મમાં તો સૌથી પહેલું બચ્ચાંઓને કુરાન શીખવવામાં આવે છે, તેજ પ્રમાણે આપણે પણ બચ્ચાંઓને ધર્મનું જ્ઞાન શરૂઆતમાંજ આપવાની કોશેશ કરવી જોઇએ.



# પ્રકરણ ૨૩ મું

## "ફરવરદીન—યસ્ત અને ફ્રવષિ"

> May Farvadin give thee offspring
> which may bear the name of thy race.

ફરવરદીન યસ્તથી એવી દુવા માંગવામાં આવી છે કે તારે ત્યાં બચ્ચાં છોકરાંની વૃદ્ધિ થાય, અને તે તારા કુટુંબનું નામ કાયમ રાખે એટલે ફરવરદીન ઇજદ આપણને બચ્ચાં આપે. એ ફરેસ્તાનું કામ વૃદ્ધિ કરવાનું, યાને આગળ વધારવાનું છે. (જુઓ પાનું ૧૪૬મું ત્યાં એનું બયાન કરેલું છે ફરવરદીન is more powerful વૃદ્ધિ, વિકાસ, ગતિ, progress.

એ ખોરદાદ અમસારપંદનો હમકાર છે (સાથે મલી કામ કરનાર) અને એનો સંબંધ આપણી ફ્રવષિ અથવા અશો ફરોહર સાથે છે. અંગ્રેજીમાં prototype એટલે કોઇબી ચીજનો અસલ નમુનો, મુળરૂપ, અસલ બી વગેરે પણ અર્થ થાય છે. એ ફ્રવષિને મળતો આવતો શબ્દ સંસ્કૃતમાં "પ્રવૃત્તિ" છે અને એ પ્રવૃત્તિનો અર્થ પણ Continued advance, rise, origin source, flow, employment, occupation, activity, continued effort, વીગેરે થાય છે. આ બધા શબ્દો ઉપરથી ભેદ ખુલ્લો થઈ જાય છે કે ફ્રવષિ અથવા અશો ફરોહર તે આપણું સુક્ષ્મ શરીર એ સુક્ષ્મ શરીર Astral body અથવા etherial body તે આપણા વિચારોનું પીંજર અથવા

વીચારોથી બંધાયલું શરીર છે. હીંદુઓ એને વાસના શરીર, ઇચ્છા શરીર અથવા લીંગ શરીરને નામે ઓળખે છે. યુરોપનો મહાન ફીલસુફ પ્લેટો એને Ideas વીચાર સાથે સરખાવે છે. જેવા વીચારો આપણે આ જન્મ કીધા હશે, અને તેનું ફળ જો આ જન્મમાં મલ્યું નહિ હશે તો તે આવતા જનમમાં મળશે. અને એ વીચારોની ઘટમાળા એમને એમ ચાલ્યાજ કરશે, જ્યાં સુધી આપણા વીચારો અથવા વાસના, ઈચ્છા ને બીજી બાજુએ ફેરવી નહિ શકશું, ઇઆને ખુદાને (અથવા આપણા આત્માને) જ્યાં સુધી બરોબર નહિ પીછાણશું ત્યાં સુધી. એ ફ્રવંષિ (અથવા સુક્ષ્મ શરીર) આપણા મરણ પછી ઇથરમાં રહે છે (ઇઆને બીજી દુન્યા અથવા મીનોઇ જહાન) અને તે પાછાં કેવી રીતે આ ધરતી ઉપર આવે છે તેને માટે ફ્રવરદીન યસ્તમાં ઘણા ફકરાઓ મળે છે. જે નીચે લખ્યા પ્રમાણે તેનો સાર (અથવા ભેદ) માલમ પડી આવશે.

કરદો (૧૪) ફકરો (૫૩)મો અશો (લોકો)ના ભલાં શૂરાં (તથ) (દુનિયાની) આબાદી કરનારાં ફ્રેરોહરોને હમો માન સથે યાદ કરીએ છીએ, જે (ફ્રેરોહરે) હોરમજદના પેદા કીધેલાં પાણીઓને સારા માર્ગો બતલાવે છે, જે (પાણીઓ) (ફ્રેરોહરોએ માર્ગો બનાવ્યા) તેની આગમચ લાંબી મુદત સુધી એકજ જગાએ થમ (તથા) ઝરામાંથી નીકળી બહાર વેહેયા વગર રહેલાં હતાં.

ફકરો (૫૪)મો—પણ હમણાં તે (પાણીઓ,) (દાદાર) હોરમજદની ખુશીને માટે (તથા) અમસાસ્પંદોની ખુશીને માટે હોરમજદના પેદા કીધેલા રસ્તા તરફ, ખોદાના બનાવેલા માર્ગ તરફ (તથા) (તેઓને માટે) મુકરર કીધેલી પાણીની જગા તરફ વહે છે.

કરદો (૧૫) ફકરો (૫૫)મો—અશો (લોકો)ના ભલાં શૂરાં (તથા (દુનીયાની આબાદી કરનારાં ફ્રેરોહરોને હમો માન સાથે યાદ કરીએ છીએ, (ફ્રેરોહરો) પોતાની મેળે ફળ આપનારાં ઝાડોના સુંદર વધારાને ટેકો આપે છે. જે (ઝાડો) તે (મદદ)ની આગમચ લાંબી મુદત સુધી એકજ જગાએ સ્થીર હાલતમાં વધ્યા વગર રહેલાં હતાં

ફકરો (૫૬)મો—પણ હમણાં તે (ઝાડે) (દાદાર) હોરમજદની ખુશીને માટે (તથા) અમસાસ્પંદોની ખુશીને માટે હોરમજદનાં પેદા કીધેલા રસ્તામાં ખોદાના બનાવેલા માર્ગમાં (તથા) ઠેરવેલે વખતે વધે છે.

કરદો (૧૬) ફકરો (૫૭)મો—અશો લોકોના ભલાં શૂરાં (તથા) દુનિયાની

વૃધ્ધિ કરનારાં ફ્રેરોહરોને હમો માન સાથે યાદ કરીએ છીએ, જેઓએ સેતારા, માહતાબ, આફ્તાબ, (તથા) (આસ્માનની) બેહદ રોશનીઓના ખરા માર્ગો, ખોલ્લા કીધા જે (સેતારા, માહતાબ, આફ્તાબ ઇત્યાદી) દેવોની ખરાબીને લીધે (તથા દેવોના હુમલાને લીધે, તેની આગમચ (ઇઆને ફ્રેરોહરોએ મદદ નહિ કીધી ત્યાં લગી) લાંબી મુદ્દત સુધી, ગરદેશ વગર રહેલાં હતાં.

ફકરો (૫૮)મો—પણ હમણાં તેઓ ભલા રસ્તાખેજનો વખત આવી પહોંચવાની ખાહેસ રાખતાં, દુર છેડાવાલા માર્ગો તરફ આગળ જાય છે.

કરદો (૧૭) ફકરો (૫૯)મો—અશો (લોકો)ના ભલાં શુરાં, (તથા દુનિયાની) આબાદી કરનારાં ફ્રેરોહરોને હમો માન સાથે યાદ કરીએ છીએ, જે (ફ્રેરોહરો નવાનું હજાર નવસો નવાનું (ની સંખ્યામાં) અએ તુરમંદ વોઉરૂકશ દરિયાને સંભાળે છે.

કરદો (૨૨) ફકરો (૬૫)મો—જ્યારે (ફ્રેરોહરો) વોઉરૂકશ દરિયામાંથી પાણીઓને (તથા) હોરમજદના પેદા કીધેલાં (ઇરાની) ખોરહને ઉપર લાવે છે, ત્યારે અએ સપેંતમાન જરથોસ્ત, અશો (લોકો)ના જોરેમંદ ફ્રેરોહરો (જે) પુષ્કળ (તથા) ઘણાં સેકડો, પુષ્કળ (તથા) ઘણા હજારો, પુષ્કળ (તથા) ઘણા દશ હજારો (તેઓ) આગળ જાએ છે.

ફકરો (૬૬)મો—(અને) દરેક (ફ્રેરોહર) પોતાનાં સગાંને માટે, પોતાના મહોલ્લાને માટે, પોતાના કસ્બાને માટે, તથા પોતાના દેશને માટે પાણી ઇચ્છતા (ઇઆને પાણી પુરૂં પાડવાની ખાહેશ રાખતાં) નીચે પ્રમાણે બોલે છે.

હમારૂં પોતાનું દેશ વિપત્તિમાં તથા સુકાસ ( ઇઆને પાણીની ટીપણીમાં ) (છે)

ફકરો (૬૭)મો—જે પ્રમાણે એક જોરેમંદ (તથા) હથીઆરબંદ થએલો પહેલવાન, પોતાની સારી પેઠે જમાવ કીધેલી કીમતી મતાને ખાતર (દુશ્મનની સામે લડે છે, (તે પ્રમાણે) તેઓ (ઇઆને ફ્રેરોહરો) લડાઇઓમાં પોતાની જગાએ તથા પોતાના શહેરમાં લડે છે, જે જગા તથા મુકામ ચોકાસી કરવાને માટે (તે દરેક ફ્રેરોહરો) મુકરર થયલું છે.

ફકરો (૬૮)મો—વળી તે (ફ્રેરોહરો)માંના જેઓ (પાણી મેળવવામાં) ફતેહ

પામે છે, તેઓ (ને) પાણી પોતાના સગાંને માટે, પોતાના મહોલ્લાને માટે, પોતાના કસબાને માટે, તથા પોતાના દેશને માટે લઇ જાએ છે, (અને) નીચે મુજબ બોલે છે.

હમારૂં પોતાનું દેશ (હવે) ફરાખીમાં તથા આબાદીમાં (આવશે).

ફરવરદીન યસ્ત કરદો (૨) ફકરો (૨૧)મો—અશો લોકોના ભલાં તથા શૂરાં (તથા) (દુનિયાની) આબાદી કરનારાં ફરોહરોને હું વખાણું છું. યાદ કરૂં છું. ( અથવા આરાધુ છું ) (તથા) (તેઓની) કીર્તિ ગાઉં છું. ઘેરને લગતાં, મહોલ્લાને લગતાં, કસબાને લગતાં, દેશને લગતાં (તથા) વડા દસ્તુરોને લગતાં (ફરોહરો)ને હમો માન સાથે યાદ કરીએ છિયે, હાલ હયાતી ભોગવનારાં, અશો (માણુસો)ના હયાત (ફરોહરો)ને, આગળ થઈ ગયલાં અશો (માણુસો)ના હયાત (ફરોહરો)ને (તથા) હવે પછી જન્મ પામનારા અશો (માણુસો)ના હયાત (ફરોહરો)ને હમો માન સાથે યાદ કરીએ છિયે, તમામ દેશોના (લોકો)ના સઘળાં (ફરોહરો)ને (તથા) મિત્રાચારી રાખનારા દેશો (ના લોકો)ના મિત્રાચારીવાળાં (ફરોહરોને) હમો માન સાથે યાદ કરીએ છિયે.

કરદો (૨) ફકરો (૨૨)મો—જે (ફરોહરો) આસમાનને ટેકાવી રાખે છે, જે (ફરોહરો) પાણીને ટેકાવી રાખે છે, જે (ફરોહરો) જમીનને ટેકાવી રાખે છે, જે (ફરોહરો) ગાય ઢોરને ટેકાવી રાખે છે, તથા જે (ફરોહરો) બચ્ચાંઓને માએઓ (ના પેટ)માં વીઘેતુ (નામના દેવ)ના હુમલાથી બચેલાં (તથા) નહિ મરણ પામતાં ટેકાવી રાખે છે, (વળી) (તે ફરોહરો) (પેટમાંના બચ્ચાંના) હાડકાં, રૂપ, સ્નાયુ, આંતરડાં, પગ તથા શરમગાહને બનાવે છે.

કરદો (૨)જો ફકરો (૨૪)મો—જે (ફરોહરો) અરજ કરીને બોલાવનારને, ફતેહ આપનારાં (તેઓને) ચાહનારને મુરાદ બખશનારાં (તથા) આજારી માણુસને તંદરોસ્તી આપનારાં (છે). (વળી) જે કોઇ તેઓને આરાધનાર, ખુશ્નુદ કરનાર, બંદગી કરીને મદદે બોલાવનાર, ક્રિયાની ભેટ લઇ જનાર, (તથા) રાસ્ત ( હોએ છે તે ) ને (તેઓ) ભલું ખોરેહ બખશનારાં છે.

કરદો (૨)જો ફકરો (૨૫)મો—જે તરફ રાસ્ત માણુસો રાસ્તી ઉપર પોતાનું દિલ ઘણુંજ લગાડનારા હોએ છે, તથા જે તરફ ઘણુાજ માન પામેલા (માણુસો) હોએ છે. તથા જે તરફ રાસ્ત (માણુસ) રાજી થએલો (હોએ છે) તે તરફ (અશો લોકોના) ફરોહરો ઘણુાજ જનારાં (અથવા પોતાની વલણુ રાખનારાં) છે.

દુઆ તંદરોસ્તી ફકરો (૪) થો—અશો (લોકો)ના ભલાં ચાહેબ; તથા (દુન્યાની) આબાદી કરનારા ફરોહરો, જમીનની પહોળાઇ જેટલા, નદીની લંબાઈ જેટલાં (અને) ખોરશેદની ઉંચાઈ જેટલા અશોઇના ઉપાયો, પોતાની સાથે લઇને આએ મુકામમાં આવે.—ખોલાસો ( શા માટે ફરોહરો આવે તે બાબે નીચે જણાવે છે. )

વધારે ભલાં (માણુસો)ની મુરાદ (બર લાવવા)ને માટે, દુષ્ટ (માણુસો)ની સામે થવાને માટે તથા દોલત, તથા કીર્તિના વધારાને માટે આએ મુકામમાં ફરોહરો આવે.

આ બધા ભેદભર્યા ફકરાઓમાંથી આપણે જે સાર ઉપર આવીએ, તે એકજ છે કે ફરોહરો જીવતાનાં તથા ગુજરી ગયલાંઓના તથા હવે પછી જન્મ લેનારાના, ની આરાધના કરવી તે શું? અને આરાધના કરનારને જે ફાયદો મળે છે તે કયો ફાયદો? એનો બહુ લંબાણુથી ખુલાસો કરવો પડશે. એ ફરોહરોએ પાણીને વહેતાં કીધાં, માના પેટમાં દરેક સ્નાયુઓ બનાવ્યા, એ શબ્દો ઉપરથી માલમ પડી જાએ છે કે ફરીથી જન્મ લેનાર સુક્ષ્મ શરીર અથવા કૃષિ અથવા ઇચ્છા શરીર પહેલે, બાપના વીર્યમાં આવે છે, અને તે વીર્ય "અપામ–નપાત" નામની આપણા શરીરમાં દેખરાવેલી જગ્યાએ રહે છે (વોઉરૂકશ દરિયાની નજદીક)

આ બાબદો ઘણી સુક્ષ્મ છે. જેનો ખોલાસો એક બાહોસ ડોકટર, અથવા તો કોઇ યોગી કરી શકે. વીર્ય કહાં રહે છે. એની અંદર કેટલા સુક્ષ્મ જંતુઓ રહે છે, વીગેરે બાબદો સમજાવી શકાય તેવી નથી પણ આવાં અરદ્દીસુર નીઆએસમાં એક ફકરો છે જેમાં લખેચ કે ૪૦ દિવસની સવારી જોઇએ તે પરથી માલમ પડે છે. કે અન્નનુ લોહી થાય છે, અને એ લોહીમાંથી ૪૦ દિવસે પકકું વીર્ય બંધાય છે, અને એ વીર્ય તેસ્તર તીર ઇજદ મારફતે માતાના (સ્ત્રીના) ગર્ભસ્થાનમાં જાય છે. અને ત્યાં દરેક સ્નાયુઓ હાડકાં, રૂપ, આંટરડાં, પગ, તથા શરમગાહ વીગેરે બને છે. મરણનો ભેદ એટલોજ છે કે થોડો વખત (કેટલો વખત તે કહી નહિ શકાય) મનુષ્યને આશયસ આપવાને માટેજ ખુદરતે નીર્માણ કીધેલો છે. જેવી રીતે રાત દહાડો એક માણસ સખત મહેનત કરે પછી તે જડજ હોય, ડોકટર હોય, યા વકીલ બેરીસ્ટર, અથવા મોટો વેપારી હોય, તેને પણ બે ત્રણ વરસે થોડા દિવસ કોઇ શાંત જગ્યા ઉપર, જવું પડેચ, કારણકે ત્યાં થોડો વખત શાંતી ભોગવીને પાછો તાજો થઈ આવે છે. (યાને કામ કરવાની ચપળતાવાલે) તેજ પ્રમાણે મોત પણ છે. અને જેવા જેના વિચાર તે પ્રમાણે તે પોતે થોડો વખત સ્વપ્ન જેવી સ્થિતીમાં

રહે છે. પછી ભરઉંઘમાં પડે છે (સુષુપ્તી અવસ્થા) ત્યાર પછી, જ્યાં તેના વીચારો અમલમાં મુકી શકાય તેવા માતપીતાને ત્યાં તેનો જનમ થાય છે જુઓ કરદો (૨) જો ફ્રકરો (૨૪) મો. ત્યાં લખે છે કે જે તરફ રાસ્ત (માણસ) રાજી થયલો હોય છે, તે તરફ (અશો લોકોના) ફ્રરોહરો (અથવા સુક્ષ્મ શરીરો) ઘણુંજ જનારાં (અથવા પોતાની વલણુ રાખનારાં છે.) ખુદરતનો એક નીયમ છે કે સમાન વસ્તુ સમાન વસ્તુને (એટલે બન્ને વસ્તુમાં એક સરખા ગુણો હોય) પોતા તરફ ખેચે છે. Like attracts like. આપણા લોકોમાં એવો ધખારો (માની લીધેલા વિચારો) મગજમાં બેસી ગયો છે કે મરણ પામેલો કોઇ આપણી દુન્યા જેવી બીજી દુન્યામાં જાય છે તે, ચહારમની બામદાદે પુર હોશમાં આવે છે. શરોસ ઇજદ તેને ચીનવદપુલ પસાર કરાવે છે. ત્યાં બહમન મહેર, રશ્ને રાસ્ત, તથા આસતાદ ઇજદ આગળ તેનો ઇન્શાફ થાય છે.

મહેર ઇજદ હાથમાં ત્રાજવું લઇને બેઠો છે. અને તેને આ દુન્યામાં સારાં અથવા ખરાબ કામો કીધાં હોય તેનો હીસાબ તપાસી જાય છે. અને જો તેના કામો સારાં વધારે હોય તો, બહમન અમસાસ્પંદ તેને સોનેરી વાગો આપે છે. અને બહેસ્તમાં મોકલી આપે છે. જ્યાં તેની ખુબસુરત કેરદાર તેને સ્ત્રીરૂપમાં મળે છે. અને તે બહેસ્તમાં પોતાની જીંદગી એશ આરામમાં ગુજારે છે, અને જે કોઇએ ખરાબ કામો કીધાં હોય તેને, દોજખમાં મોકલી આપે છે, અને તેની બદસુરત કેરદાર (સ્ત્રીરૂપમાં) તેને મળે છે. અને તે દોજખી મણુસ પોતાની જીંદગી દોજખમાંજ કહાડે છે. પણ ખુદાએ તે લોકપર પણ દયા રાખીને એક દિવસ કયામતનો મુકરર કીધેલો છે. જેને ખ્રીસ્તીઓ ( Day of Judgement ) તે કયામતને દિવસે દરેક જણાઓનો (જે લોકો દોજખમાં પડેલા છે તેઓનો) ઇન્સાફ કરશે, અને પછી તેઓ ને માફી બખ્શશે. એજ પ્રમાણે હીંદુઓની પણ માન્યતા છે કે વૈતરણી નદી પસાર કરીને જે આગળ વધશે તે વૈકુંઠમાં જશે. (સ્વર્ગમાં) અને જે નદી પસાર નહિ કરી સકશે તે નર્કમાં જશે. (યાને દોજખમાં) એ હીંદુઓનો ઇન્સાફ ધર્મરાજ કરે છે. અને "ચીત્રગુપ્ત" હીસાબનો ચોપડો રાખે છે. દરેક કોમની એક એકને મલતી આવતી આવી બહેસ્ત અને દોજખની માન્યતા છે. ખ્રીસ્તી યાહુદી, ગ્રીક, ઇજીપસ્યન, બેબીલોની-અન, ચીનાઓ વીગેરે દરેક ધર્મવાળાઓની માન્યતા છે. અને દરેકનો ઇન્સાફ તેનાં દેવો કરે છે, હજારો વરસ પહેલાં ઇજીપ્તના (મીસરના) લોકોની માન્યતા કેવી વીચીત્ર હતી તેનું બયાન નીચે લખવા મુજબ છે. એ બયાન હીસ્તરી ઓફ્ધી વર્લ્ડમાંથી લીધું છે.

The faith of Egypt was not however wholly given

up to incongruous mytho and absurd (absurd) symbolism mixed with materialistic degeneration of the national religion, were many concepts approximating the best belief of the ages. Everywhere there was the recognition of a difference between soul and body.

The spiritual nature of man was clearly apprehended Immortality was accepted as a thing taken for granted.

"Osiris" had the power of awakening life out of death. He was the god of human soul, and of everlasting life, There was an invisible world, where the spirits of men, eternal and indestructible, dwelt, under the dominion of Osiris.

After death the human soul was believed to descend with the setting sun under the world. Here in a place called the hall of Double Justice, on the day of Justification, the soul is examined and its action weighed.

Osiris is on the throne with a crown on his head, surrounded with lotus flowers springing out of water of life, he holds the whip and crosier.

"Anubis" the leader and keeper of the dead and "Horus" the god of life, handle the ballance, while forty-two spirits sitting beside "Osiris" watch the weighing of the spirit and its deeds. The heart of the dead is put in to one scale, and an ostrich feather=symbol of the truth and justice in to the other, and while one of the gods, stand ready, to record the result, the dead himself recites the acts, which are likely to justify him in the presence of the deities, none of the forty-two sins has he committed.

He has done no wicked thing, He has not murdered, He has not stolen, He has not preyed, that he might be

seen, He has not been a hypocrite, or a liar, he is not drunkard, he has not slandered his neighbor, he has not slighted his father or the king, he has not babbled, he has not despised the gods, or stolen the wrappings of the dead, If the heart in the scale outweighs the feather, the soul is acquitted. His heart is given him again, His body is deified.

Hathor and Nut goddesses of life and sky, pour upon him the living water and he passes into the dwelling of the immortals.

As it respects the fate of the soul, when the heart of the dead was outweighed by the feather The Egyption monuments are silent. No clue has as yet been found to throw light on this important part of the national faith, but a legend recited by "Herodotus" points to metempsychosis as the destiny of the wicked.

The impure soul is driven in to an animal and thence into another, in earth, or air, or sea, until after three thousand years of transmigrations, it is again admitted, into a human body, and a second time born into the world.

( *History of the world by John Clark Ridpath* )

આ ઇજીપસ્યન લોકોની માન્યતા પ્રમાણે હીંદુઓની પણ માન્યતા છે અને ઇજીપ્તની પડોસમાં ઇરાન હોવાથી, આપણા લોકોએ પણ કંઇ એને મલતી જ માન્યતા રાખી હતી. અને તેનો કંઇક ઝાંખો ખ્યાલ "અર્દા વિરાફ" નામામાં મળે છે. હીંદુઓના ગરૂડ પુરાણમાં પણ મરણ પછી કેવી રીતે તેનો ઇન્સાફ થાય છે તેનું બ્યાન પણ આ બન્ને લખાણોને મળતુંજ છે. એટલે ટુંકમાં પૂર્વ તરફની પ્રજાઓના કહાણી કીસ્સા એકએકને મલતા આવે છે અને આવી રીતે ખોટુ સમજાવીને બીચારાં ભોળા લોકોને ધુતી ખાવાનું સાધન ઉભું કીધેલું લાગે છે. આજના સાયન્સથી પણ તપાસતાં, આપણું સુક્ષ્મ શરીર અન્તરિક્ષમાં રહે છે. આર્યસમાજના સ્થાપક દયાનંદ સરસ્વતિ, ખુલ્લા શબ્દોમાં કહે છે કે ગરૂડ પુરાણમાં જે લખ્યું છે કે યમલોકમાં ધર્મરાજ ન્યાય કરે છે તેનો ભેદ

આ પ્રમાણે છે.

**यमेन वायुना सत्यराजन् ।**

એટલે **यम** નામ વાયુનું છે. શરીરનો ત્યાગ કર્યા બાદ "જીવ" (અથવા સુક્ષ્મ શરીર) વાયુ સાથે અન્તરિક્ષમાં રહે છે, સત્યકર્તા, પક્ષપાતશૂન્ય જે પરમાત્મા છે, "તેજ" યમ એટલે ધર્મરાજ છે. અને તે જ બધાનો ન્યાય કરે છે.

ત્યારે આપણે બધી ક્રિયાઓ કરીએ છિયે તે તદન નકામી અર્થ વગરની છે એમ સાબીત થાય છે. જુઓ જેવું મરણુ થાય છે કે તુરત શરોસની ક્રિયા આતશ બહેરામમાં ચાલુ થાય છે. કારણુ કે શરોસની પાસબાની નીચે આપણી ફ્રવષિ અથવા અશો ફ્રરોહર મીનોઈ દુન્યામાં જાય છે, એ શરોસ તેજ આપણા વીચારો અને એ વીચારોનું પીંજર કે જેમાં બહોધાંગ, ઉર્વાન, અને ફ્રવષિ એ ત્રણે સાથે જ રહે છે. બોધાંગ=એટલે બુદ્ધી, ઉર્વાન=એટલે આત્મા, જીવ,અને ફ્રવષિ તે આપણી જીવતી જીંદગીમાં કરેલા વીચારો ઈચ્છા વાસના વીગેરે, અને એ ત્રણે સાથેજ રહે છે. જેવી રીતે એ શરીર છોડી જાય છે. તેવીજ રીતે પાછું એ શરીરમાં આવે છે. અને તેને લાવનાર તથા લઇ જનાર ગુઆદ ઈજદ યાને પવન, તેથીજ ખોરદાદ=વીર્ય તીર=વીર્યનું ગર્ભસ્થાનમાં જવું ફ્રરવરદીન યાને અરદાફ્રરવસ=એટલે સુક્ષ્મ શરીર અથવા અશો ફ્રરોહર ફ્રવષિ, અને ગુઆદ=એટલે વાયુ.

એ ચારેનો એક એક સાથે સંબંધ છે. અને ધર્મમાં પણુ એજ બાબદ વિસ્તારીને લખી છે. શરોસની ક્રિયા એટલે શરોસનીક્નુમનથી કીધેલી ઇજશ્ને, અને એ ઇજશ્નેનું ભણુતર પણુ જુદા જુદા વિષયનું બનેલું છે. એના (૭૨) હા કંઇ અનુક્રમે લખાયલા નથી, પણુ જુદી જુદી વ્યક્તિઓએ જુદી જુદી યસ્નો વીગેરે લખીને બધાને સામાટા કરી દીધેલા છે, તેમાં જરથોસ્ત સાહેબના રચેલા પાંચ ગાથાઓ પણુ સમાઇ જાય છે. ખુદ ઇજશ્નેમાંજ એક એકથી ઉલ્ટા સુલ્ટી વાતો આવે છે ગાથામાં એકલા દાદાર હોરમજદનેજ સર્વ શકિતમાન, આરાધવા લાયક ગણ્યો છે. જ્યારે એજ ઇજશનેના કેટલાક હાઓમા અમસાસ્પંદ, ફ્રરેસ્તાઓ વીગેરે શકિતઓને પણુ આરાધી છે. પેગંબર સાહેબ ખુલ્લા શબ્દોમાં જણુાવે છે કે "જેવું કરો તેવું પામો" અને બીજા લખાણોમાં ક્રિયાઓ કરાવવાથી ગુજરી ગયલા મનુષ્યની ત્યાં ઈન્સાફ્રની વખતે એ ક્રિયાઓની અસરથી તે લોકોની સદગતિ થાય છે. (પછી ભલે તેને ગમે તેવાં દુષ્ટ કર્મો પોતાની જીંદગીમાં કીધાં હોય) અને એ ક્રિયાઓની મદદથીજ તેને એકદમ બહેસ્તમાં મોકલી આપે છે. જો શબ્દની વ્યુતપતિનું જ્ઞાન હોત તો આવો ઘોંટાળો થાત

નહિ. મીનોઇ જહાન એટલેજ સુક્ષ્મ જ્યાં પાતળી હવા (ether) સિવાય બીજું કંઇ હોયજ નહિ અને ત્યાં બહેસ્ત અને દોજખ જેવી સ્થુલ ચીજો રહીજ નહિ શકે જો જરા રની વિજ્ઞાન (science)નું પણ જ્ઞાન હોય તો સહેજે સમજી શકાશે કે ત્યાં વાતાવરણમાં આપણી ધરતી કરતાં બહુજ પાતલી હવા હોવાથી આપણું સુક્ષ્મ શરીર ત્યાં ઘણી સારી હાલતમાં રહે છે. પછી તે ગમે તેવો પાપી પણ કાંય નહિ હોય, તો તેને પણ ત્યાં ખુશનુમાજ લાગે છે.

જો તે પાપીને ત્યાં સજા કરતા હોય, તો પછી આ દુન્યામાં કોઇ આંધળું, લુલું, રોગીષ્ટ વીગેરે કેમ જન્મે છે. કોઇ તંદરોસ્ત પૈસે ટકે સુખી વીગેરે કેમ ? તેનું કારણ ખુલ્લુંજ છે કે જેવાં કર્મો કરશું તેવાંજ તેના પરીણામ આવશે, કાર્ય અને પરીણામ cause & effect આ દુન્યામાંજ ભોગવવાના છે. ત્યાં કંઇજ નથી જો ત્યાં હોય તો પછી તેને એવડી સજા કરવાનું કંઇ કારણ ?

દોજખ શબ્દ ફારસી છે. અને તેનો અર્થ [1]દો=બે જખ=જનમવું બીજી વાર જનમવું તેને દોજખ કહે છે.

હીંદુઓ પણ કહે છે કે "ચીત્ર-ગુપ્ત" હીસાબ રાખે છે એ શબ્દની વ્યાખ્યા પણ ખુલ્લીજ છે "ચીત્ર" ચીતાર, છાપ, સબી વીગેરે અને ગુપ્ત એટલે છુપુ નહિ જણાય તેમ. એટલે જેવી આપણી ઇચ્છાઓ (અથવા વિચારો) હોય તેનાં છુપાં ચીત્રો પડી જાય, અને ફરીથી તે વીચારોની વલણ પ્રમાણેજ જન્મ થાય, એવી એવી તો ઘણી દલીલોથી સાબીત કરી શકાય તેમ છે, ત્યારે મરણ પછીની જેટલી ક્રિયાઓ છે. તે બધી ફોકટની, કલ્પનામાંથી ઉપજાવી કહાડેલી, ભોળા લોકોને ભમાવવાની છે. મરી ગયા પછી તે ગમે તેવો હોય તો પણ તે અશો-ફરોહરજ કહેવાય છે, તેજ બતાવી આપે છે કે હવે તે શખ્સનું સ્થુલ શરીર રહ્યું નથી, તેનું સુક્ષ્મ શરીર રહેલું છે અને હવે કંઇ પણ કાર્ય કરવાને શક્તિવાન નથી. એટલે ગમે તેવો પાપી હોય તેને પણ ત્યાં રાહત અથવા આસાયસ છે. જ્યાં સુધી પાછો જન્મે ત્યાં સુધી.

હવે આપણે જીવતાંઓની ફરવિ વીષે થોડુંક જાણવાના પ્રયત્ન કરીએ એક માણુસ ગમે તેવો પણ પવીત્ર હોય, તો પણ તે બીજા માણુસને સુધારી શકતો નથી તેનું કારણ પણ ખુલ્લું છે કે, જે માણુસને તેની

---

1 દોજખ=દો-દોબારા=બીજી વખત જખ=જનમવું

શીખામણુ અથવા બોધની કંઇ અસર થતી નથી ત્યારે જાણવું કે એ સુધરી શકે નહિ. જ્યાં સુધી તેને ખતા અથવા સજા મલે નહિ ત્યાં સુધી. માણુસને સુધારનારા ત્રણુ ગુરૂ છે, નસીયત, ખતા અને સજા જો નસીયત અથવા શીખામણુથી સુધરી જાય તો જાણવું કે તેનું ભવિષ્ય સારૂં છે.

જ્યારે આપણી સત્તા અને બળ હોય અને આપણે એક માણુસને સુધારી નહિ શકીએ. તો પછી જ્યાં આપણી સત્તા નથી ત્યાં આપણે ભણુતર ક્રિયાં કરીને તેને સુધારી શકીએ અથવા તેને આગળ વધારી શકીએ એ કેમ બને ? જેને પોતાની જાતને સુધારી નથી તે બીજાને સુધારી શકે નહિ. કહેતી છે કે બાંધેલો બંધાવે, અને છુટેલો (અથવા છુટ્ટો) છોડવે. તેમ જે લોકો ક્રિયા ભણુતર કરે છે, તે લોકોનેજ સુદ્ધિ નથી કે હમો શું ભણ્યા અને શું ક્રિયા કીધી. ત્યારે તે બીચારાઓ બીજાને દોજખથી કેમ છોડવે, આથ્રવનોનું કામ ભાડુતી ક્રિયા ભણુતર કરવાનું છે જ નહિ. એ લોકોને ધર્મ-ગુરૂ કહે છે. તે વાજબીજ છે. ધર્મ-એટલે બારીક જ્ઞાન ગુ=અંધકાર અને રૂ=નાશ કરનાર અંધકારનો (ઇઆને અજ્ઞાનતાનો) નાશ કરી ખુદરત સંબંધીતું બારીક જ્ઞાન આપનાર તેજ ધર્મ-ગુરૂ કહેવાય.

રામ, કૃષ્ણુ પરમહંશ જેવા ચૂસ્ત સનાતની (અસલ વીચારના એ પણુ કહ્યું છે કે જે બ્રાહ્મણુ બીજાને માટે યજ્ઞ (આપણી ઇજશની) કરે તેને ત્યાંનું ભોજન પણુ હું નહિ કરૂં.[1] એટલે જે બ્રાહ્મણુ પૈસા લઇને બીજાને માટે ભાડુતી ક્રિયા કરે તે બ્રાહ્મણુજ નહિ કહેવાય. "બ્રહ્મને જાણે તે બ્રાહ્મણુ.[1]

હવે પેલા દશ દિવસના આપણા મુકતાદ વીષે પણુ એવું સમજાવવામાં આવ્યું છે કે વરસના છેલ્લા પાંચ દિવસ અને પાંચ ગાથા માળીને દશ દિવસ આપણા અશો ફ્રોહરો આ નીચલી દુન્યા (આપણી ધરતી ઉપર)માં આવે છે. અને એ લોકોને ક્રિયા ભણુતર કરીને આરાધનાર (અથવા બોલાવનાર) ને એ લોકો દુઆ અથવા આશીર્વાદ આપે છે. જેના ફકરાઓ ફ્રવરદીન યસ્તમાં ધણે ઠેકાણે આપેલા છે. શું ખરેખર એ લોકો દશ દિવસ સુધી અહીંઆં આવતાં હશે ? અને તે લોકો કયા ટોળાના અથવા પંથના દિવસોમાં આવતાં હશે.

શહેનશાઇ, કદીમ કે ફસલી જો એમ કહેવામાં આવે કે તમો જ્યારે બોલાવો ત્યારે આવે તો પછી એ દશદિવસ મુકરર કરવાનું કારણુજ શું ? તમો જ્યારે બોલાવો ત્યારે

---

૧ જે બ્રાહ્મણુ શ્રાદ્ધ નિમિતે ભોજન લે તેને હું બ્રાહ્મણુ કહું નહિ.

એ અશો ફરોહરો આવે છે. શાને માટે આવે છે ? શું એ લોકને કંઇ ચીજની (સ્થુલ ચીજની) હાજત છે ? ત્યારે જવાબ દેવામાં આવે છે કે એ લોકો ફકટ સોહરમ અથવા પમરાટ લેવા આવે છે. જો આટલી જુજ ચીજને માટે આટલો બધો ખરચ કરવામાં આવે તો તે આપણી અજ્ઞાનતા અથવા મુર્ખાઇજ છે.

ભલે તમો ફ્રવષિની ક્રિયામાં માનતા હોવો. સૌને સૌના વિચાર મુબારક, પણ ખરચની બાબદમાં એટલો બધો વધારો કરી દીધો છે કે આજે મધ્યમ વર્ગને પણ પોષાય નહિ. એ વાતે વિદ્વાન અવસ્તઃ સ્કોલર મી. સોરાબ જમશેદજી બલસારાનું નીચલું લખાણુ વાંચવાથી ખાત્રી થશે.

## OUR DUES TO OUR DEAR DEPARTED ONES.

In the end one must express one's strong disapproval of the customs and offerings in respect of the Fravashis, which are materially burdening the middle and poor sections of the community.

Indeed we do not find in the Yasht any recommendation of such expensive services for the dead. What however matter is the fact that we all want our daily meals and our necessary clothing; and we even occasionally have nice things to eat and fine clothes to wear.

Now would it not be a happy idea and sweet custom to dedicate such clothes to and to recall at such meals the memory of those dear departed ones who gave us happiness and cheered our table when living, or even those to whom we were tied with bonds of relationship or society! Our present customs therefore are not to be condemned in spirit; but have to be suitably reformed, which leisured learned and thoughtful gentleman can much help to bring about.

The popular mind must be trained to realize that the souls who have gone nearer God, have passed more under

His care and keeping; and that the bounty of God is sufficient to supply all their needs, and so their survivors have not to go beyond their means in offering them dedications and memorials.

( *Sohrab Jamshedjee Bulsara* )

સાધારણ અક્કલથી વીચાર કરી જુઓ કે, જ્યાં સૌથી સુંદર હવા, વાતાવરણ અને જ્યાં સુષુપ્તી અવસ્થા (ઉંઘની હાલત)માં ખુશખુશાલ રહ્યાં હોય, ત્યાંથી આવી તેનાથી ઉતરતી જગ્યા ઉપર બોલાવવાથી તે લોકોને શું ફાયદો થાય, એક ગમથી એમ કહો છો કે તે લોકો શાંતિમાં રહેતો સારૂં અને બીજી ગમથી તે લોકોની શાંતિમાં ખલલ કરીને અહીંયાં બોલાવો છો, એ એક એકથી ઉલટી વાત છે. એક ઉંઘાયલા માણુસને માટે તમો કેટલી દરકાર રાખો છે, અવાજ કરતા નથી ધીરે પગલે ચાલો છો કે કદાચ તેની ઉંઘમાં ખલલ પડશે એક જીવતા મનુષ્યને માટે આટલી બધી કાળજી રાખો છો તો પછી, તે લોકોની ઉંઘમાં ખલલ કરી તે લોકોને બોલાવવાથી નથી તમને ફાયદો, કે નથી તે અશો-ફરોહરોને ફાયદો, આ રીવાજ હીંદુઓના શ્રાધ અથવા દક્ષિણીઓના ગણુપતિ-ગૌરીના તહેવારોની નકલ કીધેલી હોય એવું લાગે છે. આપણામાં અશો-ફરોહરોની ક્રિયા કરવી એમ જે ભેદમાં લખેલું છે તે તો આપણે ત્યાં આવનાર બચ્ચાંઓને માટે લખ્યું છે બચ્ચું જન્મે છે ત્યારથી તે (૬) છ વરસનું થાય ત્યાં સુધી તેને અશો-ફરોહર (અથવા નીર્દોષ) તરીકે ગણેલું છે. અને તે બચ્ચાંની સંભાળ લઇ તેને બચપણથીજ ધર્મની કેળવણી (અથવા ધર્મના સારા સંસ્કાર) તેના મગજમાં ઠેસવવા, અને જેટલો વખત અને પૈસાનો ભોગ આપણે આવાં ખોટા ખ્યાલોને લીધે મુંવેલાના અશોફરોહરો પછવાડે ખરચીએ છીએ, તેને બદલે આ જીવતાં (બચ્ચાંઓ) અશોફરોહરોને માટે પૈસાનો અને વખતનો ભોગ આપીએ તો તેનું તો આપણુને પરીણામ પણ મળે.

બચ્ચાંને સુધારવા પહેલાં મા-બાપે પોતે સુધરવું જોઇએ જેના મા-બાપ પોતે જ અભણ તે બચ્ચાંને સારી કેળવણી કયાંથી આપી શકે? મા-બાપની ફરજ છે કે પોતે ગમે તેવું દુઃખ વેઠીલે પણ બચ્ચાંનું ભવિષ્ય સુધરે તેવા દરેક ઇલાજ લેવા જોઇએ તેને સારી તરબીયત આપવી જોઈએ. કારણકે તેના જુના સંસ્કારો (ઇઆને પ્રારબ્ધ) તે સાથે લેતું જ આવે છે. તેના મગજપરના તે જુના સંસ્કારો ભુલાવી તેને નવા સંસ્કારો આપી પુરુષાર્થ કરતાં શીખવવું જોઇએ. માણુસ પોતે જ પુરૂષાર્થ કરીને સુધરી શકે છે (યાતો આગળ

વધી શકે છે) બચ્ચાંને નશીબ ઉપર ભરૂસો રાખતાં નહિ શીખવવું, પણ સ્વપ્રયત્ને આગળ વધે એવું ઉત્તેજન આપવું જોઈએ. સૌથી પહેલી છાપ તેના મગજ ઉપર એવી પાડવી કે એકજ શક્તિ છે, અને તે "પરવરદેગાર" અને તેના જ ઉપર વિશ્વાસ રાખતાં શીખવવું. અને પછી સારા વીચાર, આ બે ચીજનીજ જરૂર છે.

હવે આપણે આપણી કોમમાં આજ કેટલોક વખત થયો મુવેલાં માણુસો સાથે વાતચીત કરવાનો ધખારો લાગેલો છે, તે વીષે ખુલાસો કરશું. હાલમાં અમેરીકા, તથા યુરોપમાં, સીઆંસ. (Seance) ભરવામાં આવે છે. (વાતચીત કરવાને માટે તૈયાર કીધેલો અંધારો ઓરડો) અને મીડીઅમ (Medium મધ્યસ્થ) મારફતે (બેની વચ્ચે રહીને કામ કરે તે) આપણા ગુજરી ગયલાં મનુષ્યના સુક્ષ્મ શરીરો (અથવા અશો ફ્રરોહરો) અંતરિક્ષમાંથી (બીનોઇ દુન્યામાંથી) બોલાવવમાં આવે છે, અને તે સુક્ષ્મ શરીરોને સવાલો કરવામાં આવે છે. અને તેના જવાબો મીડીયમ મારફતે મલે છે.

હવે એ જવાબો કોઇ કોઈ વખતે એવા ભલતા સલતા આપવામાં આવે છે. કે આપણે સમજી પણ શકતા નથી. હવે પહેલ્લે આપણે એ મુદ્દો તપાસ્યે કે અહીંથી ગુજરી જવા પછી તે મનુષ્યને ત્યાં કંઈ વધારે જ્ઞાન મળે છે? જો મલતું હોય તો આપણે એમ પણ કબુલ કરીએ કે કંઇ પણ વધારે જાણવાનું મળશે. પણ તેવું કશું છે જ નહિ. જે જ્ઞાન તે હૈયાત જીદગીમાં ધરાવતો હતો, તેનું તેજ જ્ઞાન તે મરીગયા પછી પણ ધરાવેચ, ત્યારે તેને સવાલો કરી ને આપણે વીશેષ જ્ઞાન કેવી રીતે તેના તરફથી મેળવશું આપણા ધર્મમાં તો કહેચકે મુવેલાં (અથવા ગુજરી ગયલાં) ના અશો-ફ્રરોહર કરતાં જીવતાંઓના અશો-ફ્રરોહરો, વધારે શકિતવાળા, હુશીયાર તથા ચપલ હોય છે. ત્યારે જીવતા મહાન પુરૂષોને (મહાત્માઓને) પુછવાને બદલે તે ગુજરી-ગયલાંને આપણે શા માટે પુછીને તેને તકલીફ આપ્યે. જો એથીપણ આગળ વધીને કહેવામાં આવે તો ખરૂ જ્ઞાનતો આપણા પોતાના આત્મામાંથી મેળવવાનું છે. એને જ આત્માને સુષુપ્તી અવસ્થામાંથી જગાડીને જ્ઞાન આપણે જાતે જ મેળવી લેવું જોઇએ. મોટા મોટા પેગંબરો, અને રૂષિઓ એ જાતે આવી ને જ્ઞાન આપ્યું, ત્યારે પણ લોકો તે જ્ઞાન લઇ નહિ શકયાં, જેની હાજરીથી પણ લોકોને અસરો નહિ થઈ (જોકે તે મહાન પુરૂષોનું મેગ્નેટ યાને ખોરેહ બહુ તેજસ્વી હતાં) તો પછી એ મુવેલાંના સુક્ષ્મ શરીરો આપણુને શું જ્ઞાન આપી શકશે? જ્યાં સીઆંશની બેઠક મળે છે, ત્યાં અંધારૂ કરી દેવામાં આવે છે. અને જ્યાં પણ અધારૂં કરવામાં આવે ત્યાં આપણા ધર્મ પ્રમાણે તેને black magic અથવા કાળો જાદુ કહીને તેવી અંધારામાં

કરેલી ક્રિયાને ધીક્કારી કહાડી છે. આપણી દરેક ખુશહાળીની અથવા જશનોની ક્રિયા, આતશના અને બત્તીઓના પુરતા ઉજાસ સાથે કરવામાં આવે છે. અંધારામાં કીધેલી ક્રિયા હમેશાં છેતરપીંડી જેવી હોય છે જેને અંગ્રેજીમાં (tricks) કરીને કહે છે.

આપણી ભોળી કોમ (જેનામાં સ્વતંત્ર રીતે વીચાર કરવાની શક્તિ નહિ હોય તેવી) કોઇબી વેલાયતી વહેજામાં પહેલ્લી કુદી પડશે. જે કોઇ અમેરીકા અથવા યુરોપથી કંઇબી નવાં ધતીંગ લાવશે, કે જોઇ લેવો આપણા લોકોની ત્યાં પડાપડી, ધમાલ. અત્યાર સુધીમાં ઘણા ઘણા ધુતારાઓએ આવીને આપણી ભોળી કોમને બનાવી છે, અને આજે પણ ચાલુ બનાવ્યા જાય છે. તેનું ખરૂં કારણ પોતાની માજદીયસ્ની દીનનો બીલકુલ અભ્યાસજ નહિ. અને પોતાના માની લીધેલા મનના ધખારાઓ. ધર્મનું જ્ઞાન ફકત પોપટીઆજ, પોપટની માફક ભણી જવું, પણ શું ભણ્યા તેનો કંઇ સાર સમજે નહિ.

જે કોમ સીંહ જેવી બહાદુર, અને એકજ ખુદાને માનનારી તેના આજે એવા ખરાબ હાલ થયા છે કે, એક અભણ કોળી, દુબળો કે ચોધરો પણ ધુતમધાતમ કરી છેતરી જાય છે અને પૈસા ઓકાવે છે. તેજ પ્રમાણે જ્યોતિષો પણ ધોળે દિવસે આપણી કોમની લૂટ ચલાવી રહ્યા છે, અને અજાયબી જેવું તો એ છે કે તેને પારસી પેપરવાલાઓજ ઉત્તેજન આપી રહેલા છે. જે પેપરો એકલી પારસી કોમજ વાંચે તેજ પેપરોમાં મોટા મોટા હેડીંગ સાથની જાહેરખબરો આપવામાં આવે છે.

જ્યોતિષ વીદ્યા ખરી છે કે ખોટી તેની સાથે આપણને કામ નથી પણ એ વીદ્યાને જાણનારા, કોઇપણ ધંધામાં નહિ ફાવેલા છેવટે આ ધંધો લઇ બેઠેલા હોય છે, દરેક વાતના બે અર્થ થઇ શકે એવી રીતે કહે છે. પોતાની બન્ને બાજુ સલામત રાખી શકે છે. તમને ગોળગોળ વાતો કહી કેવી રીતે છેતરે છે તેના થોડાક નમુના નીચે આપ્યા છે.

તમારો સંસાર સુખી છે, પણ કયારેક કજીઓ થાય છે. શરીર સંપત્તિ સારી છે, પણ વરસમાં એકાદ વખત નાનીમોટી માંદગી આવશે. પૈસાની પ્રાપ્તી ઠીક થશે, પણ સમય સમજી નહિ વર્તો, તો તે પૈસા ચાલી જશે, શેર સટ્ટાવાલાઓને પણ એવી ભાષામાં કહેશે કે ઉતાવળે ખરીદ કરશો નહિ. અને ધબરાઇને વેચી નાંખશો નહિ. એટલે તમો જ્યારે પણ નુકશાનમાં આવો ત્યારે તે મહારાજ તો એમજ કહેશે, કે મેં તમને નહિ કહ્યું હતું કે ઉતાવળે ખરીદશો નહિ. એટલે

વખતની હદ આપેજ નહિ. તેવી રીતે માંદગીને માટે પણ દીઅર્થી વાતો કરશે કે ફલાણો ચીનો ગરેહ નબળો છે, અને બીજો ગરેહ બળવાન છે, કદાચ બળવાન ગરેહ ફાવે ખરો, યા તો નબળો ગરેહ ફાવે, બેઉ બાજુની ઘોલકી વગાડશે.

જે શખ્સો નબલા મનના છે તેજ જોતિષને ત્યાં જશે. એ લોકોનું કહેવું કેટલું જુઠ્ઠું અને છેતરપીંડીવાલું છે, કે એક મોટા (ધરતી કરતાં અનેક-ઘણા મોટા) ગરેહની ચાલને તે લોકો એક નાના સરખા, લાલ, લીલા, પાનાવાલા નંગની વીંટીથી અટકાવી શકે છે. અને તમારી ઉપરની તે ગરેહની દુષ્ટ દ્રષ્ટિને ફેરવાવી નાંખી તમને લાભાલાભ કરી આપે છે.

એ ધોળે દિવસના લુટારાઓથી જેમ બને તેમ દૂરજ રહેવું. એક દિવસ પણ એનાં ઉંબર ઉપર પગ મુકયો, તો જાણવું કે હમેશના તમે તેના ગોલામ થઇ જશો. ખુદરતનો એક અચળ નિયમ છે કે જેવા તમારા વિચાર, તેવાં તમારાં કાર્ય, અને જેવાં કાર્ય, તેવાં તેના પરીણામ. એમાં બીચારો ગરેહ શું કરે. તેથીજ એક જણે કહ્યું છે કે—Wise man rules his stars and a fool obeys them. આટલું લખાણ લખવાનું કારણ કે આપનીજ કોમ સૌથી વધારે વહેમી છે, એવા વહેમોને લીધે તો ઇરાનનું રાજ ગુમાવ્યું. અને એક ખુદા પર એકીન રાખનારા, હખામનીઅન વંશના પાદશાહોએ દુન્યાના મોટા ભાગ ઉપર રાજઅમલ ચલાવ્યો.

હવે ફ્રવષિ વિષે લંબાણ નહિ કરતાં ટુંકમાં એટલુંજ કહેવાનું કે દરેક ચીજની ફ્રવષિ હોય છે. ઝાડપાનની ફ્રવષિ. તે તેના બીજો. અને ખુદ દાદાર હોરમજદની ફ્રવષિ, તે આ બ્રહ્માંડને (બ્રહ્માંડ તે દાદાર હોરમજદનું શરીર) ચલાવનાર નિરાકાર સ્વરૂપ ચૈતન્ય "પોતેજ". જુઓ પોપની લખેલી કવિતા—

Are all but parts of one stupendious whole,
Whose body nature is and God the soul.

હીંદુઓના કુન્દલીની યોગમાં એ સુક્ષ્મ શરીર અથાવા ફ્રવષિ કેવી રીતે આ દુન્યામાં આવે છે. તેનું બ્યાન નીચે મુજબ છે.

કુન્દલીની શકિત ઓર પ્રાણુશકિત. સાથલેકર જીવ. ઇહલોકમે યાત્રા કરનેકે લીયે, માતાકી કોખમે આતા હૈ.

પ્રારબ્ધ કર્મકો ભોગને કે ઉપયુકત, અથવા પ્રારબ્ધ કર્મકે અનુસાર, બન્ધત્વ–મુકત્વાદી, દોષભી સંગ લેકર આતા હૈ.

૭ મહિને તક તો જીવ માતાકે આસપાસહી ઘૂમા કરતાં હૈ.

સાંસારીક વ્યહવારમે ભી હમ દેખતે હૈ, કી મકાન માલીક, મકાન તૈયાર હોનેતક, મકાનકી બહાર હી રહેતા હે. ઈસ પ્રકાર યહ જીવેશ્વર, અપની સંગીની કુણ્ડલિની ઔર પ્રાણ શકિતકે સાથ માતૃગર્ભમે પ્રવેસ કરતા હૈ. પ્રવેસ કરતે હુવે કુણ્ડલિની શક્તિ, સહસ્રાર ચક્રમે, અપના મુખ્ય સ્થાન નિયત કરતી હૈ. ઔર પીછે ષટ્‌—ચક્રોમે, તથા અન્યાન્ય સબ રંન્ધ્રો ઔર કુહરોમે પ્રાણ શક્તિકે સાથ પ્રવેશ કરતી હૈ. ઔર અન્તમે, સ્વયમભૂ લિંગકે સાઢેતીન લપેટોમે, લપેટ-કર, ઔર લીપટકર બેઠ જાતી, યા સો રહતી હૈ. અથવા સામ્યાવસ્થામે, રહેતી હૈ.

એ કુણ્ડલિની શક્તિને આપણા ધર્મમાં હપ્તન યસ્તમાં એને (૫૦) દરવાજાવાળી વાસી નામની જગા કરીને ભેદમાં કહેલી છે. "હારલે", તથા "દારમેસ્તેટે" એને મોટા કદની માછલી કહે છે. "મીલ્સ" એને (૫૦) પાંખની માછલી કહે છે.

અને "સ્પીગલ" (૫૦) પાણીના ઝરાવાલું, કોઈ કલ્પીત મુકામ કરીને કહે છે. આ જુદી જુદી પણ એક એકને મળતી આવતી ભેદમાં કહેલી વીગતો પરથી સચજુ વાંચકો એટલું તો સમજશેજ કે આપણું સુક્ષ્મ શરીર ફ્રવષિ, આપણા ગુજરી જવા પછી, ચારે અનાસરો આતશ, આબ, બાદ અને ખાક પોત પોતાના મુળમાં જવા પછી (ઇઆને રૂપાંતર થવા પછી) અંતરિક્ષમાં રહે છે. તેથીજ આપણા ફ્રરોહરોનો ચીતાર એક વર્તુળની સાથે બે પાંખ આપી છે. અને એ પાંખ આપવાનું કારણ કે એ ઉડીને જાય છે, અને તેજ ક્રમ પ્રમાણે પાછો ઉડીનેજ આ દુન્યામાં આવે છે.



# પ્રકરણ ૨૪ મું

## "બહેરામ–યસ્ત"

Behram (Verethraghna) is the genius strongest in strength, the most victorious, in victory, the most, glorious in glory, the most, favouring in favour, the best giver of welfare, the best healing in health-giving.

બહેરામ ઇજદ કેટલો બધો બળવાન, અને હનહ ફીરોજીનો આપનાર છે, તે તેના ઉપર આપેલાં વીશેષણોથી માલમ પડશે. આપણે આતશ બહેરામ-વાળી બાબદમાં જોઈ ગયા કે, આતશ એટલે "પ્રેમ" અને બહેરામ એટલે "પુરૂષાર્થ" એકલો પ્રેમ અથવા દયા મનુષ્યને આગળ વધારી શકે નહિ, પણ પુરૂષાર્થથી જ આગળ વધી શકે. અને એ યસ્તમા પુરૂષાર્થ કેમ કરવો, તેની ભેદમાં બારીક વીગતો આપી છે. એ યસ્તનો લખનાર પણ એની વીગતો જાહેરમાં આપવાની મનાઇ કરે છે. (જેવી રીતે ખોરદાદ યસ્તના લખનારે કીધી છે તે પ્રમાણે) એ મનાઈ કરવાનું કારણ એ છે કે એમાં પ્રાણાયમની રીત દેખાડી છે, અને એ પ્રણાયમ કરવાથી, મનુષ્યને કેટલા કેટલા ફાયદા થાય છે તે દેખરાવ્યા છે. જેવી રીતે પ્રાણાયમ (Deep breathing) થી ફાયદા થાય છે, તેવી જ રીતે એ ઇલમનો દુર ઉપયોગ કરવાથી, ઘણા મનુષ્યોને નુકશાન પણ કરી શકાય છે; એ પ્રાણાયમ કરનારને એટલી બધી શક્તિઓ પ્રાપ્ત થાય છે કે, જે શક્તિઓ

આપણે અષ્ટ સિદ્ધિવાળી બાબદમાં જોઇ ગયા.

જુઓ અષ્ટસિદ્ધિવાળી બાબદ એ રીદ્ધિસિદ્ધિ (રીદ્ધિ એટલે બળવાન શરીર) સિદ્ધિ એટલે ચમત્કારો કરી દેખડવાતે. અને એ આ ચમત્કારો કરનાર બીચારા ભોળા લોકોને છેતરી તે લોકોની ઉપર પોતાનો કાબુ જમાવી હમેશ લગી ગોલામ જેવા બનાવી મુકે છે, યોગના આંઠ (૮) અંગો દેખરાવ્યા છે તેમાં પહેલ્લો યમ, નિયમ, આસન, પ્રાણાયમ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, અને સમાધિ, એમાં ૪થું અંગ પ્રાણાયમ છે, અને એ પ્રાણાયમથી તેનામાં સામા મનુષ્યના વીચાર જાણી જવાની, વસીકરણ કરવાની જેને અંગ્રેજીમાં (hypnotism) કહેવામાં આવે છે. એ વશીકરણ વીદ્યા જે માણુસ જાણે છે. તે બીજા માણુસો જેનો વીલ પાવર (Will power) ઓછો હોય તેની ઉપર એવો મજબૂત કાબુ ધરાવે છે કે. તે લોકો તેના તાબેદાર ગુલ્લામ જેવા, તે જે કહે તે હાજીહા કરનારા, અને પોતની અક્કલપણુ ગુમાવી બેસી ધુંવડ જેવા થઇ જાય છે. અને એ શક્તિ પ્રાણાયમથી સહેજે પ્રાપ્ત થઈ શકે છે. આજે પણ હીંદુસ્તાનમાં તમો ઘણી જગ્યાએ આવા માણુસોને (વશીકરણ કરનાર) હદડો જમાવીને બેઠેલા જોઈ સકશો. તે લોકો ભપકામર્યા નામે પોતાને ઓળખાવશે, કોઇ મહાત્મા, કોઈ બુવા કોઇ ખુદા-રસીદા, કોઈ ફકીર, કોઈ ભક્ત, એવા એવા વીશેષણો લગાડીને મુર્ખાઓને જીંદગી સુધીના પોતાના ચેલા બનાવી દે છે. અને એ ચેલાઓના પૈસાથી તગડધીના કરે છે. લેકો એવા તો આંધળા થઈ જાય છે કે પોતાની વહાલી ચીજે સ્ત્રી અને છોકરીઓને પણ તેવા બદમાશોની હજુરમાં મોકલે છે. અને જયારે તેની ભુલ ભાજવામાં આવે છે. ત્યારે આપણુને કહે છે કે તમો આવી આધ્યાત્મીક બાબદમાં નહિ સમજો. હમારી તો ખાત્રી થયલી છે હમુંને એ લોકોની સેવા ચાકરીથી ઘણા લાભો થયા છે. એ તો સાક્ષાત ઇશ્વરનો અવતારજ છે. એવા સદગુરૂઓ, સાંઇબાબાઓ, વીષે જેને વધુ જાણવું હોય તેને (ફરામરોજ મીઠુજીની "સત્યની શોધમાં" નામની ચોપડી વાંચવી) આવા ઢોંગ ધતુરાને આપણી, ખલેસ માજદીયસ્ની દીને ધીકકારી કહાડેલા છે, અને એક ખરા જરથોસ્તીને આવા કામોથી દુર રહેવાની અને ફકટ અશોઇને માર્ગે સારા વીચારો રાખીને ખુદાઇજ્ઞાન મેળવવાની આજ્ઞા કીધી છે. પણ આ પ્રાણાયમ કેવા માણુસે કરવો જોઇએ તે બાબદમાં ચોક્કસ (અપવાદ રાખીને) કહ્યું છે કે જે મનુષ્યનું ચીત્ત ઘણું ચંચલ હોય, મન ઉપર કાબુ રાખી શકતો નહિ હોય તે શખ્સેજ, પ્રણાયમ કરવો.

અહેરામયસ્ત ફકરો (૨)જો.

જે શખ્સ બહેરામ ઇજદને ઇજીને તેની મદદ માગે, તો તેને માટે

પહેલ્લી વખતે હોરમજદનો પેદા કીધેલો "અહેરામ" (ઇજદ) (જે) હોરમજદનું પેદા કીધેલું ભલું નુર, હોરમજદનું પેદા કીધેલું ખોરેહ, તંદરોસ્તીના ઉપાય, (તેની સાથે) વળી હીમ્મત રાખે છે, (તે) હોરમજદના પેદા કીધેલા સખત (તથા) ખુશ્નુમા "પવન"ના રૂપમાં ઉડીને જાય છે.

| | પ્રાણવાયુના દશ પ્રકાર યોગશાસ્ત્ર પ્રમાણે |
|---|---|
| (૧)લી વખતે પવનના રૂપમાં | ૧ પ્રાણ |
| (૨)જી વખતે સોનેરી શીંગડાવાલા ગોધાના રૂપમાં | ૨ અપાન |
| (૩)જી વખતે સોનેરી પાંખરવાલા ઘોડાના રૂપમાં | ૩ સમાન |
| (૪)થી વખતે જોરાવર આગળ પગલાં ભરનાર ઊંટના રૂપમાં | ૪ ઉદાન |
| (૫)મી વખતે તીક્ષ્ણ દાંતવાળાં ડુક્કરના રૂપમાં | ૫ વ્યાન |
| (૬)થી વખતે ચળકતી આંખવાળું નાઢળી એરી-વાળું માણસના રૂપમાં | ૬ નાગ |
| (૭)મી વખતે પાંખ ફફરાવતું, ઉપરના ભાગમાં જખમ કરતું પક્ષીના રૂપમાં | ૭ કૃકલ |
| (૮)મી વખતે વળી ગયલાં શીંગડાવાલા મેંઢાના રૂપમાં | ૮ દેવદત્ત |
| (૯)મી વખતે તીક્ષ્ણ શીંગડાવાલા બકરાના રૂપમાં | ૯ કૂર્મ |
| (૧૦)મી વખતે સુનના મુઠ સાથની પેચવાલી તલવારના રૂપમાં | ૧૦ ધનંજય. |

આ દશ પ્રાણવાયુ આપણા શરીરમાં કયાં કયાં આવેલા છે તે જણ્યાઓ અને તેનાં જુદાં જુદાં કાર્યો.

યોગના આઠ અંગો (જુઓ યોગવાળી બાબદ) માં જણાવ્યા છે. પણ અહિં ફરીથી લખવામાં આવ્યાં છે કે તેની બરોબર અનુક્રમે સમજણ પડે.

"યમ" એટલે તમામ ઇંદ્રિયોને સ્વાધીન કરી, અંતકરણમાં સ્થિર થવું. એટલે કોઈપણ પ્રાણીને દુઃખ ન દેવું, સત્ય બોલવું, ચોરી કરવી નહિ, બ્રહ્મચર્ય પાળવું, સર્વ ઉપર દયા રાખવી, કોઇનો તિરસ્કાર કે ધીક્કાર કરવો નહિ, મનમાં ક્ષમા રાખવી, શત્રુનો ગુનોહ માફ કરવો, કદાપિ અજાણતાં અશુભ કામ થઇ

જાય તો પશ્ચાતાપ કરી, ઇશ્વિરનું ધ્યાન ધરવું, સૂક્ષ્મ આહાર કરવો, અને પવિત્ર અને સુદ્ધ રહેવું.

"નિયમ" એટલે મન સાથે અમુક પ્રકારનો કોલકરાર કરવો, અને તે પ્રમાણે ચાલવું તે, અર્થાત્ બુદ્ધિ અને વિચાર સારા રાખવા, અને સારા કામમાં તેનો ઉપયોગ કરવો. કાન, શરીર, ત્વચા, આંખો, નાક, જીભ, હાથ, પગ, મોં, એ સર્વેને શુભ માર્ગમાં દોરી, સારા કામમાં ઉપયોગ કરવો, ખાવા, પીવા, પહેરવા ઓઢવામાં ઓછું મન રાખી, પરિગ્રહ કમી રાખવો. લોભ નહિ કરતાં, સંતોષથી રહેવું. યથાશક્તિ પુન્યદાન કરવું, સંત પુરૂષોનો સમાગમ કરવો, દુર્જનથી દૂર રહેવું, યથાશક્તિ તપ કરવું, ભક્તિ કરવી, નિંદા કરવી નહિ, ગુરૂ ઉપર ભાવ રાખવો, પ્રપંચ કરવો નહિ.

"આસન" એટલે સમાધિ તથા ધ્યાન કરતી વખતે શરીરના અવયવોને અમુક રીતે ગોઠવીને બેસવું તે, આસનના મુખ્ય ચોરયાસી (૮૪) પ્રકાર છે, તેમાં સમાધિ અને ધ્યાન માટે, પદ્માસન, (પદ્મમાસન) સિદ્ધાસન, અને વજ્રાસન, એ આસનોને ઘણાં જ શ્રેષ્ટ ગણેલાં છે, પદ્માસનની રીત એવી છે કે, જમણા પગને ડાબા પગની સાથળ ઉપર મુકવો, અને ડાબા પગને જમણા પગની સાથળ ઉપર મુકવો, અને માથાને નમવા ન દેતાં કમર સીધી ટટાર રાખવી, અને બન્ને હાથોની આંગળીઓ, સાથળો ઉપર પેટની તરફ રહે, એવી રીતે ગોઠવવી.

સિદ્ધાસનની રીત એવી છે કે પદ્માસન પ્રમાણે બેસવું. અને બન્ને હાથને પીઠ પાછળ ફેરવીને, જમણા હાથથી જમણા હાથનો અંગુઠો પકડવો, અને ડાબા હાથથી ડાબા હાથનો અંગુઠો પકડવો. [1]"વજ્રાસનની" રીત એવી છે કે જમણા પગની એડી ઉપર ગુદાનો ભાગ દબાવવો, અને ડાબા પગની એડી ઉપર લીંગનો ભાગ દબાવવો અને શરીર તથા મનને સ્થિર રાખી, તીરખુટીમાં (ત્રીપુટીમાં) ધ્યાન રાખવું.

"પ્રાણાયમ" એટલે શરીરમાં રહેલા શ્વાસને અમુક વિધિથી રોકવો, અંદર રાખવો અને બહાર કાઢવો, તે ઉપરથી પ્રાણાયમના ત્રણ ભેદ કરેલા છે, (૧) રેચક, (૨) પૂરક, (૩) કુંભક. રેચક એટલે હળવે હળવે શ્વાસ બહાર કાઢવો, પૂરક એટલે શ્વાસને અંદર ખેંચવો, અને કુંભક એટલે મસ્તકમાં શ્વાસને રોકી રાખવો, પ્રાણાયમ કરવાથી હજારો ફાયદા થાય છે, જેવી રીતે ઘી ખાવાથી શરીરમાં શકિત આવે છે, એવી રીતે પ્રાણાયમ કરવાથી, લોહી સાફ થઇ, તંદુરસ્તી આવે છે, રોગ દૂર થાય છે, આંખોનું તેજ વધે છે, શરીર મજબૂત થાય છે,

---

૧. "વજરાસન" આવી રીતે પણ લખાય છે.

બુદ્ધિ અને ઉમ્મર વધે છે, જેવી રીતે સોનું દેવતાથી સાફ થાય છે, તેવી રીતે પ્રાણાયમથી શરીર સાફ અને પવિત્ર થાય છે. ચિત્ત એકાગ્ર થાય છે, અને તેથી પોતાની જાતને જાણી શકાય છે. સર્વે વસ્તુમાં એક આત્મા જણાય છે, અને બ્રહ્મસ્વરૂપ જણાય છે. ભૂત, વર્તમાન, અને ભવિષ્ય એ રીતે ત્રણ કાળનું જ્ઞાન થાય છે. અને પરમાત્માના સ્વરૂપમાં સમાધિ થાય છે. પાપો બળીને ભસ્મ થઈ જાય છે, પ્રાણાયમ કરતી વખતે, શરીરમાં જે પ્રાણવાયુને રોકવામાં આવે છે, તે પ્રાણવાયુના દશ પ્રકાર છે. જે આપણે ઉપર જોઈ ગયા.

(૧) પ્રાણવાયુ એ સર્વ વાયુઓની કુંચી છે, તેનું સ્થાન માણસના હૃદયમાં છે, તેનો દેવતા સૂર્ય અથવા વિષ્ણુ છે. અને તેનો રંગ લીલો છે. (૨) અપાન વાયુનું સ્થાન ગુદા છે, તેનો દેવતા ગણપતી છે, અને તેનો રંગ કાળો છે. (૩) સમાન વાયુનું સ્થાન નાભિ છે. તેનો રંગ ધોળો છે, તેનો દેવતા સરસ્વતી છે. અને તેનું કામ સર્વ નસોને રસ આપવાનું છે. (૪) ઉદાન વાયુનું સ્થાન કંઠથી તે મસ્તકના તાળવા સુધી છે, તેનો દેવતા ચંદ્ર છે, વેદાંતી તેનો દેવતા ઇંદ્રિ કહે છે, અને તેનું કામ તાળવામાંથી અમૃત લઇ ને સમાન વાયુને પહોંચડવાનું છે, અને તેનો રંગ લાલ છે. (૫) વ્યાન વાયુનું સ્થાન શરીરની ચામડી છે, તેનો દેવતા પવન છે. વેદાંતી તેનો દેવતા આકાશ કહે છે, અને તેનો રંગ ઇંદ્રધનુષ્યના જેવો છે. (૬) નાગવાયુનું ઠેકાણું ગળામાં છે, તેનો દેવતા શેષનાગ છે, તેનું કામ ઓડકાર તથા ઉલટી લાવવાનું છે, (૭) કૃકલ વાયુનું સ્થાન પેટમાં છે, એટલે કે ધ્યાન કરવાની જગોએ રહે છે, તેનો દેવતા અગ્નિ છે. તેનું કામ પાચન કરવાનું છે, (૮) દેવદત્ત વાયુનું સ્થાન છાતીની વચમાં છે, તેનો દેવતા કામદેવ છે, અને તેનું કામ આળસ, કામવિકાર, તથા દુધ પેદા કરવાનું છે, (૯) કૂર્મ વાયુનું સ્થાન આંખો છે, તેનો દેવતા જ્યોતિ છે, આંખો ઉઘાડવી તથા મીંચવી એ તેનું કામ છે. (૧૦) ધનંજયનું સ્થાન શરીર છે, તેનો દેવતા ઇશ્વર છે, એનું કામ મૃત્યુ પછી શરીરને ફુલાવવાનું છે, અને શરીરની સાથે જ રહેવાનું છે. આ પ્રમાણે દસ વાયુઓની ટુંકમાં હકીકત છે.

પ્રાણાયમ કરતી વખતે બહુ જ શાંતતાથી બેસવું, અને આંગળીથી નાકનું ડાબું નસકોરૂં બંધ કરી, જમણા નસકોરાંથી શ્વાસને અંદર ખેંચવો, અને પછી બન્ને નસકોરાંને બંધ કરીને, મસ્તકમાં શ્વાસને જ્યાં સુધી રોકી શકાય, ત્યાં સુધી રોકી રાખવો, અને જ્યારે ન રોકી શકાય ત્યારે હળવે હળવે શ્વાસને છોડવો, આવી રીતે શરૂઆતમાં થોડું થોડું કરવું, અને પછી ધીમે ધીમે વધતા જવું અને છેવટે શ્વાસને નાક અને કંઠથી ખેંચવો, પ્રાણાયમ ત્રણ પ્રકારના સમજાવ્યાં છે,-કનિષ્ટ, મધ્યમ, અને ઉત્તમ, કનિષ્ટમાં પરસેવો થાય છે, મધ્યમાં શરીર

કંપે છે, અને ઉત્તમમાં પ્રાણ બ્રહ્મરંધ્રમાં જાય છે અને વીજળીથી અધીક બ્રહ્મ-જ્યોતિનો પ્રકાશ થાય છે. પ્રાણાયમથી ઘણા મહાપુરૂષોના કાર્ય સિદ્ધ થયાં છે. અને હાલ પણ થાય છે, અજમેરવાળા ખ્વાજા સાહેબ પણ તેમની કીતાબમાં લખે છે કે "મને પણ પ્રાણાયમ કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થઈ છે." વળી શહેર અમદાવાદ પાસેના સરખેજવાળા ગંજ અહમદ સાહેબે પણ પ્રાણાયમથી સિદ્ધિ પ્રાપ્ત થવાનું તેમના બનાવેલા દેહરામાં નીચે પ્રમાણે કહ્યું છે:—

"અહમદ પવન શરીરમાં, જાન કહો યા જીવ,
જાન કહો જાના કહો, એહી જીવ એહી પીવ,
લયસા કમીરલકુ પવન હે, ઓર પવનકા રૂપ ના રેખ,
જોતું ચાહે પીયુકો, તો અહમદ પવનમેં દેખ."

આ પ્રમાણે પ્રાણાયમ કરવાથી સર્વ કામ સિદ્ધ થાય છે, પરંતુ તેની ક્રિયા બહુ જ સંભાળથી કરવાની છે. શ્વાસ રૂંધવાની ક્રિયા હમેશાં ધીમે ધીમે શરૂઆતમાં કરવી, અને જેમ જેમ મ્હાવરો થાય, તેમ તેમ વધતા જવું; તેમ કરવાથી એ કામ સારી રીતે ફળ આપે છે.

જો વાયુ ને એકદમ રોકવામાં આવે તો રૂંવાટામાંથી પવન નીકળે છે, તેથી શરીરને ઘણું નુકશાન થાય છે, અને રોગ પેદા થાય છે, માટે ઘણી જ સંભાળથી કામ કરવાનું છે, તેમજ રોકેલો પવન પણ, એકદમ કાઢવાથી પેટ વધે છે, અને નુકસાન થાય છે, માટે ધીમે ધીમે શ્વાસ કાઢવો,

"પ્રત્યાહાર" એટલે દરેક સત્તા આત્માની છે, એવું મનમાં સમજી ઇંદ્રિઓ અને મનને દરેક વાસનામાંથી દૂર કરી, આત્મામાં લીન થવું તે. પ્રત્યાહાર પ્રાપ્ત કરવામાં, રૂપ, રસ, ગંધ, શબ્દ, સ્પર્શ વીગેરે ઈંદ્રિયોને સ્થિર કરી, જેટલી વાર સુધી શ્વાસને રોકી શકાય, તેટલી વાર સુધી રોકી રાખી ધીમે ધીમે નાસિકા દ્વારા એ બહાર કહાડવો, એમ કરી કાન બંધ કરી, એકાગ્ર ધ્યાન કરવામાં આવે તો ઘણા ઘણા પ્રકારના વાજાં સંભળાય છે. તેને અનહદ નાદ કહેવામાં આવે છે. અને તેનો ખુલાસો આગળ આપવામાં આવ્યો છે, વળી આંખો બંધ કરવાથી, આકાશ, તેજ પાણી, પૃથ્વી, વાયુ, એ પાચ ભૂતના જુદા જુદા રંગો પણ જણાઇ આવે છે.

"ધારણા" એટલે સુરતીને ધ્યાન કરતી વખતે, આત્મસિદ્ધિના કામમાં લીન કરી, જ્યોતિસ્વરૂપમાં ઠરાવી રાખવી, તેનું સ્થાન આંખોના ઉપર છે.

"ધ્યાન" એટલે ઇંદ્રિયો અને મનની ગતિને સ્થિર કરી, મનને એકાગ્રતામાં લાવવું તે, ધ્યાન એ સમાધિનું પ્રથમ પગથીયું છે, જેમ જેમ ધ્યાનની એકાગ્રતા વધતી જાય છે, તેમ તેમ બ્રહ્મસ્વરૂપની ઓળખાણ વધતી જાય છે.

"સમાધિ" એટલે સર્વે વહેમ અને મનની ભ્રમણાઓ ટાળી નાંખીને, ધ્યાનમાં બરોબર લીન થઇ, પોતાના શરીરને ભૂલી જઇ સુન થઇ જવું તે. સમાધિના સાધારણ રીતે બે ભેદ કહ્યા છે, કષ્ટ સમાધિ અને સૂક્ષ્મ સમાધિ, જે સમાધિમાં શરીરને વધારે કષ્ટ પડે છે, તેનું નામ કષ્ટ સમાધિ રાખ્યું છે, અને જેમાં કષ્ટ ઓછું પડે છે, તેનું નામ સૂક્ષ્મ સમાધિ રાખ્યું છે.

હવે એ પ્રાણાયમથી (ઇઆને બહેરામ ઇજદની મદદથી) કેટલી શકતીઓ મળે છે. તેના ભેદમાં લખેલા ફકરાઓપરથી માલમ પડશે.

કરદો (૧૧) મો ફકરો (૨૯) મો—હોરમજદના પેદા કીધેલા બહેરામ (ઇજદે) સચ્ચાઇનું મુળ, બેહુ બાજુનું કૌવત, તમામ તનની તંદરોસ્તી, તમામ તનનું સુખ તથા તે જોવાની શક્તિ, કે જે પાણીમાં રહેનારી "કર" (નામની) માછલી રાખે છે (તે)—(એ બધું) તેને (ઇઆને પેંગબર અશો જરથોસ્તને) આપ્યું. (ખોલાસો) કર માછલીની જોવાની શકિત બાબે નીચે જણાવે છે.

તે (કર નામની માછલી) પાર કરવાને દૂર પડે એવી (તથા) હજાર માણુસની (ઉંચ્ચાઇ જેટલી ઉંડી રંઘ (નામની નદી) ના પાણીમાં એક બાલના કદની ચીજને જોઇ શકે છે.

કરદો (૧૨) મો ફકરો (૩૧) મો—હોરમજદના પેદા કીધેલા બહેરામ (ઇજદે) સચ્ચાઇનું મુળ બેહું બાજુનું કૌવત, તમામા તનની તંદરોસ્તી, તમામ તનનું સુખ, તથા તે જોવાની શક્તિ, કે જે ઘોડો રાખે છે, (તે) (એ બધું) તેને (ઇઆને પેંગબર અશો જરથોસ્તને) આપ્યું.

ખોલાસો—(ઘોડાની જોવાની તીક્ષ્ણ શક્તિ બાબે નીચે જણાવે છે) જે (ઘોડો) અંધારી કોઇનો બી સાદ નહિ સંભળાએ એવી, (તથા) પુર વાદળાંવાળી રાતે ઘોડાના બાલને જમીને ઉપર પડેલો જોએ છે, (તથા) માથાં આગળનો કયો (બાલ) અથવા પુછડી આગળનો કયો (બાલ) (તેબી) (તે ઘોડો) પારખી શકે છે.

કરદો (૧૩) મો ફકરો (૩૩) મો—હોરમજદના પેદા કીધેલા બહેરામ (ઇજદે) સચ્ચાઇનું મુળ, બેહુ બાજુનું કૌવત, તમામ, તનની તંદરોસ્તી, તમામ તનનું સુખ, તથા તે જોવાની શક્તિ, કે જે સોનેરી ગળાંના કાંઠાવાળું ગીધ

રાખે છે, (તે) (એ બધું) તેને (યાને અશો જરથોસ્તને) આપ્યું.

ખોલાસો—(તે ગીધની જોવાની તીક્ષ્ણ શક્તિ બાબે નીચે જણાવે છે) તે (ગીધ) દેશથી નવ ઘણા તફાવત સુધી, જેટલું એક મુઠ્ઠી જેટલાં મ્હોટા કાચ્ચા ગોસ્તના કટકાને જોએ છે, તેટલું એક, ચળકતી સોએના ચળકાતને, તેમજ તે સોએની અણીને (જોએછે).

એ કર નામની માછલી, ઘોડો, તથા ગીધ જેવી રીતે પાણીની અંદર અંધારી રાતે અને દૂર સુધી જોઇ શકે છે. તેવી જ જોવાની (શક્તિ) અથવા બારીકમાં બારીક ચીજનું અવલોકન કરવાની અથવા નીરીક્ષણ કરવાની શક્તિ, પ્રાણાયમ કરનારને પ્રાપ્ત થયા છે, પાણીની અંદર શું ચીજ છે, અથવા જમીનમાં દટાયલી શું ચીજ છે અથવા હવામાં (યાને વાતાવરણમાં) શું ચીજ છે તેનું જ્ઞાન થઇ જાય છે (સાધારણ મનુષ્ય જોઇ શકે નહિ તે ચીજો તે જોઇ શકે છે) હવે એનો બીજો ખુલાસો પાણીએ વહેતી ચીજ છે એટલે વહેતો વખત 'વર્તમાન' કાળ, જમીન એ "ભુતકાળ" અને હવામાં ઉડતો તે "ભવિષ્ય કાળ" એમ ત્રણ કાળનું પણ જ્ઞાન થઇ જાય છે.

કરદો (૧૪)મો ફકરો (૩૫)મો—ત્યારે હોરમજદે કહ્યું કે, અએ સપેંતમાન જરથોસ્ત, પાંખ ફફરાવતાં, "પેષો-પરેન" (નામના) પક્ષિના પીછાં, તુંએ સોધવાં જોઈએ, તે પીછાંથી, (તુંએ) બદનને ઘસરવું જોઇએ (તથા) તે પીછાંથી (તારા) દુશ્મનને બદદુઆ દઇને હાંકી કાઢવો જોઈએ.

ફકરો (૩૬)મો—જે માણસ તે જોરાવર પક્ષિના હાડકાં, અથવા તે જોરાવર પક્ષિના પીછ રાખે છે, (તે) ભાગ્યશાળી માણસને કોઇ મારતું નથી. (અથવા તેને) હેરાન કરતું નથી. (તે રાખનાર શખ્સ) પહેલ્લાં તેને માટે ઇજ્જત રાખે છે, (સબબ કે) (તેનેથી તે) પહેલ્લાં કીર્તિ ધરાવે છે, પક્ષિઓમાંના (તે) પક્ષિનું પીછ (તે રાખનારને) મદદ કરે છે.

ફકરો (૩૭)મો—રાજકર્તાઓનો વડો, (અથવા) દેશનો ધણી (અથવા) સો પહેલવાનને મારનાર (બી) તેઓને (ઇઆને ઉપર જણાવેલાં પક્ષિને) એકદમ મારી શકતો નથી (બલકે) તે (પક્ષી) એખલું તે બધાઓને મારે છે. (તથા) (તેઓની ઉપર) સરસાઇ ભોગવે છે.

એ પક્ષિના ભેદનો ખુલાસો—દાદાર હોરમજદ જરથોસ્તને કહે છે કે એના પીછાં તુંએ સોધવાં જોઇએ. પક્ષિનો ભેદ આપણું મન અને એ મન શું છે તે

પહેલ્લાં જાણવું જોઇએ. બદન ઘસરવું=એટલે એની ઉપર (મન શું છે તેને માટે) વિચાર કરવો. હાડકાં તથા પીછ રાખે છે=એટલે મનને કાબુમાં રાખે છે ઇઆને મનનું પરીવર્તન કરી શકે છે તે સખ્સને પછી કોઇ મારતું નથી=એટલે મનને જીતનાર દુન્યામાં સૌથી જોરાવર ગણાય છે. કોઇબી દુર્ગુણ તેને ફસાવી શકતો નથી. અને સો પહેલવાનને મારનારબી તે પક્ષિને એકદમ મારી શકતો નથી= એટલે માણુસ ગમે તેવો જોરાવર હોય, ગમે તેવી સત્તા ધરાવતો હોય, મ્હોટો બાદશાહ હોય, પણ જ્યાં સુધી તેને મનને માર્યું નથી, અથવા મનનું પરીવર્તન કરીને બીજી દીસાએ ફેરવ્યું નથી, ત્યાં સુધી તે કંઇપણ કાર્ય કરવાને શક્તિમાન નથી. "મન" એટલું બળવાન છે કે ભલાભલા શૂરવીરો જેને સેંકડો લડાઇઓ પણ જીતી હોય, તેવાઓબી, એ મનના ગુલામ થઇ જાય છે.

તેથી મનુષ્યે પેહલ્લે મન વીષે જાણવું જોઇએ. એ મનને પવનની સાથે સરખાવ્યું છે. જેવી રીતે પવનને રોકવો એ બહુ બીકટ કામ છે, તેવીજ રીતે મનને રોકવું ઘણું મુશ્કેલ છે. જેનું મન સહેજે વસ ન થતું હોય ઇઆને બહુ ચંચલ હોય તેનેજ આ પ્રાણાયમની ક્રિયા કરવી જોઇએ તે સિવાય બીજા કોઇએ કરવી નહિ. જેનું મન સારા વિચારો કરવાથી અથવા જ્ઞાનથી વસ થઇ જતું હોય, તેને આ કડાકુટ કરવી નહિ. અને તેથીજ આ યસ્તના લખનારે એને ભેદથી છુપાવી રાખી છે. એ મનની વ્યાખ્યા નીચે લખવા મુજબ છે.

Mind is nothing–but a bundle of gross and subtle impressions (or desires) of previous births. મન એ કંઇજ નથી પણ આપણા આગલા જન્મોમાં કીધેલા સ્થુલ અને સુક્ષ્મ ઇચ્છાઓ (અથવા વિચારો)નો એક વીંટો છે. અને એ મન જન્મોજન્મ આપણી સાથેજ આવે છે. અને એને લીધે દરેક મનુષ્યની જુદીજુદી પ્રકૃતિ (અથવા ખાસ્યત) હોએ છે. એ મનની ઉપર તો હજારો કીતાબો લખાઇ છે. અને આપણા શાહનામામાં એવી સુંદર રીતે એ મનને કેમ મારવું તેનો એક ભેદમાં કીસ્સો લખ્યો છે. અને તેને મ્હોટી લડાઇનું રૂપ આપ્યું છે.

## "ફરેદુન અને ઝુહાક"

મનુષ્યમાં ચાર શક્તિ છે. મન બુદ્ધિ, ચિત્ત, અને અહંકાર. મનનું કાર્ય શંકા કરવાનું છે, એટલે મન કોઇ ચીજ નક્કી કરી શકતું નથી કે ખરૂં શું ખોટું શું. (આ ખરૂં કે પેલું) બુદ્ધિનું કાર્ય ખરૂં ખોટું પારખીને એક નિશ્ચય ઉપર આવી જવું. ચિત્તનું કાર્ય દરેક ચીજ યાદ રાખવી. (યાદદાસ શક્તિ) અને

અહંકારનું કાર્ય—હું-હું કરવાનું છે. એટલે જે કંઇ કામ કરીએ તે મેં કીધું, મારાથી થયું, એવું ગુમાન રાખવાનું તેને અહંકાર કહે છે.

જમશેદ પાદશાહનું રાજ પહેલ્લે ઘણું સારૂં હતું પણ પાછળથી એને એવું ગુમાન થયું કે હું જ ખુદા છું (મનમ યઝદી) એવા ગુમાનને લીધે એ રૈયતમાં અળખામણો થઈ પડયો, અને જુહાકે આવી જમશેદને કાપી નખાવી ઈરાનની ગાદી પચાવી પાડી. અને જમશેદની બે બહેનો (કોઇક લખનારાઓ છોકરીઓ કરીને લખી જાય છે) જેઓનું નામ "અરનવાઝ" અને "શહેરનવાઝ" હતું તે બન્ને બહેનોને એને પકડી કેદમાં નંખાવી.

હવે એ જમશેદ તે આપણું ઉધ્વંમન [૧](super conscious) અને જુહાક તે આપણું અધોમન [૨](sub conscious mind) જે મન આપણને આગળ વધારી શકે તેને ઉધ્વર્ કહે છે, અને જે મન આપણને પાછળ લઇ જાય યાને જેનાથી આપણી અધોગતી થાય તે "અધોમન" "અરનવાઝ" એટલે "પ્રેમ" અને "શહેરનવાઝ" એટલે પરમાર્થ. જયારે મનુષ્યમાંથી આ બે સદગુણ, પ્રેમ, અને "પરમાર્થ" જતાં રહે (ઇઆને કેદમાં પડે) ત્યારે તે સદગુણોની જગ્યાએ બે દુર્ગુણો આવે, "જુલમ" અને "સ્વાર્થ" જુઓ જુહાકના ખભાં ઉપર બે નાગ ફુટી નીકળ્યા હતા. તે જુલમ અને સ્વાર્થના ચિન્હ છે.

જુહાકની છ આંખ ત્રણ મોંઢાં અને ત્રણ માથાં. એ આપણી જ્ઞાનેઇન્દ્રિયો, અને કર્મે ઇન્દ્રિયો સમજવી, અને એ "મન" જ ઇન્દ્રિયોને પોતાની મરજી પ્રમાણે ચલાવે છે. એ મનરાજા જયારે શરીરનો કબજો લે છે (ઇઆને મનુષ્ય જયારે મનના ફાંટા પ્રમાણે ચાલે છે) ત્યારે મનુષ્ય નહિ કરવાના કામો કરીને શરીરથી કષ્ટ ભોગવે છે. જયારે જુહાકનું રાજ ઈરાન ઉપર ચાલ્યું (ઇઆને શરીરમાં) ત્યારે બહુ જુલમ ચાલ્યો રોજ પેલા નાગને મનુષ્યના બે ભેજાંઓ ખોરાક તરીકે જોઇએ. તેથી કંટાળી જઈને પ્રજાએ બળવો જગાડયો અને કાવેહંગર નામના લુહારે ફરીદુન જે છુપાઇ રહ્યો હતો. તેને શોધી કહાડીને, તે ફરેદુનની સરદારી હેઠળ લશ્કર જમા કરીને ઈરાન ઉપર હલ્લો કીધો, અને જુહાકને પકડીને તેને દમાવંદના પહાડની બે ફાટ વચ્ચે ઉંધો ટાંગ્યો, ફરીદુન એને મારી નાંખી નહિ શકયો, તેનું કારણ કે કયામતને દિવસે એનું મોત છે. તેથી એનો ભેદ તો એજ છે કે મન મરતું નથી, પણ મનને શુભ કાર્યમાં પરોવીને એનું પરીવર્તન થઇ શકે

---

૧ higher self. ૨ lower self.

છે, અને દમાવંદ પહાડની એ ફાટ તે આપણી એ જાંગની વચ્ચે જે ઉંધે માથે લટકે છે તે મરદનો લીંગ (જનનેંદ્રિ) એને જાડી સાંકળથી બાંધેલો છે અને એની આગળ એક મરઘો રાખેલો છે, જાડી સાંકળ તે આપણી દ્રઢતા મક્કમતા (firmness) જો મનુષ્ય દ્રઢ વિચારનો હોય, તો મનને કાબુમાં રાખી શકે છે. હવે એ જુહાક સાંકળને ચાટી ચાટીને એક પાતલી દોરી જેવી આખી રાતમાં કરી નાખે છે. પણ જેવું સવારનું પહોર પડયું કે પેલો મરઘો વાસે છે. કે તુરતજ પેલી સાંકળ પાછી જેવી હતી તેવી થઇ જાય છે. અને જુહાક નહાશી જઈ શકતો નથી. એ મન એટલું તો ચંચલ છે કે એને જરા પણ તક મળી તો નહાશી છુટે છે ઇઆને કંઇ ને કંઇ ખરાબ કાર્ય કરી દે છે. પણ જો પ્રેરણારૂપી મરઘો વાસે ઇઆને આપણને પ્રેરણા થાય તો તુરત એ મનને પાછું કાબુમાં લાવી શકાય છે. જુહાકે ૯૯૯ વરસ (૧૧) મહીના અને (૨૯) દિવસ રાજ કર્યું, અને એનો એક દિવસ હજુ બાકી છે. એ ઉપરથી ભેદ ખુલી જાય છે કે આપણા ૧૨૦૦૦ વર્ષોના જરવાને દરેગો ખદાનેહના અંઇયામમાં એક હજાર વરસ એ જુહાકના રાજ્યના છે. એટલે હજાર વર્ષ સુધી એ મનુષ્યને પોતાની મરજી પ્રમાણે ચલાવશે. હજારાને અંગ્રેજીમાં (Millennium) કહે છે. હીંદુઓ સહસ્ત્ર વર્ષ કહે છે. આપણા વીકાસ ક્રમમાં પ્રગટીકરણ (evolution)માં એક હજાર વર્ષ મનનું જોર વધારે ચાલશે. પછી છેવટના હજારામાં યાને કયામતને દીવસે એ જુહાકને કેરસાસ્પ (કોઇ સામ પહેલવાનનું નામ લખી જાય છે) આવીને એને મારશે.

કેખશરૂ પાદશાહ જે ચએચસતેહ સરોવર આગળ પહાડના ગુફામાં છે. તેવણ બહાર આવશે, પેશોતન દસ્તુર કંગદેજમાંથી બહાર આવશે, અને દાદાર હોરમજદની અને સરોશની સાથે ઇજશની કરશે. અને દુન્યાને ફરીથી સમારશે (ઇઆને સુધારશે જેને આપણે ફરશોગર્દ કરીને કહીએ છીએ. અંગ્રેજીમાં Renovation કરીને કહે છે. આ બધી બાબદો દરેક વ્યક્તિની (ઇઆને દરેક મનુષ્યની) છેવટે તો મુકિત થશે રવાન બોખ્તગી થશે, કયારે થશે કે જ્યારે કેખશરૂ ગુફામાંથી બહાર આવશે ત્યારે એટલે જ્યારે મન મરી જશે (ઇઆને જુહાકને મારશે) અને આપણી અંતરચક્ષુ ખુલી જશે (ઇઆને ખુદાઇ જ્ઞાનથી (આત્મજ્ઞાનથી) આપણને દરેક ભેદ માલમ પડી જશે ત્યારે.)

આ કથાનો ટુંક સાર એટલોજ છે કે જ્યારે જમશેદ રૂપી ભલું મન આપણા શરીરમાં રાજ કરે છે ત્યાં સુધી અરનવાઝ રૂપી પ્રેમ તથા શહેરનવાઝ રૂપી પરમાર્થ મનુષ્યમાં હોય છે. પણ જ્યારે જુહાક રૂપી દુષ્ટ મન શરીરમાં રાજ કરે છે. ત્યારે એ નાગરૂપિ દુર્ગુણો જુલમ અને સ્વાર્થ મનુષ્યને ખરાબ

માર્ગે દોરવી શરીરનો નાશ કરી નાંખે છે. આ કથાને મળતી હીંદુઓનું રામાયણ અને હોમરનું ઇલીયડ છે.

આ પ્રકારના લખાણોને અંગ્રેજીમાં ( Working hypothesis=A theory formed upon some principle not proved ) (માની લીધેલી વાત (સિદ્ધાંતાશ્રય) કરીને કહે છે. અને આવાં લખાણો કંઇ આપણાજ ધર્મમાં છે એમ નથી. દરેક ધર્મમાં એવા લખાણો આવે છે. જે લખાણો આપણે આગળ જોઇ ગયા. એ કુંચીથી ઘણા તાળાં ઉઘડી જાય છે. (ઇઆને ભેદોનો ખુલાસો થઇ જાય છે) ઘણી અસ્વભાવિક લાગતી વાતો સ્વભાવિક થઇ જાય છે, આ રીતે આધ્યાત્મિક સત્યો પ્રતિપાદન કરવાની રીત, અત્યારે ચાલતી પાશ્ચાત્ય કેળવણીની અસરમાં આપણને ગમે તેટલી વીચિત્ર લાગે, પણ એટલું સ્મરણમાં રાખવાનું છે કે, પ્રાચીનકાળમાં એ સર્વત્ર રૂઢ હતી. (ઇઆને અસલના જમાનામાં આવી રીતનાં લખાણો લખવાનો ચાલ હતો) એમ જગતના પ્રાચીન ગ્રન્થો જોતાં જણાય છે. ક્રિશ્ચયન થિઓલોજી"ના અભ્યાસકો પણ સાક્ષી પૂરી સકશે, કે આ પદ્ધતિનો એમાં સારી પેઠે ઉપયોગ થયો છે, અને થાય છે. અને તે સ્વીડન બોર્ગ" જેવાના પંથમાંજ નહિ, પણ ઇંગ્લંડના "સ્ટેટ ચર્ચે" ( રાજ્યે માનેલા સંપ્રદાયે ) તથા "ટેનીસન" વગેરે કવીઓએ પણ સ્વીકારી છે. "શેકસ્પીઅરના" નાટકોની ખરી મહત્તા પણ, આ પદ્ધતિને અનુસરતાં જ સમજાય છે. સર્વને સુવાદિત છે (ઘણા જણા જાણે છે કે) કે એના પાત્રો એ સ્ત્રીપુરૂષજ નથી, પણ મૂર્તિમન્ત ભાવો છે; એના નાટકો એ સ્થુલ વ્યવહારનું વર્ણન નથી, પણ આધ્યાત્મિક સત્યોનું, પ્રત્યક્ષીકરણ છે. અને એ જ રીતે, મહાભારત, પુરાણો, વગેરેનું પણ છે.—

કરદો (૧૭)મો ફકરો (૫૧)મો—(અહેરામ ઇજદની નયતે ઇજેલી ચીજ નીચે જણાવેલા શખ્સોથી લેવાએ બી નહિ, અને ખવાએબી નહિ. ) ( ઉપર જણાવેલા) તે (ઇજેલી ચીજ)ને ગુનેહગાર માણસ હાથમાં પકડે નહિ. બદ ઓરત (બી) નહિ (હાથમાં પકડે) (અથવા) અશોઇને તોડનાર, ગાથા ગાઇને નહિ ભણનાર, દુનિયાને ખરાબ કરનાર, (અથવા) આએ દીન જે હોરમજદી જરથોસ્તી તેની સાંમે થનાર (ઇઆને દીન દુશ્મન) (એ બધા તે ઇજેલી ચીજને) (હાથમાં) નહિ (પકડે).

ફકરો (૫૨) મો—(પણ) અગર જો તે (ઇજેલી ચીજ)ને ગુનેહગાર માણસ, અથવા બદ ઓરત, અથવા તો અશોઇને તોડનાર, ગાથા ગાઇ ને નહિ ભણનાર, દુનિયાને ખરાબ કરનાર (અથવા) આએ દીન જે હોરમજદી જરથોસ્તી તેની સાંમે થનાર, (ઇઆને દીન દુશ્મન) (તે ઇજેલી ચીજને) હાથમાં પકડે, તો

હોરમજદનો પેદા કીધેલો બહેરામ ઈજદ તંદરોસ્તીના ઉપાય છિનવી લે છે.

ફકરો ૫૩મો—(તેથી) એક સરખી રીતે (અથવા હમેશાં) ઈરાન દેશોને સંકટો આવી પહોંચે, એક સરખી રીતે ઇરાન દેશો ઉપર (દુશ્મનના) લશ્કરો ધસારો કરે, એક સરખી રીતે ઈરાન દેશોના (લોકો) પચાસથી સો ઘણો, સોથી હજાર ઘણો, હજારથી દશ હજાર ઘણો, દશ હજારથી અગણિત ઘણો માર ખાએ.

ફકરો (૫૪) મો—ત્યારે હોરમજદના પેદા કીધેલા બહેરામ (ઈજદે) આએ પ્રમાણે (ઇઆને નીચે જણાવ્યા મુજબ) કહ્યું.

અએ માણુસો ડહાપણુથી પેદા કીધેલું દુનિયાનું જોહર (ઇઆને તમામ કુદરત) ઇજશ્નેને લાએક, (તથા) આરાધનાને લાએક નથી. કારણુકે હમણા બ્યામબુર (નામના) દેવો, (તથા દેવની આરાધના કરનાર માણુસો લોહી વહેતું કરે છે, અથવા ખરાબીનો પ્રસાર ફેલાવે છે.

અહિયાં બહેરામ ઇજદની નૈયતે ઈજેલી ચીજ—એનો ભેદ એ છે કે પરેહજગારી (અથવા અશોઇ) રાખ્યા વગર આ ફકરાઓમાં જણાવેલા ગુનેહગાર બદ, ઓરત્ત, ગાથા ગાઈને નહિ ભણનાર, દીન દુશ્મન વીગેરે દુર્ગુણોવાળા સખ્સોએ, પ્રાણુયમની ક્રિયા નહિ કરવી, અને તેવાઓને એ શીખવવી પણુ નહિ એવી રીતે મનાઇ કીધી છે. કારણુકે જે લોકો બીજા લોકોને છેતરવાને માટે, અથવા નીર્દોશ લોકો ઉપર વશીકરણુ કરીને તેને ગુલામ જેવા બનાવી દે છે. એટલે પોતાના સ્વાર્થને માટે તે પ્રાણુયમ કરે છે. પણુ એવી રીતે લોકોને છેતરનારનું છેવટ, ખરાબજ આવે છે. તેથી જ ભેદમાં કહ્યું છે કે ઈરાન દેશો ઉપર, દુશ્મનના લશ્કરો ધસારો કરે એ લશ્કરો તે દુર્ગુણો એવો એનો ખરાબ ઉપયોગ કરનારને દેવો કહેલા છે, અને તે દેવો જ્યારે આ બહેરામ-યસ્ત લખાઈ હશે ત્યારે, કેવી કેવી રીતે દેહને કષ્ટ આપીને (ઇઆને ખરાબ રસ્તે જઇને) હઠયોગ, વીગેરે કરતા હતા તે લોકોનું ધ્યાન.

ફકરા (૫૫) માં આપ્યું છે જે નીચે મુજબ છે. (૫૫) હમણાં બ્યામ બુર (નામના) દેવો (તથા) દેવની આરાધના કરનારા, માણુસો આએ લાકડું, કે જે નેમેતકને નામે, ઓળખાએ છે, (તેને) આતશની નજદીક (બાળવાને માટે) લઇ જાય છે.

ફકરો (૫૬) મો હમણા બ્યામબુર (નામના) દેવો, તથા દેવની આરાધના કરનારા, માણુસો, (પોતાની) પીઠ વાંકી કરે છે, કમ્મર ખેંચે છે, (તથા) (પોતાના

શરીરના) તમામ સાંધાઓને સીધા કરે છે અહિંઆ, (તે) મારનારા (દેવો) તુટી પડે છે, (પણ) મારી શકતા નથી, અહિંઆ (તે) ઠાર કરનારા (દેવો) તુટી પડે છે, (પણ) ઠાર કરી શકતા નથી. (ઇઆને પોતાની બુરી મતલબમાં પાર પડતા નથી) હમણા બ્યામબુર (નામના) દેવો (તથા દેવની આરાધના કરનારા, માણુસો (બીજાઓની) અક્કલને ઢાંકી નાંખે છે, (તથા) (તેઓની જોવાની શક્તિને આસપાસ ઘેરી લે છે.'

બ્યામબુર દેવો તે લોકોને કહ્યા છે. કે જેઓ હીંદુઓમાં વામમાર્ગી, કાપાલીક, કાળ ભૈરવની મુર્તીને માનનારા અને એવા બીજા ઘણા સંપ્રદાયો છે કે જે લોકો મદીરા, માંસ મચ્છી મુદ્રા મૈથુન અને ગાંજો વીગેરે પીને ઘણીજ હલકી અને નીતી ભ્રષ્ટ ક્રિયાઓ કરીને આખો દિવસ આળસુ પડી રહે છે. અને તે લોકપણ હઠયોગ કરીને, એવી શક્તિ મેળવી શકે છે. તે લોકોનું કામ સામા માણુસ ઉપર વશીકરણ કરીને, તે લોકોને એવાં ભ્રમીત તથા બેબાકળા કરી નાખે છે કે પોતાની જરારતી બુદ્ધી પણ ગુમાવી દે છે. અને આ બદમાસોના હાથમાં સપડાઇ જઇને પોતાની નીતી પણ ભ્રષ્ટ કરી દે છે. તેથીજ બહેરામ યસ્તના દુરઅંદેશ (બાહોશ) લખનારે આ બાબદને અત્યાર સુધી છુપાવી રાખવાની આજ્ઞા આપી હતી. કારણકે જો બુરા શખ્સો આ પ્રાણાયમ શીખી જાય તો તેનો બુરોજ ઉપયોગ કરશે. એવી તેને ખાત્રી હતી. પણ હવે તે જમાનો (વખત) રહ્યો નથી. કે એને વધુ વાર છુપાવી રાખ્યે. લોકોને આવા બદમાશોના ફેલથી ચેતેલા (ખબરદાર) રાખવા જોઈએ કે તે બીચારા આવા ચમતકાર કરનારાઓના હાથ પર ફસી પડે નહી તેથીજ મારી ભોલી પણ લાગણીથી દોરવાઇ જનારી કોમને ફરી ફરી ચેતવણી આપું છું કે આવા રીમનોથી જેમ બને તેમ દુરજ રહેવું. એવા રીમનોનો પડછાયો પણ જ્યાં પડતો હોય ત્યાંથી પણ દુર રહેવું.

હવે આપણે એ મન શું ચીજ છે, અને તેને કાબુમાં કેમ લાવવું તે વિષે થોડાક લખાણોથી જોઇ શકશું કે એ માણુસને કેવી રીતે નચાવે છે, અને ગુલામ બનાવે છે.

મન વિષે કબીરજી શું કહે છે તે જુઓ, "જેવું મન તેવું માણુસ"

મન મેરા પંખી ભયા, જહાં તહાં ઉડ જાય,
જહાં જેસી સંગત કરે, તહાં તૈસા ફળ ખાય.

મન મરકટ બનબન ફીરે, કછું નેક ન ઠહેરાય,
રામ નામ બાંધા બિના, જીત ભાવે તીત જાય.

મન મરકટ મન ચાતુરી, મન રાજા મન રંક,
જો મન હરજીકો મિલે, તો હરજી મિલે નિશંક.

મન પંખી બિન પંખકા, લખ જોજન ઉડ જાય,
મન ભાવે તાકો મિલે, ઘટમે આંન સમાય.

સાત સમુદ્રકી એક લહેર, ઔર મનકી લહેર અનેક,
કોઈ એક હરિજન ઉબરા, ડુબી નાવ અનેક.

મન ચલે તો ચલને દે, ફિર ફિર નામ લગાય,
મન ચલતે, તન થંભ હય, તાકા કછુ ન જાય.

મન ગયા તો જાને દે, મત જાને દે શરીર,
બિન ચિલ્લે ચઢી કમાન, કિન બિધ લાગે તીર?

મય મમતા મન મારરે, રાખો ઘટમે ઘેહેર,
જબહિ ચાલેં પુંઠ દે, તો અંકુશ દે દે ફેર.

મન મારી મેંદા કરૂં, તનકી પાડું ખાલ,
જીભ્યાકા ટુકરા કરૂં, જો હરિ બિન કાઢે સ્વાલ.

જો તનમાંહિ મન ધરે, મન ધર નિર્મલ હોય,
"સાહેબસો" સનમુખ રહે, તો ફિર બાલક હોય.

તનકુ મન મિલતા નહિ, તો હોતા તનકા ભંગ,
રહેતા કાલા બોર જ્યું, ચઢે ના દુજા રંગ.

મનકી હારે હાર હય, ઓર મનકી જીતે જીત,
પરબ્રહ્મ જો પાઇએ, તો મનહિ હોય પ્રતિત.

"કબીર" મન તો એક હય, ભાવે તહાં બિલગાંય,
ભાવે હરિ ભક્તિ કરે, ભાવે બિષ કમાય.

ઠેહેરાયે કયા? તો કહે મન.

મન ઠેહરા તબ જાનિયે, અનસુજ સબે સુજાય;
જ્યું અંધિયારે ભવનમે, દિપક બાર દેખાય.

ઠેરવવું શું? તો કહે કે તારૂં મન ઠેરવ.

અર્થ=માણસનું મન, અહીં તહીં ભમતું બંધ પડીને શાંત થયું છે

એમ ત્યારે જ જાણવું, કે જ્યારે નહિ સમજ પડે તેવી વાત હોય, તે સમજ પડી જાય, જેમ અંધારી જગ્યામાં દીવો બાળ્યાથી ત્યાંની બધી ચીજો દેખાઈ આવે છે, તેમ મન શાંત થવાથી બધી (મુશ્કેલ) વાતો સમજ પડી જાય છે, માટે કબીરનું કહેવું એ છે કે તારા મનપર કાબુ રાખી, તેને ભમતું અટકાવી શાંત રાખ, તો પછી બધી વાતો તને સહેલાઇથી સમજ પડી જશે.

---

ભગવદ ગીતાના (૬) થા અધ્યાયના (૧૮) શ્લોકમાં કહે છે કે યોગીએ અતિ શાંત ચિત્તવાળા તથા નીર્ભય થઇને, બ્રહ્મચર્ય વ્રત પાળતા રહીને, મનને રોકીને, અને ચિત્તને મારામાં જોડીને મારાધ્યાન પરાયણ થઇ બેસવું.

શ્લોક (૧૯) મો—મનને વશ રાખનારો યોગી, આ પ્રમાણે તેને સદા મારા ચિંતનમાં જોડતો રહીને, મારા સ્વરૂપભુત નિર્વાણપદની પરમ શાન્તિને પામે છે.

શ્લોક (૨૯)મો—આવા સાક્ષાતકારને પામેલો યોગી, સર્વત્ર, સમદ્રષ્ટિવાળો થઈને સર્વ ભૂતોમાં આત્માને, અને આત્મામાં સર્વ ભૂતોને રહેલા જુએ છે.

શ્લોક (૩૦)મો—આમ જે મને "પરમાત્માને" સર્વમાં, અને સર્વને મારામાં રહેલા જુએ છે. તેનાથી હું દૂર થતો નથી. અને તે મારાથી દૂર થતો નથી.

શ્લોક (૩૫)મો—હે મહાબાહો ! એ "મન" ચંચળ અને વશ થવુ કઠીન છે, એમાં સંશય નથી, પરંતુ હે કૌંતેય, "અભ્યાસ" અને વૈરાગ્ય વડે તે પણ જરૂર વશ થાય છે.

"યોગ વસિષ્ટ" નામના પુસ્તકમાં પણ એક એવી કથા લખેલી છે કે, એક વખતે "રામે" વસિષ્ઠ મુની આગળ પોતાની નબળાઇ જાહેર કીધી અને કહ્યું કે, મન એવું ચંચળ છે કે હું મનને વશ કરી શકતો નથી, અને નીચે લખવા પ્રમાણે પોતાની અશક્તિ દેખાડી.

"હે મુને ! પૂર્વ જન્મની વાસના જાળ (ધર્માધર્મ સંસ્કાર) મને જેમ પ્રેરે છે, તેમ હું ઉભો રહું છું, હું કૃપણ બિચારો શું કરું ?

ત્યારે વસિષ્ઠે ઉત્તર આપ્યો કે:—

પૂર્વ જનમની વાસના જાળથી તું બદ્ધ છે, અને એનો પ્રેર્યો પ્રેરાય છે, માટેજ—એ જાળને છેદી શાશ્વત શ્રેય પામવા સારૂ "સ્વપ્રયત્ને" થકી, પ્રાપ્ત

કરેલા "પૌરૂષની" (પૂરૂષાર્થ) જરૂર છે. એ વિના શ્રેય પ્રાપ્ત કરાતું નથી.

પછી વસિષ્ટ મુની સવિસ્તર ઉપદેશ કરે છે કે-પૂર્વ જનમનો વાસના વ્યુહ બે પ્રકારનો હોય છે, શુભ, અને અશુભ, શુભ વાસના પ્રવાહથી ખેંચાવામાં બાધ નથી, એ વડે ક્રમે કરી શીઘ્ન શાશ્વતપદ પ્રાપ્ત થાય છે.

જો અશુભ વાસના ખેંચતી હોય તો "યત્ન પૂર્વક" એ ઉપર જય મેળવવો, અને એ વાસનાની સરિતાને શુભ માર્ગે વાળવી.

---

બહેરામ યસ્ત કરદો (૧૯) મો ફકરો (૬૦) મો—જેથી કરીને જેમ બીજા તમામ ઇરાનીઓ (ચાલે છે) તેવી ફતેહથી હું ચાલું, જેથી કરીને હું (દુશ્મનના) આએ લશ્કરને મારૂં, જેથી કરીને (દુશ્મનના) આએ લશ્કરને મારીને નીચે નાંખું, જેથી કરીને હું (દુશ્મનના) આએ લશ્કરને મારીને નીચે તોડી પાડું કે જે (લશ્કર) મારી પુઠે આવે છે.

ફકરો (૬૧)મો—હોરમજદના પેદા કીધેલા બહેરામ (ઇજદ)ને હમો વખાણીએ છિયે, ગાએ-ગોશ્પંદને માટે હિમ્મત (હોજો) ગાએ ગેશ્પંદને માટે વખાણ (હોજો)! ગાએ ગેશ્પંદને માટે (સારા) સખુન (હોજો)! ગાએ-ગોશ્પંદને માટે ફતેહ (હોજો)! ગાએગોશ્પંદને માટે ખોરાક (હોજો)! ગાએગેશ્પંદને માટે વસ્ત્ર (હોજો)! ગાએ-ગોશ્પંદને માટે (માણસે) મહેનત કરવી જોઇએ. (સબબ કે) તે આપણા ખોરાકને માટે વધારો કરનારાં (છે).

(૬૦)માં ફકરામાં દુશ્મનના લશ્કરને તોડી પાડવા, મારી નીચે નાંખવા, અને તેની ઉપર ફત્તેહ મેળવવા માગે છે, કારણ કે દુશ્મનનું લશ્કર પુંઠે આવે છે. એ લશ્કરો તે આપણા નફસે-અમ્મારા, અથવા દુર્ગુણો એ વાષે આગળ પણ લખાણ થયું છે. અને એ દુશ્મનોને મારી હઠાવવા પ્રાણાયમ કરવો જોઇએ. જો પવિત્ર વિચાર કરવાથી એ દુશ્મનોને મારી શકાતા હોય તો પછી, પ્રાણાયમ કરવાની જરૂર નથી. ચંચળ મનવાળાને જ પ્રાણાયમની જરૂર છે. એ બાબદ ખુલાસાથી સમજવી હોય તો શાસ્ત્રી "નથુરામ સરમા"નું ગીતા સંબંધીની દ્રષ્ટિનું નીરૂપણ કરીશુ. મહાભારતની કથાના કુરૂક્ષેત્રના મેદાનમાંના સામસામી યોદ્ધાઓ કોણ કોણ હતા, પાંડવો તે કોણ અને કૌરવો તે કોણ.

અંધ ધૃતરાષ્ટ્ર=એટલે (વિષયાંધમોહ)ના દુર્યોધનાદિ (કામાદી) પુત્રો સઘળું રાજ્ય (શરીરાદી પ્રદેશ) દબાવી પોતાના કાકા પાંડુ એટલે (વિવેક)ના, યુધિસ્થીરાદી

(સદ્દરમાદી) પુત્રોને કંઈ પણ ભાગ આપતા નથી, એ વિષયમાં તેમને બહુબહુ સમજાવ્યા છતાં પણ જ્યારે તેઓ સમજતા નથી, ત્યારે પરસ્પર યુદ્ધ કરવાનું ઠરે છે. પાંડવો (વિવેકના પુત્રો)ની સેનામાં યુધિસ્થીર (સધર્મ) બીમ ( સાહસ અથવા પુરૂષાર્થ ), અરજુન (મંદવિરાગ), નકુળ (ઉપશમ), સહદેવ (ભક્તિ) ને ધૃષ્ટધૃમન (એકાગ્રતા આદિ મુખ્ય યોદ્ધાઓ) હતા. યુદ્ધમાં સર્વથી આગળ પડતું કામ અરજુનનું હતું. "શ્રીકૃષ્ણ" (આત્મા) અરજુનના સારથી, એટલે નેતાનું કામ કરતા હતા, (રથ હાંકતા હતા). કૌરવો એટલે (મોહના પુત્રો)ની સેનામાં, દુર્યોધન (એટલે "કામ"), ભીષ્મ (અસ્મીતા), દ્રોણ (સંસ્કાર), કૃપાચાર્ય (અવિદ્યા), કરણ (રાગ), વીકરણ (દ્વેષ), અશ્વથામા (વાસના), જયદ્રથ (અભીનીવેષ), શલ્વ (વિષયા કરપણ) ને ભુરીશ્રવા (કરમ) આદી મુખ્ય યોદ્ધાઓ હતા. આ પ્રમાણેજ બહેરામ યસ્તના સામસામા લશ્કરોનું પણ સમજવું.

હવે ગાય ગોસ્પંદને માટે જે લખ્યું છે તે નીર્દોશ સ્ત્રી અને બાળકોને માટે ભેદમાં લખ્યું છે. આટલા લંબાણ ખુલાસા ઉપરથી ખાત્રી થશે કે બહેરામ જે ફત્તેહ ફીરોઝીનો આપનારો ફરેસ્તો છે તે કોઇજ નહિ. પણ આપણા મનને (યાને પવનને) કાબુમાં રાખનાર આપણો પોતાનો પુરૂષાર્થ સમજવો.

મનુષ્ય ગમે તેવો પુરૂષાર્થ કરે, પણ જે કાર્ય કરે તેનું અભીમાન રાખે નહિ અને જે થયું તે, તે "સાહેબ" યાને દાદાર અહુરમજદની મદદથી થયું, એવી રીતે પોતાની ખાકસારી દેખાડે નહિ. (બેખુદ થાય નહિ) ત્યાં સુધી મનુષ્ય છેવટને મુકામે પુગે નહિ ખુલ્લા શબ્દોમાં કહીએ તો મનુષ્ય તો એક "મારેફ્ત"જ છે. જે કંઇ દુન્યાનું ભલું થાય છે તે ભલાંનો કરનાર તો દાદાર હોરમજદ પોતે છે. મનુષ્ય કાંઇ કરી શકતો નથી જ્યાં સુધી મનુષ્યમાં "હુંપણુ" ખુદનુમાઈ છે ત્યાં સુધી તેની રવાન બોખ્તગીજ (મુક્તિ) નથી. કેટલાક મનુષ્યો જાહેરમાં પોતાની ખાકસારી દેખરાવે છે. પણ અંતરમાં તો "હુંપણું" હોય છે.

રામકૃષ્ણ પરમહંસે=એક દ્રષ્ટાં આપ્યો છે કે વાંદરીનું બચ્ચું પુરૂષાર્થ કરે છે, એટલે તે પોતાની માતાને વળગે છે અને તે માતા તેને લઇને કુદે છે, જ્યાં સુધી તે મજબુત રીતે પકડી રાખે છે ત્યાં સુધી તેને ધાસ્તી નથી, પણ જો કંઇ ગફલતી થઇ જાય તો પડી મરણ, પામે, કારણ કે તે બચ્ચાંના પુરૂષાર્થ પરજ આધાર છે, જ્યારે એક બીલાડીનું બચ્ચું પોતાની માતા ઉપરજ બધો આધાર વિશ્વાસ રાખે છે, પોતે તો ફકટ મીંઆઉ મીંઆઉ કરીને ઉભું રહે છે. જ્યારે તેની માતાજ તેને મહોંડાંમાં પકડીને એક જગ્યાએથી

બીજી જગ્યાએ લઈ જાય છે. તેને પુરૂષાર્થ કરવો પડતો નથી. પણ માતાના આધાર (ભરોસા) ઉપરજ વિશ્વાસ રાખવાનો છે. તેજ પ્રમાણે દરેક મનુષ્યે પુરૂષાર્થ કરવો પણ સાથે સાથે બધો આધાર અથવા વિશ્વાસ તો તે સાહેબ ઉપરજ રાખવો જોઈએ,

Courage brother do not stumble
Though the path be dark as night,
There is a "Star" to guide a humble
Trust in "God" and do the right.

બહેરામ યસ્તમાં પુરૂષાર્થ વીષે જે લંબાણથી સમજાવ્યું છે. તે પુરૂષાર્થ ફક્ટ મરદોએજ કરવાનો છે. સ્ત્રીઓને માટે કાંઇ પણ લખ્યું નથી. અને સ્ત્રીઓને કોઇ પણ જાતનો યોગ, ક્રિયા કરવાનુ ફરમાન કેઠે મલતું નથી. ફક્ટ હિંદુ શાસ્ત્રમાં એવું લખાણ છે કે. સ્ત્રીઓએ પતિવ્રતા (પતિ પરાયણ) એટલે એક પતિવ્રત પાલવું પોતાના ધણી સિવાય બીજા મરદોને ભાઇ, બાપ અથવા દીકરા જેવા સમજવા કોઇ તરફ વિકાર દ્રષ્ટિથી જોવું નહિ. બસ એટલી જ ફરજ એ સ્ત્રી વર્ગને બજાવવાની છે અને આટલી એકજ ફરજ બજાવવાથી એ સ્ત્રીઓનો ઉદ્ધાર થઇ જાય છે. અને એટલી બધી શક્તિ તે સ્ત્રીમાં આવી જાય છે કે મરદોને એટલી શક્તિ મેળવવાને માટે કંઇ જન્મો લેવા પડે છે. હિંદુ શાસ્ત્રમાં પણ સ્ત્રીનો દરજ્જો મરદના જેવો જ માનને લાયકનો ગણ્યો છે. એને અર્ધાંગના કરીને કહી છે, એટલે મરદનું અર્ધું અંગ સ્ત્રી છે. (બે અર્ધાં અંગો મળીને એક સંપૂર્ણ અંગ થવું તે)

---

જ્યાં જ્યાં ઉડતાં પક્ષીઓનું બ્યાન (ભેદમાં લખેલું) આવે, ત્યાં ત્યાં હંમેશાં જે જગ્યાએ જે લાગુ પડતું હોય, તે લાગુ પાડવું, જુઓ બહેરામયસ્તમાં પક્ષીનો અર્થ "મન" કરીને કાધો છે. અને એ મન બધે બંધ બેસતું આવે છે. જુહાકની આગળ મરઘો બાંગ્યો છે. એ મરઘાનો અર્થ શાંત રીતે કાધેલો વીચાર કરીને તેનો સંબંધ સાધ્યો છે. રૂસ્તમ પહેલવાન જ્યારે આફતમાં આવી પડતો હતો ત્યારે દરેક વખતે "શાહમૃગ" ને પોતાની મદદે બોલાવતો હતો. અહિંયાં "શાહમૃગ"નો અર્થ પ્રેરણા inspiration બંધ બેસતો આવે છે. આપણી ફરાષિ અથવા ફરોહરોને પણ પાંખ આપીને ઉડતું દેખાડયું છે. એનો અર્થ પવનની સાથે આવવું અને જતું દેખાડયું છે. કોઇ ઠેકાણે ઉડતાં પક્ષીનો અર્થ ભવિષ્યકાળ તરીકે ઘટાવ્યો છે. એમ જ્યાં લાગુ પડે ત્યાં ત્યાં જુદે જુદે અર્થે સમજાવ્યો છે.

આ નાના જેવાં દેખાતાં પણ કાબુમાં રાખવાનું મુશ્કેળ જણાતાં. મનને કેમ કાબુમાં રાખવું, તે વીશે બહેરામ યસ્તમાં પ્રાણાયમની રીત દેખાડી છે. તે બધાથી બનવી મુશ્કેળ છે. છતાં પણ ધીરે ધીરે અભ્યાસ, કરવાથી, અને સારા વિચારો રાખવાથી મન ઉપર કાબુ રાખી શકાય છે. તેથી જ ફીરદોસી એ શાહનામામાં જુહાક અને ફરેદુનના કિસ્સામાં (ફીરદોસી આપણા બધા રમ્ઝો ભેદો સમજતો હતો) એને એક ઠેકાણે લખ્યું છે કે.

ફરીદુને ફરરોખ ફીરેસ્તે ન બુદ,
જે મુશ્કો જે અંબર સીરેસ્તે ન બુદ,
બ દાદો દહેસ્ત આફ્ત આન નીકુઈ
તો દાદો દહેશ કુન ફરીદુન તુઈ.

એટલે ફરેદુન કાંઈ ફરેસ્તો નહિ હતો, કે કસ્તુરી કે અંબરનો બનાવેલો નહિ હતો, પણ ઇન્સાફને લીધે આટલો બધો સરફરાજ થયો હતો, જો તુંબી ઇન્સાફી થાય, તો તુંબી ફરેદુન જ છે. એમ જાણ.

આ બેતમાં ફીરદોસીની કહેવાની મતલબ એટલી જ છે કે કોઇપણ કામમાં (બામદમાં નીરાશ થવું નહિ. મનમાં એવો વિચાર પણ લાવવો નહિ, કે મારા જેવા મનુષ્યથી આવું મહાભારત કામ કેમ થઈ શકશે. હંમેશાં આશાવાદી રહેવું. આપણો ધર્મ જ આશાવાદી અને પૂરૂષાર્થ કરવાનો છે.

માટે દરેક મનુષ્યે પ્રયત્નતો કરવાજ જોઈએ, ફકટ ખોદા ઉપર વીશ્વાસ રાખીને બેસી રહેવાથી કાંઇ પણ કાર્ય થશે નહિ, હિમ્મત રાખવી, પ્રયત્ન કરવા કદાચ તુરત પરિણામ નહિ પણ આવે તેથી હાથમાં લીધેલું કામ, છોડી દેવું નહિ. દરેક કાર્યનું પરિણામ તો આવવાનું જ, મોડે કે વહેલે. તેથી આપણે પોતે જ એવી રીતે તૈયાર રહેવું, કે મોતની બીક પણ આપણામાંથી જતી રહે. તે ઉપર એક દ્રષ્ટાંત છે. કે, એક વખત ત્રણ પાદરીઓ પાના રમવા બેઠા હતા, તોલ ટપ્પા કરતાં કરતાં એક જણે પુછ્યું, કે જો હમણા મોતનો દૂત આવે અને આપણને લઇ જવા માંગે તો શું કરવું. એક પાદરીએ કહ્યું કે હું તો દેવળમાં જઈ બંદગી કરૂં, બીજાએ કહ્યું કે હું તો આજ જગ્યા ઉપર બંદગી કરી લઉં, જ્યારે ત્રીજા પાદરીએ તો નચીંતાઈથી જવાબ આપ્યો કે હું તો પાનાજ રમ્યા કરૂં. આવી નંચીંતાઇ જ્યારે આપણામાં આવે ત્યારે જાણવું કે

આપણે સંપૂર્ણ થયા છિએ. અને એ સંપૂર્ણતા પ્રાપ્ત કરવાને માટે, મનને કાબુમાં રાખીને સારા વિચારો કરતા રહેવું. અને સયંમી થવું (સમય રાખવો) બહેરામ ઇજદને માટે આપણામાં એટલો બધો વિશ્વાસ છે, કે કોઇ મહાભારત કામ કરતી વખતે એને યાદ કરવામાં આવે છે, કે.

"બહેરામ ઇજદની મદદ"

## અમૃતબિન્દુ ઉપનિષાદ (સાર)

મન બે પ્રકારનું છેઃ—શુદ્ધ અશુદ્ધ, કામનાઓની ઇચ્છા કરવાવાળું મન અશુદ્ધ છે, અને કામનાઓ વિનાનું મન શુદ્ધ છે. મનુષ્યના બન્ધન અને મોક્ષનું કારણ એક માત્ર મનજ છે. એ મન જ્યારે વિષય ભોગોમાં ફસાય છે, ત્યારે બન્ધન થાય છે, અને વિષયવાસનાથી છુટું થાય છે, ત્યારે મનુષ્યનો મોક્ષ થાય છે. માટે મોક્ષની (રવાન બોખ્તગીની ઇચ્છાવાળાએ) મનને હમેશાં ભોગેચ્છા વિનાનું બનાવવું. ભોગોની આસકિત છૂટી જતાં જ્યારે મન હૃદયમાં એકાગ્ર બને છે, અને જ્યારે મનનું મનપણું નીકળી જાય છે, ત્યારે તે પરમપદરૂપ બ્રહ્મને પામે છે.

જ્યાં સુધી મનનો નાશ ન થાય ત્યા સુધી તેનો હૃદયમાં નિરોધ કરવો, આટલુંજ માત્ર ખરેખરૂં જ્ઞાન છે. અને એજ મોક્ષ છે. બાકીનું તો બધું વાણીનો વિલાસ છે. અશુદ્ધ મન વડે બ્રહ્મ વિચારી શકાતું નથી, પરંતુ શુદ્ધ મન વડે તે વિચારી શકાય છે. આમ બ્રહ્મ અચિંત્ય છતાં ચિંત્ય છે. બધે સમ (સરખી) રીતે રહેલા એ બ્રહ્મનું ચિંતન કરનારો બ્રહ્મનેજ પામે છે. પહેલાં ૐકાર વડે યોગસાધના કરવી, અને પછી ૐકારથી પણ પર રહેલા નિર્ગુણ બ્રહ્મની ધારણા કરવી.કારણ કે એ નિર્ગુણ બ્રહ્મની ભાવના થતાંજ ભાવ કે અભાવ (અર્થાત સત્ય કે મિથ્યાનો ખ્યાલ) રહેતો નથી. એજ વિકલ્પ વિનાનું દોષરહિત અને પૂર્ણ બ્રહ્મ છે; અને એ બ્રહ્મ હુંજ છું. એમ જાણીને મનુષ્ય જરૂર એ બ્રહ્મને પામે છે.

જે વિકલ્પરહિત અને અનંત છે, યુકિત અને દ્રષ્ટાંતથી જે ન સમજાવી શકાય એવું છે. જેની કલ્પના ન થઇ શકે એવું છે. અને જેની પહેલાં કોઇજ નથી, એવા પરમ કલ્યાણમય તત્વને જાણીને મનુષ્ય એનેજ પામે છે. ખરૂં જોતાં તો અહીં ઉત્પતિ પણ નથી, અને વિનાશ પણ નથી. ગુરુ પણ નથી અને શાસ્ત્રનો ઉપદેશ પણ નથી. મોક્ષની ઇચ્છા પણ નથી અને મોક્ષ પણ નથી, —આટલુંજ માત્ર સાચે સચું તત્વ છે

હવે આપણે બહેરામ યસ્તનું લખાણ પુરૂં કર્યા અગાઉ આપણી ઇજશ્નીના હા. ૩૦ મા અને ૩૧માની અંદર ઇચ્છાશક્તિ સબંધી જે લખાણ કીધું છે, તે તપાસી જોવાથી ખાત્રી થશે કે આપણી ઇચ્છાશક્તિમાં કેટલું બધું બળ સમાયલું છે.

## "LET ME NOT LACK WILL, O MAZDA."

The man of character and the man of talents and the man of intellect accomplish great things in the world, but it is the man of resolute and indomitable and energetic will that towers above all and works wonders. He rouses peoples from their lethargy, acquaints them with their latent powers, radiates a hopeful and heroic spirit among the iresolute, inspires confidence in them, instils courage in the timid, and injects burning zeal in them, to dare and do great deeds. Eagerly do they flock round his banner and follow him wheresoever he chooses to lead them.

Such a one of irrepressible will walks with and-assured air of success in grappling with any difficulty that confronts him.

His driving enthusiasm enables him to fight his way unscathed through all trials and tribulations.

The unbounded faith in his own capacity emboldens him to move heaven and earth to accomplish with success what seems impossible to his neighbours.

With confidence and courage, he successfully drives the world onward on its march.

Let me not be diffident and of wavering will, Ahura-Mazda. Let my will be based on truth and rectitude.

Let it be swayed by reason and selflessness. Let me cultivate my will power and be of firm and inflexible will. Let me walk with self-confidence erect with my head held high. Let me hold fast and look up and push a head to overcome hardships. Let me bravely sweep past all obstacles, and pave my way to success. Give me strength and vigour and courage and firmness to work my will for fulfiment of the mission of my life as thou hast willed, Ahura-Mazda.

—*Dastur M. N. Dhalla.*

# પ્રકરણ ૨૫મું

## "મ્હોટી હોમ યસ્ત"

### THE PATH TO THE TEMPLE OF DIVINE WISDOM

A clean life; an open mind a pure heart, an eager intellect, an unveiled spiritual perception, a brotherliness for all, a readiness to give and receive, advice & instruction.

A courageous endurance of personal injustice, A brave declaration of principles; A valiant defence of those who are unjustly attacked; And a constant eye to the ideal of human progress, and perfection, which the sacred science depicts; This are the Golden stairs, up the steps of which the learner may climb to the temple of Divine wisdom.

—*H. P. Blavatsky*

મ્હોટી હોમ-યસ્ત ઇજશ્નેના ૯-૧૦-તથા ૧૧મા હાની બનેલી છે. આપણે આગળ જોઇ ગયા તે પ્રમાણે એ હોમ-યસ્તનો રચનાર (બનાવનાર) કોઇ જુદોજ દસ્તુર હોવો જોઇએ. ઘણુ પોતાનું નામ નહિ આપતાં જાણે પેગંબરેજ રચેલા હોય તે પ્રમાણે ઇજશ્નેમાં ઉમેરી દીધેલી છે. અને એ ઇજશ્નેના ૭૨ હામાં સૌથી ઉત્તમ યાને બોધ લેવા લાયક છે. આખી ઇજશ્નેનો સાર એ

હોમ યસ્તમાં જ સમાવી દીધો છે. જો ઈજસ્નેને આપણે તાજ તરીકે ગણ્યે તો એ તાજમાં હોમયસ્ત કોહીનુર હીરા સમાન છે. એની અંદર બ્રહ્મજ્ઞાન અથવા ખુદાઈ જ્ઞાન (આત્મિક જ્ઞાન)થી મનુષ્ય પોતાની જાતને પીછાણી શકે; (યાને પોતે કોણ છે તે પીછાણી શકે) અને એ જ્ઞાન મેળવવાને માટે શું લાયકાત જોઈએ. અને એ જ્ઞાન કેવી રીતે મેળવવું તેનું બારીક વર્ણન કીધેલું છે.

ઉપર ટાંકેલા મેડમ બ્લેવેટ્સ્કીના શબ્દોમાં, એ બ્રહ્મજ્ઞાનના જીજ્ઞાસુએ કેવી લાયકાત મેળવવી જોઇએ તેની વ્યાખ્યા સંપુર્ણ રીતે આપેલી છે. મેડમ બ્લેવેટસ્કી જેવી ખંતીલી બાઇએ એ બ્રહ્મજ્ઞાન મેળવવાને માટે કેવીકેવી મુશીબતો વેઠી. દુન્યાની મુસાફરી કરી એ જ્ઞાન મેળવ્યું તેની તો ઘણા વાંચનારાઓને ખબર હશેજ. જ્યારે આજે તો ઘરઆગળ નચીંતે બેસીને પણ એ જ્ઞાન મેળવી શકાય એવાં સાધનો આપણી પાસે મોજુદ છે. જેટલું જોઈએ તેટલું સાહીત્ય સહેલથી મળી શકે છે. તે છતાં પણ આપણે તે તરફ લક્ષ આપતા નથી. એ આપણા લોકોની એક કમાલ એબ (અથવા ખામી) છે. એ બાઇ જેવીએ દુન્યાના દરેક ધર્મના લખાણો વાંચ્યા. પોતાથી બન્યા તેટલા ભેદો પણ ખોલી દેખાડયા. અને એ બ્રહ્મજ્ઞાન તરફ લોકોને રસ ઉત્પન્ન થાય તેવી રીતે એ જ્ઞાનનો ફેલાવો કરવા, ગમે તેવી ટીકાઓની દરકાર કર્યા વગર પ્રયત્ન ચાલુજ રાખ્યા, અને આજે એ બાઈના દુન્યાભરમાં લાખો અનુયાયીઓ છે.

હું કંઇ થીઓસોફીસ્ટ નથી પણ મારે તો જ્યાંથી પણ જ્ઞાન મળે ત્યાંથી મેળવવું એવા સીદ્ધાન્તનો છું. કબીરજી કહી ગયા છે કે—

> "કંચન હોવે કીચમે, વિષમે અમૃત હોય,
> વિદ્યા નારી નીચમે, તીનો લીજીએ સોય."

હોમના બે અર્થ કીધેલા છે. એક હોમ ઈજદ અને બીજો હોમસલી. એ હોમના જુદા જુદા અર્થો થયલા છે. સ્પીગલ, દારમેસ્ટેટે અને યુસ્તિએ, એનો અર્થ "અશો બુન્યાદનો પાક જનમેલો" એવો કીધો છે. જ્યારે મરહુમ કાંગાંએ એનો અર્થ "અશોઈનું કૌવત આપનાર" એવો કીધો છે. મીલ્સે એનો અર્થ='પવિત્રાઈ–રાસ્તી લાવતો' એવો કીધો છે જ્યારે મેં એનો અર્થ બ્રહ્મજ્ઞાન, ખુદાસનાશી, આત્મિકજ્ઞાન એવો કીધો છે, અને બીજા ધર્મના ભેદમાં લખેલા લખાણોથી એનો મુકાબલો કરીને સાબીત કરી આપ્યો છે. જો કોઇ સાહેબો એનો એ અર્થ થતો નથી એમ સાબીત કરી આપી, કોઈ જુદો અર્થ ઘટાવી આપે અથવા એનો સંબંધ કંઇ જૂદીજ ચીજ સાથે છે એમ સાબીત કરી

દેખાડે, તો સેવક તે અર્થ માનવાને તૈયાર છે. મારી મતલબ તો સત્ય શું છે. તેજ દેખાડી આપવાની છે. મરહુમ કાંગાનો અર્થ, મારા ઘટાવેલા અથ સાથે ઘણે ભાગે મળતો આવે છે. અશોઇનું કૌવત કયારે મેળવ્યે કે જ્યારે આત્મિક-જ્ઞાન અથવા બ્રહ્મજ્ઞાન મેળવ્યે ત્યારે.

ફકરો (૧)લો—હાવન ગેહમાં હોમ (ઇજદ) (પેગંબર) જરથોસ્તની નજદીક આવ્યા (જેવણુ) (ઇઆને અશો જરથોસ્ત) આતશને આસપાસથી પાક કરતા (હતા). તથા ગાથા ગાહને ભણતા (હતા), (પેગંબર) જરથોસ્તે તેને પુછ્યું, અએ નર (તું) કોણ છે? જેને મેં તમામ હાડમંડ દુન્યામાં, શ્રેષ્ટ (તથ) ખુબસુરત (અને) અમર જીંદગીનો જોયો.

ફકરો (૨)જે—ત્યારે તે અશો (તથા) દરદને પશ્ચાત નાખનારા હેમે મને પાછો જવાબ આપ્યો કે, અએ જરથોસ્ત, હું અશો (તથા) દરદને પશ્ચાત નાંખનાર "હોમ" છેઉં, મને શોધ (પ્રઆને મારી તલબમાં રહે) તથા અએ સપેંતમાન (જરથોસ્ત) પીવાને માટે મને કુટ (ઇઆને પીવાને માટે હેમ સગીને છુંદી નીચવીને તેનો રસ કહાડ) તથા જેમ બીજા (દુન્યાને) ફાએદો કરનારાઓએ, મને વખાણ્યો હોએ, (તેમ) કીર્તિના ગાયનમાં મને તું વખાણ. આ ફકરાઓનો ખોલાસો એ છે કે, શ્રેષ્ટ અને અમર જીંદગીનો એટલે એ બ્રહ્મજ્ઞાનથી મનુષ્ય શ્રેષ્ટ, અને અમર જીંદગીનો થાય છે. અહિંયાં દરદનો અર્થ અજ્ઞાનતા (બ્રહ્મજ્ઞાન સિવાયના બીજાં દરેક જ્ઞાનને અજ્ઞાનજ કહેલાં છે) દુન્યામાં દરદ એકજ છે, "અજ્ઞાનતા" અને એનો ઇલાજ પણ એકજ છે "બ્રહ્મજ્ઞાન"

આપણા મોબેદ સાહેબો ઇજશને કરતી વખતે હાવનીમમાં એ હોમને લાલાથી (યાને બત્તાવી) કુટે છે તેનો ભેદ એ છે કે હાવનીમ તે આપણું મસ્તક અને કુટવું એટલે મનન કરવું વિચાર કરવો એવો થાય છે. મનન રૂપી લાલાથી, હાવનીમરૂપિ મસ્તકમાં હોમરૂપિ બ્રહ્મજ્ઞાન મેળવવું. ૧ નોટ

૧ નોટ આપણી સૌથી મોતેબર ગણાતી ક્રિયા ઇજશને અથવા યસ્ન કહેવાય છે અને તેમાંજ આ હોમ યસ્ત પણ આવી ગયલી છે. હવે એ ઇજશને અથવા યસ્નનો ખરો ભેદ હિંદુઓના "ગર્ભોપનિષદ"માં ખુલ્લો કરી દેવામાં આવ્યો છે. હિંદુઓમાં યસ્ને યજ્ઞ કહેવામાં આવે છે. બન્નેની ક્રિયાઓ ઘણે ભાગે એકમેકને મળતી આવે છે.

શરીરમાં જે યજ્ઞ ચાલી રહ્યો છે, તે આ પ્રમાણે છે.

યજ્ઞના ત્રણ અગ્નિઓ (આહવનીય, ગાર્હપત્ય, અને દક્ષિણાગ્નિ) તે શરીરમાં, મુખ, ઉદર અને હૃદય છે. આત્મા યજમાન (યજ્ઞ કરનારો) છે. મન બ્રહ્મા

ફકરો (૩)જો ત્યારે જરથોસ્તે કહ્યું હોમને નમાજ (હોજો) અએ હોમ? હાડમંદ દુનિયામાં પહેલ્લાં કયા માણુસે તુંને (ક્રિયાના કામમાં અર્પણ કરવાને માટે) કુટયો તેને શું આશીર્વાદ પ્રાપ્ત થઇ? તેને શું ફાયદો હાંસેલ થયો?

ફકરો (૪)થો—ત્યારે તે અશો તથા દરદને પછાત નાંખનાર, હોમે મને પાછો જવાબ આપ્યો કે, "વીંધામ" પહેલ્લો માણુસ (હતો). (જેણે) (આએ) હાડમંદ દુન્યામાં મને (ક્રિયાના કામમાં અર્પણ કરવાને માટે) કુટયો, તેને આએ આશીર્વાદ પ્રાપ્ત થઇ, તેને આએ ફાએદો હાંસેલ થયો, તે એ કે, તેને માટે એક છોકરો બુલંદીથી જન્મ પામ્યો, જે જન્મ પામેલાંઓમાં ઘણો જ ખોરેહવાળો (તથા) માણુસોમાં સુરજની તરફ જોનારો (તથા) રૈયતથી સારી પેઠે પાસબાની કરનાર જમશેદ પાદશાહ (હતો).

જેણે આએ દુન્યામાં (પોતાની) પાદશાહીયાં પશુ તથા માણુસોને અમર કીધાં, પાણી તથા ઓરવને નહિ સુકાતાં (ઇઆને તાજાં) કીધાં (લોકો) તાજો ખોરાક ખાતાં હતાં.

ફકરો (૬)થો—એ ફકરામાં હોમરસ પીવાથી "આથવ્યાન"ને ત્યાં ફરેદુન નામનો છોકરો બુલંદીથી જનમ પામ્યો, અને એ ફરેદુને ત્રણ મ્હોડાના, ત્રણ માંથાંના, છ આંખના, હજાર યુક્તિવાળા જોરે મંદ જુહાક કે જેને આ દુન્યાના નાશને માટે અંગ્રેમેન્યુશે પેદા કીધો હતો તેને પકડીને કેદ કીધો.

ફકરો (૯)મો—ત્રીજો માણુસ "થ્રિત" હતો જેને હોમરસ પીવાથી તેને ત્યાં બે છોકરા બુલંદીથી જન્મ પામ્યા, એક "ઉર્વાક્ષ" જે દીનદાર તથા ઇનશાફી હતો. બીજો જવાનીના કૌવતવાળો ગુચ્છાવાળા બાલ સાથનો ગુરજ રાખનાર "કેરસારપ" હતો. એ કેરસારપે સરવર નામના સાંપને મારી નાંખ્યો હતો, કે જે સાંપ, માણુસને તથા ઘોડાને ગળી જતો હતો, અને એ સાંપના શરીર ઉપર હાથના અંગોઠા જેટલું લીલું ઝહેર હતું. એ સાંપના શરીર ઉપર કેરસારપે લહોડાંના વાસણમાં ખાણું પકાવ્યું હતું બપોરની વખતે તે સાંપ ગરમ થયો, અને ફુંફારા મારી, લહોડાંના વાસણની (તળેથી) ગુંચરાંમાંથી બહાર નીકળી આવી, વહેતાં પાણી તરફ દોડી ગયો હતો, કેરસારપ બીહીને પાછલથી દુર નહાસી ગયો હતો.

---

(યજ્ઞનો બ્રાહ્મણ) છે. લોભ વગેરે પશુઓ છે. ધૈર્ય અને સંતોષ એ યજ્ઞની દીક્ષારૂપ છે. બુદ્ધિ અને ઇન્દ્રિયો યજ્ઞના પાત્રો છે, કર્મેન્દ્રિય હોમવાનું દ્રવ્ય છે. માથું યજ્ઞના કપાલ (એક જાતનું પાત્ર રૂપ છે. વાળ દર્ભ છે, મોં અંદરની વેદિ છે. માથું ચાર ભાગમાં વહેંચાયલું કપાલ નામનુ યજ્ઞ પાત્ર છે.

ફકરો (૧૨)મો—ચોથો માણુસ "પોરોસસ્પ" હતો જેને હોમરસ પીવાથી, તેને ત્યાં બુલંદીથી જરથોસ્ત પેગંબર જન્મયો હતો. એ જરથોસ્તના જન્મયા પછી, જે દેવો માણુસની સુરતમાં આએ જમીન ઉપર દોડતા હતા, તે દેવોને જમીનમાં ઢાંકી દીધા હતા.

એ ચારે જણને ત્યાં જે છોકરાઓ પેદા પડયા (હોમરસ પીધા પછી) તે છોકરાઓ તે આપણે ખોરદાદ યસ્તમાં જોઈ ગયા પ્રમાણે (જુઓ ખોરદાદ યસ્ત) એ બ્રહ્મ જ્ઞાનથી મનુષ્યમાં આવતી મહાન શક્તિ, તેને પુત્રો કહેલાં છે.

"સરવર" નામનો સાપ તે "કામદેવ" "રતીદેવ" સમજવો મનુષ્યને વધારે મુશીબત એ કામદેવને જીતવા માટે પડે છે. કામદેવને જીતવો એ કોઇ વીરલા પુરૂષથી જ બની શકે છે. સાપનું ઝેરનો ઉતરી શકે છે, પણ કામી સ્ત્રીઓના નયન બાણોથી ઘાયલ થયલો પુરૂષ પોતાના ઘા રૂઝાવી શકતો નથી એ સ્ત્રી શક્તિમાં બે ગુણો છે, એ મરદને નર્કમાં પણ નખાવી શકે છે. અને એને સ્વર્ગનું સુખ પણ આપી શકે છે. એટલે બ્રહ્મજ્ઞાનની અંદર જે કોઈ મોટું વિઘ્ન નડતું હોય તો એ કામદેવ અથવા સ્ત્રી છે. આ ચાર પુરૂષોમાં ત્રણ [1] કલ્પીત છે. (યાને રૂપક છે) જયારે જરથોસ્ત વીષેનું બ્યાન તવારીખી છે. આવા ભેદ ભર્યા લખાણોની સમજ નહિ પડવાથી એક વખતે દારમેસ્તેતે જેવા વિદ્વાને પણ "જરથોસ્ત" વીષે એવું મત બાધ્યું હતું કે એ કાંઇ ખરેખરો થઇ ગયલો તવારીખી પુરૂષ નથી, પણ કલ્પનામાંથી ઉભો કીધેલો પુરૂષ છે.

આપણા સાહીત્યમાં (ધર્મમાં) એ હોમરસ પીનારને ત્યાં બળવાન પુત્રો પેદા પડે છે. એમ ભેદમાં લખી જાય છે. જયારે હીંદુઓમાં તો ખુલ્લા શબ્દોમાં "સોમરસ" પીનારને પોતાને ફાયદો થાય છે. એમ કહી જાય છે જુઓ ભગવદ ગીતા અધ્યાય (૯)મો.

શ્લોક (૨૦)મો—ત્રણ વેદના જ્ઞાતા અને સોમરસ પીનારા જે નિષ્પાપ (પણ સકામી) પુરૂષો યજ્ઞમાં મારી પુજા કરીને, સ્વર્ગ પ્રાપ્તીની પ્રાર્થના કરે છે, તેઓ પવિત્ર ઇંદ્રલોકને પામીને, ત્યાં દેવોના દિવ્ય ભોગ ભોગવે છે.

હીંદુઓના સર્વથી પ્રાચીન ગ્રંથ રૂગ્વેદમાં એ સોમરસ વિષે લખે છે કે—પીવાની વસ્તુઓ તરીકે દુધ અને "સોમરસ" એનો ઉપયોગ બહુ જ મોટા પ્રમાણમાં કરવામાં આવતો હતો, રૂગ્વેદની નીચે આપેલી રૂચાઓ આ સંબંધી બહુ જ સુંદર ખ્યાલ આપે છે, અને દુધ અને "સોમરસ" બન્ને ઉપરની પ્રાચીન

---

નોટ–૧ રૂપક=એટલે અર્થાલંકાર A metaphor

હિંદુઓની પ્રીતી પ્રકટ કરે છે.

(૧) જેમ દુધની ઇચ્છા રાખનારો માણુસ સહેલાઇથી દોહી શકાય એવી ગાયોને પ્રાપ્ત કરી, તેમને દોહી, તેમના દુધથી પોતાની ઇચ્છા પુરી પાડે છે, તે રીતે "વિદ્યા ઇચ્છતા" લોકો, જ્ઞાનીઓની પાસે પરમેશ્વર, કે જે બધા પદાર્થનો પ્રકાશક છે, તેની સ્તુતી સાંભળી જ્ઞાન પામી પોતાની ઇચ્છા પુરી કરે છે. ( રૂગ્વેદ મંડળ ૧, અધ્યાય ૧, સૂકત ૪ )

(૨) હે "સોમ"! તમને ખુબ ઘુંટવામાં આવે છે, ત્યારે તમે અમૃત આપો છો, તમારાથી સર્વત્ર આનંદ વ્યાપે છે, અને તમે ઇશ્વરને માટે પ્રવાહ ધારણ કરો છો. (રૂગ્વેદ ૬ : ૬૬)

(૩) સાત નદીઓ હે સોમ! સ્ત્રીઓ ગીત ગાતા પોતાની આંગળીથી તમને હલાવે છે, તમે યજ્ઞ કરનારાને તેના કાર્યોનું પુરૂં સ્મરણ કરાવો છો. (રૂગ્વેદ)

(૪) હે સોમ! તમે જ્યારે પાણીથી ભેગા થાઓ છો, ત્યારે તમે આનંદ થાય એવા અવાજ સાથે ભેગા થાઓ છો, અર્થાત્ સોમરસ અને પાણી ભેગાં થાય છે, ત્યારે તેમાંથી અવાજ ઉત્પન્ન થાય છે, જ્યારે તમને આંગળીઓ વડે ખુબ હલાવવામાં આવે છે ત્યારે પણ તમારામાંથી મધુર અવાજ ઉત્પન્ન થાય છે. (રૂગ્વેદ)

(૫) હે સોમ! વાસણની ઉપર વસ્ત્ર રાખીને જ્યારે તમને હલાવવામાં આવે છે. ત્યારે તમારી અમૃત જેવી મીઠી ધારા પાત્રમાં પડે છે. (રૂગ્વેદ)

(૬) હે સોમ! તમે જ્યારે દુધમાં એકત્રિત થાઓ છો, ત્યારે દુધ તમારા તરફ આનંદકારી શબ્દોથી દોડી આવે છે. (રૂગ્વેદ).

હવે એ સોમરસને માટે એમ પણ કહેવામાં આવે છે કે, એ રસ પીતાં તેના છાંટા શરીરે ઉડે છે, તો શરીરના તે ભાગમાં કોઢ થાય છે, આટલા માટે એ રસ આર્યો નદીમાં ગળાંપુર પાણીમાં ઉભા રહીને પછી પીતા હતા.

હીંદુઓનો રૂગ્વેદ પણ ભેદમાં જ લખાયલો છે, અને હીંદુઓએ પણ આપણા ધર્મશાસ્ત્રોની નકલ કરીને ભેદમાં લખવાની પદ્ધતિનોજ ઉપયોગ કર્યો છે. જુઓ એ લોકો પણ એમજ લખે છે કે જ્યારે તમને (સોમરસ)ને ખુબ ઘુંટવામાં આવે છે, ત્યારે તમે અમૃત આપો છો, તમારાથી સર્વત્ર આનંદ વ્યાપે છે, અને તમે ઇશ્વરને માટેજ પ્રવાહ ધારણ કરો છો. આ બધાં લખાણોનો ભેદ "બ્રહ્મજ્ઞાન" લેવા માટે મનુષ્યે પ્રયત્ન કરવા જોઇએ, ઘુંટવું એટલે જે જ્ઞાન લીધું હોય તેની ઉપર ખુબ મનન કરવું (અથવા વિચાર કરવો). એ બ્રહ્મજ્ઞાન

વીષે હીંદુઓના સમુદ્રમંથનમાં પણ એજ ભેદ છુપાવેલો છે. "સમુદ્રમંથન" એટલે આ શરીરમાંજ બધી શક્તિઓ છે. અને તેને મેળવવા શરીરને જ ખીલવવું જોઇએ, અને એ શરીરમાંથી શક્તિઓ પ્રાપ્ત કરવી જોઇએ.

Second incarnation (a tortoise) The Gods wished to churn the ocean like curds with the object of bringing out the fourteen Ratnas. (Jewels) They used the Mandrachal Mountain, as the churning pole, and the black serpent, as the churning string, and began churning. The mountain being very heavy, began to sink. The Gods could not hold it up. They invoked the assistance of God, who assumed the form of a tortoise and held the mountain on its back ( served as a foot-stool ) Then the Gods were crowned with success.

The Fourteen Ratnas are (1) Nector or ambrosia, (2) Deadly poison, (3) Liquor, (4) "Laxmi" wife of "Vishnu' (5) A cow named "Kamdhanu" (fulfilling all desires), (6) The seven mouthed horse (the whicle of the sun), (7) The moon, (8) The "damsel" Rambha ( who gives her performances in the court of Indra ), (9) Kalpa Vrixa ( all satis fying tree, an native of heaven), (10) Kaustubha ( a celebrated Jewel worn by Vishnu), (11) Dhanvantri ( the physcian of the gods, (12) Airavat (the elephant of Indra), (13) Dhanush (the bow of Vishnu) and (14) the conch (blown by the Hindus at time of worship).

આવા આવા ભેદોમાં ભરેલાં લખણોથી હીંદુઓના પુસ્તકખાનાઓ ભરાયલાં છે. આ બધી પુરાણોની કથાઓમાંથી એકનો એક જ સાર નીકળે છે કે, મંથન (યાને વિચાર) કરીને બ્રહ્મજ્ઞાન મેળવો, ઉપર લખેલાં ૧૪ રત્નો મેળવવાં હોય તો મનુષ્યે પુરૂષાર્થ કરવો.

ફકરો (૨૬ મો—ત્યારે (પેગંબર) જરથોસ્તે કહ્યું, નમાજ હોજો હોમને હોમ ભલો (તથા) સારો પેદા કીધેલો છે, હોમ સાચ્ચો પેદા કીધેલો, નેક પેદા કીધેલો, તંદરોસ્તી આપનારો સારાં શરીરનો, કામ સરૂં કરનાર ફતેહમંદ,

(અથવા વેરીને મારનાર સોનેરી) (અથવા લીલા) રંગના નમતી ડાંખળીવાળો (છે) જેમ (તે) પીનારને માટે ઘણોજ સરસ (છે).

ફકરો (૧૭)મો—અએ લીલા (હોમ) તારૂં ડહાપણ હિમત, ફ્તેહ, તંદરોસ્તી, તંદરોસ્તીના ઉપાય, અબાદી, વૃદ્ધિ, તમામ શરીરનું કૌવત, (તથા) તમામ ચળકાટ ભરેલી મ્હોતાઇ—એ (સઘળું) હું માંગું છું, કે જેથી કરીને મુલ્કોમાં સ્વતંત્ર પાદશાહ, ખરાબીને તોડનાર (તથા) દરૂજને મારનારની ગાફ્ક હું કરૂં, (અથવા અમલ કરૂં)

ફકરો (૧૮)મો—(એ બધું યાને ડહાપણ, હિમ્મત, ફ્તેહ, તંદરોસ્તી મ્હોટાઇ ઇત્યાદિ હું માગું છું) કે જેથી કરીને તમામ દ્વેષ રાખનારાઓની, દેવોની માણસોની, જાદુગરોની, પરીઓની, જુલ્મગારોની, કીકોની, કરપોની, સાંપની ખસલતના માણસોની, આશ્મોગ માણસોની, ચાર પગવાળા વરૂઓની (તથા) પુષ્કળ પલટનવાળા, ફરેબવાળા (તથા) ધસારો કરી આવનારા લશ્કરની-(એ બધાંઓની) ખરાબીઓને હું તોડું

આ ઉપર લખેલી જુદી જુદી શકિતઓ, અથવા સદ્ગુણો પેગંબર જરથોસ્ત હોમ ઇજદ પાસે માંગે છે, અને તે દરેક શક્તિઓ જરથોસ્ત પ્રાપ્ત પણ કરે છે. એટલે એ શકિતઓ પોતાની આસ્નને ખેરદ (યાને જાતી અકકલથી)થી શાંત રીતે વિચાર કરીને પોતાના આત્માને પીછાણીને મેળવી શકે છે.

ફકરો (૨૨)—જેઓ લગામમાં રાખેલા ઘોડાઓને શરતના મેદાનમાં દોડાવે છે, તેઓને હોમ જોર તથા કૌવત બક્ષે છે જનનારી ઓરતોને હોમ ખુબસુરત છોકરાં, (અને) વળી અશો ઓલાદ આપે છે, જે ઘર ધણીઓ નુસ્ક ભણવા બેસે છે, તેઓને હોમ ડહાપણ તથા મ્હોટાઇ બખ્શે છે.

ફકરો (૨૩ મો—જે કન્યાઓ લાંબો વખત સુધી પરણ્યા વગરની હતી તેઓને સારી અકકલવાળો હોમ, જેને અરજ કરવામાં આવે છે, તે શેતાબીથી સત્ય (અથવા પ્રમાણીક ખાવંદ આપે છે. એનો અર્થ અથવા ખોલાસો=લગામમાં રાખેલા ઘોડા એટલે ઇંદ્રિયો પર કાબુ રાખીને જે કોઇ મુરાદ માંગે છે (યાને આત્મીક જ્ઞાન પ્રાપ્ત કરવાની જીજ્ઞાસા રાખે છે.) તે તેની લાયકાત મુજબ થોડું ઘણું પણ જ્ઞાન મેળવી શકે છે.

કુંવારી કન્યા એટલે જે માણસમાં દુર્ગુણો ઘણા ઓછા હોય યાને પવિત્રાઇ (અશોઇ) જાળવી શકતો હોય, તેને એ જ્ઞાન (યાને ખાવીંદ) ઘણું

સહેલાઈથી મળી શકે છે. (જેવી રીતે એક કુંવારી કન્યા પવિત્ર હોય તેવી રીતે આપણું શરીર પણ પવીત્ર રાખ્યું હોય તો એ જ્ઞાન સહેલાઇથી મળી શકે છે.) જેવી રીતે સ્ત્રી મરદની તાબેદાર હોય છે. તેવી રીતે એ બ્રહ્મજ્ઞાનથી શરીર (અથવા મન) પણ આત્માનું તાબેદાર થાય છે.

કરદે (૨)જો ફકરો (૧૩)મો—આ ફકરામાં ખુલ્લા શબ્દોમાં જણાવી દે છે કે હોમ એ આત્મજ્ઞાન છે.

(૧૩) હોમને નમાજ (હોજો) કે દરવીશના મનને સઉથી તવંગર (માણુસ)ના જેટલું મ્હોટું કરે છે, હોમને નમાજ (હોજો) કે જે દરવીશના મનને એટલું બુલંદ કરે છે કે, (તે) વિદ્યાને લીધે ઉંચે જાય છે, (યઆને બુલંદ વિચાર કરે છે) અએ પીળા હોમ જે કોઇ તને ખરચીત ગાયમાંથી નીકળતી ચીજ (યઆને જીવામ અર્પણ કરે છે, (તેને) તું નરથી ભરપુર વધારે ડહાપણવાળો તથા જ્ઞાનવાળો કરે છે. (જીવામ એટલે ખાલેસ અંતકરણ)

ગાયમાંથી નીકળતી ચીજ (યઆને જીવામ) તે કંઇ ચીજ જેને આપણે દુધ કહીએ છીએ, એ અલંકાર (ભેદ)નો ખુલાસો નીચે મુજબ છે.

"સર્વ ઉપનિષદો રૂપી ગાયો છે, તેને દોહનારો ગોપાલ નંદન "શ્રીકૃષ્ણ" ભગવાન છે, અર્જુન રૂપ વત્સ (વાછરડો) છે. બુદ્ધિશાળી પુરૂષો તે દૂધના ભોકતા પીનારા છે. અને મહાન ગીતામૃત રૂપી દુધ છે.

ફકરો (૧૫)મો--જે (બાયડી) હોમનો (ઈઆને હોમની નૈયતે ઇજેલો) દરૂન અધર્મીથી ખાવા બેસે છે, તેણીને (હોમ) આથ્રવનના જેવાં ફરજંદ (તથા) સદ્ગુણી છોકરા આપતો નથી. અહિયાં દરૂનનો અર્થ કેવી મતલબે લીધો છે, તે જોઈએ દરૂન શબ્દ અવસ્તાના "દ્રઓનસ" શબ્દ ઉપરથી નીકલ્યો છે. હિંદુઓના વેદના "દ્રૌણુ" શબ્દ સાથે મળતો આવે છે, એનો અર્થ પ્રવાહી ખોરાક કરી થાય છે, (જુઓ ફીરિતસ્તાન પાનું ૪૭૭ મું) આપણા લોકો સાધારણ રીતે ઘંઉની નાની રોટલી બનાવે તેને દરૂન કહે છે, અરબ્બી ભાષામાં એક ઠેકાણે "દરૂના" કરીને શબ્દ આવે છે. અને તેનો તરજુમો અંદરનુ દીલ કરવમાં આવ્યો છે, અંદરનુ દીલ એટલે અંતકરણ અથવા conscience થાય છે. (દરૂન શબ્દ દાલ, રેવાવ અને નુન અક્ષરનો બનેલો છે.)

અહિયાં એ દરૂન શબ્દને જો અરબ્બી શબ્દના જેવો અર્થ કરીને ઘટાવીએ(બંધ બેસાડયે) તો ૧૫માં ફકરાનો અર્થ નીચે મુજબ થાય.

જે કોઇ પોતાનું અંદરનું દીલ (અથવા અંતકરણ) ચોખ્ખું (પવિત્ર) કર્યા વગર બ્રહ્મજ્ઞાન લે (અથવા લેવાની કોશીશ કરે) તો તેને ત્યાં અજ્ઞાનના જેવાં ફરજંદ અથવા છોકરા પેદા થાય નહિ. એટલે તેને એ જ્ઞાનનો લાભ મળે નહિ, અથવા એ જ્ઞાનનો ઉલટો ઉપયોગ કરી, પ્રગટીકરણમાં પાછળ હઠે યાને તેનું પરીણામ ઘણું ભયંકર આવે. એ બ્રહ્મજ્ઞાનનો ઉપયોગ દુન્યાના લોકોને આગળ વધારવાને માટેજ કરવો જોઇએ, જો એનો ઉપયોગ પોતાના સ્વાર્થને માટે કરવામાં આવે તો તેનું પણ પરીણામ સારૂં નહિ આવે.

એ બ્રહ્મજ્ઞાન વિષે વંદીદાદની પરગરદ (૩)જી ફકરો (૩૦)મો જુઓ. એમાં જરથોસ્ત ભેદમાંજ પુછે છે કે અએ દાદાર માજદીયસ્ની દીનની વૃદ્ધિ શું હોએ છે? ત્યારે હોરમજદે કહ્યું કે અએ સઉથી પવીત્ર જરથોસ્ત! સારી પેઠે (યાને કોશીશથી) અનાજની ખેતી (એ માજદયસ્ની દીનની વૃદ્ધિ છે.) ત્યાર પછી (૩૨) માં ફકરામાં ભેદમાં જ કહેવામાં આવે છે કે—

"જયારે અનાજ જમીનમાં મુકવામાં આવે છે (યાને જયારે અનાજની રોપણી ચાલે છે) ત્યારે દેવો ફુંફારા મારે છે, (અથવા હાંફે છે) જયારે ઉગેલો અનાજ થાય છે ત્યારે દેવો ઠાંસે છે; જયારે છરેલો (અથવા ખાંડેલો) અનાજ થાય છે. ત્યારે દેવો રડે છે. (અને) જયારે ગુંદો (અથવા આટો મેદો) થાએ છે ત્યારે દેવો નાશ પામે છે. (જે) ઘેર આએ ગુંદા (અથવા અનાજના લોટ)ને વાસ્તે (છે) (યાને જે ઘેરમાં આટો લોટ હોએ છે) ત્યાંહાં દેવો ગોયા માર ખાધેલા (યાને હારગાર થએલા) રહે છે. જયારે અનાજ પુષ્કળ થાએ, (યાને અનાજનો પાક સારો ઉતરે) ત્યારે જે પ્રમાણે ગરમ તપેલું લોઢું ઉંડાણમાં પડે છે, તે પ્રમાણે એકઠા મળીને તે દેવો (ઉંડા ગારમાં નાસી) જાએ છે.

આ વંદીદાદના ફકરામાં બધે ખુલાસો થઇ જાય છે. અહિયાં જમીન અથવા ઘર શબ્દ આપણા શરીરને માટે વાપરેલો છે. જમીનમાં અનાજ મુકવું એટલે આત્મિક જ્ઞાન લેવાની શરૂઆત કરવી, ત્યારે દેવો એટલે દુર્ગુણો ફુંફારા મારે છે. જ્યારે એ જ્ઞાન લઇને તેની ઉપર મનન (વિચાર) કરવામાં આવે છે ત્યારે દેવો રડે છે, જયારે એ જ્ઞાન સંપુર્ણ રીતે લઇ ને તે પ્રમાણે ચાલવામાં આવે છે ત્યારે દેવો નાશ પામે છે યાને આપણામાંથી દુર્ગુણો બીલકુલ નીકળી જાય છે પણ જયારે એ જ્ઞાનનો ફેલાવો કરવામાં આવે છે. ત્યારે તો માણસના રૂપમાં ફરતાં દેવો યાને ખરાબ ચાલના માણસો પણ તે બ્રહ્મજ્ઞાની આગળ ઉભા રહી શકતા નથી. દલીલો કરી શકતા નથી. અને દૂર નહાસતા ફરે છે એટલો એ બ્રહ્મજ્ઞાનનો પ્રભાવ છે.

એ હોમની કેફ આપણને ચપળ કરે છે. ખોલાસો—એની મતલબ એ કે બધી જાતના શરાબો, તથા કેફી ચીજો, લીધાથી, મગજને ઉસકેરીને જોસ્સો તથા ગુસ્સો ઉત્પન્ન કરે છે, જેથી ખરાબી નીપજે છે, પણ ક્રિયાની રૂયે તૈયાર કીધેલા હેમનો રસ પીધાથી ઉત્પન્ન થતી કેફ ઘણી ખુશ હોએ છે, અને તેની ખુશખુશાલીમાં નેક તથા સારાં કામો કરવાને માણસને ઉસકેરે છે. બ્રહ્મજ્ઞાન સિવાયના બીજાં બધાં જ્ઞાનો માણસને મગરૂર બનાવે છે, જ્યારે આ જ્ઞાનથી મનુષ્ય શાંત સંતોષી, અને સ્વતંત્ર થઈને ખુદા આગળ પોતે નાચીજ છે. ઇઆને કાંઈ હીસાબમાં જ નથી એવો ખાકસાર થઈ જાએ છે. (ઇઆને પોતાની જાતને ભુલી બેખુદ થાય છે) ખુદી ભુલી જાય છે. એનું રહેવાનું ઠેકાણું અલબુર્જ પહાડ ઉપર છે. એટલે જ્યાં મનુષ્યનું ભેજું આવેલું છે ત્યાં આગળ. કેરફેગર સાહેબે એને ચાલાક તથા ડહાપણ બખશનારો બનાવ્યો છે. ડહાપણ બખશનાર તરીકે મુકરર કીધો છે, ત્યારથી સારા સગન લાવનારા પક્ષિઓ તુંને (અએ હોમ) બધી દિશાએ લઇ જાય છે. સારા સગન લાવનાર પક્ષિઓ તે સારા વિચારો ઇશ્વરી પ્રેરણાઓ.

(અએ હોમ) રૂપાના તશ્તમાંથી સોનાના (તશ્ત)માં હું તુંને રેડું છું, (અથવા ગાળું છું) અએ હોમ તુંને જમીન ઉપર (હું) નહિ ઢોળું. કારણ કે (તું) ઉંચી કીંમતનો (છે). એ જ્ઞાન આપણને ઉંચે ચહડાવે છે એટલે હલકી ખાસ્યતમાંથી ઉંચે દરજ્જે લઈ જાય છે (તેથી ભેદમાં કહ્યું છે કે રૂપાના તશ્ત- માંથી સોનાના તશ્તમાં રેડું) જમીન ઉપર નહિ ઢોળું એટલે બ્રહ્મજ્ઞાન લેવાને જેનામાં શકિત નહિ હોય, ઇઆને નાલાયક હોય તેને એ જ્ઞાન નહિ આપવું. જેનામાં એ જ્ઞાન લેવાની લાયકાત હોય તેનેજ એ જ્ઞાન આપવું મનુષ્યનો દરજ્જો જોઇને.

એ જ્ઞાનને આપણા લોકોએ "હોમ" હિંદુઓએ "સોમ" સુફીઓએ "મય" અથવા દારૂ. શીવમાર્ગી (ઇઆને શીવ અથવા મહાદેવને માનનારો પંથ) એને "ભાંગ" તરીકે વર્ણવે છે. શીવ સંપ્રદાયવાળા કહે છે કે શીવજી ભાંગ પીતા હતા, અને એ ભાંગની નીશામાં ચકચુર રહેતા હતા, તેથી આજે પણ શીવમાર્ગીઓ ભાંગ ઘુંટીને પીએ છે, જેવી રીતે આપણે હોમનો ભેદ નહિ સમજ્યા, તેવી રીતે સનાતન હીંદુઓ પણ "સોમનો" ભેદ જાણતા નથી જે ખરા વેદાંતીઓ અથવા બ્રહ્મજ્ઞાનીઓ છે તે થોડાકજ એ ભેદ સમજે છે. તેવી રીતે જે ખરા શીવભક્ત છે. તે એનો ભેદ બરોબર સમજે છે. એ ભાંગને ઘુંટવી એટલે મનન કરવું જેમ ભાંગ વધારે ઘુંટાય તેમ તેની નીશા પણ બહુ થાય, એટલે જેમ મનન અથવા વિચાર વધારે કરવામાં આવે તો "સમાધિ" થાય, અને એ

સમાધિ સ્થિતીમાંજ જ્ઞાન મેળવાય, એમ સારી રીતે જાણે છે.

જ્યારે કેટલાક શીવમાર્ગીઓ એ ભાંગને ભેદ જાણતા નથી તેઓની તો એવીજ માન્યતા છે કે શીવજી પોતે ભાંગ પીતા હતા અને નીશામાં ચકચુર થઈને શ્મશાનમાં ભૂતો અને પ્રેતોની વચ્ચે ગળામાં જહેરી નાગો વીટાળી પડી રહેતા. જહેર પણ પી જતા તેની પણ અસર થતી નહોતી. એવી ભોળા ભકતોની માન્યતા છે, પણ જેઓ સંકેતીક જ્ઞાનમાં સમજે છે, તેઓ તો જાણે છે કે આ તો એક "રૂપક" છે. એની ખરી મતલબ તો એજ છે કે, જો સંસારરૂપી નાગચુડમાં પણ મનુષ્ય વીંટલાયલો હોય (યાને સંસારી હોય) અને જહેર પીવું એટલે સંસારમાં ગમે તેવી પણ વિપત્તી (દુઃખો) પડતી હોય તે છતાં જે મનુષ્યે આ બ્રહ્મજ્ઞાન લીધું હોય તે સંયમ જાળવી શકે છે. ગમે તેવા વાતાવરણમાં (environment) રહેતો હોય, છતાં પણ તે નાહિમ્મત થતો નથી. સંસારમાં ફસી પડતો નથી, સંસારી છતાં સન્યાસી જેવી જીંદગી ગાળી શકે છે. જે મનુષ્યમાં આવી સમતા અથવા વૈરાગ્ય હોય, તેજ ખરો બ્રહ્મજ્ઞાની. એનો ખરો ભેદ નહિ જાણવાથી આજના કેટલાક શીવમાર્ગીઓ ભાંગ પીએ છે. અને નીશામાં ચકચુર થઇ આળસુ જેવા પડી રહે છે. દુન્યાના દરેક ધર્મોમાં આવા ભેદી અર્થોના અનર્થો થઇ જવાથી ઘોટાળા થાય છે. મનુષ્યે સન્યાસી થવાની જરૂર નથી.

સંસારમાં રહી લડનારો એ કીલ્લામાં રહી લડનારા લડવૈયા જેવો છે. જ્યારે સન્યાસી એ ખુલ્લાં મેદાનમાં ખુલ્લી છાતીએ લડનાર લડવયા જેવો છે.

હવે ફારસી ભાષાના ધુરંધર કવી મહાત્મા "નઝીર"ની થોડીક ઇશ્વિરી પ્રેમ અથવા બ્રહ્મજ્ઞાન વીષે લખેલી કવીતાઓ વાંચવાથી ખાત્રી થશે કે, આપણા ધર્મમાં જેમ હાવનીમમાં હોમ રસ કુટીને પીવાનો હુકમ ફરમાવવામાં આવ્યો છે (ઇઆને આગ્ના કીધી છે) તે પ્રમાણે નઝીરે એને ભાંગ અને ભાંગ કુટવાનો (ઘુંટવાનો) કુંદી, સોટો, તરીકે જણાવીને, એ ભાંગ પીવાથી મનુષ્યને કેટલા બધા ફાયદા થાય છે, તેનું વર્ણન નીચે લખવા મુજબ કીધું છે.

ભાંગની પ્રસંસામાં નઝીરે ત્રણ કવિતાઓ લખી છે, જેમાની દરેક કવિતામાં, એક નવોજ રંગ નજરે પડે છે, અને સ્વતંત્રતાની સાથે, લુચ્ચાઇ ઢોંગઇના શબ્દોની અંદર 'બ્રહ્મજ્ઞાન"ની ઝળક પ્રકાશિત થાય છે. ઉદાહરણ તરીકે—

"પી આશકોંમે આકર દો ભંગ કે પ્યાલે,
જો એક દમમે, તેરા ઘર ઘુમેં છપ્પર હાલે."

એટલે અજ્ઞાનીઓની મંડળીમાં, ઇશ્વરી જ્ઞાનથી મસ્ત થઇ જો. આ દુન્યા જેને તું તારૂં ઘર સમજી બેઠો છે, અને જેની અંદર તારી ગફલતે છાવણી નાંખી છે, તે એ આવી રીતના જોવાથી કેટલી ધ્રુજતી નજરે પડશે.

"ક્યું અબસ ડાલે, હય બયઠા કાનમે ગફલતકા તેલ,
ગર દેખને હંય તુઝકો, કુછ અયશકે ઝબાકે,
તો ઝાડ અપને પંજે, ઔર સરકો ઝળઝળાકે,
પી આશકોંમેં આકર, દો ભંગ કે પ્યાલે."

એટલે—કાનની અંદર ગફલતનો મેલ નાંખી કેમ બેઠો છે, સંસારથી હાથ ખંખેરી નાંખી અને બીજી દુન્યાનો વિચાર કર.

"કુંડી ખુનનેકો બજા, ઔર દેખ ટુક કુદરતકે ખેલ,
છોડ સબ કામોંકો ગાફીલ, ભંગ પી ઔર ડંડ પીલ."

એટલે—જે ભુલભુલામણી ધાર્મીક કાર્યો તરફથી લોકોની અંદર ફેલાયલી છે, ઇઆને ધાર્મીક બાબદોની અંદર લોકો જે ભુલ ભરેલા વીચારો ધરાવે છે. (ભેદમાં લખેલાં લખાણો નહિ સમજવાથી) તેઓને કહે છે કે, ચક્ષુઓ ઉઘાડી, ઇશ્વરી જ્ઞાનના અખાડામાં ઉતરી જો, કે કુદરત કેવા કેવા ખેલો તારી સમક્ષ રજુ કરે છે.

જેવી રીતે હોમ ઇજદ આવીને જરથોસ્તને શીખામણ આપે છે કે, તું મને શોધ, અને ક્રિયાના કામમાં હોમ સળીને કુટીને પી તેવી રીતે, નઝીરને "ખીજર" કે જે એક પ્રવીણ ગુરૂ સમાન છે તે ભાંગ પીવાની અને ડંડ પીલવાની નસીયત કરે છે. (ઇઆને શીખામણ આપે છે)

"કલ મુઝે દરિયાવપે ખ્વાજા ખિદર જો મિલ ગયે,
સબ્જ પયરાહન ગલેમેં, હાથમે આસા લીએ,
કમ ખુરાક ઔર નાતવાની કે ગીલે જબ મંય કીયે,
તબ તો વોહ મુંહ દેખ મેરા હંસકે યું કહેને લગે,
કુંડી ખુનેકો બજા, ઔર દેખ ટુક કુદરતકે ખેલ,
છોડ સબ કામોકો ગાફિલ, ભંગ પી ઔર ડંડ પીલ."

એટલે—કાલે મને નદી ઉપર ખાજા ખીદર મળ્યા, જેઓએ લીલું પહેરણ

ગળામાં કફનીરૂપે પહેરેલું હતું. અને હાથમાં લાકડી લીધેલી હતી, જ્યારે મેં તેઓ આગળ કહ્યું કે, મને ખાવાનું રૂચતું નથી, અને શક્તિ ઘટતી જાય છે; તો તેઓએ મારૂં મેઢું જોઇ હસીને કહ્યું કે, કુંડી સાથે ભાંગ ઘુંટવાના ડાંડાને બજાવી, ભાંગ ઘુંટી પીવી શરૂ કર. પછી તુંને કુદરતના ચમત્કારો નજરે પડશે.

આ કાવ્યો ગુહ્યાર્થી (ભેદમાં કહેલાં) છે. જેમની મતલબ પણ તેમની સાથે ખુલાસા સાથે આપી દીધી છે, જેથી વાંચકોને સારી પેઠે સમજ પડી જશે. એના પછીના જેટલાં કાવ્યો છે, તે સઘળાં રંગમાં રંગાયલાં છે, અને એનું છેવટ આ ઉપર આપ્યું છે.

"વ્હે વોહ સબ્જી હય જીસે પીતે હય યાં આકે ફકીર."

એટલે—એ એવી રીતની સબ્જી છે, જેને ફકીરોજ પીએ છે.

ત્રીજા અને છેલ્લા કાવ્યોની પહેલી લાઇન આવી રીતની છે.

"દુનિયાકે અમીરોંમેં યાં કિસ્કા રહા ડન્કા."

એટલે—દુન્યાના પૈસાદાર લોકોના વર્ગમાંથી અહિં કોનો ડંકો વાગે છે. પહેલી કવિતા પ્રમાણે, એ કાવ્યમાં પણ શરૂઆતથીજ પ્રેમીઓનું વર્ણન સમાવવામાં આવ્યું છે.

"કુન્ડીકે નકારે પર ખુનેકા લગા ડન્કા
નિત ભંગ પી ઔર આશિક દિનરાત બજા ડન્કા."

એટલે—કુંડીના નગારા ઉપર ભાંગ ઘુંટવાના સોટાથી ડન્કો લગાવ, અને નિત્ય ભાંગ પી, અને રાત દિવસ ડંકો વગાડ.

નીચલી શએરો એક હીરા રૂપી છે.

ઉલ્ફતકે જમરૂદકી વ્હે ખેતકી બુટી હય,
પત્તોંકી ચમકે ઇસકે કિમખાબકી બુટી હય,
મુહ જીસ્કે લગી ઉસ્સે ફિર કાહેકો છુટી હય,
વ્હેનાન ટકે.રેકી, ઇસ બાતપે ટુટી હય,
કુંડીકે નકારે પર ખુન્નેકા લગા ડન્કા
નિત ભંગ પી ઔર આશિક, દિન રાત બજા ડન્કા.

એટલે=પ્રેમી હીરાના ખેતર એ એકજ છે, જેના પાતરાંઓની ચમક

કિમખાબ ઉપર પાડેલી વેલરૂપી છે. જેને મોંઢે લાગી તેનાથી છુટતી નથી. આ ટકોરાની તાન એ વાત ઉપરે આવી ટુટે છે કે, કુંડી અંદર સોટો ઠોકી ભાંગ તૈયાર કરી પ્રેમી ભાંગ પી અને રાત દિવસ ડંકો વગાડ.

સાધુની મસ્તીનો દેખાવ નીચલા કાવ્યથી જણાશે.

હંય મસ્ત વહી પુરે જો કુંડી કે અન્દર હંય,
દિલ ઉનકે બડે દરિયા, જી ઉન્કે સમન્દર હંય,
બયઠે હંય સનમ બુતહો, ઔર ઝુમતે મન્દર હંય,
કહે તે હય યહી હંસ હંસ આશક જો કલન્દર હંય
કુંડીકે નકારે પર ખુ-તેકા લગા ડન્કા
નિત ભંગ પી ઔર આશિક દિનરાત બજા ડન્કા.

એટલે=જેઓ કુંડીની અંદર ડુબેલા છે, એટલે જેઓ ભાંગ પીવાથીજ કાર્ય રાખે છે, તેઓજ પુરા મસ્ત છે. તેઓના હય (હૃદય) મોટી નદી અથવા સમુદ્રરૂપી છે. તેઓના મનમાં તો તેઓનો વ્હાલો મુર્તિ બની આગળજ બેઠેલો છે, અને ઉપરનું મંદીર ડોલે છે. જેઓ દિવાના પ્રેમીઓ છે, તેઓ હંસી હંસીને એજ કહે છે કે બધું છોડી ભાંગ પી, અને તારો ડંકો વગાડ.

નઝીરના આ ગુહ્ય (ભેદ ભરેલાં) કાવ્યોની ખુબી તો જેઓએ એ જ્ઞાન લીધું હોય તેજ સારી રીતે સમજી શકે છે. ટુંકમાં નઝીર કહે છે કે દુન્યામાં કોણનો ડંકો વાગે છે, શું પૈસાવાળા અમીરોનો ડંકો વાગે છે ? નહિ જ

જે લોકો કુંડીની અંદર ભાંગ કુટીને (ઘુંટીને) પીએ છે તેનોજ દુન્યામાં ડન્કો વાગે છે, અને એ ભાંગ પીનારાજ ખરા ફકીરો છે ફકીર ફારસી શબ્દ છે. ફે, કાફ, યે, અને રે, એ ચાર અક્ષરનો ભેદ આ પ્રમાણે છે ફે એટલે ફાકો ગમ ખાઈ જવો ગુસ્સાને મારવો, કાફ=કનાયત એટલે સંતોષ રાખવો, યે=યાદે ઇલાહી, ખુદાનીજ યાદમાં મશ્ગુલ રહેવું, રે=રેયાઝત અશોઈ, (પવિત્રાઈ) રાખવી.

સુફીઓ એ બ્રહ્મજ્ઞાન (અથવા પ્રેમરસને) ને "મય" અથવા દારૂ કહે છે. અને એ "મય" અથવા દારૂ પીધાથી મનુષ્યની હાલત કેવી ઉંચ પ્રકારની થાય છે તે વીષે નીચલી ગઝલ વાંચવાથી સમજણ પડશે.

## ગઝલ

### "તું ભર એક મયકા પેમાના"

મુઝે જલ્દીસેં દે સાકી તું ભર એક મયકા પેમાના,
૧ રહે દાયમ શરાબુંસે, તેરા મામુર મયખાના.
તડપતા હે દિલે બીસ્મીલ, કીયા હે ઇશ્કને ઘાયલ,
૨ હુવા હે મય ઉપર માયલ, દિલે બીમાર વેરાના.
લગી હે ઈશ્કકી આતશ, હુઈ હે મયકી અબ ખ્વાહશ,
૩ પીલાદે જામ એક દિલ કશ, બનાદે મુજકો મસ્તાના.
જો સરબત વસ્લકા ચાખું, સનમકો ગલે લગા રાખું,
૪ કરૂં કુરબાં જાં લાખું, શમે ઉપર જ્યું પરવાના.
પીલા દે વસ્લકા સરબત, કે પાવું યારસે કુરબત,
૫ પડી હે મુજપે આહ ગુરબત, કીયા હે ગમને દિવાના.
શરાબે નાબ લાકર દે. લબા લબ જામકો ભરદે,
૬ દિવાના અબ તેરા કરદે, મેરા દિલ કરદે દુરદાના.
સનમકી હે તલબ "અનવર" પડા રહે જાં વહી દર પર,
૭ ઉઠા લાખું બલા સર પર, ઈશ્કમે રહે તું મરદાના.

ભાવાર્થ=હે શરાબ પાવાવાળા પરમેશ્વર, તું મને જલ્દી એક શરાબનો પ્યાલો (અર્થાત પ્રેમ રસનો પ્યાલો) ભરીને આપ. તારૂં પ્રેમરૂપી શરાબખાનું શરાબથી ભરેલું કાયમ રહો.

(૨) તારા પ્રેમે મને ઘાયલ કરી અધમુઓ કરી નાંખ્યો છે. મારૂં મન તદન સુન વેરાન થઇ ગયું છે, માટે શરાબની ઇચ્છાવાળો થયો છું.

(૩) મારા શરીરમાં પ્રેમની આગ લાગીરહી છે, અને પ્રેમરસ પીવાને આતુરતા થઇ છે, માટે એક શરાબનો પ્યાલો તું મને એવો પા, કે હું તારી તરફ ખેચાઇ જાઉં અને મસ્ત બની જાઉં.

(૪) જો એ વસ્લનો શરબત (અર્થાત મળવાનો પ્રેમરસ) પી જાઉં તો તને મારા ગળે વળગાડી રાખું; અને દીવા ઉપર પતંગીઆંની માફક, મારા લાખ જીવ હોય, તો પણ તે તમામ તારા ઉપર કુરબાન કરૂં.

(૫) તું મળવાનો પ્યાલો પાઇ દે, કે જેથી હું તારી પાસે આવી જાઉં,

મારા ઉપર દુઃખ આવીને પડયું છે, અને ચિંતાએ મને ઘેલો કર્યો છે.

(૬) તું ચોખ્ખો પ્રેમરસ લાવી દે અને પ્યાલો બરાબર પુરેપુરો ભરીને આપ, મને તારા પ્રેમનો ઘેલો કરી દે, અને મારૂં મન મોતીના દાણા જેવું ચોખ્ખું કરી નાંખ.

(૭) હે "અનવર"! જો તને પરમેશ્વરને મળવાની ઇચ્છા હોય તો તું તેના દ્વાર આગળ પડી રહે, અને તારાં માથા ઉપર લાખ્ખો દુઃખ પડે, તે સહન કરી પ્રેમમાં બરાબર શૂરવીર રહે, અર્થાત ભક્તિમાં દ્રઢ રહે.

આત્મજ્ઞાન સંબંધી જૈન કવિ માનમુનિ કહે છે કે—

"પાનીમે મીન પ્યાસી રે, સુન સુન આવત હાંસી રે
સુખ સાગર સબ ઠેર ભયો હે, તું કાં ભયો ઉદાસી
"આત્મજ્ઞાન" બિન નર ભટકટ હે, કયા મથુરા કયા કાશી રે,
"માનમુની" કહે એ ગુરૂ સાચો, સહેજે મીલે અવીનાશી રે."

જુદા જુદા વિદ્વાનોના (સંકેતમાં) ગુહ્ય ભાવાર્થમાં કહેલાં કાવ્યો ઉપરથી ખાત્રી થશે કે, હોમ ઇજદ અને હોમરસ એ આત્મજ્ઞાનને માટેજ કહેલું છે. આજ તેરસેં વરસ થય, આપણા આથરવનોએ, ઇધોરા ઘસી નાખ્યા, કંઇક હાવનીમો અને લાલાઓ ઘસી નાખ્યા પણ એનો ભેદ સમજી શકયા નહિ. જો આવાં ભેદી લખાણનો ભેદ સમજી શકયા હતે તો જરથોસ્તીઓની, અને ખુદ ધર્મગુરૂ વર્ગની હાલત આટલી નીચી પંકતીએ ઉતરી પડતે નહિ.

જે ચીજ જ્યાં ગુમાઇ હોય ત્યાંજ તેની શોધ કરવી જોઇએ, તે પ્રમાણે નહિ કરતાં બીજે બીજે ઠેકાણે શોધવાથી, તે મળતી નથી. આપણી બરગસ્તે હાલમાં આપણું સાહીત્ય તથા આપણી સ્વતંત્રતા આપણે ગુમાવી બેઠા. પણ જ્યારે આપણે પાછું એ સાહિત્ય એકઠું કરી તેના તરજુમાઓ કરીને નવેસરથી સુધાર્યું છે. તો એ જ્ઞાન સંબંધી આપણે ફારસી સાહીત્ય તરફ પહેલી નજર દોડાવવી જોઇએ.

એ સાહિત્યમાંથી જ આપણા રમ્ઝો (ભેદે) ઉકેળવા જોઇએ, આપણે તો ફકટ કોટલાંને વળગી રહ્યા છિયે, જ્યારે બીજ તો સુરીઓ પાસે છે. જ્યાં સુધી એ સુરીઝમનો આપણે અભ્યાસ કરશું નહિ, ત્યાં સુધી અંધારામાં ગોતાં જ ખાયા કરશું. આજની આપણી ક્રિયાઓ કાંઇ પણ સમજ્યા વગર કર્યા કરવાથી, પૈસાની બરબાદી થાય છે અને તેનું કોઇ પણ પરીણામ લાવી શકતા

નથી. હાલની બધી ક્રિયાઓ નકામી જેવી છે. આટલા આટલાં વર્ષો સુધી લોકોને અંધારામાં રાખીને, અને પોપટની માફક ભણી જઇને નથી આથ્રવનોએ જ્ઞાન પ્રાપ્ત કર્યું કે નથી બહેદીનોએ.

આ હોમ ઇજદનો ભેદ ખુલ્લો થઈ જવાથી લોકોની ખાત્રી થશે કે જે ચીજ કરવાની છે. તે કરતા નથી, અને જે નથી કરવાનું તે કર્યે છિએ જો આવી રીતે બહારની ક્રિયાઓ કરવાથી, કે વગર સમજવે ભણી જવાથી અશોઈ અથવા પવિત્રાઈ આવતી હતે તો કોમમાં સેંકડો સાવરો, યોગીઓ, ઝીલસુફ્રેઓ અને પરેહજગાર પુરૂષો થઈ ગયા હતે. અને આજે પણ હેયાત હતે.

જેવો સાદો અને વહેવારૂ ધર્મ આપણા પયગામબર સાહેબે સમજાવ્યો હતો, તેવો જ સાદો અને વહેવારૂ ધર્મ વેદ કાળમાં હિંદુભાઈઓનો પણ હતો,

વેદકાળમાં પણ હિંદુઓ એકજ ઇશ્વરને પુજવા યોગ્ય માનીને પુજતા હતા. ઇશ્વરની શક્તિઓને આર્યોએ જુદા જુદા તેત્રીસ (૩૩) પ્રકારમાં વહેંચી નાંખી હતી, અને એ શક્તિને તેત્રીસ દેવતા અર્થાત (૩૩) શક્તિઓ માનવામાં આવતી હતી (જેવી રીતે આપણામાં તેત્રીસ (૩૩) ફ્રેરેશતાઓ છે તે પ્રમાણે) છતાં તે સઘળી શક્તિઓ પરિછિન્નનું સ્વરૂપ માનીને, તે શક્તિઓના આધારરૂપ "એકજ ઇશ્વરને" પુજવા યોગ્ય માનવામાં આવતો હતો. આર્ય હિંદુઓની ઇશ્વર સંબંધીની આવી માન્યતા હતી, અને તેમનું આધ્યાત્મિક તત્વજ્ઞાન હતું.

વ્યહવારમાં તેમનું મુખ્ય ધર્મનું લક્ષણ યજ્ઞો હતા. યજ્ઞો સરળ અને સાદા હતા, યજ્ઞોને માટે કોઇપણ જાતની વિશેષ પ્રકારની ગડબડ પ્રચંડ સામગ્રીઓ, અથવા પુરોહિતોની (પુરોહિત એટલે મોબેદ) જરૂર પડતી ન હતી, કિવાં યજ્ઞ પછી બ્રહ્મભોજનો પણ થતાં ન હતાં. એ કાળમાં ન કોઈ બ્રાહ્મણ હતો, ન કોઇ ક્ષત્રિય હતો, ન કોઇ વૈશ્ય હતો, પણ સઘળાજ હિંદુઓ હતા, દરેક હિંદુ ઘરમાં એક એક યજ્ઞવેદી રહેતી હતી, અને તે વેદીમાં સતત અગ્નિ પ્રજળતો રાખવામાં આવતો હતો. એ વેદીમાં દરરોજ ઘી અને અનાજની આહુતીઓ આપવામાં આવતી હતી. અને ઇશ્વરમાં સઘળા શુભ ગુણોનું આરોપણ કરીને, તેવા ગુણો પોતાને મળવાને માટે ઇશ્વરને પ્રાર્થના કરવામાં આવતી હતી. દરરોજનું આટલુંજ હિંદુઓનું ધાર્મિક કાર્ય હતું, તે સિવાય બીજી કોઇપણ ધર્મવિધિને અવકાશ ન હતો.

ઋગ્વેદના એ પ્રાચીન કાળમાં આજના જેવા, અથવા બીજા કોઈ પણ

સ્વરૂપના મંદિરો ન હતાં, મૂર્તિઓ ન હતી, ગણપતિ, શીવ, મહાદેવ, કાળિકા, અંબા, કે બીજા કોઇપણ જાતના દેવદેવીઓ ન હતા, અથવા તેમની પુજા કરવામાં આવતી નહોતી.

યજ્ઞો અને પ્રાર્થના એજ માત્ર આર્યોનો ધર્મ હતો. યજ્ઞો કરતી વખતે સ્ત્રી પુરૂષ બન્ને સાથે બેસીને રોજનો અગ્નિહોમ કરતાં, કુંડમાં આહુતિઓ આપતી વખતે વેદોના મંત્ર બોલવામાં આવતા, અને દૈનિક ધર્મવિધિ પુરી થતી હતી.

તે ઉપરાંત દૈનિક ભોજનમાંથી પ્રત્યેક હિંદુ ગૃહસ્થ અમુક ભાગ રોગીઓ અને ભિક્ષુકોને આપતો હતો. ઇશ્વરની ઉપાસના દૈનિક યજ્ઞ, માતપિતા અને અન્ય કુટુંબીઓની સેવા, પોતાની આસપાસના પશુ પક્ષિઓ અને રોગીઓ વગેરેને આપવાનો નિત્યનો આહાર, અને અતિથી (પરોણાં)ની સેવા, એ પાંચ કાર્યો ધર્મના અંગો ગણાતા હતા, અને તે પાંચ કાર્યો પંચ મહાયજ્ઞ કહેવાતા હતા. દરેક હિંદુ ગૃહસ્થ આ પાંચ યજ્ઞો કરતો હતો. એટલે તેની ધાર્મિક ફરજ પુરી થયેલી મનાતી હતી. આ કાર્યો અનુક્રમે બ્રહ્મયજ્ઞ, દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, ભુતયજ્ઞ, અને અતિથિયજ્ઞ, કહેવામાં આવતા હતા. અને ભુતયજ્ઞ તરીકે રાંધેલો જે ખોરાક પશુઓ, તથા ભિક્ષુઓને આપવામાં આવતો હતો, તે અન્યને બલિ, અથવા બલીદાન કહેવામાં આવતું હતું. આ સિવાય રૂગ્વેદના કાળમાં મૂર્તિપુજા, ગુરૂપુજા, વૃક્ષપુજા, કિવાં બીજી કોઇપણ જાતની ધાર્મિક વિધિ ન હતી.

રૂગ્વેદ યુગના હિંદુઓની ધર્મવિધિ આવી સરળ હતી, અને નિયમિત રીતે તે દરેક હિંદુ કુટુંબમાં થતી હતી, આ ઉપરાંત ખાસ પ્રસંગોએ શ્રીમંતોને ત્યાં મોટા યજ્ઞો થતા હતા, પરંતુ તેવા યજ્ઞો શુદ્ધાં કોઇપણ જાતના આડંબર વિનાના હતા. યજ્ઞમાં પશુ બલિ, અથવા માંસ હોમવામાં આવતું નહતું. શ્રાદ્ધ (આપણામાં મુકતાદ અથવા દે હલાં કહે છે તે) બ્રાહ્મણોને દાન, અધિકમાસ, એકાદશી અથવા આજે ચાલતા બીજા વ્રતો, કિવાં ધર્મવિધિઓ એમાંનું કાંઇપણ પ્રાચીન હિંદુ યુગમાં ન હતું.

વૈદિક હિંદુઓ ઇશ્વરને, અનંત, અખંડ, અજન્મા, અને સચ્ચિદાનંદ માનતા હતા, પ્રકૃતિ અને જીવ અનાદિથી માનવા છતાં, તે ઇશ્વરનું સ્વરૂપ જ છે એમ માનતા. અને ઇશ્વરની જગત ચલાવનારી, અથવા જગત પર નિયમન કરનારી શક્તિઓને (૩૩) પ્રકારમાં વ્હેંચી નાંખી હતી.

પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, ચંદ્રમાં, સૂર્ય, અને નક્ષત્ર એ

આઠ (૮) વસુ કહેવાતા હતા.

૧. પ્રાણ, ૨. અપાન, ૩. વ્યાન, ૪. ઉદાન, ૫. સમાન, ૬. નાગ, ૭. કુર્મ, ૮. કૃકલ, ૯. દેવદત્ત, ૧૦. ધનંજય, ૧૧. જીવાત્મા. એ (૧૧) બધા "રૂદ્ર" કહેવાતા હતા, અને હિંદુઓના ૧૨ મહિના (કારતક માગસર વીગેરે) એ ૧૨ આદિત્યો કહેવાતા હતા.

વિધુતનું નામ ઇન્દ્ર અર્થાત બળવાન હતું અને યજ્ઞ એ હવા સુદ્ધિદ્વારા પ્રજાનું પોષણ કરનારો હોવાથી, તે પ્રજાપતિ સંજ્ઞાથી ઓળખાતો હતો, આ તેત્રીસ પ્રકારની શક્તિઓને દેવતા, એટલે ઇશ્વરી શક્તિ માનવામાં આવતી હતી.

રૂગ્વેદયુગના હિંદુ કવિઓએ આ ઇશ્વરી શક્તિના ગુણગાન એવા તો સુંદર રીતે કર્યા છે, અને તેના ગુણગાન કરતા કવિઓ કવિત્વની સ્વભાવિક લહેરોને એટલા બધા તાબે થયા છે, કે, તેમણે આ શક્તિઓના કરેલા વર્ણનો જ્યારે વાંચીએ છીએ, ત્યારે જાણે એ શક્તિને જ આર્યો દેવ ગણીને પુજતા હશે, એવો ખ્યાલ આવી જાય છે. (જુઓ આપણા ધર્મમાં પણ (૩૩) ફરેસ્તાઓના કેવાં અતિશયોક્તિવાલા બયાનો કીધાં છે.)

પરંતુ જ્યાં વધારે ઉંડાણમાં ઉતરીને એ સઘળાનું રહસ્ય સમજવાનો યત્ન કરીએ છીએ, ત્યારે માલમ પડી આવે છે કે, આ શક્તિઓને જ શરણે થવાનું, અથવા તેની જ ઉપાસના કરવાનું આર્યો એટલે હિંદુઓએ વેદોમાં કોઇ પણ સ્થળે કહ્યું જ નથી, જ્યારે તેથી ઉલટું ' એક જ ઇશ્વરની " સ્તુતિ કરવાના અને ઇશ્વર તરીકે બીજા કોઇને પણ નહિ પુંજવાના વિધાનો રૂગ્વેદથી માંડીને અથર્વવેદ સુધીના સ્થળે જોવામાં આવે છે.

મુનસફ મીજાજથી વાંચી જોતાં માલમ પડશે કે જ્યારે હિંદુ જેવી વહેમી કોમ પણ ક્રિયાકાંડમાં માનતી નથી, એકજ ઇશ્વરની ઉપાસના કરવાનું ફરમાન આપે છે ત્યારે દુન્યાના સૌથી બુલંદ મનાતા જરથોસ્તી ધર્મમાં આ બધી ગડબડ ગોટાળા ભરેલી ક્રિયાઓ કયાંથી દાખલ થઇ ગઇ, અને અત્યાર સુધી ધર્માંધપણાથી (આંધલા એકીનથી) એને કોમે ચાલુ રાખી, તેનુ મુળ શોધી કહાડવાની કોઇએ પણ તકલીફ લીધી નહિ, એ આપણી કોમની કેટલી બેપરવાઇ. જે લોકો ધર્મઝનુની છે, અથવા ભોળાઓ ખરૂં ખોટું પારખવાની શક્તિ વગરના છે, તે લોકોના ધ્યાનમાં તો કદી ઉતરવાનું જ નથી. તે લોકોનો તો ફકટ બચાવ કરવાનો એક જ ધાન ખાવાનો બોલ છે કે, શું આપણા બાપદાદાઓ જંગલી હતા? અને આજકાલના તમોજ બધા ધર્મના ખાં થઇ ગયા? ધર્માંધ અને ધર્મઝનુંનીઓ તો કોઈ કાળે પણ સમજવાનાજ નથી અને

તેવાઓની બીક રાખીને જો ખરી બાબદ જાહેર કરવામાં નહિ આવે, અને જેવી રીતે ચાલે છે તેમ ચાલવા દે તો પછી કોઇ દિવસ પણ ધર્મનું ખરૂં રહસ્ય સમજવામાં નહિ આવે. જે સાહુઓ આવા ધર્મઝનુની ધર્માધોની બીક રાખે છે તેઓની નબળાઇ (બીકણુપણું) નહિ ચલાવી લેવા જેવું છે. ખુદ પેગંબરો જેવાં મહાન પુરૂષોની સામે પણ તે વખતે જુબેશ ચલાવવામાં આવી હતી, તો પછી આપણા જેવાના શું હિસાબ, ભલે ગમે તેટલા સામા થાય પણ જે આપણા અંતકરણને ખરૂં લાગતું હોય તે ખુલ્લે ખુલ્લું કોઇનીબી રાખરખાવટ રાખ્યા વગર જાહેરમાં કહી દેવું જોઇએ.

જ્યારે દસ્તુરો સ્વતંત્ર રીતે હિંમ્મતથી બહાર પડી ધર્મના છુપા ભેદો સમજાવશે ત્યારે કોમની ખાત્રી થશે કે આપણા ધર્મમાં કેવાં કિંમતી ગોહરો પડેલાં છે અને ખુદાઈ જ્ઞાનની બાબદમાં કેટલો શ્રેષ્ટ છે. જ્યાં સુધી એ આત્મીકજ્ઞાન વીષે આપણે જાણ્યું નથી ત્યાં સુધી એક શાયરે કહ્યું છે તેમ—

"મગઝે એલમ આશકાન બરદાશતન્દ
ઉસતેખાં પીસે સગાન અન્દાખતન્દ"

એટલે=ઇલ્મનો ખરો મગઝ યાને બીજ અલ્લાહનીઓ (ખુદાશનાશીઓ) પોતાની સાથે લઈ ગયા, અને પોતાની પાછળ હાડકાં નાંખતા ગયા અને હાલના લોકો એ હાડકાંને માટે કુતરાઓની માફક મારામારી કરીને લડી મરે છે.

કાયમુદીન ચીસ્તી કહે છે કે આવા પ્રકારના ઢંગસોંગથી જો ખુદા મલી જતો હોતે, અથવા ખુદાઈજ્ઞાન મેળવી શકાતું હતે, તો દરેક જણ મેળવી શકતે.

"નુકતએ પંજદહુમ-દર મારફ્તે હક તઆલા"
દીલકી પુજા કરી ન જાને, ફીર ભટકતે મકકે જાવે,
મકકે ગયેસે પીયુજી મીલે, તો ઘર છોડકર સબી ચલે.
મહેનત બીના કોઇ ભાડા દેવે, તો ઘર બેઠે સબ કોઇ લેવે,
ભભુત ચઢાયેસે પીયુજી પાવે, તો પરથમી[१] સારી ભભુત ચઢાવે.
ભગવાં પહેને સાયાં પાવે, તો કપડે સબ કોઈ ભગવે કરાવે,
ઝુબ્બા પહેને દીદાર હોય, તો રાંડી ખુંડી સબ કોઈ જોવે,
બાલા ફીરાયે સે સબ કોઈ જોવે, તો બાલી સારે અવલીયા હોવે
ન્હાય ધોયેસે દર્શન હોવે, તો મેંડક મચ્છી સબ કોઇ જોવે,
દુધને ખુદી પણે કો ખોયા, દર્શન થી ફા તબ્હી જોયા.

જો કોઇ ખુદ ઇસ તરેહસે ખોવે; સો ગગનમંડળમે દર્શન જોવે
મુર્શીદ કામીલ મીલે મ્હેરબાના શાહ "કાયમદીનને" પીયુ પીછાના

## આત્મબળજાગ્રત થશે ત્યારે બધાએ દેવતાઓ તમારી સેવા કરશે

તેત્રીસ કરોડ દેવતાઓ શું પણુ તેત્રીસ લાખ કરોડ દેવતાઓની ઉપાસના કર્યા કરો પરન્તુ જ્યાં સુધી તમારા પોતાનામાં આત્મીકબળ નહિ ઉછળે ત્યાં સુધી જરાએ કલ્યાણુ નહિ થાય.

જ્યારે તમારૂં આત્મબળ જાગ્રત થશે ત્યારે એ બધાએ દેવતાઓ તમારી સેવા માટે તમારી પાસે હાથ જોડીને ઉભા રહેશે. અત્યારે તો તમે એમની સેવા કરો છો પણુ પછી તે તમારી સેવા કરશે, આત્મબળનું સામર્થ્ય એવું છે છતાં "એ મારા નશીબમાં નથી," "ઇશ્વરની મરજી," "આજકાલ ગુરૂજ મળતા નથી," "સુસંગત મળતી નથી."

"દુન્યા ઘણી ખરાબ છે;" ઇત્યાદિ ઉદ્‌ગારો આપણો જ પ્રમાદ દર્શાવે છે. દુર્બળ મનને આત્મલાભ કદી પણુ થતો નથી.

"બૈઠે હૈ તેરે દરપે તો કુછ કરકે ઉઠેંગે;
યા વસ્લ ભી હો જાયગા યા મરકે ઉઠેંગે."

એ અંતકરણુ શા કામનું કે જેમાં આત્મબળ અને આત્મવિશ્વાસ ન હોય? ખરો સાર જ એ છે કે અજર અમર આત્મદેવમાં વિશ્વાસ હોવો એનું નામ ધર્મ અને વિશ્વાસ છે.

"તમારૂં સુખ તમારા આત્મામાંજ છે માટે અંતરમાં જ તેની ખોજ કરો"

પ્રાણોના પ્રાણુ અને જીવોના જીવ એવા એક આત્મદેવમાં શ્રદ્ધા ઉત્પન્ન થાય તો સમગ્ર પાપોનો બેડો ક્ષણુ માત્રમાં તૂટી જાય.

જો દેશમાં એક આવો નર પેદા થાય તો દેશ પ્રફુલ્લિત થઇ જાય. શું આ અમૃતની કોઇને જરૂર નથી?

આ અમૃતની શોધમાં તો જીવ માર્યો માર્યો ફરે છે, પરંતુ ખરૂં સુખ ક્યાં છે? તેનું ભાન ન હોવાથી તેની શોધમાં ને શોધમાં ભટકયા જ કરે છે.

હે હિંદુઓ, પારસીઓ, મુસલમાનો; અને સર્વ સંપ્રદાયવાળાઓ! જેની શોધમાં આટલા માર્યા માર્યા ફરો છો, તે તો તમારી પોતાની અંદર જ છે; માટે ત્યાંજ તમારા અંતરમાં જ તેની ખોજ કરો, સુખના પડછાયા ને સુખનું

ખરૂં સ્વરૂપ ન સમજો. એ પડછાયાને પકડવા જતાં, તો તમો તમારી જાતનેજ ગુમાવશો.

હે આત્મબંધુઓ ! જો તમે એમ માનતા હો કે બુદ્ધ, કૃષ્ણુ, કે કોઇ પણુ એવા બીજા મહાત્માને લઈને તમારો ઉદ્ધાર થાય છે; તો તમો યાદ રાખો કે તમારા ઉદ્ધારનું ખરૂં કારણુ કોઇપણુ મહાત્મા નથી, પરંતું તમારો પોતાનો જ આત્મા છે. વળી જો એમ ધારતા હો કે ગુરૂ કૃપા વિના તમારો ઉદ્ધાર નથી તો યાદ રાખો કે પ્રથમ આત્મકૃપા મેળવ્યા સિવાય ગુરૂકૃપા થતીજ નથી. દાખલા તરીકે એક વિદ્યાર્થી નિશાળે જાય છે. પરંતુ પોતાનું કર્તવ્ય બરાબર બજાવતો નથી તો તેના ઉપર ગુરૂકૃપા કદી થતી નથી, પરંતુ તેજ છોકરો પોતાના પાઠ બરાબર તૈયાર કરે તો ગુરૂકૃપા એની મેળે જ એના ઉપર થશે, અને ગુરૂકૃપા થતાં ઈશ્વર કૃપા પણુ એની મેળે થશે. એજ પ્રમાણે તમારા ઉદ્ધારનું ખરૂં કારણુ તમારો પોતાનોજ આત્મા છે, માટે તમારૂં ગુરૂત્વાકર્પણનું મધ્ય બિંદુ તમારી બહાર ફેંકશો નહિ. જે ક્ષણે તમારા દિવ્ય સ્વરૂપમાં નિષ્ઠા પામશો તેજ ક્ષણે જીવનશક્તિ તમારામાંથી વહેવા માંડશે.

—સ્વામી રામતીર્થ

---

# પ્રકરણ ૨૬મું

## "આથ્રવન (ઈઆને ધર્મગુરૂ)નો દરજ્જો"

આથ્રવન (ઇઓજદાથ્રેગર=મોબેદ) કેવો હોવો જોઇએ તે વીષે લખ્યા પહેલાં આપણે સદગૃહસ્થના લક્ષણ, અથવા

"ખરો સદગૃહસ્થ કોણ?"

તે વીષેનું જાણીતા ખ્રીસ્તી લેખક "ડીન ઇન્જ"નું લખાણ જોઇશું જે નીચે લખવા મુજબ છે, તે જેન્ટલમેન gentleman સદગૃહસ્થ કેવો હોવો જોઇએ તેની વ્યાખ્યા આપતા લખે છે કે, ખરો સદગૃહસ્થ કોઈ દિવસ બીજાને દુઃખ આપતો નથી, બીજાના મનમાં આઘાત પહોંચાડે, એવી વસ્તુ સ્થીતીથી, તે સંભાળપૂર્વક દૂર રહે છે. તે વહેમી, ઉદાસીન, કે ક્રોધી બનતો નથી, તે દરેકને સંતોષ અને આનંદ આપવાની તજવીજ કરે છે. ખાસ જરૂર વગર તે પોતાની વાતો કરતો નથી. સ્હામા મહેણું મારીને પોતાનો બચાવ કરતો નથી. તે કુથલી કે ગપ્પા સાંભળવા ઇચ્છતો નથી. કોઇના હેતુઓને ખરાબ માનતો નથી. અને બનતાં સુધી દરેક ચીજનો સારો જ અર્થ કરે છે. તકરારી બાબદોમાં પણ તે હલકાપણું, કે નીચતા બતાવતો નથી. કોઈ દિવસ ખોટો લાભ લેતો નથી. દલીલ ખુટતા ભાંડતો નથી. અને કોઇના ઉપર ખોટાં આળ ઓરાડતો નથી. અપમાન થતાં પણ મગજનું સમતોલપણું જાળવી રાખે છે. અને તે એટલા તો ઉદ્યોગી રહે છે કે બીજાએ તેનું બુરૂં કર્યું છે, એ વાત તેને યાદ પણ રહેતી નથી. કોઈ પ્રત્યે દ્વેષ (દવેષ) રાખતો નથી અને તેના વિચારો ખરા હોય કે ખોટા હોય, છતાં તેમાં અન્યાયનું તત્વ તો નથી જ હોતું. તે

જેટલો સાદો તેટલો જ મજબુત મનનો, અને જેટલો સ્પષ્ટ વકતા, તેટલો જ દ્રઢ નીશ્ચયી હોય છે. તે અત્યંત નીખાલસ, શાંત, ઉદાર, અને સજ્જન હોય છે. વીરોધીઓના દીલમાં પણ તે વાસ કરી શકે છે. અને તેમની ભુલો દરગુજર કરે છે.

ઉપર આપાણે સદ્‌ગૃહસ્થ વીષે જે લખાણ આપ્યું છે તે વાંચવાથી માલમ પડશે કે જ્યારે એક સદ્‌ગૃહસ્થમાં આવાં ઉત્તમ લક્ષણો હોવાં જોઇએ, ત્યારે ધર્મગુરૂ યાને યઓજદાથ્રેગરમાં કેટલી બધી પવિત્રાઇ હોવી જોઈએ તે આ નીચે આપેલા મોબેદોના ૧૫ હોનરથી માલમ પડશે.

યઓજદાથ્રેગર મોબેદોને ૧૫ હોનરથી પોતાની ખશલત સમારવી લાજેમ છે. તે ૧૫ હોનર ગુજરાતીમાં માએના સાથે લખ્યા છે. (યાને મોબેદ આવી ખશલતનો જોઇએ.)

| | |
|---|---|
| ૧ અવીજેહ, હીમ.........એટલે | પાક ખશલતનો. |
| ૨ આસનીદે, ખેરદ......... | જાતી અક્કલનો યાને ચાલાક |
| ૩ દીન અસપનારગાંન...... | માજદીઅસની દીન ઉપર ચુસ્ત અને ઉશતવાર રહેનારો |
| ૪ યઅજદાંન, મનીદાર...... | હરદમ યઅજદાનને વમાશનારો |
| ૫ મીનો, વીનશને......... | મીનો જહાન તરફ નેગાહ રાખનારો, અને પાક નજરનો |
| ૬ પાક મનશને............ | પાક મનશનીનો (વીચારનો) |
| ૭ રાસ્ત ગવશને............ | સાચું બોલનારો |
| ૮ ખેરદી, કુનશને........ | દનાઇ ભરેલાં કામ કરનારો |
| ૯ યઓજદાથરે, તન...... | પાક તનનો |
| ૧૦ શીવા, હેજુઆન ...... | મીઠી જોબાનનો |
| ૧૧ નરંમ, નસક ...... | અછી રીતે (યઅજદાં-પરસ્તી-દીનની) કેતાબ શીખેલો |
| ૧૨ રાસ્ત, અવસ્તા ......... | શહી અને દરોસ્ત અવસ્તા શીખેલો |
| ૧૩ પાદીઆવ, સાજેશતે...... | પાકીથી કામ કરનારો |
| ૧૪ હીવ, નીરંગ........... | કીરીઆ, કરમ અછી રીતે જાણનારો |
| ૧૫ નાબેર, જીવામ......... | નાવર સાથે જીનદેગી ગુજારનારો (યાને શદાકાલ નીભનારો, અને કાએમ રહેનારા, હોરમજદની યજશને તથા બંદગીમાં જીનદેગી ગોજારનારો.) |

---

નોટ—આ લખાણુ આજથી ૯૫ વરસ ઉપર થયલા તરજુમાનુ છે અને એ યજશનેનો તરજુમો અસપંદીઆરજી ફ્રામજીએ કીધેલો છે. યઝદેજરદી સને ૧૨૧૮

ગૃહસ્થની વ્યાખ્યા, અને બીજી ધર્મગુરૂ કેવો હોવો જોઇએ તેની વ્યાખ્યા પરથી માલમ પડશે કે. ધર્મગુરૂમાં કેટલું બધુ જ્ઞાન હોવું જોઇએ, અને કેવો ચારિત્રવાન હોવો જોઇએ. આપણો ધર્મ જ્ઞાન માર્ગ ઉપર રચાયલો છે. અને પેગંબરે જે જ્ઞાન મેળવ્યું, તે પોતાની જાતી અક્કલથી (આસને ખેરદથી) એવણે કંઇ પણ તપ જપ અથવા બંદગી કરીને મેળવ્યું નથી. શાંત જગ્યા ઉપર બેસીને વિચાર કરીને, એવણના ગાથા ઉપરથી જ માલમ પડી જાય છે કે, દરેક સવાલો સીદ્ધા દાદાર હોરમજદને જ પુછે છે, અને તેનો જવાબ પણ દાદાર હોરમજદ તરફથી જ મેળવે છે. શંદેસા લાવ લઇ જનાર શરોસ ઇજદ છે. (ધ્યાને વીચારથીજ જ્ઞાન મેળવ્યું છે. એવણ પોતે Reformer ધર્મ સુધારક હતા, એટલે એવણના આવ્યા અગાઉ જે દીન હશે તેમાં એવણે આવીને શુધારા વધારે કીધા અને તેથી જ લોકોમાં અળખામણા થઇ પડયા હતા, કારણ કે એવણનો એક ખુદાને માનનારો કંઇપણ ક્રિયા કાડ વગરનો, સાદો, અક્કલ પસંદ ધર્મ લોકોને નહિ જ રૂચે, જેવી રીતે આજે લોકોને ભપકા ભર્યો ધામ-ધુમ સાથનો અને ભેદ ભરમથી ભરેલો ધર્મ જોઇએ છે. તેવી રીતે તે જમાનામાં પણ લોકોને જોઇતો હતો. જો લોકોને રૂચનોજ ધર્મ ફેલાવ્યો હતે, તો કરોડો આદમી એવણની હૈયાતીમાજ જરથોસ્તી થઇ જતે, પણ એવણને પોતાના અનુયાયીની સંખ્યા વધારવાની તમન્ના નહિ હતી, પણ થોડાક જણ પણ આવો ધર્મ અખત્યાર કરીને ચાલશે તો ભવિષ્યમાં જેમ જેમ લોકોમાં જ્ઞાન આવતું જશે તેમ તેમ એનો ફેલાવો થશે, એવી આશા રાખીનેજ ગમે તેવી વીરૂદ્ધતાં છતાં, પણ મક્કમ રહ્યા. અને આજે દુન્યામાં જેટલા ધર્મો છે, તેના સ્થાપકો કબુલ કરી જાએ છે કે, દુન્યામાં જો સૌથી પહેલાં એક ખુદા છે, અને તે એકલોજ પરસ્તેશને લાયક છે એવું શિક્ષણ આપનાર થઇ ગયો હોય તો તે વખસુરે વખસુરાન રમઝગો અશો જરથુશ્ત્રજ છે. એવણના શિક્ષણ ઉપરથી, મુસાએ (મોઝીઝ), ઇસુ ખ્રીસ્તે, મહમદે, સોક્રેટીસે, બુધે, વ્યાસજીએ, શંકરાચાર્યે, વાલ્મીક વીગેરે દુન્યાના મહાન ધર્મપ્રવર્તકોએ એક ખુદાનું શિક્ષણ આપ્યું છે. એ ઉપરાંત મહાવીરે, યાજ્ઞવલ્કય, પ્લેટો, વશિષ્ટ, વીગેરે ઘણા જ્ઞાનમાર્ગીઓએ એ સીદ્ધાન્ત સ્વીકાર્યો છે.

આજે કોમમાં જે ધર્મ ચાલી રહ્યો છે. તેવો ધર્મ આપણો નથી. તે વખતના ધર્મગુરૂઓને (આથ્રવનોને) દુન્યાના કેટલા ધર્મોની સામે દલીલો કરીને જરથોસ્તી ધર્મનો ફેલાવો કરવો પડતો હતો તેનો ખ્યાલ આજની પ્રજાને હોય એવું લાગતું નથી. તે જમાનામાં ઇરાનની આજુબાજુ કેટલા બધા ધર્મો હતા અને તે ધર્મવાળાઓના સુંદર દેવળો તરેહવાર પ્રકારની ધામધુમ ભરેલી ક્રિયાઓ,

મોટાં મોટાં સરઘસો કહાડીને કેવી રીતે લોકોને છેતરવામાં આવતા હતા. તે વીષે જાણવું હોય તો યાહુદીઓની તવારીખ, હીરાડોટસ તથા સ્ત્રેઓની લખેલી તવારીખ (ગ્રીક તવારીખનવેસોની) તથા જોન કલાર્ક રીડપાથની દુન્યાની તવારીખ વાંચવાથી માલમ પડશે. કેટલા જુદા જુદા ધર્મો તે વખતે ચાલતા હતા. એક તો ખેલ્ડીઅન લોકોનો, એસીરીઅન લોકોનો, બેબીલોન્યનોનો, ઇજીપ્તમાં ઇજીપસીયનોનો, ગ્રીસમાં ગ્રીકોનો. તુરાનીઓનો, અરબોનો, હીંદુસ્તાનમાં હીંદુઓનો, પેલેસ્ટાઇનમાં યાહુદીઓનો, ફીનીસ્યનોનો, અને છેલ્લે છેલ્લે ક્રિશ્ચયનોનો, આટલા બધા ધર્મોની સામે ટક્કર ઝીલવાની હતી, ફક્ત આપણો ધર્મ તો મીડીઆમાંજ સંકોચાઇ રહ્યો હતો, પાછળથી હખામની વંશના પાદશાહઓએ, એ ધર્મનો ફેલાવો કર્યો હતો, જેમજેમ મુલુકો જીતતા ગયા, તેમ તેમ એ જરથોસ્તી ધર્મનો ફેલાવો થતો ગયો હતો. હખામની વંશના અંત પછી સીકંદરે ઇરાન ઉપર જીત મેળવી ને જે વંશની સ્થાપના કરી હતી તે વંશને ફીરદોસી અસકાનીઅન વંશ તરીકે ઓળખાવી જાય છે, ત્યારે ગ્રીક તથા બીજા તવારીખનવેસો એને પાર્થીઅન વંશ તરીકે ઓળખાવે છે. એ પાર્થીઅન વંશના અંત પછી સાસાનીઅન વંશની સ્થાપના થાય છે. અને અરદેશર બાબેકાનના વખતમાં દસ્તુર તૌસર આપણા ધર્મને નવેસરથી રચે છે, જ્યાં જ્યાંથી આપણા ધર્મ પુસ્તકો મળી આવ્યાં ત્યાં ત્યાંથી મંગાવી એકઠા કરી આજનો આપણો ધર્મ રચી જાય છે. મીડીઅન લોકોના રાજમાં આપણા ધર્મનું સ્વરૂપ કેવું હશે, હખામનીઅન રાજમાં કેવું હશે, તથા પાર્થીઅન રાજમાં કેવું હશે, તેની સત્તાદાર સહાદત અથવા તવારીખ આપણી પાસે નથી. પણ બીજા પૂર્વ તરફના તવારીખનવેશોના લખાણો ઉપરથી માલમ પડે છે કે હખામનીઅન વંશમાં ધર્મને રાજકારણથી (રાજવહીવટથી) જુદો કરી નાંખવામાં આવ્યો હતો. અને ધર્મગુરૂઓનું કામ ફક્ત ધર્મનો ફેલાવો કરવો અને કેળવણી આપવી એટલીજ ફરજ તેમને માથે નાખી હતી. છેલ્લે સાસાની વંશમાં ધર્મગુરૂઓનો દરજ્જો ઘણો વધી ગયો, અને રાજમાં ઘણા જોખમદાર ઓહ્દાઓ ધર્મગુરૂઓના હવાલામાં સોંપાયા હતા. વડા વજીરનો, ઇનસાફ કરનાર વડા ન્યાયાધીસનો, કેળવણી ખાતાંનો વડાનો એટલે આજે જે ઓહ્દો યુનીવરસીટીના ચેનસેલરનો છે. તે દસ્તુરનો હતો અને વાઇસ ચેનસેલર તરીકે નાયબ દસ્તુર બીરાજતો, અને પ્રોફેસરો તરીકે ચહડકતર દરજ્જાના આથ્રવનો હતા. ટુંકમાં તે વખતે કેળવણી અને ધર્મ જુદો નહિ હતો. કેળવણી આપનારી સંસ્થા ઉપર રાજનો કાબુ હતો. એટલે જે કેળવણી મળતી તે ધર્મ સાથનીજ કેળવણી મળતી. અને તેથીજ તે જમાનાના લોકો સ્વતંત્ર અને ચારિત્રવાન હતા. આજની માફક તે વખતે આથ્રવનો, (ધર્મગુરૂઓ) મુંવેલાંની બાડુની ક્રિયા કરતા નહોતા, પણ મહા વિદ્વાન દુન્યવી દરેક ઇલ્મથી વાકેફગાર, પહરેજગાર અને

બીજા ધર્મોના શિક્ષણથી પણ માહીતગાર હતા.

તે વખતે બાજ, આફ્રીગાન, સતુમ, કે ફરોક્ષી ભણવા નહિ જતા, પણ એકલું કેળવણી આપવાનુંજ કામ કરતા હતા.

આપણા લોકોની એ નકલ પ્રમાણે, ગ્રીક લોકોએ, ગ્રીક ઉપરથી રોમનોએ અને રોમનો ઉપરથી આખા યુરોપે, આપણી કેળવણી આપવાની રૂઢીની નકલ કીધી હતી, આજે પણ તમો પ્રોફેસર તરીકે જોશો તો પાદરીઓજ ઘણે ભાગે હશે. જ્યારે આપણા આથ્રવનોએ રાજસત્તા પડી ભાગવાથી, અને નહાશ ભાગની હાલતથી, સાહીત્ય ગુમાવી બેસવાથી, સ્થીતી અને કાળના પરીવર્તનને લીધે પોતાનો ઉંચ દરજ્જો ખોહી દીધો, અને આજે આવી છેક નીચી પંકતીએ પુગા, દસ્તુરો અને મોબેદનું કામ કેળવણીકાર તરીકેનુંજ છે. દસ્તુરોએ તો વડા વજીરનો (અથવા દીવાનનો) વડા ન્યાયાધિસનો, યુનીવરસીટીના ચેનસેલરનો, અથવા વાઇસ ચેનસેલરનો ઓહ્દોજ ભોગવવો જોઇએ, અને મોબેદોએ પ્રોફેસરો, તથા શિક્ષકોનોજ ધંધો અખત્યાર કરવો જોઇએ. ભાડુની ક્રિયા કરવાનું કામ કોઇ દિવસ પણ ભુતકાળમાં આથ્રવનોનું હતુંજ નહિ. આપણી કોમની પડતીની હાલતનું કારણ એકજ છે, અને તે એ કે આપણા દસ્તુર સાહેબો, અને મોબેદ સાહેબો પોતાની ફરજથી ચુકયા, અને આવો ધંધો અખત્યાર કીધો. એમાં વાંક કોઇનો નથી ફકટ આપણી સમજ ફેરનોજ છે. આજે પણ જો દસ્તુરોને તેઓના દરજ્જાને લાયકનો મુસારો કોમ તરફથી મળતો હોય, તે લોકોને પુરતી સ્વતંત્રતા મળે, અને તેઓના પ્રમાણીક મત પ્રમાણે કોમ ચાલે તો કોમને માટે પણ ફાયદાકારક છે, અને આથ્રવનોને પણ પોતાનો અસલ દરજ્જો પાછો મેળવવાનો લાભ મળે, ફકટ કોમ એક સંપ થઇને હાલની જુની પુરાણી રૂઢીને તીલાંજલી આપી, દેશ, કાલ, અને સ્થિતી પ્રમાણે કેળવણીમાં ધડમૂળનો ફેરફાર કરે તો કોમ પાછી સ્વતંત્ર અને ચારિત્રવાન થાય. હાલની અંગ્રેજી પદ્ધતી પ્રમાણે જ્યાં સુધી કેળવણી આપવામાં આવશે ત્યાં સુધી તો કોમ જેવીને તેવીજ રહેશે, એ પશ્ચિમ તરફની રૂઢીને (પદ્ધતીને) બાજુએ મુકીને પારસી પંચાયતે પોતાના હાથમાં કેળવણીની લગામ લેવી જોઇએ, આપણી પાસે ઘણા ફંડો અમથા પડી રહેલા છે તેમાંથી નાણાંનો ઉપયોગ કરીને અથવા કેળવણીને માટે ખાસ એક ફંડ ઉભું કરીને આપણા વિદ્વાન દસ્તુરો, કેળવણીકારો (Educationalist) હુન્નર ઉદ્યોગની કેળવણી આપનારા ટેકનીસ્યનો, વેપાર ધંધાની કેળવણી આપનારા શિક્ષકો (Commercial teachers) આરોગ્યતા સંબંધીનું (Hygiene) જ્ઞાન જાણનારા તબીબો, પારસી સ્કુલો ચલાવતા પ્રીન્સીપાલો અને અથોરનાન બોર્ડીંગ સ્કુલના પ્રીન્સીપાલ વગેરે અનુભવી કેળવણીકારોની એક સ્વતંત્ર બોર્ડ સ્થાપવી

અને હાલના વિદ્વાન વાઇસ ચેનસેલર મી. બમનજી વહાડીઆને એ બોર્ડના પ્રમુખ નીમવા જો તેવણથી નહી બને તો પછી સર રૂસ્તમ મસાની જેવા બાહોશ કેળવણીકારને એ ઓદ્ધો આપવો અથવા તો એ ઓધ્ધાને લાયક કોઇબી ગૃહસ્થને પ્રમુખ બનાવવા અને કેળવણી સંબંધીની યોજના તૈયાર કરાવવી. દર વરસે જુદા જુદા પારસી વસ્તીવાળા શહેરોમાં કેળવણી કોન્ફરન્સો મેળવવી અને લોકમત કેળવવું.

હવે આપણા ધર્મના સ્થળો, જેવાં કે અગીઆરીઓ આદરાનો આતશ બહેરામો સાથે આપણી પારસી સ્કુલો જોડી દેવી.

અગીઆરી સાથે પ્રાથમીક કેળવણીની સ્કુલો જોડી દેવી, અને ત્યાનાં જે મોબેદ સાહેબો છે, તેઓને ત્યાંના શિક્ષકો બનાવવા અગીઆરીઓમાં બાળકોને લાયકની નાની લાઇબ્રેરી રાખવી, અગીઆરીમા આતશનો કેબલો પણ રાખવો કે જ્યાં લોકો બંદગી કરવા પણ આવી શકે, સ્કુલના શિક્ષણ સાથે ધર્મનું પણ શિક્ષણ જોડી દેવું. એનાંથી કોમના બન્ને લાભો સચવાશે. એકતો આથ્રવનો સ્વતંત્ર રીતે પોતાનું ગુજરાન કરશે, સાથે સાથે આતશની જાળવણી પણ કરી શકશે. શિક્ષકોને એવા દરમાયા (પગાર) આપવા કે જેથી પોતાના કુટુંબનું, પોષણ કરે, પોતાનો શ્રેષ્ટ દરજ્જો પણ સાચવી શકે. અને બહેદીનો આગળ હાથ ઓળવા જવું ન પડે, આજે ઉઠીઆણા જેવી મીજલશોમાં ધર્મ ગુરૂવર્ગને જેવી રીતે આશોદાદ આપવામાં આવે છે, તે રીત એ લોકોનો દરજ્જો સચવાય તેવી નથી.

આતશ બહેરામો સાથે આપણી માધ્યમીક કેળવણી આપનારી એટલે મેટ્રીક સુધી શીખવનારી સ્કુલોને જોડી દેવી, અને આતશબહેરામમાં મોટી લાઇબ્રેરી રાખવી, જ્યાં આપણા જેટલાં ધર્મપુસ્તકો હોય તે બધાં રાખવા અને આતશની જાળળણી કરવા થોડાક ખાસ મોબેદો સિવાય, બધા મોબેદ સાહેબોને શિક્ષકો તરીકે રાખવા અને જ્યારે આપણી કોલેજ સ્થપાય ત્યારે ત્યાંના પ્રોફેસરો તરીકે પણ સઘળા આથ્રવનોને જ એ ઓદ્ધાઓ આપવા. આવી રીતે જો ધડ-મૂળથી ફેરફારો કરવામાં આવે તો એક કાંકરે બે પક્ષી મારવા જેવું થાય.

એક તો ધર્મગુરૂ વર્ગનું સ્વમાન જળવાય, કોઇના ઓશીયાળા નહિ રહે અને સ્વતંત્ર રીને આબરૂ થી પોતાનું ગુજરાન કરે, બહેદીનોને માથેથી એટલો ખર્ચનો ભાર ઓછો થાય.

સ્ત્રીઓની કેળવણી સંબધી એક સ્ત્રીઓની સ્વતંત્ર બોર્ડ સ્થાપવી, અને તેઓની કેળવણીનો કાર્યક્રમ મરદોથી જુદો રાખવો યાને તેઓને લાયકની

કેળવણી આપવી કે જેથી ભવિષ્યમાં એક નમુનેદાર માતા તરીકે જીંદગી ગાળે અને પોતાનાં બચ્ચાંઓને પણ ચારિત્રવાન બનાવે. સ્ત્રીઓની દરેક સસ્થાંઓમાં સ્ત્રીઓજ વહીવટ કરે એવી ગોઠવણ કરવી. જે છોકરાઓ હુશીઆર હોય વિદ્યા સંબધી (Literary) કેળવણી લઇ શકતા હોય તેઓએજ કાલેજની ચહડતી કેળવણી લેવી. બાકી બીજાઓએ હુન્નર ઉદયોગની કેળવણી લેવી.

કારણ કે આ વખતમાં તો હુન્નરવાળો ધંધે નોકરીએ જલ્દી લાગી જાય છે. (સુરતની નમુનેદાર પોલી ટેકનીક ઈન્સ્ટીટયુટમાંથી શીખીને બહાર પડેલા કેટલાક છોકરાઓ તો આજે રળતાકમાતા પણ થઇ ગયા છે.) જો આજે કોઈબી સંસ્થાને મદદ કરવાની ખાસ જરૂર હોય તો સુરતની પોલી ટેકનીક ઇન્સ્ટીટયુટનેજ છે. કારણ કે જેમ જેમ એને નાણાની મદદ મળતી જશે તેમ તેમ એમાં સુધારા વધારા થતા રહીને એનો લાભ ઘણા વિદ્યાર્થીઓને મળતો રહેશે, અને ભવિષ્યની ઓલાદ પોતાના પગ ઉપર ઉભી રહીને સ્વમાનથી પોતાનું ગુજરાન કરશે. અને આજે પારસી પચાયતને ગરીબોને નાણાની મદદ કરવી પડે છે તેબી દશ પંદર વરસમાં બંધ થઇ જશે.

જ્યાં સુધી દસ્તુરો અને આથ્રવનોની હાલત સુધરશે નહિ ત્યાં સુધી કોમની પણ હાલત સુધરશે નહિ. કોમની ચહડની અને પડતીનું કારણ કોમના ધર્મગુરૂવર્ગના શિક્ષણ ઉપરજ આધાર રાખે છે. તેથી ધીરે ધીરે લોકમત કેળવી આ બાડુતી ક્રિયા ભણતર કહાડી નાંખી ધર્મગુરૂવર્ગનો જે અસલ પેશો (ધંધો) શિક્ષક તરીકેનો તે પાછો ચાલુ થવો જોઇએ. અને શિક્ષકો તૈયાર કરવાને માટે આપણી મેરવાનજી કામાવાળી અંદેરીની અથોરનાન બોર્ડીંગ સ્કુલનો ઉપયોગ કરવો, મરહુમ કામાજીની જે નેમ હતી કે કેળવાયલા અથોરનાનજાદાઓને પુરતી તાલીમ સાથે બહાર પાડી કોમમાં અસલ ખાલેશ જરથોસ્તી દીન પાછી ચાલુ કરી કોમની ધર્મ સંબંધી હાલત સુધારવી તે નેમ પણ તેનાથી પાર પડશે. અને મરહુમનું રૂહ પણ સાદમાન થશે. મરહુમ કામાજીએ આપણા અથોરનાન વર્ગને તેની અસલ ઉંચ હાલત પર લાવવાને જે બાદશાહી રકમ આપી છે. તેનો પણ સદઉપયોગ થશે, અત્યાર સુધીના પરીણામ ઉપરથી માલમ પડે છે કે જેવી મેરવાનજી શેઠે આશા રાખી હતી, તેવી રીતે એ બોર્ડીંગ સ્કુલનો વહીવટ થયો નથી, અને જે પાક ઉતર્યો છે તે કંઇ વધારે સરસ રીતે ધર્મ સમજાવી શકે એવો લાગતો નથી. જુની પુરાણી રીતેજ એનો વહીવટ થાય છે. જ્યાં સુધી આથ્રવનો બાડુતી ક્રિયા કર્યા કરશે ત્યાં સુધી કોમમાંથી વહેમ, અને ધર્મઘેલાપણું જશે નહિ.

તમો ઇસ્લામી કોમમાં જોશો તો માલમ પડશે કે, જ્યાં મસજીદ હોય ત્યાં બચ્ચાંઓને નાનપણથી જ કુરાનની કેળવણી આપવા માંડે છે. ઇસ્લામીઓએ એ રીત આપણા ઇરાનમાં એ લોકોએ ગાદી સ્થાપી ત્યારથી આપણી કેળવણી આપવાની રૂઢીની નકલ કીધી છે. ઇસ્લામી ધર્મમાં તો જે સુલ્તાન હોય તેજ ધર્મનો વડો ખલીફ પણ હોય, એમ બન્ને ઓહ્દા સાથે જોડી દીધા, ત્યારથી એ લોકોની ચહડતી હાલત થઈ. જ્યારે આપણે ધર્મને કેળવણીથી જુદો કરી નાંખીને કોમની આવી હાલત કરી નાખી. હું આગળ પણ લખી ગયો છું. અને પાછો પણ ભાર મુકીને કહું છું કે ધર્મમાં કંઈ એવું તત્વ નથી કે જે આપણાથી નહિ બની શકે. ધર્મ તો તમને આનંદી, સ્વતંત્ર, તંદરોસ્ત, અને ચરિત્રવાન બનાવે છે. જ્યારે ધર્મ વગરની કેળવણી તમને ડંભી, પરતંત્ર, ચરિત્રહીન અને માયકાંગલા બનાવે છે. જરથોસ્તી ધર્મનો સ્પીરીટ તો સીંહ જેવા બનાવવાનો છે તેને બદલે તો આજે પશ્ચિમ તરફની કેળવણી લઇને વધારે વહેમી અને બકરાં જેવા બની ગયા છીએ.

આપણા ધર્મના ગુહ્યર્થ (ભેદી લખાણો) નહિ સમજવાને લીધે જે ગડબડ ગોટાળો થઇ ગયો છે, અને લોકોના મગજમાં ધર્મ વિષે જે વહેમી ખ્યાલો પેસી થઈ ગયા છે, તે નીકળવા બહુ મુશ્કેલ છે. આપણા વડા દસ્તુરનેજ ભેદમાં વરસ્યો, અથવા ગોધો કહેલો છે. અને એમ પણ જણાવ્યું કે, વરસ્યો મરી જાય તો ક્રિયાકામ અટકાવી પાડવું, અને જ્યાં સુધી નવો વરસ્યો આવે નહિ ત્યાં સુધી મોબેદોએ બેસી રહેવું.

વરસ્યાનું મરી જવું એટલે જો દસ્તુર પોતાના ચારિત્રમાં અથવા અશોઇમાં જરા પણ પાછળ પડે યાને પોતાના દરજ્જાને નહિ છાજતું કંઇ કામ કરે તો તે દસ્તુરને ગાદી ઉપરથી દુર કરવો, અને જ્યાં સુધી નવા દસ્તુરની નીમણુંક નહિ થાય ત્યાં સુધી ધર્મગુરૂઓએ કંઇ પણ કામ કરવું નહિ જુઓ વરસીઓ કેવો બનાવવામાં આવે છે જેના શરીરમાં એક બાલ પણ કાળો નહિ હોય, શું એ પરથી પણ સમજી શકતા નથી ? કે ધર્મના વડા દસ્તુરમાં કંઈ પણ એબ અથવા દુર્ગુણ હોવા જોઈએ નહિ. (જુઓ પેલા ૧૫ હોનર) અને ગોમેજ તે વરસ્યાનું મુત્ર નહિ પણ દસ્તુરે આપેલું સુક્ષમજ્ઞાન અથવા તત્ત્વજ્ઞાન અને એ સુક્ષમજ્ઞાન ફકટ દસ્તુરોજ પોતાની અશોઇને લીધે મેળવી શકે છે. એ વીષે જુઓ વંદીદાદની પરગરદ (૧૯)મી.

ફકરો (૨૦)મો—જરથોસ્તે હોરમજદને પુછ્યું. અએ તમામ જાણનારા હોરમજદ, આએ બદન, કે જે દેવથી મારેલું (ઇઆને દરદથી મારેલું) (તે)થી (જ્યારે) કોઇ માણસ હમરીત થાય છે (અથવા) કોઇ માણસ પતરીત થાય છે,

(એટલે કે જ્યારે કોઈ શખ્સ) દેવથી કરીને (હરેક રીતે) રીમન (અથવા નાપાક થાએ છે, (ત્યારે શું) તે માણુસ પાછો પવિત્ર થાય? (અથવા પવિત્ર થઇ શકે ?)

ફકરો (૨૧)મો—ત્યારે હોરમજદે કહ્યું કે અએ જરથોસ્ત (તે રીમન થયલા માણુસની રીમની ઉતારવાને માટે) (તુંને) ગોમેજ શોધવો જોઇએ (યાને મેળવવો જોઈએ) (અને તે મેળવવાને માટે ખસી કીધા વગરનો કામને લાયકનો (તથા) પાક કીધેલો ગોધો હોરમજદની પેદા કીધેલી જમીન (અથવા ભોંય) ઉપર તુંને લઇ જવો જોઇએ.

આએ મરદ કે જે યોજદાથ્રેગાર (યાને પાકીજગી આપનારો) (છે) (તેણે) આસપાસ કશ ખેંચવી જોઇએ.

અહિંયા આ ભેદનો અર્થ એવો થાય છે કે. માજદીયસ્ની જરથોસ્તી ધર્મના મૂળ સિદ્ધાંતેથી ઉલ્ટો જનાર તે રીમન અથવા દુરવંદ કહેવાય છે. અને એવા રીમનને ધર્મનું સુક્ષ્મ જ્ઞાન આપનાર પાક કીધેલો ગોધો એટલે પવિત્ર દસ્તુર તેને જ્ઞાન આપીને, પાછો રાસ્તરાહે લાવે છે: (હમરીત એટલે સીધી રીતે ગુનાહ કરનારો, અને પતરીત એટલે આડકત્રી રીતે ગુનાહ કરનારો, અથવા ગુનેહગારના કાયમાં જાણી જોઈને અથવા ભુલથી મદદ કરનારો).

જે શખ્સે ગુનાહ કીધો હોય તે દસ્તુર આગળ જઇને તેનો ગુનાહ કબુલ કરે અને ફરીથી એવો ગુનાહ નહિ કરવની કબુલાત આપે તેને દસ્તુરો ધર્મનું તત્વજ્ઞાન આપતા.

જેવી રીતે દસ્તુરો અને દાવરો ઇન્સાફ કરતા હતા, તેવી રીતે આવા ખરાબ ચાલના શખ્સોને, આવાં નીતી વીરૂધ કામોથી દૂર રહેવાની ચાલુ વાએજો પણ આપતા હતા, અને દાવરો અને દસ્તુરોનું મુખ્ય કામ આવા ખરાબ ચાલના, અને ધર્મથી ઉલ્ટા જનાર દુરવંદોને સુધારી પાછા ગૃહસ્થ બનાવવાનું હતું.

અસલના જમાનામાં દસ્તુરો અને આથ્રવનોને પોતાની અશોઈને લીધે જે દરજ્જો, સત્તા, અને માન હતું. તેવો દરજ્જો સત્તા અને માન હાલના દસ્તુરો અને આથ્રવનોને મળતું નથી. જો તેઓ પણ અશોઈથી જીંદગી ગુજારી, સ્વતંત્ર રીતે હિમ્મતથી બહાર પડી પોતાના અંતકરણને જે સાચ્ચું લાગે તેવો ઉપદેશ આપે, તો પોતાનો દરજ્જો પાછો મેળવે. જુના વિચારના અને જાહેલો તો વીરોધ કરશેજ, પણ તેઓની વીરૂધતાથી ડરી નહિ જતાં, પોતાના સિદ્ધાંતમાં

જો મક્કમ રહે તો જરૂર એક વખત એવો આવશે કે તેના ઉપદેશની અસર મોટા ભાગ ઉપર થશે, શરૂઆતમાંજ જો નિરાશ થઇ જાય તો પછી તે કોઇપણ કામમાં આગળ વધી શકે નહિ.

One who fears the failure limits his activites. Failure is only the opportunity to begin intelligently aggain. There is no disgrace in honest faiture there is disgrace in fearing to fail. What is past is useful only as it suggests ways and means of progress.

જેઓ હિમ્મતવાળા છે તેઓ કોઇપણ દિવસ નિરાશ થતા નથી પણ જેણી કાંઇ જુજ જ્ઞાન મેળવ્યું હોય, તેને હિમ્મતથી બહાર પાડે છે.

"A little thing-But Our Very Own."

It is noteworthy fact that all revolution in the history ot world, have been made by minorities.

It is one man with courage who makes majority.

ખુદા—હાફેઝ

સમાપ્ત

## સ્પેન્તોમદ ગાથાનો હા. ૪૮ મો
### ફકરો ૩ જો

સારી નેઆમત બખશનાર, આબાદી કરનાર (તથા) સર્વજ્ઞ હોરમજદ (પોતાની) ઉત્તમ શિખામણ કે જે (અથવા ઇઆને) ભેદભરેલા કલામો (તે) સમજુ માણસને (તેની) અશોઇને લીધે શિખવે છે.

અએ હોરમજદ ભલાં મનની અક્કલથી (કોઇબી શખ્સ) તારી નજદીકનો (થઇ શકે.)

ફકરો ૪થો—જે કોઈ અએ હોરમજદ પોતાની મનસ્નીને વધારે નેક તથા વધારે પાક રાખે છે, તે પોતે વચનથી તથા કામથી દીનને (બી) (તેમજ) રાખે છે.

તેની ખાહેશ તેના એતેકાદ તથા પ્રજાધર્મને અનુસરતી હોએ છે; (તે માણસનું) સેવટ (અએ હોરમજદ) ખોલ્લી રીતે તારી અક્કલમાં હોએ છે.

વોહુ-ક્ષથ્ર ગાથાનો હા. ૫૧મો ફકરો ૮ મો—અએ હોરમજદ તારા (માંથ્ર) (લોકોમાં) ખચીત હું જાહેર કરીશ; કારણ કે (દીનદાર) માણસે સમજુ શખ્સને જણાવવું જોઇએ કે (સેવટે) બુરાને માટે શિક્ષા (છે) તથા જે કોઇ રાસ્તીને ટેકો આપે છે (તેને માટે) સુખાકારી (છે). (વળી) જે કોઈ ડાહ્યા-સમજુ માણસને માંથ્રની ખુબીઓ સમજાવે છે, તે પોતે ખચીત ખુશાલ (હોએ છે).

